# અર્પણ

શ્રી ધર્મવીર દુર્લભજીભાઇ ત્રિભુવનભાઇ ઝવેરી, જૈપુર

શ્રી શ્રદ્ધેય !

આપે મારા જીવનને શિક્ષણ અને સસ્કાર, સ્નેહ અને સદ્‌ભાવ, વાત્સલ્ય અને વિનય, આદિ ગુણસૌરભથી સુવાસિત કરી મને ઉપકૃત કર્યો છે તેના સ્મરણચિન્હરૂપે તથા સદ્‌ગત પ્રતાપી પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજશ્રીએ સૌરાષ્ટ્રની ધર્મભૂમિમા રોપેલા ધર્મબીજને સીંચવા અને એ પરિપાટને પોષવા તેમના ઉત્તરાધિકારી વિદ્વાન્ પૂજ્યશ્રી જવાહિરલાલજી મહારાજશ્રીને સૌરાષ્ટ્ર તરફ લાવવામા રાજકોટ શ્રી સઘ સાથે આપનો પરિશ્રમ ખાસ ઉલ્લેખનીય હતો તેના સ્મરણાર્થ આ ધર્મપુસ્તક આપને અર્પણ કરતા આનદ અનુભવુ છુ અને પોતાને કૃતકૃત્ય થયો સમજુ છુ

વિનીત,

શાન્તિલાલ વનમાળી શેઠ

## અંજલિ

આ ધર્મપુસ્તકની પ્રસાદી કચ્છ–કાઠિયાવાડ, ગુજરાતને ખાંચરે ખાંચરે પહોંચી શકે અને સાચી ધર્મભાવનાની જાગૃતિ થાય એ શુભ આશયે સ્વ૦ અ. સૌ. ધનલક્ષ્મી શાન્તિલાલ ઝવેરીની આત્મશાન્તિ અને પુણ્યસ્મૃતિ અર્થે આ ધર્મ પુસ્તકના પ્રકાશની યોજનાને સક્રિય રૂપ આપવામાં આવ્યું છે આ રીતે આ પુસ્તકના પ્રકાશનમાં મને જે સહકાર આપ્યો છે તે માટે સહાયકનો ઋણી છું

શાન્તિલાલ વનમાળી શેઠ

## धर्म–जागरण

उठ जाग मुसाफिर भोर भई, अब रैन कहाँ जो सोवत है।
जो जागत है सो पावत है, जो सोवत है सो खोवत है॥
इक नींद से अँखियाँ खोल ज़रा ओ! गाफिल रब से ध्यान लगा।
ये प्रीत करन की रीत नहीं रब जागत है तू सोवत है॥
नादान भुगत करनी अपनी ओ पापी! पाप में चैन कहाँ।
जब पाप की गठरी शीश धरी फिर शीश पकड़ क्यों रोवत है॥
जो कल करे सो आज ही कर, जो आज करे सो अब करले।
जब चिड़िया खेती चुग डारी फिर पछताये क्या होवत है॥

# ધર્મ અને ધર્મનાયક

न धर्मो धार्मिकैर्विना ।

સંસ્કારોને ઘડે 'ધર્મ', ધર્મને 'ધર્મનાયકો,'
ધર્મજીવી ન હોય તો, કહો ધર્મ ટકે કયહાં ?

ધર્મ મંગલ છે મોટું, અહિંસા તપ સંયમ,
દેવો પણ નમે તેને, ધર્મે જેનું સદા મન

હણ્યો ધર્મ હણે છે ને, રક્ષે છે રક્ષતા ખરે,
માટે કો' મા હણો એને, હણાયો હણશે રખે !

મુંડાવે માત્ર માથું જે, સ્થવિર તે નહીં બને,
વયે જો વૃદ્ધ હોયે તો ખાલી જીર્ણ ગણાય તે

જેમાં છે સત્ય ને ધર્મ દયા સંયમ ને દમ,
જે છે નિર્મળ ને ધીર, તે 'સ્થવિર' ગણાય છે

શ્રી. સંતબાલ

# ધર્મામૃત

ગ્રામધર્મઃ—સંસ્કારી સરસ ક્ષેત્રે, વાવ્યું બીજ યથા ફળે;
તેમ ગ્રામધર્મ ક્ષેત્રે, બીજા ધર્મો બધા ફળે.
સર્વ ધર્મો તણું મૂળ, ગ્રામધર્મ વદે જિનો,
ગ્રામધર્મ ન હોયે તો બીજા ધર્મો ટકે નહિ.

નગરધર્મ—નગરધર્મ છે વાડ, ગ્રામધર્મભૂમિ તણી;
સર્વે નાગરિકો પે'લા; રક્ષજો ગ્રામધર્મને.

રાષ્ટ્રધર્મઃ—જનની તો જણી છૂટે, પૃથ્વી પાળતી પોષતી;
એ જ માભૂમિને ખોળે; જીવન-મૃત્યુ જોડજો.

વ્રતધર્મ—સત્યલક્ષી અહિંસા કે બીજી લીધેલ ટેકને,
પાળજો મૃત્યુની સાટે; સાચી એ જગજીતની.

કુળધર્મઃ—ઊંચ કે નીચનું માપ, નથી કુળ, કુલીનતા;
જાતિ છે ક્લેશનું બીજ; બીજ સંતોષનું ગુણ.

ગણધર્મ—સર્વ સિદ્ધિ તથા શક્તિ, સમાઈ ગણધર્મમાં;
ગવાયું ધર્મશાસ્ત્રોમાં ગૌરવ ગણધર્મનું.
ગણધર્મ—પ્રજાતંત્ર, જૂનો એ ક્રમ વારસો;
સત્તા ને છૂટથી એને; જીવ સાટે જાળવશું

સંઘધર્મ—સંઘની શક્તિનું જેમ, સર્વત્ર કાર્ય સાધવું;
સંઘ તો સઘળી ભૂમિ; આપે શાન્તિ તથા સુખ.

શ્રાવક-શ્રાવિકા, સાધુ, સાધ્વી-સંઘ ગણાય છે;
સંઘના સંપમાં શાન્તિ, ત્યાગ ને તપનું ફળ.

**સૂત્રધર્મ**-દોરે જોડાયલી સોય, પડી ખોવાય ના કદી;
તેમ જ્ઞાની જગે જીવે; 'પે'લુ જ્ઞાન પછી દયા'

**ચારિત્રધર્મ**-મુક્તિ મંદિરનુ દ્વાર માત્ર ચારિત્રધર્મ છે,
આચારમા ન આવે તો, વિચારો માત્ર શૂન્ય છે.
વિચારોને પચાવીને, ગ્રહી વિવેકબુદ્ધિથી,
ગૃહિધર્મ મુનિધર્મ, યથાશક્તિ સમાચારો

**જીવનધર્મ**-જીવનધર્મનુ ધ્યેય, વિશ્વબન્ધુત્વસાધના,
વિશ્વ શાન્તિ જગાવાને, એને જીવનમા વણો
જીવનમા વણાશે જો, વિશ્વબન્ધુત્વભાવના,
સૌ સાથે મિત્રતા થાશે, ઝેરવેર શમી જશે

શ્રી. સતબાલ



## નિવેદન

પ્રસ્તુત 'ધર્મ અને ધર્મનાયક' નામનું પુસ્તક રતલામના શ્રી હિતેચ્છુ શ્રાવક મંડળ તરફથી પ્રકાશિત થએલી 'ધર્મવ્યાખ્યા' નામની પુસ્તિકાને આધારે તૈયાર કરવામાં આવ્યું છે.

શ્રી સ્થાનાંગ નામના જૈન અંગસૂત્રમાં દશ ધર્મો અને તેની વ્યવસ્થા કરનાર દશ ધર્મનાયકોનું સુંદર વિધાન કરવામાં આવ્યું છે. તે ધર્મ અને ધર્મનાયક વિષે પ્રતાપી પૂજ્ય શ્રી જવાહિરલાલજી મહારાજશ્રીએ ગુરુ-શ્રીમનેરના ચાતુર્માસમાં વિદ્વત્તાપૂર્ણ જે ધર્મ વ્યાખ્યાનો આપેલાં તેનો આ સારસંગ્રહ છે.

પૂજ્યશ્રી જવાહિરલાલજી મહારાજશ્રી એક પ્રતાપી પૂજ્ય હોવા ઉપરાંત શાસ્ત્રવિશારદ અને પ્રખર વ્યાખ્યાતા છે. તેમની પ્રતિભાશાળી વ્યાખ્યાનશૈલીથી જૈન-જૈનેતર અનેક વિદ્વાનો આકર્ષિત છે. તેમની વ્યાખ્યાન શક્તિની સાથે સત્સાહિત્ય તથા અનુભવજ્ઞાનનો સુંદર સુમેળ થયો હોવાથી તેમનું વ્યાખ્યાન એટલું સારગર્ભિત અને રોચક થાય છે કે જે જનસાધારણ તથા વિદ્વાનોને સમાન રોચક અને પથ્ય બને છે. પ્રસ્તુત ધર્મ અને ધર્મનાયક ઉપર તેમણે કરેલાં વ્યાખ્યાનો ઉપરથી તેમની પ્રતિપાદનશક્તિ, સુવ્યવસ્થિત ક્રમિક વ્યાખ્યાનશૈલી તથા સત્સિદ્ધાન્તની વિદ્વત્તાનો પૂરેપૂરો પરિચય મળી શકશે.

થોડાં વર્ષો પહેલાં 'ધર્મવ્યાખ્યા'ના કેટલાક ભાગનો એ મહાનુભાવે અક્ષરશઃ અનુવાદ કરેલો અને 'જૈન પ્રકાશ'માં પ્રકાશિત કરાવેલો ત્યારે પાઠકોએ તથા 'જૈન' જેવા પ્રસિદ્ધ સામાયિક પત્રે અનુવાદલેખોને આધારે ઘણુ આરજમસેવો વધી એ ગુજરાતી અનુવાદને અપનાવ્યો અને પુસ્તકાકારે પ્રકાશિત કરવાનો અભિ-

પ્રાય વ્યક્ત કરી મને પ્રોત્સાહિત કર્યો મને તે વખતે એમ લાગ્યુ કે ગુજરાત–કાઠિયાવાડનો જૈન સમાજ, પૂજ્યશ્રીની અમૃત વાણીનુ રસપાન કરવા તલપી રહ્યો છે તો એ ગૂજરાતી અનુવાદને શોધિત-વર્ધિત સપાદિત કરી પૂજ્યશ્રીના સૌરાષ્ટ્રના ચાતુર્માસના સમયે પ્રકાશિત કરવામા આવે તો સારુ. મારી આતરિક ઇચ્છા આજે ફળીભૂત થતી જોઈ મને આત્મસતોષ થાય છે આશા છે કે પ્રસ્તુત પુસ્તક પૂજ્યશ્રીની પ્રથમ પ્રસાદીરૂપે સમાજમા સારો સત્કાર પામશે

આ પુસ્તકમા વર્ણવેલા દશ ધર્મો અને દશ ધર્મનાયકોનુ સત્ય સ્વરૂપ સમજવા માટે પરપરાને નામે રૂઢ થયેલી અધશ્રદ્ધાને અળગી કરી વિવેકબુદ્ધિ અને સ્યાદ્વાદશૈલીનો સદુપયોગ કરવાનો સૌને આગ્રહ અનુરોધ છે સ્યાદ્વાદ એ ધર્મદ્વારને ઉઘાડવાની સાચી ચાવી છે.

આ પુસ્તકને જનસમાજોપયોગી બનાવવા માટે ઉદાર ભાવનાનો આશ્રય લઈ, ભિન્ન ભિન્ન શક્તિઓ–જે કેવળ મતાભિનિવેશને કારણે ઉપયોગમા આવ્યા પહેલા જ વેડફાઈ જાય છે–તેનો સમન્વય કરવામા આવ્યો છે અને વેડફાઈ જતી શક્તિઓનો સદુપયોગ કેમ થાય તેનું પણ દિગ્દર્શન કરવામા આવ્યુ છે તે પુસ્તકના વાચનથી સ્પષ્ટ જણાઈ આવશે.

સક્ષેપમા આ પુસ્તકને સામ્પ્રદાયિક ન બનાવતા જનસમાજોપયોગી બનાવવાનો યથાશક્ય પ્રયત્ન કરવામા આવ્યો છે અને પ્રત્યેક વિષયને વિશદ કરવા માટે પરિશિષ્ટો આપી રાષ્ટ્રીય, સામાજિક અને ધાર્મિક દષ્ટિબિન્દુએ વિચારવામા આવ્યો છે.

આ ધર્મપુસ્તક રાષ્ટ્ર, સમાજ અને ધર્મના કલ્યાણમા થોડી ઘણી સહાયક નિવડી તો તેની પાછળ કરવામા આવેલો શ્રમ સાર્થક જ છે

ધર્મવ્યાખ્યા પુસ્તકનું શોધનવર્ધન સાથે સ્વતન્ત્ર સંપાદન કરવા અર્થ ભાવ તથા ભાષામાં સદ્‌ગુરુભાષાથી વિપરીત જેવું કે અધિક લખાયું હોય તો પૂજ્યશ્રીની તથા શ્રુત ભાવોની ક્ષમા માગું છું, અને ભવિષ્યમાં તેનું સંશોધન થાય તે માટે ભૂલો તરફ મારું ધ્યાન ખેંચવા પ્રાર્થના કરું છું

આ પુસ્તકના સંપાદનને અંગે ધર્મવ્યાખ્યા પુસ્તકનો મુખ્ય આધાર લીધો છે અને તે પુસ્તકમાં વર્ણિત દશ ધર્મો વિશેષ સ્પષ્ટ કરવા માટે ષોડશક, ધર્મ રત્ન આદિ કેટલાંક પુસ્તકોનો તથા જૈન ધર્મના અગ્રલેખોનો ઉપયોગ કર્યો છે તે બદલ પ્રકાશકોનો તથા લેખકોનો આભાર માનું છું, અને સંપાદન તથા પ્રકાશનકાર્યમાં ભૂલ થઈ હોય તો ધ્યાન ખેંચવા વિનવું છું

શ્રી દિવ્યેન્દુ માનક M.A., શ્રી દુર્લભજીભાઈ ઝવેરી, પં. બેચરદાસજી શ્રી. ધીરજલાલભાઈ શ્રી. ખુશાલદાસભાઈ શ્રી પ્રમોદભાઈ શ્રી સુખલાલભાઈ વગેરે આમજનોએ પ્રોત્સાહનદ્વારા, પં. મુનિશ્રી સંતબાલજી આત્માર્થી મોહનઋષિજી વગેરે મુનિવર્યોએ સહકારદ્વારા અને ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલયના માલીક શંભુભાઈએ તથા સૂર્યપ્રકાશ પ્રેસના મેનેજર શ્રી શામજીભાઈએ પુસ્તકપ્રકાશનમાં મદદદ્વારા જે મને સુંદર સહકાર આપ્યો છે તે બધાનો અત્રે આભાર માનવાની આ તક લઉં છું

જ્ઞાનપંચમી
જેતપુર (કાઠિયાવાડ) } શાન્તિલાલ વનમાળી શેઠ

# ધર્માચરણ

હે ગૃહસ્થો ! જે કોઈ માણસ પ્રાણઘાત નથી કરતો, ચોરી નથી કરતો અને પરદારાગમન નથી કરતો, આ ત્રણ રીતે તે દેહથી ધાર્મિક અને ન્યાય્ય આચરણ કરે છે

તે અસત્ય નથી બોલતો ચાડી નથી ખાતો, ગાળો નથી ભાંડતો અને વૃથા બડબડાટ નથી કરતો આ ચાર રીતે તે વાચાથી ધાર્મિક અને ન્યાય્ય આચરણ કરે છે

તે અભિધ્યા, દ્વેષ અને નાસ્તિકતાથી વિરત થાય છે. આ ત્રણ રીતે તે મનથી ધાર્મિક આચરણ કરે છે આ પ્રમાણે કાયાથી, વાચાથી અને મનથી જે પુણ્યકર્મો કરે છે તે પ્રાણી મૃત્યને જીતી સદ્ગતિને પામે છે આથી વિપરીત જે મનથી, વાચાથી અને કાયાથી અધાર્મિક પાપકર્મો કરે છે તે પ્રાણી મૃત્યુમુખમા સપડાઈ દુર્ગતિને પામે છે." —મજ્ઝિમનિકાય પૃ ૨૫૮

# ધર્મ અને ધર્મનાયક

न धर्मो धार्मिकैर्विना ।

'ધર્મનાયક વિના ધર્મ ટકી શકતો નથી'

## ધર્મ

[ પૂર્વાર્ધ ]

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षित ।
तस्माद्धर्मो न हन्तव्यो मानो धर्मो हतोऽवधीत् ॥

જે મનુષ્ય ધર્મનો નાશ કરે છે, ધર્મ તેનો નાશ કરે છે,
જે ધર્મની રક્ષા કરે છે, ધર્મ તેની રક્ષા કરે છે
આ પ્રમાણે ધર્મનો નાશ કરવાથી આપણો નાશ થશે,
એમ જાણીને ધર્મનો નાશ ન કરવો

—મનુસ્મૃતિ

# ધર્મ અને ધર્મનાયક

[ ધર્મવ્યાખ્યાનો ભાષાનુવાદ ]

## ધર્મ

[ પૂર્વાર્ધ ]

### વિષયપ્રવેશ

---

**ધર્મ વસ્તુતઃ બુદ્ધિગમ્ય નથી, પરંતુ હૃદયગમ્ય છે —ગાંધીજી**

**યતો ધર્મસ્તતો જયઃ ।**

**જ્યાં ધર્મ ત્યાં જય**

કોઈ પણ મકાન કે મહેલનું લાંબુ આયુષ્ય તેના મજબૂત પાયા ઉપર આધાર રાખે છે અને એટલા માટે માણસો મકાનનો પાયો ઊંડામાં ઊંડો અને મજબૂત બનાવે છે

માનવજીવન પણ એક મકાન જેવું છે અને ધર્મ એ તેના પાયારૂપ છે માનવજીવનને વ્યવસ્થિત અને સુદૃઢ બનાવવા માટે ધર્મરૂપ પાયાને ઊંડામાં ઊંડો અને મજબૂત બનાવવાની ખાસ આવશ્યકતા રહે છે કારણ કે ધર્મરૂપ પાયો જો ઢીલો રાખવામાં આવે તો માનવજીવનરૂપ મકાન કામ, ક્રોધ, અજ્ઞાન, અનાચાર,

અધર્મ આદિ વાવાઝોડાથી ખળભળી જવાનો પૂરેપૂરો ભય રહે છે

મકાનના પાયાને મજબૂત બનાવવા માટે જેમ પાણી, ચૂનો, રેતી, સિમેન્ટની આવશ્યકતા રહે છે તેમ રંગરોગાન, પ્લાસ્ટર, ધાબા વગેરેની પણ અનિવાર્ય આવશ્યકતા રહે છે

આ પ્રમાણે માનવજીવનરૂપી મકાનના ધર્મરૂપ પાયાની મજબૂ-તાઈ માટે સભ્યતા–સંસ્કૃતિ, નાગરિકતા, રાષ્ટ્રીયતા, ધાર્મિકતા, કુલીનતા, સામૂહિકતા, તથા એકતા આદિ લૌકિકધર્મોના પાલનની સર્વપ્રથમ આવશ્યકતા રહે છે અને ત્યારબાદ ધર્મને જીવનધર્મ બનાવવા માટે વિચારશીલતા, ક્રિયાશીલતા આદિ લોકોત્તર ધર્મોના પાલનની પણ અનિવાર્ય આવશ્યકતા રહે છે અને આ પ્રમાણે જ્યારે લૌકિક અને લોકોત્તર ધર્મોનું બરાબર આચરણ થાય છે ત્યારે માનવજીવનનો વાસ્તવિક મોક્ષ–જીવનધર્મ સિદ્ધ થાય છે

લૌકિકધર્મોનું બરાબર પાલન કર્યા વિના લોકોત્તર ધર્મોનું પાલન કરવું તે સીડી વિના મહેલમાં પ્રવેશ કરવા જેવો નિષ્ફળ પ્રયત્ન છે લૌકિકધર્મોના પાલનથી કાયાની અને વિચારની શુદ્ધિ થાય છે અને લોકોત્તર ધર્મોના પાલનથી હૃદયની શુદ્ધિ અર્થાત્ આચારની શુદ્ધિ થાય છે અને આ પ્રમાણે મનુષ્યો લૌકિક અને લોકોત્તર ધર્મના પાલનથી પોતાના જીવનધર્મ–આત્મિકધર્મની શુદ્ધિ અને સિદ્ધિ સાધે છે

જીવનધર્મની શુદ્ધિ અને સિદ્ધિ માટે શાસ્ત્રકારોએ લૌકિક અને લોકોત્તર ધર્મરૂપ દશ ધર્મોની વ્યવસ્થા કરી છે એટલું જ નહિ પણ ધર્મનાયકો[1] વિના ધર્મ ટકી શકતો નથી એ વાત લક્ષ્યમાં રાખીને દશ પ્રકારના ધર્મનાયકોની પણ સુંદર વ્યવસ્થા કરી છે.

---

[1] न धर्मो धार्मिकैर्विना ।—समन्तभद्राचार्य

જૈનસૂત્રોમાં સ્થાનાંગસૂત્ર[1] નામના ત્રીજા અંગસૂત્રમાં નીચે લખેલા દશ પ્રકારના ધર્મોનું વિધાન કરવામાં આવ્યું છે

(૧) ગ્રામધર્મ (૨) નગરધર્મ (૩) રાષ્ટ્રધર્મ (૪) વ્રતધર્મ (૫) કુલધર્મ (૬) ગણધર્મ (૭) સંઘધર્મ (૮) સૂત્રધર્મ (૯) ચારિત્ર ધર્મ (૧૦) અસ્તિકાયધર્મ

આ દશ પ્રકારના ધર્મોનું યથાવિધિ પાલન કરાવવા માટે તથા અન્યાન્ય નૈતિક તથા ધાર્મિક વ્યવસ્થા જાળવવા માટે નીચે લખેલા દશ ધર્મનાયકોનું પણ સૂત્રમાં વિધાન કરવામાં આવ્યું છે

(૧) ગ્રામસ્થવિર, (૨) નગરસ્થવિર, (૩) રાષ્ટ્રસ્થવિર, (૪) પ્રશાસ્તાસ્થવિર (૫) કુલસ્થવિર, (૬) ગણસ્થવિર, (૭) સંઘસ્થવિર, (૮) જાતિસ્થવિર (૯) સૂત્રસ્થવિર (૧૦) દીક્ષાસ્થવિર.

ઉપર લખેલા દશ પ્રકારના ધર્મો તથા ધર્મનાયકોની વિશેષ વ્યાખ્યા પ્રસ્તુત પુસ્તકમાં ક્રમશઃ કરવામાં આવશે.

---

૧ स्थानाङ्गसूत्रम् दशम—स्थान

દુ ખનુ સાચુ ભાન કરાવે છે અને ગ્રામજનોને સદ્ધર્મનો ઉપદેશ આપી સન્માર્ગ ઉપર લાવે છે

[૧]કેશીશ્રમણ જેવા ચાર જ્ઞાનના સ્વામીએ ચિત્તપ્રધાન જેવા સન્માર્ગદર્શકની પ્રેરણાથી રાજા પરદેશીને સદ્ધર્મનો સદુપદેશ આપી ધર્મનો અનુરાગી બનાવ્યો હતો

અત્યારે આપણી દશા આથી તદ્દન ઊલટી છે આપણે સાધુપુરુષને સદ્ધર્મનો ઉપદેશ આપવાની પ્રેરણા કરવાને બદલે તેમને પ્રશસાત્મક સ્તુતિઓથી નવાજીએ છીએ, પણ જ્યારે ચિત્તપ્રધાનના જેવુ સન્માર્ગદર્શક બનવાનુ કામ માથે આવી પડે છે ત્યારે દૂર દૂર ભાગીએ છીએ આ આપણી અકર્મણ્યતા સૂચવે છે સન્માર્ગદર્શક બનવા જેટલુ વ્યક્તિત્વ કેળવવા માટે સાચા કર્મઠ બનવાની આવશ્યકતા રહે છે

જ્યા ગ્રામધર્મ જાગૃત થાય છે ત્યા જીવનધર્મની ભૂમિકા તૈયાર થાય છે. ખેડૂતોએ બીજારોપણ કરતા પહેલા ભૂમિને સારી રીતે ખેડવી આવશ્યક છે, તેમ ધર્મબીજને રોપવા માટે મનુષ્યે ગ્રામધર્મની ભૂમિ ખેડવી જરૂરી છે, કારણ કે ગ્રામધર્મની ભૂમિકામાથી સભ્યતા, નાગરિકતા, રાષ્ટ્રીયતા આદિ ધર્માકુરો ફૂટી નીકળે છે

ખેતીનુ મૂળ જેમ ખેતરનુ ખેડાણ છે તેમ ધર્મવૃક્ષનુ મૂળ ગ્રામધર્મ છે જ્યા સુધી ધર્મવૃક્ષના ગ્રામધર્મરૂપ મૂળને નીતિજલથી સિચવામા ન આવે ત્યા સુધી સૂત્ર અને ચારિત્રરૂપી મીઠા ફળ આવી ન શકે મીઠા ફળ મેળવવા માટે માળીએ પરમપુરુષાર્થ સેવવો પડે છે, તેમ ધર્મવૃક્ષમાથી સૂત્રચારિત્રરૂપી મીઠા ફળો મેળવવા માટે માનવ-સમાજે પ્રબળ પુરુષાર્થ કરવાની ખાસ આવશ્યકતા છે

ધર્મવૃક્ષના ગ્રામધર્મરૂપ મૂળને નીતિજલના નિયમિત સિંચનથી મજબૂત બનાવ્યા બાદ સૂત્રચારિત્રરૂપી મીઠા ફળો અવશ્ય મેળવી શકાય છે

---

૧ જુઓ રાયપસેણીયસૂત્ર

ગ્રામધર્મ જોકે મોક્ષની પ્રાપ્તિ માટે પર્યાપ્ત નથી, તોપણ જે ધર્મના પાલનથી મોક્ષની પ્રાપ્તિ થાય છે તે ધર્મનો પાયો અવશ્ય છે. જો ગ્રામધર્મ વ્યવસ્થિત ન હોય અને તેથી આખા ગામમાં ચોરી, લૂંટફાટ, વેશ્યાગમન, પશુહિંસા, અત્યાચાર, અનાચાર થતાં હોય તો તેવા ખરાબ ગામમાં જઈ આત્મશોધક ત્યાં શું આત્મસાધના સાધી શકે ખરો? કદાચ તે અજાણ્યે તે ખરાબ ગામમાં આવ્યો ગયો હોય અને ત્યાં ચોરના કે એવા બીજા કોઈ અત્યાચારીના ઘરનું અન્ન ખાવામાં આવી ગયું હોય તો માનસશાસ્ત્રના [1]નિયમાનુસાર તે ખરાબ અન્નની ખરાબ અસર તેના મન ઉપર પડ્યા વગર રહેતી નથી.

આ સિવાય જે ગામમાં ગ્રામધર્મનું પાલન કરવામાં આવતું નથી તે ગામમાં એક સજ્જન કે સાધુપુરુષ દુષ્ટ માણસોની વચ્ચે પોતાની સજ્જનતાની કે સાધુતાની પૂરેપૂરી રક્ષા કરી શકતો નથી. તે કારણે તે સાધુપુરુષ તેવા ખરાબ ગામમાં વિશ્વાસ કરી શકતો નથી. અને જ્યાં સુધી પ્રત્યેક ગામમાં ઓછામાં ઓછો એક પણ સુ માર્ગપ્રદર્શક—ગ્રામનાયક ન હોય ત્યાં સુધી ગ્રામવાસીઓમાં સદ્ધર્મ પ્રત્યે અભિરુચિ પેદા થતી નથી.

જ્યાં સદ્ધર્મ પ્રત્યે અભિરુચિ નથી ત્યાં સભ્યતા કે સંસ્કૃતિની રક્ષા થતી નથી. સભ્યતાની રક્ષા માટે ગ્રામધર્મની આવશ્યકતા રહે છે. કારણ કે સભ્યતા કે સંસ્કૃતિનું ઉદ્ભવસ્થાન ગ્રામધર્મ છે એટલા માટે જ્યાં ગ્રામધર્મની રક્ષા થતી નથી ત્યાં સભ્યતા પણ જળવાતી નથી. અનાર્યભૂમિમાં ગ્રામધર્મ ન હોવાને કારણે સભ્યતા પણ હોતી નથી, અને તેથી અસભ્ય—અનાર્યક્ષેત્રમાં સાધુપુરુષોને વિચરવાનો જવાને નિષેધ કર્યો છે.

પ્રત્યેક ગામમાં સન્માર્ગદર્શક અથવા મુખીની ખાસ આવશ્યકતા રહે છે કારણ કે તે જ ગામ લોકોને ધર્માધર્મનું, સત્યાસત્યનું સુખ

૧ આહાર તેવા ઓડકાર એ લોકોક્તિ અનુસાર

ગ્રામધર્મ અને નગરધર્મનો શરીર અને મગજના જેવો પરસ્પર ગાઢ સબંધ છે ગ્રામજનો શરીરના સ્થાને છે અને નાગરિકો મગજના સ્થાને છે શરીર સ્વસ્થ હોય તો જ મગજ સ્વસ્થ હોય એ વાત સૌ જાણે છે મગજ જોકે શરીરના પ્રમાણમા નાનુ છે તો પણ આખા શરીરના કાર્યનુ સચાલન તો તે જ કરે છે. જો કર્મવશાત્ મગજ અસ્થિર થઈ જાય તો તે પોતાની સાથે આખા શરીરને પણ હાનિ પહોચાડે છે

વર્તમાન સમયમા નાગરિકોની અવસ્થા-વ્યવસ્થા ખરાબ થઈ રહી છે, તેઓને પોતાની રક્ષાનુ પણ ભાન નથી તેમનુ ધર્મજીવન પણ નષ્ટપ્રાય થઈ રહ્યુ છે ગ્રામધર્મને પોતાનો આધાર ન માનતાં આજના નાગરિકો નાટક, સિનેમા, નાચરગ, ફેશન આદિમા પોતાના સમયનો, શક્તિનો અને સપત્તિનો દુરુપયોગ કરી રહ્યા છે, વધારે શુ ? તેઓના પોતાના ધર્મનુ—કર્તવ્યનુ પણ તેમને ભાન નથી

આજના નાગરિકોની આવી ખરાબ સ્થિતિ છે આવી અવસ્થામા તેઓ ગ્રામજનોની શી રક્ષા કરી શકે ? મગજ અસ્થિર થઈ જવાથી જેમ શરીરને અવશ્ય હાનિ પહોચે છે તેમ નાગરિકો પોતાનો નગરધર્મ ભૂલી જવાથી ગ્રામજનો પણ પોતાનો ગ્રામધર્મ ભૂલી ગયા છે.

નગરધર્મનુ બરાબર પાલન કરવાની સાથે પોતાના આશ્રિત ગ્રામધર્મની પણ રક્ષા કરવી એ નાગરિકોનુ પરમકર્તવ્ય છે

વર્તમાન સમયમા નાગરિકોનો શો ધર્મ છે ? તે માગ પોતાના દૃષ્ટાન્તથી તમને સમજાવુ

તમે બધાએ મને આચાર્યપદે સ્થાપ્યો છે તો મારુ એ કર્તવ્ય છે કે હુ તમને ધર્મોપદેશ આપી આચારમા સ્થિર કરું. પણ જો હુ એક બાજુ નિષ્ક્રિય થઈ બેસી જાઉ અને આચારનો ધર્મોપદેશ ન આપુ, તો તમે મને શુ કહેશો ?

## ( ૨ )

## નગરધર્મ

[ નગરધમ્મે ]

---

નગરધર્મનું બરાબર પાલન કરવાની સાથે પોતાના આશ્રિત ગ્રામધર્મની પણ રક્ષા કરવી એ નાગરિકોનું પરમકર્તવ્ય છે આ કર્તવ્યના પાલનમાં જ નાગરિકોની નાગરિકતા રહેલી છે

જ્યારે ગ્રામનો વિસ્તાર વધી જાય છે ત્યારે તે નગરના રૂપમાં ફેરવાઈ જાય છે આ રીતે ગ્રામ એ નગરનો એક ભાગ હોવાથી ગ્રામનો ધર્મ પણ નગરનો ધર્મ ગણાય છે

ગ્રામધર્મ અને નગરધર્મ એ બને જુદાજુદા ધર્મો નથી પણ ગ્રામધર્મ એ નગરધર્મનું / એક પ્રધાન અંગ છે

ગ્રામ અને નગર બન્ને પરસ્પર આધાર–આધેયભાવથી રહેલાં છે અર્થાત્ ગ્રામ આધારરૂપ છે તો નગર આધેયરૂપ છે ગ્રામ વિના નગરનું જીવન ટકતું નથી તેમ નગર વિના ગ્રામની રક્ષા થતી નથી. ગ્રામ જો પોતાનો ગ્રામધર્મ ભૂલી જાય અને નગર જો પોતાનો નગરધર્મ ભૂલી જાય તો ગ્રામ અને નગર બન્નેનું પતન અવશ્યભાવી છે

ગ્રામધર્મ અને નગરધર્મનો શરીર અને મગજના જેવો પરસ્પર ગાઢ સબંધ છે ગ્રામજનો શરીરના સ્થાને છે અને નાગરિકો મગજના સ્થાને છે શરીર સ્વસ્થ હોય તો જ મગજ સ્વસ્થ હોય એ વાત સૌ જાણે છે મગજ જોકે શરીરના પ્રમાણમા નાનુ છે તો પણ આખા શરીરના કાર્યનુ સચાલન તો તે જ કરે છે જો કર્મવશાત્ મગજ અસ્થિર થઈ જાય તો તે પોતાની સાથે આખા શરીરને પણ હાનિ પહોચાડે છે

વર્તમાન સમયમા નાગરિકોની અવસ્થા-વ્યવસ્થા ખરાબ થઈ રહી છે, તેઓને પોતાની રક્ષાનુ પણ ભાન નથી તેમનુ ધર્મજીવન પણ નષ્ટપ્રાય થઈ રહ્યુ છે ગ્રામધર્મને પોતાનો આધાર ન માનતા આજના નાગરિકો નાટક, સિનેમા, નાચરગ, ફેશન આદિમા પોતાના સમયનો, શક્તિનો અને સપત્તિનો દુરુપયોગ કરી રહ્યા છે, વધારે શુ ? તેઓના પોતાના ધર્મનુ—કર્તવ્યનુ પણ તેમને ભાન નથી

આજના નાગરિકોની આવી ખરાબ સ્થિતિ છે આવી અવસ્થામા તેઓ ગ્રામજનોની શી રક્ષા કરી શકે ? મગજ અસ્થિર થઈ જવાથી જેમ શરીરને અવશ્ય હાનિ પહોચે છે તેમ નાગરિકો પોતાનો નગર-ધર્મ ભૂલી જવાથી ગ્રામજનો પણ પોતાનો ગ્રામધર્મ ભૂલી ગયા છે

નગરધર્મનુ બરાબર પાલન કરવાની સાથે પોતાના આશ્રિત ગ્રામધર્મની પણ રક્ષા કરવી એ નાગરિકોનુ પરમકર્તવ્ય છે.

વર્તમાન સમયમા નાગરિકોનો શો ધર્મ છે ? તે મારા પોતાના દૃષ્ટાન્તથી તમને સમજાવુ

તમે બધાએ મને આચાર્યપદે સ્થાપ્યો છે તો મારુ એ કર્તવ્ય છે કે હુ તમને ધર્મોપદેશ આપી આચારમા સ્થિર કરું. પણ જો હુ એક બાજુ નિષ્ક્રિય થઈ બેસી જાઉ અને આચારનો ધર્મોપદેશ ન આપુ, તો તમે મને શુ કહેશો ?

આચાર્યશ્રી ! આપ આચારનો ધર્મોપદેશ ન આપતાં બેસી રહો તો આચારધર્મનું પાલન કેમ થઈ શકે ! આપે તો ધર્મોપદેશ આપવો જ જોઈએ."

તમારું આ કથન ન્યાયયુક્ત છે કારણ કે તમે બધાએ મને ધર્મનો આચાર્ય નિયત કર્યો છે એટલે મારે આચારધર્મનો ઉપદેશ આપી મારા કર્તવ્યનું પાલન કરવું જોઈએ કારણકે મારા આ કર્તવ્ય પાલનમાં આચાર્યપદનું મહત્વ રહેલું છે

બરાબર આ જ પ્રમાણે ગ્રામ અને નગરનો પારસ્પરિક સબંધ છે

ભાવકના ધર્મની રક્ષા અને વૃદ્ધિ કરવી એ આચાર્યનું કર્તવ્ય છે તેવી જ રીતે પોતાના આશ્રિત ગ્રામજનોની રક્ષા કરવી એ નાગરિકોનું કર્તવ્ય છે

આચાર્ય જો બેદરકાર બની નિશ્ચિંત બેસી રહે તો ભાવકો અને સાધુઓના ધર્મની રક્ષા અને વૃદ્ધિ થતી નથી. તેવી જ રીતે નાગરિકો જો બેદરકાર થઈ જાય તો ગ્રામ લોકોનું કલ્યાણ થવાનો બહુ ઓછો સંભવ છે

આ ? જેટલા રાજનૈતિક આગેવાનો છે તેઓમાં વિશેષ નાગરિકો છે અર્થાત્ અત્યારે રાજનીતિ નગરોના હાથમાં છે પણ નગરધર્મ ભૂલાઈ ત્યાને કારણે જે નાગરિકો ધારાસભા તથા બીજી કોઈ રાજકીય સભાઓના સભ્ય તરીકે ચુંટાય છે તેઓ બધા પોતાના કર્તવ્યનું યથાવિધિ પાલન કરતા હોય એવું બહુ ઓછું જોવામાં આવે છે પ ન તરફથી જે નાગરિકો ધારાસભામાં સભ્ય તરીકે ચુંટાયા હોય છે તેઓમાંના કેટલાક સભ્યો કોર્નિવોલથી પ્રજાહિતના વિઘાતક કાયદાઓના વિરોધ કરવાને બદલે સમર્થન કરે છે અને કસ્ત- કોર્નિવોલી નાગરિકો પ્ર ત્તના હિતનું રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરવામાં

પોતાનો મત આપી પ્રજાહિતના વિઘાતક કાયદાઓને પસાર કરવામાં સરકારને સાથ આપે છે.

આવા પ્રજાહિતવિઘાતક કાયદાઓને ઘડતી વખતે બનતો સખત વિરોધ કરવો એ પ્રજા તરફથી ચુંટાયેલા નાગરિક સભ્યોનો નગરધર્મ છે પણ આ નગરધર્મ કીર્તિલોભને કારણે ભુલાઈ જવાથી નાગરિકો પોતાના હાથે પ્રજાહિતનુ રક્ષણ કરવાને બદલે ભક્ષણ કરે છે

કેટલાક નાગરિકોની એવી ખોટી માન્યતા છે કે "સરકારે—રાજાએ ઘડેલા કાયદાઓનો વિરોધ કરવો એ રાજાનો—સરકારનો વિરોધ કરવા જેવુ કૃત્ય છે, અને રાજા—સરકાર વિરુદ્ધ કાર્ય ન કરવુ જોઈએ એવી શાસ્ત્રકારોની આજ્ઞા છે"

આ પ્રમાણે કહેનારા નાગરિકો શાસ્ત્રના વાસ્તવિક તત્ત્વને જાણુતા નથી એમ કહેવુ જોઈએ કારણ કે શાસ્ત્રકારોએ જે

**विरुद्धरज्जाइक्कम्मे**[1]

અર્થાત્—રાજ્યથી વિરુદ્ધ કાર્ય ન કરવુ જોઈએ કહ્યુ છે, તેનો ભાવાર્થ એ છે કે રાજ્ય એટલે સુવ્યવસ્થાથી વિરુદ્ધ કાર્ય ન કરવુ જોઈએ આ સૂત્રને વિષે સામાન્ય લોકોની જે ભ્રમણા પેદા થઈ છે તે 'રાજ્ય અને રાજા' શબ્દ વિષેની છે

સામાન્ય લોકો 'રાજ્ય'ને રાજા સમજી બેસે છે તે તેમની મોટી ભૂલ છે કારણુ કે રાજ્ય એટલે દેશની સુવ્યવસ્થા 'રાજ્ય'—દેશની સુવ્યવસ્થાનો વિરોધ ન કરવો જોઈએ એવુ શાસ્ત્રનુ ફરમાન છે પણ રાજા જો અનીતિ—અનાચારથી રાજ્યવ્યવસ્થા બગાડતો હોય તો તેની વિરુદ્ધ હિલચાલ કરવાની જૈનશાસ્ત્રો મના કરતા નથી

આજે શરાબ, ગાજો, ભાગ, અફીણ આદિ માદક પદાર્થોનો ઇજારો સરકાર પોતે રાખે છે હવે પ્રજા માદક પદાર્થોના અવગુણ

---

[1] ત્રીજા અદત્તાદાન નામના વ્રતનો અતિચાર જુઓ ઉપાસકદશાગસૂત્ર

સમજીને માદક પદાર્થોનો ત્યાગ કરે તો સરકારની આવકનો લાભ ઓછો થવા લાગે અને તેથી આવક વધારવા માટે સરકાર પ્રજાજોગ એવો કાયદો કરે કે પ્રત્યેક પ્રજાજને રાજ્યની આવક વધારવા માટે પ્રતિદિન એક એક દારૂનો પ્યાલો પીવો આવશ્યક છે

શું પ્રજા રાજા—સરકારનો વિરોધ ન કરવો જોઈએ એમ માની આ કાયદાને માન આપી સરકારની આજ્ઞાનું પાલન કરશે? પ્રજા તરફથી આ પ્રશ્નનો જવાબ નકારમાં જ આવશે.

રાજાની કે સરકારની આવી અનુચિત આજ્ઞાનો વિરોધ કરવો તે પ્રજાની તથા નાગરિકોની ખાસ ફરજ છે એટલું જ નહિ પણ એક અનુચિત કાયદાને દૂર કરવા માટે ત્યાર પડે તો બીજા કાયદાઓનો પણ વિરોધ કરવો એ પ્રજાનું કર્તવ્ય થઈ પડે છે કારણ કે પ્રજાહિતનો વિઘાતક કાયદો પસાર થઈ જવાથી પ્રજાને હાનિ થાય છે

જો તમે "રાજ્ય વિરુદ્ધ કામ ન કરવું જોઈએ"—જૈનશાસ્ત્રની આ આજ્ઞાને ઉપર લખેલા અર્થ પ્રમાણે સમજતા હો તો આજે જે લોકો જૈનધર્મને કાયરોનો ધર્મ કહી વગોવે છે તે લોકો કોઈ દિવસ તે પ્રમાણે બોલવાનું સાહસ પણ ન કરત.

જૈનધર્મનો મુખ્ય સિદ્ધાન્ત અહિંસાવાદ છે જૈન અહિંસાવાદી હોય છે અહિંસાવાદી કાયર હોતો નથી પણ વીર હોય છે જો એક / સાચો અહિંસાવાદી હોય તો તે અહિંસાના બળે લોહીનું એક પણ ટીપું પાડ્યા વિના મોટામાં મોટી પાશવિક શક્તિઓને પણ પરાસ્ત કરી શકે છે એવું અહિંસામાં અમાપ—અમોઘ બળ રહેલું છે

આ અનુકરણશીલ યુગમાં અમોલ પ્રાભજનો પણ શહેરીઓની માફક નાટક સિનેમા નાચરંગ, ફેશન આદિમાં સમય, શક્તિ અને

સંપત્તિનો દુર્વ્યય કરતા શીખી રહ્યા છે ફલત વિલાસિતાએ ગામડાઓમા પણ વાસ કર્યો છે વિલાસિતાએ ગરીબાઈ આણી છે અને ગરીબાઈને લીધે જનસમાજને આવશ્યક જીવનદાયક પદાર્થો જેવા કે ઘી, દૂધ વગેરે મળવા પણ મુશ્કેલ થઈ પડ્યા છે. આ બધુ વિલાસિતાનુ દુષ્પરિણામ છે.

સંસારમા રહેલા પ્રત્યેક મનુષ્યનુ કર્તવ્ય છે કે તે વ્યક્તિના હિતની અપેક્ષાએ સમષ્ટિનુ હિત સાધવાનુ દૃષ્ટિબિન્દુ પોતાની નજર સામે રાખી સત્પ્રવૃત્તિ કર્યા કરે. આ પ્રમાણે સત્પ્રવૃત્તિ કરવામા જ માનવસમાજનુ કલ્યાણ રહેલુ છે

જે મનુષ્ય પોતાનું કે પોતાના જ કુટુબનુ હિત સાધવામા તત્પર રહે છે અને સમસ્ત પ્રાણીમાત્રના સુખનુ ધ્યાન પણ રાખતો નથી તે માણસ નીતિજ્ઞ નથી પણ નીતિઘ્ન છે

માનવસ્વભાવ હમેશા અનુકરણશીલ છે. બાળક જેમ પોતાના માતાપિતા વગેરે વડીલોનુ અનુકરણ કરે છે, તેમ અશિક્ષિત કે અર્ધ-શિક્ષિત ગ્રામજનો શિક્ષિત નાગરિકોનુ અનુકરણ કરે છે. માતાપિતાની સારી કે માઠી અસર બાળક ઉપર પડ્યા વિના રહેતી નથી, તેમ નાગરિકોની સારી કે માઠી અસર ગ્રામજનો ઉપર પડ્યા વિના રહેતી નથી

જો નગરવાસીઓ ગ્રામજનોનુ હિત દૃષ્ટિમા રાખીને નગરધર્મનુ બરાબર પાલન કરશે તો તેથી રાષ્ટ્રનુ અધિક હિત થવા સભવ છે



## (૩)

## રાષ્ટ્રધર્મ

[ रट्ठधम्मे ]

---

**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।**

**જનની અને જન્મભૂમિ સ્વર્ગથી પણ વધારે પ્રિય છે**

જ્યારે ગ્રામોમાં ગ્રામધર્મનું અને નગરોમાં નગરધર્મનું બરાબર પાલન થાય છે ત્યારે રાષ્ટ્રધર્મની ઉત્પત્તિ થાય છે

ગામમાં જો પ્રામાણિક મનુષ્યોનો નિવાસ હશે તો શહેરવાળાઓએ પણ પ્રામાણિક બનવું પડશે અને નગરનિવાસીઓ પ્રામાણિક બનશે તો તેઓનો પ્રભાવ સમસ્ત રાષ્ટ્ર ઉપર પડ્યા વિના રહેશે નહિ.

ભારતવર્ષના અધઃપતનનું કારણ આજે ગ્રામજનતા ઉપર નહિ પણ નાગરિક ઉપર ઢોળવામાં આવે છે વાસ્તવમાં આ વાત પણ સાચી છે

જ્યારથી ભારતવર્ષના પતનનો પ્રારંભ થયો છે ત્યારથી ઇતિહાસનાં પાનાંઓ ફેરવવાથી માલૂમ પડે છે કે ઘણા નાગરિકોએ પોતાનો નગરધર્મ ન પાળવાને કારણે રાષ્ટ્રધર્મનો લોપ થયો.

જયચદ્રના જમાનાથી માંડીને મિરઝાફર તથા તેના પછી આજ સુધી આપણે તે જ દુર્દશા દેખતા આવીએ છીએ

બગાળમાં જે વખતે ઇસ્ટ ઇડિયા કપનીના કાર્યકર્તાઓ પોતાની કુટિલતાથી દેશને દુખ આપી રહ્યા હતા અને મીઠા જેવી સાધારણ ચીજનો ઇજારો અખત્યાર કરી એવો અત્યાચાર કરી રહ્યા હતા કે જો કોઈના ઘરમાથી પાચ શેર જેટલુ પણ મીઠુ નીકળી આવતુ તો તેની બધી સપત્તિ જપ્ત કરી લેવામા આવતી એટલુ જ નહિ પણ પોતાનો વ્યાપાર વધારવા તથા પોતાના સ્વાર્થની પૂર્તિ કરવા માટે પ્રસિદ્ધ વણકરોમાથી અનેકના અગૂઠા સુધ્ધા કાપી નાખ્યા હતા[1]

તે જમાનામા આવ અત્યાચારોનો પ્રતિકાર કરવો એ એક પ્રકારે અસભવ જેવુ થઈ ગયુ હતું આનુ પ્રધાન કારણ માત્ર એ જ હતુ કે જગતશેઠ અમીચદ તથા મહારાજા નદકુમાર જેવા પ્રસિદ્ધ નાગરિકો પણ કેવળ પોતાના સ્વાર્થને સાધવા માટે દેશદ્રોહ કરી રહ્યા હતા

ભારતનું જ નહિ, પણ કોઈ પણ રાષ્ટ્રના પતનનુ કારણ શોધશો તો તમને માલૂમ પડશે કે તે રાષ્ટ્રના નાગરિકોદ્વારા પોતાનો નગર-ધર્મ પાળી ન શકવાને કારણે જ રાષ્ટ્રનુ અધઃપતન થયુ હોય છે

અત્યારે મુઠ્ઠીભર વિદેશીઓ તેત્રીસ કરોડ ભારતીઓ ઉપર શાસન કરે છે તેનું પ્રધાન કારણ એ જ છે કે અત્યારે નાગરિકોદ્વારા બરાબર નગરધર્મ પળાતો નથી

જે નાગરિકો નગરધર્મનુ બરાબર પાલન કરતા નથી તેઓ રાષ્ટ્રનુ અપમાન કરે છે, બીજા શબ્દોમા કહીએ તો દેશદ્રોહ કરે છે.

જ્યા સુધી ગ્રામજનો ગ્રામધર્મનુ અને નાગરિકો નગરધર્મનું બરાબર પાલન કરવાનો દૃઢ નિશ્ચય નહિ કરી લે ત્યા સુધી રાષ્ટ્રનું ઉત્થાન થવુ અસભવિત છે

---

૧ જુઓ 'પ્લાસીનુ યુદ્ધ, બગાળા બેહાલ' પુસ્તકો

રાષ્ટ્ર શબ્દની વ્યાખ્યા કરતાં શાસ્ત્રકાર ફરમાવે છે કે જે પ્રાકૃતિક મર્યાદાથી મર્યાદિત હોય એક જ જાતિ તથા એક જ સભ્યતાવાળા મનુષ્યો જ્યાં રહેતા હોય તે દેશનું નામ રાષ્ટ્ર છે.

ગામો તથા નગરોનો સમૂહ—સમુદાય પણ રાષ્ટ્ર કહેવાય છે.

જે કાર્ય કરવાથી રાષ્ટ્ર સુવ્યવસ્થિત થાય, રાષ્ટ્રની ઉન્નતિ—પ્રગતિ થાય, માનવસમાજ પોતાના ધર્મનું બરાબર પાલન કરતાં શીખે, રાષ્ટ્રની સંપત્તિનું સંરક્ષણ થાય, સુખશાન્તિનો ફેલાવો થાય, પ્રજા સુખી થાય, રાષ્ટ્રની પ્રસિદ્ધિ થાય અને કોઈ અત્યાચારી પરરાષ્ટ્ર સ્વરાષ્ટ્રના કોઈ અંગપ્રત્યંગ ઉપર પણ અત્યાચાર ન કરી શકે તે રાષ્ટ્રધર્મ છે.

રાષ્ટ્રધર્મનું પાલન કરવાની જવાબદારી રાષ્ટ્રનિવાસી પ્રત્યેક વ્યક્તિ ઉપર છે, કારણ કે એક જ વ્યક્તિનાં કરેલાં સારાં કે ખરાબ કર્મોથી રાષ્ટ્ર વિખ્યાત કે બદનામ થઈ શકે છે. આ વાત નીચેના બનેલા ઉદાહરણથી સ્પષ્ટ સમજાઈ જશે.

એક દિવસ એક ભારતીય સજ્જન (!) યુરોપની એક મોટી લાયબ્રેરીમાં ગ્રન્થાવલોકન માટે ગયેલા. ત્યાં એક સચિત્ર પુસ્તક વાંચતાં વાંચતાં એક સુંદર બહુમૂલ્ય ચિત્ર તેમના જોવામાં આવ્યું. તેમને તે ચિત્ર ખૂબ જ ગમી ગયું, અને ચોરીછૂપીથી કોઈ પણ ઉપાયે તે ચિત્ર ચોરી લીધું. દુર્ભાગ્યે કે સુભાગ્યે તે વાત ગ્રન્થપાલના જાણવામાં આવી. ગ્રન્થપાલે તપાસ કરી તેમને પકડ્યા અને ઉચિત દંડ આપ્યો. આ દુષ્કૃત્યનું દુષ્પરિણામ એ આવ્યું કે ગ્રન્થપાલે બીજે દિવસે એવો નિયમ બનાવ્યો કે આ લાયબ્રેરીમાં કોઈ ભારતવાસીને આજ્ઞા માગ્યા સિવાય દાખલ થવાની રજા નથી.

એક વ્યક્તિના દુષ્કૃત્યથી ભારતના હજારો વિદ્યાર્થીઓ યુરોપમાં જઈ તે લાયબ્રેરીમાં બહુમૂલ્ય ગ્રન્થોનો જ્ઞાનાભ્યાસ કરી જ્ઞાનલાભ

મેળવતા હતા તે લાભ મળવો બંધ થયો. એટલું જ નહિ પણ તે લોકોએ એક ભારતીય વ્યક્તિની આ ચોરીની જાહેરપત્રોમા ખૂબ જ ચર્ચા કરી અને એ રીતે ભારતીયોને નીચે પાડવાનો પ્રયત્ન કર્યો. કહેવાનું તાત્પર્ય એ છે કે રાષ્ટ્રની એક જ વ્યક્તિદ્વારા રાષ્ટ્રધર્મ ન પાળી શકવાને કારણે સમસ્ત રાષ્ટ્રને આ હાનિ સહન કરવી પડે છે.

આ વાતથી વિપરીત વિશ્વકવિ રવીન્દ્રનાથ ટાગોર, ડૉ જગદીશચન્દ્ર બોઝ, સ્વામી વિવેકાનન્દ, મહાત્મા ગાધીજી જેવા રાષ્ટ્રહિતૈષીઓએ યુરોપ આદિ પરરાષ્ટ્રમા જઈ, રાષ્ટ્રધર્મ પાળી, પોતાની રાષ્ટ્રીયતાનો, ઉન્નત રાષ્ટ્રીય ભાવનાનો પરિચય આપી, ભારતમાતાની ગુણગાથા ગાઈ, ભારતમાતાનુ મસ્તક ઊંચુ રાખ્યુ છે એટલા જ માટે કહેવામા આવે છે કે —' રાષ્ટ્રની પ્રત્યેક વ્યક્તિ ઉપર રાષ્ટ્રનો આધાર છે '

કેટલાક લોકો કહે છે કે આત્મકલ્યાણ કરનારાઓને ગ્રામધર્મ, નગરધર્મ, રાષ્ટ્રધર્મ આદિની શી આવશ્યકતા છે ? આ પ્રમાણે કહેનારાઓનુ કથન ઠીક નથી કારણ કે આત્મસાધકોએ પણ ગ્રામધર્મ, નગરધર્મ તથા રાષ્ટ્રધર્મ સાથે થોડોઘણો સબધ રાખવો પડે છે, કારણ કે સાધુઓએ ગ્રામ, નગર તથા રાષ્ટ્રમા રહેવુ પડે છે, વિચરવુ પડે છે તથા ત્યા આહારપાણી પણ કરવા પડે છે જો ગ્રામનિવાસીઓ અધર્મી, ચોર કે અત્યાચારી હોય તો તેઓનુ અન્ન ખાનાર આત્મસાધક ધર્માત્મા કે સ્વતન્ત્ર વિચાર કરનાર મહાત્મા કેવી રીતે થઈ શકે ? કારણ કે ' આહાર તેવા ઓડકાર ' એ માનસશાસ્ત્રના સૂત્રાનુસાર જેવા વિચાર રાખનારાઓનુ અન્ન ખાવામા આવે છે પ્રાય તેવા જ વિચારો અન્ન ખાનારમા ઊતરી આવે છે.

જ્યા સુધી ગૃહસ્થ ઉપાસકોનુ જીવન પવિત્ર ન થાય ત્યા સુધી સાધુઓનુ જીવન પવિત્ર રહેવુ ઘણુ દુષ્કર છે જો ગૃહસ્થઉપાસકો પોતાનો ધર્મ પાળવામા દૃઢ રહે તો સાધુઓએ પણ સયમપાલનમા દૃઢ રહેવુ જ પડશે આ ધ્રુવસત્ય છે

શ્રી દશવૈકાલિકસૂત્રના પહેલા અધ્યાયની પહેલી ગાથાની ટીકામાં નીતિમાન પુરુષોનું ન્યાયોપાર્જિત અન્ન જ સાધુઓને માટે માન્ય બતાવેલ છે.

જ્યાં સુધી રાષ્ટ્રનો પ્રત્યેક સભ્ય રાષ્ટ્રધર્મનું બરાબર પાલન કરતો નથી ત્યાં સુધી સૂત્ર-ચારિત્રધર્મ હમેશાં ભયમાં રહે છે કારણ કે રાષ્ટ્રધર્મ આધાર અને સૂત્ર-ચારિત્રધર્મ આધેય છે. આધારનો નાશ થઈ જવાથી આધેયનો પણ નાશ થઈ જાય છે. જેવી રીતે પાત્ર વિના ઘી ટકી શકતું નથી તેમ રાષ્ટ્રધર્મ વિના સૂત્ર-ચારિત્રધર્મ ટકી શકતો નથી.

આ વાત નીચેના ઉદાહરણથી વિશેષ સ્પષ્ટ થશેઃ

એક વહાણ, મનુષ્યોથી ભરેલું ભર નદીમાં જઈ રહ્યું છે. માર્ગમાં એક મૂઢ માણસ એક મનુષ્યને ઉપાડી નદીમાં ફેંકવા તૈયાર થાય છે ત્યારે બીજો મૂર્ખ માણસ એક અણીદાર હથિયાર વડે વહાણમાં છેદ પાડી રહ્યો છે. આવી સ્થિતિમાં એ બેમાંથી કોને પહેલાં રોકવો એ પ્રશ્ન ઊભો થાય છે. આ પ્રશ્નનો જવાબ બુદ્ધિમાન પુરુષોને પૂછવામાં આવે તો વહાણમાં છેદ પાડનાર માણસને પહેલાં જ રોકવો જોઈએ એવો મળશે.

અહીં સામાન્ય મનુષ્યને એ શંકા અવશ્ય થાય કે વહાણમાં છેદ પાડનાર મનુષ્યને પહેલાં રોકવામાં આવે અને જીવિત મનુષ્યને નદીમાં ફેંકનારને બાદ રોકવામાં આવે એમ કેમ !

આ પ્રમાણે કહેનારાઓએ જરા વિચારવું જોઈએ કે જો વહાણમાં કોઈ મુસાફર ન હોત અથવા તો વહાણ નદીકિનારે પડ્યું હોત તો તે વખતે વહાણમાં છેદ પાડવામાં આવે તો તો ખાસ નુકસાન થાય નહિ, પણ જ્યારે વહાણમાં મનુષ્યો બેઠેલા છે અને તે વહાણ ભરનદીમાં જઈ રહ્યું છે ત્યારે વહાણમાં છેદ પડી જાય તો જે મનુષ્યો વહાણમાં બેઠેલા હોય તે બધા નદીમાં ડૂબી જાય અને મરી જાય.

જો પ્રત્યેક માણસ વહાણમા છેદ પાડતી વખતે આત્મરક્ષાનો જ વિચાર કરવા બેસી જાય અને બીજા માણસોની જરા પણ પરવા પણ કરે નહિ તો તેનું પરિણામ સારુ આવે નહિ

જે લોકો રાષ્ટ્રની રક્ષા કરવાને બદલે કેવળ વ્યક્તિની જ રક્ષા કરવા ચાહે છે તેઓએ પણ ઉપરની વાત ખાસ ધ્યાનમા લેવા જેવી છે

આત્મધર્મની કેવળ બાહ્ય વાતો કરનારા લોકો સસારને લગતા ઘણા કામો કરે છે પણ જ્યારે આચારધર્મના પાલનનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, ત્યારે તેઓ "અમારે સસારની વાતથી શી મતલબ?" એમ કહી આત્મધર્મના ઓઠા નીચે છટકી જાય છે, અને એ રીતે રાષ્ટ્રના ઉપકારથી વિમુખ થઈ જાય છે

ભગવાન મહાવીર જેવા મહાપુરુષે પણ કેવળજ્ઞાન થઈ ગયા પછી પણ કેવળ સમષ્ટિના—જગતમાત્રના—કલ્યાણની ઇચ્છાએ ધર્મોપદેશ આપ્યો છે અને મોક્ષનો રાજમાર્ગ બતાવ્યો છે જ્યારે કેવળજ્ઞાનધારીઓની આવી દશા છે ત્યારે સસારમા રહેવા છતા પણ એમ કહેવુ કે "અમારે ગ્રામ, નગર કે રાષ્ટ્ર સાથે શો સબધ?" એ પામર મનુષ્યોની કેટલી બધી કૃતઘ્નતા કહેવાય!!

પતિતોનો ઉદ્ધાર કરવો, ડૂબતા પ્રાણીઓને ઉગારવા એ ધર્મ છે આ સાધારણ વાત સમજતા છતા પણ કેટલાક લોકો રાષ્ટ્રરક્ષાના કામોથી હજારો ગાઉ દૂર રહે છે રાષ્ટ્ર પ્રત્યે આવી ઉદાસીનતા હોવાનું કારણ રાષ્ટ્રધર્મની મહત્તાનુ અજ્ઞાન છે.

કોઈ પણ આત્મ-સન્માનવાળો માણસ પોતાનુ કે પોતાની માતાનુ અપમાન સહી શકતો નથી તે પોતાનુ કે પોતાની માતાનું અપમાન થતુ જોઈ કકળી ઊઠે છે

શ્રી દશવૈકાલિકસૂત્રના પહેલા અધ્યયનની પહેલી ગાથાની ટીકામાં નીતિમાન પુરુષોનું ન્યાયોપાર્જિત અન્ન જ સાધુઓને માટે ગ્રાહ્ય બતાવેલ છે

જ્યાં સુધી રાષ્ટ્રનો પ્રત્યેક સભ્ય રાષ્ટ્રધર્મનું બરાબર પાલન કરતો નથી ત્યાં સુધી સૂત્ર–ચારિત્રધર્મ હમેશાં ભયમાં રહે છે કારણ કે રાષ્ટ્રધર્મ આધાર અને સૂત્ર–ચારિત્રધર્મ આધેય છે આધારનો નાશ થઈ જવાથી આધેયનો પણ નાશ થઈ જાય છે જેવી રીતે પાત્ર વિના ઘી ટકી શકતું નથી તેમ રાષ્ટ્રધર્મ વિના સૂત્ર–ચારિત્રધર્મ ટકી શકતો નથી.

આ વાત નીચેના ઉદાહરણથી વિશેષ સ્પષ્ટ થશે.

એક વહાણ, મનુષ્યોથી ભરેલું ભર નદીમાં જઈ રહ્યું છે માર્ગમાં એક મૂર્ખ માણસ એક મનુષ્યને ઉપાડી નદીમાં ફેંકવા તૈયાર થાય છે જ્યારે બીજો મૂર્ખ માણસ એક અણીદાર હથિયાર વડે વહાણમાં છેદ પાડી રહ્યો છે આવી સ્થિતિમાં એ બેમાંથી કોને પહેલાં રોકવો એ પ્રશ્ન ઉભો થાય છે આ પ્રશ્નનો જવાબ બુદ્ધિમાન પુરુષોને પૂછવામાં આવે તો વહાણમાં છેદ પાડનાર માણસને પહેલાં જ રોકવો જોઈએ, એવો મળશે.

અહીં સામાન્ય મનુષ્યને એ શંકા અવશ્ય થાય કે વહાણમાં છેદ પાડનાર મનુષ્યને પહેલાં રોકવામાં આવે અને જીવિત મનુષ્યને નદીમાં ફેંકનારને બાદ રોકવામાં આવે એમ કેમ ?

આ પ્રમાણે કહેનારાઓએ જરા વિચારવું જોઈએ કે જો વહાણમાં કોઈ મુસાફર ન હોત અથવા તો વહાણ નદીકિનારે પડ્યું હોત તો તે વખતે વહાણમાં છેદ પાડવામાં આવે તો તો ખાસ નુકસાન થાય નહિ, પણ જ્યારે વહાણમાં મનુષ્યો બેઠેલા છે અને તે વહાણ ભરનદીમાં જઈ રહ્યું છે ત્યારે વહાણમાં છેદ પડી જાય તો જે મનુષ્યો વહાણમાં બેઠેલા હોય તે બધા નદીમાં ડૂબી જાય અને મરી જાય.

જો પ્રત્યેક માણસ વહાણમા છેદ પાડતી વખતે આત્મરક્ષાનો જ વિચાર કરવા બેસી જાય અને બીજા માણસોની જરા પણ પરવા પણ કરે નહિ તો તેનું પરિણામ સારુ આવે નહિ

જે લોકો રાષ્ટ્રની રક્ષા કરવાને બદલે કેવળ વ્યક્તિની જ રક્ષા કરવા ચાહે છે તેઓએ પણ ઉપરની વાત ખાસ ધ્યાનમા લેવા જેવી છે

આત્મધર્મની કેવળ બાહ્ય વાતો કરનારા લોકો સસારને લગતા ઘણા કામો કરે છે પણ જ્યારે આચારધર્મના પાલનનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, ત્યારે તેઓ "અમારે સસારની વાતથી શી મતલબ ?" એમ કહી આત્મધર્મના ઓઠા નીચે છટકી જાય છે, અને એ રીતે રાષ્ટ્રના ઉપકારથી વિમુખ થઈ જાય છે

ભગવાન મહાવીર જેવા મહાપુરુષે પણ કેવળજ્ઞાન થઈ ગયા પછી પણ કેવળ સમષ્ટિના—જગતમાત્રના—કલ્યાણની ઇચ્છાએ ધર્મોપદેશ આપ્યો છે અને મોક્ષનો રાજમાર્ગ બતાવ્યો છે. જ્યારે કેવળજ્ઞાનધારીઓની આવી દશા છે ત્યારે સસારમા રહેવા છતા પણ એમ કહેવુ કે "અમારે ગ્રામ, નગર કે રાષ્ટ્ર સાથે શો સબધ ?" એ પામર મનુષ્યોની કેટલી બધી કૃતઘ્નતા કહેવાય ! !

પતિતોનો ઉદ્ધાર કરવો, ડૂબતા પ્રાણીઓને ઉગારવા એ ધર્મ છે આ સાધારણ વાત સમજતા છતા પણ કેટલાક લોકો રાષ્ટ્રરક્ષાના કામોથી હજારો ગાઉ દૂર રહે છે રાષ્ટ્ર પ્રત્યે આવી ઉદાસીનતા હોવાનુ કારણ રાષ્ટ્રધર્મની મહત્તાનુ અજ્ઞાન છે.

કોઈ પણ આત્મ-સન્માનવાળો માણસ પોતાનુ કે પોતાની માતાનુ અપમાન સહી શકતો નથી. તે પોતાનું કે પોતાની માતાનુ અપમાન થતુ જોઈ કકળી ઊઠે છે

આપણને જન્મ આપનાર, પાળીપોષી મોટા કરનાર આપણી માતા તો માતા છે જ પણ પેટમાંથી પાણી કાઢી પાણી પાનાર, ઉદરમાંથી અન્ન કાઢી અન્ન આપનાર, પોતે નિર્વસ્ત્ર રહી વસ્ત્ર પહેરાવનાર તે માતાની પણ માતા તે આપણી માતૃભૂમિ છે માતાનો અને માતૃભૂમિનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે

**जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी**—અર્થાત્ જનની અને જન્મભૂમિ સ્વર્ગથી પણ વધારે પ્રિય છે. આ આર્ષવચન તદ્દન સત્ય છે આ ભારતદેશ આપણો દેશ છે આપણી માતૃભૂમિ છે આપણે તેનાં સંતાનો છીએ માતાની આબરૂની રક્ષા કરવી એ સંતાનોની ફરજ છે

જે કાયદાઓને લીધે જે પરદેશી વસ્તુઓના વ્યવહારને લીધે, માતૃભૂમિની આબરૂના કાંકરા થતા હોય, રાષ્ટ્રધર્મને ધક્કો પહોંચતો હોય અને સ્વતંત્રતાનાં વેચાણ થતાં હોય તે કાયદાઓને વિદેશી વસ્તુના વ્યવહારને બંધ કરવાને બદલે વૈભવવિલાસનાં સાધનો વધારી તેમાં રાષ્ટ્રસંપત્તિ અને શરીરસંપત્તિનો નાશ કરતા રહેવું અને એ રીતે રાષ્ટ્રનાં બંધનો ઢીલાં કરવાને બદલે મજબૂત કરતા જવું એમાં માતૃભૂમિ પ્રત્યે જેટલું પુત્રત્વ દાખવવું જોઈએ તેટલું પુત્રત્વ નથી તેમ મનુષ્યત્વ પણ નથી.

માતાની મુક્તિ માટે પુત્રે સ્વદેશાભિમાન, સ્વાર્પણ અને સેવાનાં સૂત્રો સ્વીકારવાં જોઈએ.

નીચેના સુવર્ણાક્ષરો તમારા હૃદયપટમાં કોતરી રાખજો કે—
રાષ્ટ્રની રક્ષામાં આપણું રક્ષણ છે અને રાષ્ટ્રના ભક્ષણમાં આપણું ભક્ષણ છે

શાસ્ત્રનું અવલોકન કરવાથી એક ખાસ વાત સ્પષ્ટ તરી આવે છે કે 'રાષ્ટ્રધર્મ વિના શ્રુત–ચારિત્રધર્મ ટકી શકતો નથી.' આ વાતની નીચે લખેલાં જૈનશાસ્ત્રોનાં પ્રમાણોથી વધારે પુષ્ટિ થાય છે

શ્રી ઋષભદેવભગવાને જન્મ લીધા બાદ ગ્રામધર્મ, નગરધર્મ અને રાષ્ટ્રધર્મની સ્થાપના કરી હતી તેઓશ્રીએ પોતાના આયુષ્યના ૨૦ ભાગો કુમારાવસ્થામા વ્યતીત કર્યા હતા ૬૩ ભાગો રાષ્ટ્રધર્મના સશોધન અને પ્રચારમા પસાર કર્યા હતા અને એક ભાગ સૂત્ર-ચારિત્રધર્મના પ્રચારમા પસાર કર્યો હતો.

આ સિવાય જમ્બુદ્વીપ-પ્રજ્ઞપ્તિ નામના સૂત્રમા ઉલ્લેખ છે કે-પહેલા સૂત્ર-ચારિત્રધર્મનો નાશ થશે, પછી રાષ્ટ્રધર્મનો નાશ થશે આ ઉલ્લેખથી એ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે જ્યા સુધી સૂત્ર-ચારિત્રધર્મ છે ત્યા સુધી રાષ્ટ્રધર્મનુ અસ્તિત્વ અનિવાર્ય આવશ્યક છે કારણ કે સૂત્ર-ચારિત્રધર્મનો પ્રચાર કરવા માટે રાષ્ટ્રધર્મનો સર્વપ્રથમ શ્રી ઋષભદેવભગવાને પ્રચાર કર્યો હતો

ઉપર લખેલા સૂત્રના ઉલ્લેખ પ્રમાણે તો સૂત્ર-ચારિત્રધર્મનો નાશ થયા પછી પણ રાષ્ટ્રધર્મ ટકી રહેશે અર્થાત્ સૂત્ર-ચારિત્ર-ધર્મના જન્મથી પહેલા અને તેના નાશના અન્ત સુધી રાષ્ટ્રધર્મ પ્રચલિત રહેશે

જો કોઈ મનુષ્ય કહે કે અમારે રાષ્ટ્રધર્મ સાથે શુ લાગેવળગે? તો તેમને પૂછવુ જોઈએ કે સૂત્ર-ચારિત્રધર્મ સાથે તમારે સબધ છે કે નહિ? જો સબધ છે તો રાષ્ટ્રધર્મ વિના સૂત્ર-ચારિત્રધર્મ ટકી શકતા નથી એટલે સૂત્ર-ચારિત્રધર્મના પાલન માટે પણ રાષ્ટ્ર-ધર્મનું પાલન કરવુ અનિવાર્ય આવશ્યક છે આ રીતે રાષ્ટ્રધર્મનો નિષેધ કદાપિ કરી શકાય એમ નથી કારણ કે સ્થાનાગસૂત્રના પાચમા સ્થાનમા કહ્યુ છે કે—

धम्मं चरमाणस्स पच णिस्सा ठाणा प० तं०
छक्काए, गणे, राया, गिहवई, सरीर-सूत्र-४४८

અર્થાત્—શ્રુત-ચારિત્રધર્મનો જેમણે સ્વીકાર કર્યો છે તે સાધુઓએ પણ (૧) છકાય, (૨) ગચ્છ (૩) રાજા, (૪) ગૃહપતિ અને (૫) શરીર, એ પાંચ વસ્તુઓનો આધાર લેવો પડે છે

ઉપર લખેલા શાસ્ત્રોલ્લેખથી એ વાત સ્પષ્ટ સિદ્ધ થાય છે કે ઉપર લખેલી પાંચ વસ્તુઓનો આધાર લીધા વિના શ્રુત-ચારિત્ર ધર્મ ટકી શકતો નથી.

ઉપરના સૂત્રમાં વપરાયેલો રાજા શબ્દ રાજ્ય અથવા રાષ્ટ્ર શબ્દનો વાચક છે જો રાષ્ટ્રીય વ્યવસ્થા અર્થાત્ રાજ્યપ્રબન્ધ સારો ન હોય તો ચોરી હિંસા, અત્યાચાર, અનાચાર આદિ કુકર્મો ફેલાશે અને તેથી શ્રુત-ચારિત્રધર્મનું બરાબર પાલન થઈ શકશે નહિ, કારણ કે જે લોકો પોતાની રક્ષા માટે અસ્ત્રશસ્ત્રાદિ રાખે છે તેમનું પણ રાજ્યની સુવ્યવસ્થા વિના દુષ્ટોથી રક્ષણ થતું નથી તો સાધુઓ કે જેઓ કીડીને મારવા માટે નાની સરખી લાકડી પણ રાખતા નથી તેઓ શું રાજ્યની સુવ્યવસ્થા વિના દુષ્ટ લોકોની દુષ્ટતાને લીધે સંસારમાં શાન્તિપૂર્વક ધર્મપાલન કરી શકશે ? નહિ. એટલા જ માટે શાસ્ત્રકારોએ રાજાને ધર્મના રક્ષક અને પાલક કહ્યા છે રાષ્ટ્ર ધર્મ શ્રુત-ચારિત્રધર્મનું રક્ષણ કરે છે માટે શાસ્ત્રકારોએ રાષ્ટ્ર ધર્મની અનિવાર્ય આવશ્યકતા સ્વીકારી છે

જે લોકો ધર્મનું એક બાજુથી રક્ષણ કરે છે અને બીજી બાજુથી ધર્મનો નાશ થવા દે છે તેઓ શું ધર્મને ટકાવી શકે ખરા ? નહિ. કેવળ શ્રુત-ચારિત્રધર્મને ધર્મ માનવો અને રાષ્ટ્ર ધર્મને ધર્મ ન માનવો તે મકાનનો પાયો ખોદીને મકાનને કાયમ રાખવું અથવા વૃક્ષનું મૂળ ઉખેડી નાંખીને, વૃક્ષને નવપલ્લવિત બનાવવાની આશા રાખવા સમાન છે

સૂત્ર—ચારિત્રધમ મકાન અથવા વૃક્ષ સમાન છે જ્યારે રાષ્ટ્ર-ધર્મ મકાનના પાયા અથવા વૃક્ષની જડ સમાન છે.

જે લોકો ગ્રામધર્મ, નગરધર્મ અને રાષ્ટ્રધર્મનુ મૂલોચ્છેદન કરે છે તેઓ સૂત્ર—ચારિત્રધર્મનો પણ આડકતરી રીતે નિષેધ કરી રહ્યા છે. આ પ્રમાણે ચારિત્રધર્મના નામે જે રાષ્ટ્રધર્માદિની અવગણના કરે છે તેઓને શાસ્ત્રધર્મ અને સમયધર્મનુ ગહન ચિન્તન—મનન કરવાની જરૂર છે વગરવિચાર્યે અથવા તો શાસ્ત્રોનુ ગહન અધ્યયન કે મનન કર્યા વિના જે કોઈની સારીખોટી વાત માની લેવામા આવે છે તેને આગળ જતા પશ્ચાત્તાપ કરવાનો પ્રસંગ આવે છે આવા કલ્પનાજન્ય ખોટા વિચારો ધારણ કરવાથી આજ નહિ પણ ભવિષ્યમા રાષ્ટ્ર, સમાજ અને ધર્મને હાનિ પહોચવાની પૂરેપૂરી સભાવના છે એટલા જ માટે અમે કહીએ છીએ કે પ્રત્યેક વાતને બુદ્ધિપૂર્વક વિચારો, બીજાઓ જે ઠીક કહે તે ધ્યાનપૂર્વક સાભળો અને શાસ્ત્રોને તત્ત્વદષ્ટિથી દેખો કેવળ અન્ધવિશ્વાસથી કે સકુચિત મનોવૃત્તિથી પોતાની કલ્પેલી વાતને પકડી રાખો નહિ અર્થાત્ દુરાગ્રહ કે મતાગ્રહ રાખો નહિ.

આજે લોકો જૈનોની હાસી કરે છે, એમા જૈનશાસ્ત્રોનો દોષ નથી આપણો જ દોષ છે શાસ્ત્રો તો સ્પષ્ટ કહે છે કે

રાષ્ટ્રધર્મ પણ ધર્મનુ એક પ્રધાન અગ છે

રાષ્ટ્રધર્મનુ મહત્ત્વ સમજનાર અને સમજાવનારાઓની સખ્યા ઓછી થઈ જવાથી 'રાષ્ટ્રધર્મ' આચરણમા લાવવો અત્યારે મુશ્કેલ થઈ પડ્યો છે. રાષ્ટ્રધર્મને વ્યવહારમા ન લાવવાને કારણે જ લોકો જૈનધર્મને સકુચિત અને અવ્યાવહારિક ધર્મ કહી વગોવે છે.

રાષ્ટ્રધર્મની વ્યાખ્યા કરતા પહેલા ભગવાન ઋષભદેવનુ ઉદાહરણ એટલા માટે આપવામા આવ્યુ છે કે તમે લોકો ભગવાન ઋષભદેવે ઉપદેશેલા રાષ્ટ્રધર્મને બરાબર સમજો.

શાસ્ત્રમાં કહ્યું છે કે

'पयाहियट्ठाय–प्रजाहितार्थाय

અર્થાત્–ભગવાન ઋષભદેવે પ્રજાહિતનું કાર્ય કર્યું હતું. તેઓશ્રીએ સ્થાપિત કરેલી રાજનીતિથી આજે આપણો વ્યવહાર ચાલી રહ્યો છે. ભગવાન ઋષભદેવે જે નીતિઓ સ્થાપિત કરી છે તે પ્રજાહિતને કેટલી સાધનારી છે તે કેવળ તેમણે સ્થાપિત કરેલી નીતિઓમાંની એક વિવાહનીતિ સમજવાથી સ્પષ્ટ થશે.

આજે જો વિવાહબંધન ન હોત તો આજે માનવસમાજની શી દશા હોત? યુગલિયાઓમાં તો શાન્ત સ્વભાવ હતો જેથી તેઓ કામવિકારને વશમાં રાખી શકતા હતા. પરંતુ આજે વિવાહબંધન હોવા છતાં પણ ઘણા લોકો પરસ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરે છે. તો જો વિવાહબંધન માનવસમાજમાં ન હોત તો અત્યારે પશુઓથી પણ આપણી સ્થિતિ ખરાબ હોત કે નહિ? પશુઓમાં તો હજુ મર્યાદા છે પરંતુ માનવસમાજમાં વિવાહબંધન હોવા છતાં પણ મનુષ્યોને જ્યારે કામવાસના તૃપ્ત કરવાની મર્યાદા મર્યાદિત નથી, તો પછી વિવાહબંધન ન હોત તો માનવસમાજની શી સ્થિતિ થાત એ કલ્પના પણ ભયંકર છે.

આ વાત ઉપર વિશેષ વિચાર કરવાથી ભગવાન ઋષભદેવે સ્થાપેલી રાજનીતિનું તથા તેમણે પ્રરૂપેલા રાષ્ટ્રધર્મનું મહત્ત્વ સમજમાં આવે છે.

રાષ્ટ્રધર્મનો મુખ્ય સાર એ છે કે

ऐक्य राज्य स्वातन्त्र्य यही तो राष्ट्र अङ्ग है
थिर चर दोनों सम्पद जुटे हैं अङ्ग सङ्ग है।

* * *

व्यक्ति, कुटुम्ब, समाज सब मिले एक ही धारमे।
मिला शान्तिसुख राष्ट्रके पावन पारावारमें ॥

* * *

अङ्ग राष्ट्रका बना हुआ प्रत्येक व्यक्ति हो,
केन्द्रित नियमित किये सभीको राजशक्ति हो।

* * * *

भरा हृदयमें राष्ट्रगर्व हो, देशभक्ति हो,
समतामे अनुरक्ति, विषमता से विरक्ति हो ॥

* * * *

राष्ट्रपताका पर लिखा रहे 'न्याय-स्वाधीनता'
पराधीनता से नहीं बढकर कोई दीनता ॥-त्रिशूल'

* * *

અર્થાત્—ઐક્ય, રાજ્ય, સ્વાતન્ત્ર્ય એ શરીરના હાથ પગ જેવા રાષ્ટ્રશરીરના પ્રધાન અગો છે.

વ્યક્તિ, કુટુબ અને સમાજની સુખશાન્તિમા રાષ્ટ્રની સુખ-શાન્તિ રહેલી છે પ્રત્યેક વ્યક્તિ રાષ્ટ્રનુ એક અગ છે એટલા માટે પ્રત્યેક વ્યક્તિમા રાષ્ટ્રશક્તિ ભરેલી છે પ્રત્યેકના હૃદયમા રાષ્ટ્રગર્વ અને દેશભક્તિ હોવા જોઈએ

સમભાવના, ન્યાયપ્રિયતા અને સ્વાધીનતા એ રાષ્ટ્રપતાકાના રગોથી પ્રત્યેક વ્યક્તિનુ હૃદય રગાયેલુ હોવુ જોઈએ

—— × ——

૪)

# વ્રતધર્મ

[ पाखण्ड-धम्मे ]

---

અહિંસાવ્રત, સત્યવ્રત, અસ્તેયવ્રત, અભયવ્રત, બ્રહ્મચર્યવ્રત, સ્વાદેન્દ્રિયનિગ્રહવ્રત, અપરિગ્રહવ્રત, વગેરે જે જે વ્રતો તમે ધારણ કર્યાં હોય તેના પાલનમાં તમે દૃઢ રહેજો, તેને ગાંઠની માફક બાંધી રહેજો. કેમકે બધી શક્તિઓની એ ગાંઠ જ કૂંચી છે એવો આપણો ધર્મ છે

—પૂ. બાપુજી

ધર્મના પાલન માટે દૃઢ નિયમ અર્થાત્ વ્રતધર્મની ખાસ આવશ્યકતા રહે છે આ વાત લક્ષ્યમાં રાખીને શાસ્ત્રકારોએ ગ્રામધર્મ, નગરધર્મ અને રાષ્ટ્રધર્મના બરાબર પાલન માટે દૃઢ નિયમ—વ્રતધર્મની આવશ્યકતા સ્વીકારેલ છે

વ્રતધર્મ એટલે શું? વ્રતધર્મનું જીવનમાં શું સ્થાન છે? વ્રતધર્મના પાલનથી ધર્મનું પાલન કેવી રીતે થાય છે? એ વિષે અહીં થોડોઘણો વિચાર કરવામાં આવે છે

શાસ્ત્રકારોએ વ્રતધર્મને પાખંડધર્મના નામે ઓળખાવ્યો છે અહીં પાખંડ શબ્દ જરા અળખામણો લાગે છે પણ અહીં પાખંડ શબ્દ

જે સામાન્યત દંભ અર્થમા વપરાય છે તે અર્થમા વિવક્ષિત થયેલો નથી પણ અહીં પાખંડ શબ્દ 'વ્રત' એ અર્થમા વપરાયેલો છે; એટલે આપણે 'પાખંડ' [1]શબ્દથી ગભરાઈ જવાનુ કશુ કારણ નથી. કારણ કે અહીં વપરાયેલો પાખંડ શબ્દ તો ભયમુક્ત કરનારો અને વ્રતપાલનમા દઢ નિશ્ચય કરાવનારો છે

સાધારણ મનુષ્યને પાખંડધર્મનો અર્થ પૂછવામા આવે તો તે એકદમ વિચારવમળમા ગોથા ખાવા માડે છે, અને એ સ્થિતિમા તે પાખંડ તે ધર્મ કેવી રીતે હોઈ શકે અને ધર્મ તે પાખંડ કેમ હોઈ શકે એમ પ્રશ્નપરપરામા ગુચવાઈ જાય છે આમા સાધારણ લોકોનો દોષ નથી કારણ કે સાધારણ રીતે વ્યવહારભાષામા પાખંડ શબ્દ દભના અર્થમા વપરાય છે પણ શાસ્ત્રીય ભાષામા 'પાખંડ' શબ્દ વ્રતપાલન, દઢ નિશ્ચય એ અર્થમા પણ વપરાયેલો છે

પાખંડ શબ્દ અનેકાર્થક છે તેનો અર્થ દભ પણ થાય છે અને વ્રત પણ થાય છે

શ્રી દશવૈકાલિકસૂત્રના બીજા અધ્યાયની નિર્યુક્તિ ૧૫૮ની ટીકામા પાખંડ શબ્દનો 'વ્રત' અર્થમા નિમ્નાનુસાર ઉલ્લેખ મળે છે

**पाखण्डं व्रतमित्याहुस्तद्यस्यास्त्यमल भुवि ।**
**स पाखण्डी वदन्त्यन्ये, कर्मपाशाद्विनिर्गत ।**

---

[1] ડો હોર્નલ 'પખંડ' શબ્દનો નીચે મુજબ અર્થ કરે છે —पर पाषण्डा परदर्शनिनस्तेषां प्रशंसा गुणोत्कीर्त्तनम् परपाषण्डसस्तवस्तस्य परिचय ।

Praising of heterodox teachers and intimacy with heterodox teachers In Yog 11, 17 mithyadristi-prashansanm The word पाखंड has, with the Jains, no bad sense It means generally the adherent of any religion, especially of their own house with the Brahmans, it came to

४)

# વ્રતધર્મ

[ पासण्ड-धम्मो ]

અહિંસાવ્રત, સત્યવ્રત, અસ્તેયવ્રત, અભયવ્રત, બ્રહ્મચર્યવ્રત, સ્વાદેન્દ્રિયનિગ્રહવ્રત, અપરિગ્રહવ્રત, વગેરે જે જે વ્રતો તમે ધારણ કર્યાં હોય તેના પાલનમાં તમે દૃઢ રહેજો, તેને જીવની સાથે જડજો રહેજો. એટલે બધી વ્રતોની એ એક જ કૂંચી છે એવો આપણો ધર્મ છે —પૂ. ગાંધીજી

ધર્મના પાલન માટે દૃઢ નિશ્ચય અર્થાત્ વ્રતધર્મની ખાસ આવશ્યકતા રહે છે. આ વાત લક્ષમાં રાખીને શાસ્ત્રકારોએ ગ્રામધર્મ, નગરધર્મ અને રાષ્ટ્રધર્મના બરાબર પાલન માટે દૃઢ નિશ્ચય—વ્રતધર્મની અગત્ય સ્વીકારેલ છે.

વ્રતધર્મ એટલે શું? વ્રતધર્મનું જીવનમાં શું સ્થાન છે? વ્રતધર્મના પાલનથી ધર્મનું પાલન કેવી રીતે થાય છે? એ વિષે અહીં થોડોઘણો વિચાર કરવામાં આવે છે.

શાસ્ત્રકારોએ વ્રતધર્મને પાખંડધર્મના નામે વર્ણવ્યો છે. અહીં પાખંડ શબ્દ જરા અળખામણો લાગે છે. પણ અહીં પાખંડ શબ્દ

ગૃહસ્થના આવશ્યક કર્તવ્યોમા પ્રતિક્રમણ પણ આવશ્યક કર્તવ્ય છે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન તથા સમ્યક્ચારિત્ર વિષે જે અતિચારો લાગ્યા હોય તેનું પ્રતિક્રમણ અર્થાત્ પાપોનુ પ્રાયશ્ચિત્ત વા આલોચન કરવામા આવે છે

સમ્યગ્દર્શન અર્થાત સમ્યક્ શ્રદ્ધાનમા શકા, કાક્ષા, વિચિકિત્સા-પરપાખડપ્રશસા, પરપાખડસસ્તવ આદિ પાચ અતિચારો લાગે છે આ પાચ અતિચારોમા આવેલા છેલ્લા બે અતિચારો—પરપાખડપ્રશસા અને પરપાખડસસ્તવ—અત્રે ખાસ વિચારણીય છે

પાખડનો અર્થ જો કેવળ દભ કે કપટ જ કરવામા આવે તો તે શબ્દની પહેલા 'પર' શબ્દનો પ્રયોગ કરવાની શી આવશ્યકતા હતી ? કારણ કે જેવો પરપાખડ ખરાબ છે તેવી જ રીતે સ્વ-પાખડ પણ ખરાબ હોવો જોઈએ તો પછી 'પર' શબ્દનો શા માટે પ્રયોગ કરવામા આવ્યો ?

---

ટીકાકારોએ એ શબ્દને ખરાબ અર્થમા મૂકીને વગોવ્યો છે, પોતાની સકુચિત દૃષ્ટિને સાબિત કરી છે, પણ એથી શું ?

આપણે જે કાળમા છીએ, તેમા મનુષ્યમાત્રમા ભ્રાતૃભાવ સાધીને જ અહિંસાને ફેલાવી શકીએ છીએ કોઈના મતની નિન્દા અને મિથ્યાત્વી કહેવાથી હિંસા જ થાય છે, એ બરાબર વિચારવુ ઘટે

વળી સ્યાદ્વાદની દૃષ્ટિએ વિચારતા આપણો કે બીજા કોઈનો જે કોઈ મત હોય તે અધૂરો છે, તો એક અધૂરો પોતાને જ સાચો માનીને બીજા અધૂરાની નિન્દા કરે એ કયા સુધી યુક્તિયુક્ત કહેવાય ?

કેટલીકવાર આગ્રહદૃષ્ટિને લીધે મનુષ્ય શબ્દના મૂળભાવ સુધી પહોચી શકતો જ નથી, અને તેથી જ ધર્મોના નામે અનેક કલહો થયા છે, થાય છે અને થશે

( આ ટિપ્પણ શ્રદ્ધેય પ બેચરદાસ જીવરાજ દોશીએ શ્રીયુત દુર્લભજીભાઈ ઝવેરી ઉપર લખેલા એક પત્રમાથી સાભાર અત્રે ઉતારવામા આવેલ છે—અનુવાદક )

પાખંડ [1]શબ્દનો ઉલ્લેખ 'વ્રતધારી' એ અર્થમાં કરાએલો જોવામાં આવે છે —

**पव्वइए अणगारे, पासण्डे, चरग तावसे भिक्खू ।**
**परिवाइए य समणे निग्गंथे सजए मुक्के ॥**

અર્થાત્—શ્રમણ-સાધુ, પ્રવજિત, અનગાર, પાખંડી, ચરક, તાપસ, ભિક્ષુ, પરિવ્રાજક, નિર્ગ્રન્થ, સંયત, મુક્ત, આદિ અનેક શબ્દોથી સંબોધાય છે.

આ પ્રમાણે સ્થાનાંગ, પ્રશ્નવ્યાકરણ, દશવૈકાલિકસૂત્ર આદિ સૂત્રોમાં 'પાખંડ' શબ્દ વ્રત અર્થમાં વપરાયેલો સ્પષ્ટ જોવામાં આવે છે

પાખંડ એટલે વ્રત વ્રત પાપથી રક્ષા કરે છે અને સાથે પાપનું ખંડન કરે છે એટલા માટે આટલો વ્રતાચાર જેનામાં હોય તે પાખંડી કે વ્રતધારી કહેવાય છે પાખંડ ધર્મ અને દંભ બન્ને અર્થમાં વપરાય છે પણ અહીં તો પાખંડ શબ્દ ધર્મના અર્થમાં વપરાયેલો છે આ પાખંડધર્મ ગ્રામ, નગર અને રાષ્ટ્રમાં ફેલાતા દંભને—અધર્મને રોકે છે અને ધર્મનો પ્રચાર કરે છે જો આ પાખંડધર્મ ધર્મપ્રચારને બદલે અધર્મ ફેલાવે તો શું તેને પાખંડધર્મ કહી શકાય ખરો? પાખંડધર્મ તો ધર્મની રક્ષા અને અધર્મનો નાશ કરે છે એટલા માટે પાખંડ એ દંભ નહિ પણ ધર્મવ્રતનો દ્યોતક શબ્દ છે

અહીં પાખંડ શબ્દનો અર્થ પાપ કે દંભ નહિ પણ લૌકિક તથા લોકોત્તર વ્રતનું પાલન થાય છે સાધુઅવસ્થામાં જેમ વ્રતનું પાલન થાય છે તેમ ગૃહસ્થાવસ્થામાં રહીને પણ વ્રતનું પાલન થઈ શકે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે —

**'गिहीवासे वि सुव्वया'—उत्तराध्ययनसूत्र**

---

१ टीका—अनेकपाखण्डिपरिगृहित नानाविधव्रतिभिरङ्गीकृतं ।

મેં જો પાખંડની પ્રશંસા કરી હોય તો તે દુષ્કૃત મિથ્યા થાઓ. એટલું કહેવાથી પાખંડપ્રશંસાના દોષથી રહિત થઈ શકીએ છીએ. પણ આમ ન કહેતાં 'પરપાખંડપ્રશંસા' શા માટે કહેવામાં આવ્યું ? પાખંડનો એક અર્થ ઢોંગ પણ છે જે બહુ લોકપ્રચલિત છે. બીજાઓના ધર્મનું ખંડન કરવા માટે પણ લોકો પાખંડ શબ્દનો પ્રયોગ કરે છે.

જેવી રીતે એક બીજા ઉપર કટાક્ષ કરતાં શિવમાર્ગી વૈષ્ણવોને અને વૈષ્ણવો શિવમાર્ગીઓને તેવી જ રીતે જૈનધર્માનુયાયીઓ અન્યધર્માવલમ્બીઓને અને અન્યધર્માવલમ્બીઓ જૈનોને પાખંડી શબ્દથી સંબોધે છે.

પરંતુ પાખંડ શબ્દનો બધી જગ્યાએ ઢોંગ—કપટ એવો અર્થ કરવો એ જૈનશાસ્ત્રોને સમ્મત નથી. પાપોનો નાશ કરનાર મતનું નામ પણ પાખંડ છે એવો ઉલ્લેખ જૈનશાસ્ત્રોમાંથી મળે છે.

સ્થાનાંગસૂત્રમાં પાખંડધર્મનો ઉલ્લેખ મળે છે જેમાં મતધારીઓનો ધર્મ પણ પ્રતિપાદિત કરવામાં આવ્યો છે.

પ્રશ્નવ્યાકરણસૂત્રના બીજા સંવરદ્વારમાં પણ એવો ઉલ્લેખ મળે છે કે

अणेगपासंडिपरिग्गहियं

અર્થાત્—અનેક મતધારીઓએ સ્વીકારેલ મત પાખંડ કહેવાય છે અને જે વ્યક્તિએ એ મત સ્વીકારેલ હોય તે પાખંડી કહેવાય છે. એ પાખંડીઓ—મતધારીઓ દ્વારા એ સત્યવ્રત ધારણ કરાયેલ હોવાથી એ સત્યવ્રત **अनेकपाषण्डिपरिगृहितं** કહેવામાં આવેલ છે.

જો પાખંડ શબ્દનો અર્થ કેવળ ઢોંગ અર્થમાં વપરાયેલો હોત તો શ્રમણના વિશેષણ તરીકે પાખંડી શબ્દનો ઉપયોગ ન થાત.

શ્રી દશવૈકાલિકસૂત્રમાં સમણ—શ્રમણ શબ્દની વ્યાખ્યા કરતાં

પાખડ [1]શબ્દનો ઉલ્લેખ 'વ્રતધારી' એ અર્થમા વપરાએલો જોવામા આવે છે —

**पव्वइए अणगारे, पासण्डे, चरग तावसे भिक्खू ।**
**परिव्वाइए य समणे निग्गथे सजए मुक्के ॥**

અર્થાત્—શ્રમણ-સાધુ, પ્રવજિત, અનગાર, પાખડી, ચરક, તાપસ, ભિક્ષુ, પરિવ્રાજક, નિર્ગ્રન્થ, સંયત, મુક્ત, આદિ અનેક શબ્દોથી સબોધાય છે

આ પ્રમાણે સ્થાનાગ, પ્રશ્નવ્યાકરણ, દશવૈકાલિકસૂત્ર આદિ સૂત્રોમા 'પાખડ' શબ્દ વ્રત અર્થમા વપરાયેલો સ્પષ્ટ જોવામા આવે છે.

પાખડ એટલે વ્રત વ્રત પાપથી રક્ષા કરે છે અને સાથે પાપનુ ખડન કરે છે એટલા માટે આટલો વ્રતાચાર જેનામાં હોય તે પાખડી કે વ્રતધારી કહેવાય છે પાખડ ધર્મ અને દભ બન્ને અર્થમા વપરાય છે પણ અહીં તો પાખડ શબ્દ ધર્મના અર્થમા વપરાયેલો છે આ પાખડધર્મ ગ્રામ, નગર અને રાષ્ટ્રમા ફેલાતા દભને—અધર્મને રોકે છે અને ધર્મનો પ્રચાર કરે છે જો આ પાખડધર્મ ધર્મપ્રચારને બદલે અધર્મ ફેલાવે તો શું તેને પાખંડધર્મ કહી શકાય ખરો ? પાખડધર્મ તો ધર્મની રક્ષા અને અધર્મનો નાશ કરે છે એટલા માટે પાખડ એ દભ નહિ પણ ધર્મવ્રતનો દ્યોતક શબ્દ છે

અહીં પાખડ શબ્દનો અર્થ પાપ કે દભ નહિ પણ લૌકિક તથા લોકોત્તર વ્રતનુ પાલન થાય છે સાધુઅવસ્થામા જેમ વ્રતનુ પાલન થાય છે તેમ ગૃહસ્થાવસ્થામા રહીને પણ વ્રતનું પાલન થઈ શકે છે. શાસ્ત્રમા કહ્યુ છે કે—

**'गिहीवासे वि सुव्वया'—उत्तराध्ययनसूत्र**

---

१ टीका—अनेकपाखण्डिपरिगृहित नानाविधव्रतिभिरङ्गीकृतं ।

અર્થાત્—ગૃહસ્થાશ્રમમાં રહીને પણ જે સુવ્રતનું પાલન કરે છે તે સુવ્રતી કહેવાય છે.[1]

ધૈર્ય ક્ષમા, સદ્ભાવ આદિ સદ્ગુણોનું સેવન કરવું તે પણ એક પ્રકારનું સુવ્રત છે. કહ્યું પણ છે—

धृतसत्पुरुषा सुव्रता ।

જે સજ્જન—સત્પુરુષ ધર્મ આદિ સદ્ગુણોનું સેવન કરે છે તે સુવ્રતી કહેવાય છે.

ભલે વિપત્તિઓનાં વાદળાં તૂટી પડે, ખાવાપીવાનાં ફાંફાં હોય, છતાં પણ જે પોતાની ઉદાર પ્રકૃતિને સાચવી, સદાચારને તિલાંજલિ આપતો નથી તે સાચો સુવ્રતી કહેવાય છે. જ્યાં સુવ્રતીઓની સંખ્યા વધારે હોય તે ગામ, તે નગર અને તે દેશ હમેશાં સુરક્ષિત રહે છે. સુવ્રતીઓના સદાચારબળ આગળ શત્રુઓનાં લશ્કર નિર્બલ બની જાય છે.

નીતિકારોએ પણ ઠીક જ કહ્યું છે કે—

प्रिया न्याय्या वृत्तिर्मलिनमसुभङ्गेऽप्यसुकरम्
असन्तो नाभ्यर्थ्याः सुहृदपि न याच्यस्तनुधनः ।
विपद्युच्चैः स्थेयं पदमनुविधेयं च महतां;
सतां केनोद्दिष्टं विषममसिधाराव्रतमिदम् ॥

---

૧ આદર્શ ગૃહસ્થાશ્રમની મર્યાદામાં રહી ધર્મના નિયમોનું બરાબર પાલન કરવામાં આવે તો આગળ જતાં એ ત્યાગી ગૃહસ્થ આદર્શ ત્યાગીજીવન ગાળી ધર્મપુત્ર કામદેવની માફક સિદ્ધ, બુદ્ધ, અને મુક્ત બની શકે છે. ગૃહસ્થાશ્રમની જવાબદારીઓ વહેંચીને પણ ત્યાગમય જીવન ગાળવું એ સહેલ નથી પણ ખાંડાની ધારે ચાલવા જેવું કપરું કામ છે. આ દૃષ્ટિબિન્દુએ ગૃહસ્થાશ્રમમાં રહેવા ત્યાગમય જીવન ગાળતા સુશ્રાવકો સુવ્રતી હોય છે. સુશ્રાવક બનવું એ સાધુતા પ્રાપ્ત કરવાનું પહેલું પગથિયું છે.

અર્થાત્—આપત્તિ, વિપત્તિ પડવા છતા પણ પોતાનુ મસ્તક ઊચુ રાખવુ, મહાન પુરુષોના પગલે ચાલવુ, ન્યાયોપાર્જિત આજીવિકામા પ્રેમ રાખવો, પ્રાણનાશ થાય તોપણ પાપકર્મમા પ્રવૃત્તિ ન કરવી, દુર્જનો પાસે કોઈ પણ ચીજની યાચના ન કરવી, નિર્ધન મિત્રો પાસે હાથ ન લબાવવો—સજ્જનોને આવુ કઠિન અસિધારાવ્રત કોણે શીખવ્યુ? પ્રશ્નનો જવાબ સ્પષ્ટ છે કે સજ્જનોમા આ સદ્‌ગુણો સ્વાભાવિક જ હોય છે

જ્યારે ગ્રામધર્મ, નગરધર્મ અને રાષ્ટ્રધર્મ એ ત્રણે ધર્મોનું સમુચિત પાલન થાય છે ત્યારે વ્રતરૂપ પાખડધર્મનો ઉદય સ્વતઃ થાય છે અને આ પાખડધર્મના ઉદયથી ધર્મશીલ મનુષ્યોમા રહેલી શક્તિ અને સ્ફૂર્તિ વિકસિત થાય છે શકિત અને સ્ફૂર્તિના વિકાસથી ધર્મ-શીલ વ્યક્તિ કઠિન વ્રતધર્મનુ પણ પાલન બરાબર કરી શકે છે અને ધર્મપ્રિયતાનો પરિચય આપી ધર્મનો ઉચ્ચ આદર્શ જનસમાજ સમક્ષ રજૂ કરી શકે છે આ વ્રતધારીઓ કષ્ટો અને સકટોમા મેરુપર્વતની માફક નિષ્કપ અને ધીરવીર રહે છે પ્રાણ ભલે જાય પણ ધર્મનો નાશ ન થાય એવી દૃઢ પ્રતિજ્ઞા કરનાર અને તેનુ બરાબર પાલન કરનાર મનુષ્યો સાચા વ્રતધારીઓ છે આવા સુવ્રતીઓના સદાચાર-બળથી દેશ, સમાજ અને ધર્મ હમેશા સમુન્નત બને છે

મહાપુરુષોએ ધર્મની જે સીમા બાધી છે એ ધર્મસીમાનુ, સંકટો સહેવા છતા પણ ઉલ્લઘન ન કરવુ એ વ્રતધારીઓનુ મહાવ્રત છે

ન્યાયવૃત્તિ રાખવી, પ્રામાણિક બનવુ એ સુવ્રતીઓનો મુદ્રાલેખ હોય છે એ મુદ્રાલેખને પ્રાણથી વધારે પ્રિય ગણે છે સુવ્રતી અન્યાય સામે જેહાદ જગાવે છે તે પોતે અન્યાય આદરતો નથી અને બીજા સામે અન્યાય થતો જોઈ તે મૂગો બેસી રહેતો નથી ન્યાયના પાલન અને અન્યાયના પ્રતિકાર માટે પોતાના પ્રાણની આહુતિ પણ આપી દે છે ન્યાયની ખાતર પ્રાણાર્પણ કરવાનો વખત આવે તો હસતે

મુખે પ્રાણની ભેટ સમાજ વા દેશને ચરણે ધરવી એવું સુમતી એનું ઠોર મત હોય છે

પણ આજના કહેવાતા વ્રતધારીઓની મનોદશા તો તદ્દન ઊલટી જણાય છે આજે તો એક રાતી પાઈ માટે, પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે સત્યને અસત્ય, ન્યાયને અન્યાય, ધર્મને અધર્મ કહેતા પણ આજના નામધારી વ્રતધારીઓ અચકાતા નથી. પણ એ લોકોએ એટલું જાણી લેવું જરૂરી છે કે ભલે તેઓ નામથી વ્રતધારી કહેવાતા હોય પણ ગુણથી વ્રતધારી બનવું તે તરવારની ધાર ઉપર ચાલવા જેવું છે

અત્યારે ધર્માધર્મનો વિવેક ભૂલી જવાથી જનસમાજમાં એવી ખોટી માન્યતા પ્રચલિત થઈ ગઈ છે કે સામાયિકમાં જેટલો સમય બેસીએ તેટલો સમય ધર્મ થાય છે પછી ભલે દુકાન ઉપર તો બધું પાપ જ કરવાનું હોય છે ” આ માન્યતા ખોટી છે કેવળ સામાયિકમાં બેસી જવાથી ધર્મ થતો નથી. આપણી રાતદિનની શુભાશુભ પ્રવૃત્તિ ઉપરથી પાપપુણ્યનો સરવાળો નીકળે છે. ઘણી વખત તો સામાયિક જેવા ધર્મકૃત્યમાં ગાળીગૂજળી, લોકનિંદા ક્રોધ આદિ દુષ્ટ મનોવૃત્તિનું સેવન કરવાથી પુણ્યોપાર્જન કરવાને બદલે પાપના ભાગી બનીએ છીએ. સામાયિક એ તો સમભાવ કેળવવાનું એક અમોઘ ધર્મસાધન છે સમભાવ કેળવવાને બદલે જો સામાયિકમાં લોકનિંદા ગાળીગૂજળી આદિદ્વારા વિભાવ, રાગદ્વેષનો પોષ એવો કરીએ તો સામાયિકવ્રતનું પાલન થતું નથી અને વ્રતપાલન બરાબર ન થવાને કારણે સામાયિકવ્રતનું પરિણામ શુભ આવવાને બદલે ઘણીવાર અશુભ આવે છે વ્રતધારીઓને તો સામાયિકવ્રત સમભાવને પોષનારું અને આત્મોન્નતિ સાધનારું હોય તો જ શોભે. સામાયિકવ્રતનો દુરુપયોગ કરવાને બદલે જો તેનો સદુપયોગ કરવામાં આવે તો આપણા ઘરના સમાજના, અને દેશના અનેક ક્લેશકલહો

હમેશા ઊભા થાય છે, તે આપમેળે જ દૂર થઈ જાય એટલુ જ નહિ પણ સામાયિકવ્રતના પાલનથી કોર્ટે જઈ દાવપેચ કરવાનો પ્રપચ પણ દૂર થઈ જાય એ નિશ્ચિત છે ધર્મશાસ્ત્રો એ પણ આધ્યાત્મિક 'પેનલ કોડ' છે ધર્મસૂત્રના ધાર્મિક, નૈતિક, આધ્યાત્મિક કાયદાકાનૂનો એવા સુદર અને ન્યાયપૂર્ણ છે કે આપણે જો નિર્દોષભાવે એ ધર્મકાયદાઓને અનુસરીએ તો દેશ, સમાજ કે કુટુબમા પેસી ગયેલો પરસ્પરનો વૈરભાવ સ્વત શાન્ત થઈ જાય પણ ધર્મશાસ્ત્રોના કાયદાકાનૂનોનુ પાલન કરવુ સામાન્ય જનતા માટે સરલ નથી જે સુવ્રતીઓ હોય છે, જેમનો આત્મા ધર્મના રગથી રગાયેલો હોય છે એવા ધર્મવીરો જ ધર્મવ્રતનુ પાલન બરાબર કરી શકે છે

જે મનુષ્ય સાચો વ્રતધારી છે, સદ્ધર્મી છે તે મનુષ્ય પ્રાણનો નાશ થાય તોપણ ધર્મનો નાશ થવા દેતો નથી

સુદર્શન શ્રાવકનુ દૃષ્ટાન્ત આપણને ધર્મનુ દૃઢ પાલન કેવી રીતે થાય છે તેનો આછો પરિચય આપે છે

સુદર્શન શ્રાવકે શૂળી ઉપર ચડી જઈ પ્રસન્નતાપૂર્વક પ્રાણાર્પણ કરવાનુ કબૂલ્યુ પણ અભયા રાણીની પ્રાર્થનાનો સ્વીકાર ન કર્યો શુ તેને પોતાનો પ્રાણ પ્રિય નહોતો ? આપણે એનો જવાબ આપીએ તે પહેલા સુદર્શન શેઠનો આત્મા બોલી ઊઠશે કે—“ મને મારો પ્રાણ પ્રિય હતો, પણ મારો પ્રાણપ્રિય ધર્મ તેથી પણ વિશેષ પ્રિય હતો. મારો અતરાત્મા ધર્મરક્ષા માટે પ્રાણાર્પણ કરવાનો આદેશ આપતો હતો ”

આવુ જ એક બીજુ શાસ્ત્રીય ઉદાહરણ વ્રતપાલનની કઠિનતા અને મહત્તા સમજાવે છે

વરુણ નામનો બારવ્રતધારી શ્રાવક એક રાજ્યાધિકારી હતો. તે વ્રતપાલનની સાથે રાજ્યાધિકાર ચલાવતો હતો

એક વખત પરદેશી રાજાએ તેના રાજા ઉપર અચાનક હુમલો

કર્યો. રાજાએ બધા ગણાધિકારીઓને અસ્ત્રશસ્ત્રોથી સેના સજ્જ કરવાની આજ્ઞા આપી.

બધા રાજ્યાધિકારીઓ રાજાની આજ્ઞાનુસાર સેનાને અસ્ત્રશસ્ત્રોથી સજ્જ કરી રણભૂમિના મેદાન ઉપર આવ્યા. વરુણ પણ રાજાની આજ્ઞાનુસાર સેનાને તૈયાર કરી આવ્યો.

બન્ને પક્ષનાં સૈન્યો તૈયાર થયાં અને થોડીવારમાં તો તુમુલ યુદ્ધ છેડાઈ ગયું. અને સામસામા અસ્ત્રશસ્ત્રોના પ્રહારો થવા લાગ્યા. વરુણને પણ યુદ્ધ કરવા માટે આદેશ આપવામાં આવ્યો. વરુણે જવાબ આપ્યો:

"જે કોઈ અત્યાચારી, અન્યાયી મારી ઉપર અસ્ત્રશસ્ત્ર ફેંકશે તેની સામે હું મારાં અસ્ત્રશસ્ત્રો જરૂર ઉપાડીશ. બાકી નિરપરાધી જીવોને ન મારવાની મારી વ્રતપ્રતિજ્ઞા છે. આ વ્રતપ્રતિજ્ઞાનું પાલન હું મારા જીવને જોખમે પણ કરીશ. આપણા રાજાનો યુદ્ધમાં આવવાનો આદેશ થયો છે તો એ આદેશને શિરોધાર્ય કરવો એ મારી પહેલી ફરજ છે. અને સાથે યુદ્ધમાં નિરપરાધી જીવો સામે હાથ ન ઉપાડવો અને વ્રતનિયમનું પાલન કરવું એ પણ મારું કર્તવ્ય છે." થોડીવારમાં સનનન અવાજ કરતું એક તીક્ષ્ણ તીર તેના હૃદયમાં ભોંકાયું અને તે નીચે ઢળી પડ્યો. હવે અપરાધી જીવને અપરાધનો બદલો આપવાથી તેના વ્રતમાં ભંગ થતો નથી એમ જાણી તેણે અસ્ત્રશસ્ત્રો હાથમાં ઉપાડ્યાં અને એક જૈનવીર તરીકે વ્રતની રક્ષા કરતો યુદ્ધમાં વીરતાપૂર્વક લડ્યો અને રાજાજ્ઞા અને વ્રતપ્રતિજ્ઞાનું પૂરેપૂરું પાલન કરી પોતાની પવિત્ર ફરજ બજાવી રાજ્યરક્ષા અને વ્રતપ્રતિજ્ઞાના પાલન માટે પ્રાણોને અર્પણ કરી વીર વરુણ મૃત્યુને ભેટી અમર બન્યો.[1]

આ શાસ્ત્રીય દૃષ્ટાન્તો આપણને શું શીખવે છે? એ જ શીખવે છે કે અશાશ્વત શરીરની રક્ષા માટે શાશ્વત ધર્મનો નાશ ન કરો. મનુ મહારાજનું એ ધર્મસૂત્ર આપણને ધર્મરક્ષાનું કર્તવ્ય સમજાવે છે કે —

धर्म एव हतो हन्ति धर्मो रक्षति रक्षितः।

૧ જુઓ: શ્રી ભગવતીસૂત્ર.

અર્થાત્—ધર્મનો આપણે નાશ કરીશુ તો ધર્મ આપણો નાશ કરશે, અને ધર્મની આપણે રક્ષા કરીશુ તો ધર્મ આપણી રક્ષા કરશે. આ ધર્મસૂત્ર અક્ષરશ સત્ય છે.

એક ઇતિહાસપ્રસિદ્ધ દૃષ્ટાન્તદ્વારા ધર્મપાલન કરવુ કેટલુ કઠણુ છે તે સમજાવું

જોધપુરના રાઠોડ [1]દુર્ગાદાસનુ નામ તમે સાભળ્યુ હશે એ એક રાજપૂત નરવીર હતો દૃઢધર્મી અને સ્વામીભક્ત સેવક હતો

એક વખત રાઠોડ દુર્ગાદાસ બાદશાહ ઔરગઝેબના પજામા સપડાયો ત્યા બાદશાહની બેગમ ગુલનાર આ નરવીરનુ ઓજસ્ જોઈ મત્રમુગ્ધ બની ગઈ તે દુર્ગાદાસની પાસે આવી પોતાને અપનાવવા પ્રાર્થના કરવા લાગી, એટલુ જ નહિ પણ અનેક પ્રકારના પ્રલોભનો બતાવવા લાગી કે–"હે નરવીર ! તુ મારી પ્રાર્થનાનો સ્વીકાર કરે તો આજે જ આ બાદશાહને મારી તને દિલ્હીનો સમ્રાટ બનાવુ "

દુર્ગાદાસ બેગમની પ્રાર્થના સાભળી અવાક્ થઇ ઊભો રહ્યો. તે વિચારમા પડી ગયો કે બેગમ આ શુ કહી રહી છે ! તે તો દૃઢધર્મી હતો નરવીર હતો તેણે એટલું જ કહ્યુ કે "મા ! તુ આ શુ બોલે છે ! તુ તો મારી માતા છે."

બેગમ 'મા' શબ્દ સાભળતા લાલચોળ થઈ ગઈ અને કહેવા લાગી "દુર્ગાદાસ ! 'મા' શબ્દ બોલતા જરા વિચાર કર ફરીવાર વિચાર કર વગરવિચાર્યે કશુ બોલ નહિ."

દુર્ગાદાસ તો મૂગે મોઢે બધુ સાભળતો ગયો પોતે જે કહી રહ્યો છે તે બરાબર વિચાર કરીને બોલી રહ્યો છે, એ વિષે તેને પૂરેપૂરો વિશ્વાસ હતો પોતે નિર્ભય હતો તેને કોઈનો ડર નહોતો પ્રાણનાશનો પણ ભય નહોતો કેવળ એક પાપનો ડર હતો તેણે નિર્ભીક થઈ બેગમને જવાબ આપ્યો

---

1 શ્રી. દ્વિજેન્દ્ર રોયકૃત 'દુર્ગાદાસ'

“ મા ! શું ? કહું છું તે બરાબર વિચારીને બોલું છું. ભલતું આજ ભાન ભૂલી ગઈ છો એમ મને લાગે છે.

મુખતાર બેગમને આ દુર્ભેદી વચનો જાણે તીક્ષ્ણ બાણ શરીરમાં ભોંકાતાં હોય તેવાં લાગ્યાં. તે નાગણની જેમ તાડૂકી ઊઠી કે— મારા વચનની અવગણના કરનારની શી દશા થાય છે તે તું જાણે છે ! મારા વચનને ઉથાપનારને આ તાતી તલવારને શરણે જવું પડે છે એ તું બરાબર સમજી લે અને અંતિમ જે કંઈ નિર્ણય કરવો હોય તે નિર્ણય કરી લે. એક તરફ આ રત્નજડિત સિંહાસન છે અને બીજી તરફ આ તાતી તલવાર. બોલ ! તારો શો વિચાર છે ! સામે જો પેલો મારો પુત્ર કમબખ્સ તલવાર લઈને ઊભો છે. આજ્ઞા આપું એટલી વાર છે. બોલ—

મુખતાર બેગમ આગળ બોલવા જાય તે પહેલાં દુર્ગાદાસ સિંહની જેમ નિર્ભય થઈ ગાજી ઊઠ્યો— મા ! તારા મોઢેથી આવા શબ્દો હું મારા કાને સાંભળી શકતો નથી. મારો પ્રાણ અત્યારે સદાચારની રક્ષા માટે બલિવેદી ઉપર ચઢવા તલપી રહ્યો છે. મને પ્રાણની પરવા નથી. મને તો સદાચારની પરવા છે. મને પ્રાણ કરતાં સદાચાર વધારે પ્રિય છે.

દુર્ગાદાસનો આ સદાચારધર્મ આપણને શો બોધપાઠ આપે છે ! સદાચારનું સેવન કરો. સદાચારધર્મ જ તમારો સુખદુઃખમાં સાચો મિત્ર છે. એ સાચા મિત્રની જે દિવસે તમે અવગણના કરશો તે દિવસથી તમારા ધાર્મિક જીવનનો અધઃપાત શરૂ થઈ ગયો છે એમ નક્કી માનજો.

જો તમે તમારું મનુષ્યજીવન સફળ કરવા ચાહો છો તો વ્રત પાલનમાં દૃઢ રહેજો. જે વ્રતની પ્રતિજ્ઞા લો તે પ્રતિજ્ઞાને વળગી રહેજો અને તેને પૂર્ણ કરવાનો હંમેશાં સતત પ્રયત્ન કરતા રહેજો. ઘણા લોકોની એવી માન્યતા છે કે વ્રતની પ્રતિજ્ઞા લેવાની શી

આવશ્યકતા છે। વ્રતની પ્રતિજ્ઞા લેવાની આવશ્યકતા એટલા માટે છે કે સંકટના સમયે વ્રતપાલનની પ્રતિજ્ઞા એક પરમપ્રિય મિત્રનું કાર્ય સાધે છે આપણને તે અધઃપતિત થતા પહેલા બચાવે છે અને ધર્મનો સાચો રસ્તો બતાવે છે. મહાત્માજી આજે મહાત્મા બન્યા છે એનુ ઘણુખરુ શ્રેય તેમની માતુશ્રીએ આપેલ 'પ્રતિજ્ઞા'ને મળે છે—કે જે પ્રતિજ્ઞાના પાલનથી મહાત્માજી આજે મહાન બની શક્યા છે સંકટના સમયે વ્રતપાલનનુ સ્મરણ કરાવનાર, વ્રતપાલન માટે વારવાર પ્રેરણા આપનાર અને પ્રલોભનના સમયે સંયમનો મર્મ સમજાવનાર વ્રતધર્મ એ આપણો સાચો મિત્ર બને છે આવા સાચા ધર્મમિત્રને આપણે શી રીતે અવગણી શકીએ ?

વ્રત વિષે આટલો બધો વિસ્તારપૂર્વક વિચાર કર્યા બાદ 'પાખડ' એટલે વ્રત, અને એ લૌકિક કે લોકોત્તર ધર્મવ્રતને ધારણ કરનાર 'પાખડી' કહેવાય છે, એ સહજ રીતે સમજી શકાય એમ છે

ગ્રામધર્મ, નગરધર્મ તથા રાષ્ટ્રધર્મને જીવનમા મૂર્ત સ્વરૂપ આપવા માટે પાખડધર્મ—વ્રતધર્મને સ્વીકારવો જોઈએ શાસ્ત્ર-કારોએ પણ એ દૃષ્ટિએ ગ્રામધર્મ, નગરધર્મ અને રાષ્ટ્રધર્મ બાદ 'પાખડધર્મ' વર્ણવ્યો છે



વિસ્તાર પામતા કુટુમ્બસસ્કારનુ રૂપ ધારણ કરે છે અને જ્યારે એ કૌટુમ્બિક સસ્કારોનુ ક્ષેત્ર જરા વિસ્તીર્ણ થાય છે ત્યારે તે સસ્કારો આખા કુળના સસ્કારો બની જાય છે. આ રીતે કુળના સસ્કારો એ ઘરના અને કુટુમ્બના સસ્કારોમાથી ઘડાયેલા અને સસ્કૃત બનેલા સસ્કારો છે કુળની સસ્કૃતિમાથી જે કુલીનતા જન્મે છે એ જ કુલીનતા માનવસમાજમા સુખશાન્તિનુ બીજ રોપે છે. કુળના આચારવિચારો વિકાસ પામતા જ્ઞાતિના આચારવિચારો બને છે, અને જ્ઞાતિના આચારવિચારો સંઘના આચારવિચારો બને છે, અને સઘના આચારવિચારોનો પ્રભાવ સમસ્ત રાષ્ટ્ર ઉપર પડ્યા વગર રહેતો નથી વિશેષ વિચાર કરીશુ તો આપણને સ્પષ્ટ જણાશે કે માનવસમાજની સુખશાન્તિ વધારવામા કુળધર્મનુ સ્થાન અતિ મહત્ત્વનુ છે અત્યારે વિશ્વશાન્તિ જે જોખમમા આવી પડી છે તેનુ એક કારણ કુળધર્મની અવગણના પણ છે. કુળધર્મ શો છે, કુળધર્મ માનવસમાજનુ શુ કલ્યાણ કરી શકે એમ છે, અને કુળધર્મનો પુનરુદ્ધાર કરવાથી સમાજ, ધર્મ અને રાષ્ટ્રનુ કલ્યાણ કેવી રીતે થઈ શકે એમ છે, એ વિષે આપણે અત્રે સક્ષેપમા વિચાર કરીશુ.

કુળ એટલે પરિજનોનો સમુદાય. અને ધર્મ એટલે કર્તવ્ય. પરિજનોના સમુદાયનો આચારવિચાર તે કુળાચાર કહેવાય છે

જે આચારવિચારથી, જે વિચારવર્તનથી અને જે કાર્યપ્રણાલીથી કુળનો આદર્શ ઉન્નત બને, કુળની પ્રતિષ્ઠા વધે, કુળની ખાનદાની વધે, કુળની માનમર્યાદા વધે, કુળ ઉચ્ચ બને, ટૂકમા કુળ કુલીન બને એ કુળનો ધર્મ કહેવાય છે

કુળનુ ક્ષેત્ર ઘણુ વિસ્તીર્ણ છે કુળની મર્યાદામા કુટુમ્બની અને ઘરની મર્યાદા આવી જાય છે

કુળના સંસ્કારોને સશુદ્ધ અને સંસ્કૃત બનાવવા માટે સર્વ પ્રથમ ગૃહના સંસ્કારોને તથા કુટુમ્બના સંસ્કારોને કેળવવાની આવશ્યકતા રહે છે કારણ કે આપણું ઘર તે સંસ્કૃતિને ખીલવવાની સહજ પાઠશાળા છે નાનાં બાળકો તે પાઠશાળાના વિદ્યાર્થીઓ છે માતાપિતા એ પાઠશાળાના હિતચિંતક શિક્ષકો છે

બાળક જેમજેમ પોતાની સંસ્કૃતિનું ક્ષેત્ર વધારતો જાય છે તેમતેમ તેના ગૃહસંસ્કારો પણ કુટુમ્બસંસ્કારોના રૂપમાં ફેરવાતા જાય છે બાળક મોટું મોટું થતાં પોતાના ઘરનું આંગણું છોડી કુટુમ્બના આંગણે જાય છે અને ત્યાંના સંસ્કારો અપનાવતો જાય છે પોતાના ઘરમાં તેને જેવા સંસ્કારો મળ્યા છે અને પાડોશી કુટુમ્બીઓના ઘરમાં જેવા સંસ્કારો છે તેનું સ્વાભાવિક સંમિશ્રણ થતું જાય છે જેમ બાળકની બુદ્ધિ વિકસિત થતી જાય છે તેમ તે બાળક ગૃહસંસ્કારો અને કુટુમ્બસંસ્કારોનું ધારધાર પૃથક્કરણ કરતું જાય છે અને આખરે તે ગૃહસંસ્કારોને કુટુમ્બના સંસ્કારો સાથે એક કરી લે છે બાળક જેમ ઉંમરમાં વધતો જાય છે તેમ તેમ તે ઘરનું કુટુમ્બનું આંગણું છોડી શેરીઓમાં રમતાં શીખે છે અને શેરીઓમાંથી કુળનાં ઘર સુધી પહોંચી વળે છે અને ત્યાં સંસ્કારો મળે છે તેને અપનાવતો જાય છે આખરે તે કુળધર્મને સમજતો થાય છે અને તેના આચારવિચાર પ્રમાણે વર્તવા પ્રયત્ન કરતો જાય છે.

કુળધર્મને સમજવાની બુદ્ધિ પરિપક્વ થતાં બાળક એ પણ સમજતો થાય છે કે તેનો કુળધર્મ મુખ્ય બે ભાગમાં વહેંચાયેલો છે એક લૌકિક કુળધર્મ છે કે જે કુળધર્મે માતાપિતા સર્વ વડાઓ તથા ગુરુઓના કુળમાં આજ્ઞાનુવર્તી રહી બ્રહ્મચર્ય, વ્રત પાલન, વર્ણવ્યવસ્થા તથા લોકવ્યવહારની સમુચિત શિક્ષાદીક્ષા

લેવાનો ઉપદેશ આપે છે, અને બીજો લોકોત્તર કુળધર્મ છે કે જે કુળધર્મ લોકજીવનને સાર્થક બનાવવાનો ઉપદેશ આપી મોક્ષમાર્ગ ગ્રહણ કરવાની શિક્ષાદીક્ષા આપે છે

લૌકિક કુળધર્મ અને લોકોત્તર કુળધર્મની શિક્ષાદીક્ષા દેવાની પ્રવૃતિ ભિન્નભિન્ન હોવા છતા બન્ને કુળધર્મોનો આદર્શ, તો માનવસમાજમા શાશ્વત સુખશાન્તિ સ્થાપવાનો છે લૌકિક કુળધર્મ એ આદર્શને પહોચવા માટે શુભ પ્રવૃત્તિમાર્ગ બતાવે છે, જ્યારે લોકોત્તર કુળધર્મ શુભ નિવૃત્તિમાર્ગ બતાવે છે

કુળધર્મના શાશ્વત સુખશાન્તિ પ્રાપ્ત કરવાના મૂળ આદર્શને પહોચવા માટે નિવૃત્તિમાર્ગ પ્રવૃત્તિમાર્ગ કરતા વધારે સીધો છે પણ આચરણમા કઠણ છે, જ્યારે પ્રવૃત્તિમાર્ગ આડોઅવળો છે પણ સુગમ છે.

સાધારણ મનુષ્યો માટે નિવૃત્તિમાર્ગ સરલ નથી પણ એ માર્ગ તો મુનિમહાત્માઓ કે જેઓ સાસારિક ભોગતૃષ્ણાને પોતાની પીઠ પાછળ કરી કેવળ મોક્ષસિદ્ધિ માટે સતત પ્રયત્નો કરે છે, તેમને માટે સરલ છે બાકી પ્રવૃત્તિના આડાઅવળે માર્ગે જનારા જગતમા ઘણા છે તેમા જે લોકો કુળધર્મના ધ્યેય પ્રમાણે ( સૂત્ર-ચારિત્ર ) સદાચાર અને સદ્વિચારોનું સેવન કરશે તે લોકો ધીરેધીરે નિવૃત્તિમાર્ગદ્વારા મોક્ષમાર્ગે પણ પહોચી શકશે

લોકોત્તર કુળધર્મના માર્ગે જનારાઓએ પણ લોકોત્તર ગુરુની પાઠશાળામા સમભાવ, સહિષ્ણુતા, જ્ઞાન, દર્શન, ચારિત્ર, ધર્મારાધન, આદિ પ્રાથમિક બોધપાઠો વિધિપુરસ્સર ભણવા પડે છે જે ગુરુની પાસે બરાબર શિક્ષાદીક્ષાદ્વારા શિક્ષિતદીક્ષિત થાય છે તે મોક્ષાર્થી શિષ્ય લોકોત્તર કુળધર્મનુ બરાબર પાલન કરી શકે છે અને આખરે મોક્ષસિદ્ધિને શનૈ શનૈ સાધી શકે છે

કેટલાક લોકોની એવી માન્યતા છે કે નિવૃત્તિમાર્ગે જઈ સૂત્ર-ચારિત્રનુ આરાધન કરવુ એ જ ધર્મ છે. બાકી પ્રવૃત્તિમાર્ગ એ

કુળના સંસ્કારોને સબુદ્ધ અને સંસ્કૃત બનાવવા માટે સર્વ પ્રથમ ગૃહના સંસ્કારોને તથા કુટુમ્બના સંસ્કારોને કેળવવાની આવશ્યકતા રહે છે. કારણ કે આપણું ઘર તે સંસ્કૃતિને ઘડવાની સહજ પાઠશાળા છે. નાનાં બાળકો તે પાઠશાળાના વિદ્યાર્થીઓ છે. માતાપિતા એ પાઠશાળાના હિતચિંતક શિક્ષકો છે.

બાળક જેમજેમ પોતાની સંસ્કૃતિનું ક્ષેત્ર વધારતો જાય છે તેમતેમ તેના ગૃહસંસ્કારો પણ કુટુમ્બસંસ્કારોના રૂપમાં ફેરવાતા જાય છે. બાળક મોટું મોટું થતાં પોતાના ઘરનું આંગણું છોડી કુટુમ્બના આશ્રમે જાય છે અને ત્યાંના સંસ્કારો અપનાવતો જાય છે. પોતાના ઘરમાં તેને જેવા સંસ્કારો મળ્યા છે અને પાડોશી કુટુમ્બીઓના ઘરમાં જેવા સંસ્કારો છે તેનું સ્વાભાવિક સંમિશ્રણ થતું જાય છે. જેમ બાળકની બુદ્ધિ વિકસિત થતી જાય છે તેમ તે બાળક ગૃહસંસ્કારો અને કુટુમ્બસંસ્કારોનું ધીરેધીરે પૃથક્કરણ કરતું જાય છે અને આખરે તે ગૃહસંસ્કારોને કુટુમ્બના સંસ્કારો સાથે એક કરી લે છે. બાળક જેમ ઉંમરમાં વધતો જાય છે તેમ-તેમ ત ઘરનું કુટુમ્બનું આંગણું છોડી શેરીઓમાં રમતાં શીખે છે અને શેરીઓમાંથી કુળના ઘર સુધી પહોંચી વળે છે અને નવા સંસ્કારો મળે છે તેને અપનાવતો જાય છે. આખરે તે કુળધર્મને સમજતો થાય છે અને તેના આચારવિચાર પ્રમાણે વર્તવા પ્રયત્ન કરતો જાય છે.

કુળધર્મને સમજવાની બુદ્ધિ પરિપક્વ થતાં બાળક એ પણ સમજતો થાય છે કે તેનો કુળધર્મ મુખ્ય બે ભાગમાં વહેંચાયેલો છે. એક લૌકિક કુળધર્મ છે કે જે કુળધર્મે માતાપિતા સર્વ વડીલો તથા ગુરુઓના કુળમાં આજ્ઞાનુવર્તી રહી બ્રહ્મચર્ય, વ્રત-પાલન, વ્યવસ્થા તથા લોકજીવનની સમુચિત શિક્ષાદીક્ષા

લેવાનો ઉપદેશ આપે છે, અને બીજો લોકોત્તર કુળધર્મ છે કે જે કુળધર્મ લોકજીવનને સાર્થક બનાવવાનો ઉપદેશ આપી મોક્ષમાર્ગ ગ્રહણ કરવાની શિક્ષાદીક્ષા આપે છે.

લૌકિક કુળધર્મ અને લોકોત્તર કુળધર્મની શિક્ષાદીક્ષા દેવાની પ્રવૃતિ ભિન્નભિન્ન હોવા છતા બન્ને કુળધર્મોનો આદર્શ, તો માનવસમાજમા શાશ્વત સુખશાન્તિ સ્થાપવાનો છે લૌકિક કુળધર્મ એ આદર્શને પહોચવા માટે શુભ પ્રવૃત્તિમાર્ગ બતાવે છે, જ્યારે લોકોત્તર કુળધર્મ શુભ નિવૃત્તિમાર્ગ બતાવે છે

કુળધર્મના શાશ્વત સુખશાન્તિ પ્રાપ્ત કરવાના મૂળ આદર્શને પહોચવા માટે નિવૃત્તિમાર્ગ પ્રવૃત્તિમાર્ગ કરતા વધારે સીધો છે પણ આચરણમા કઠણ છે, જ્યારે પ્રવૃત્તિમાર્ગ આડોઅવળો છે પણ સુગમ છે.

સાધારણ મનુષ્યો માટે નિવૃત્તિમાર્ગ સરલ નથી પણ એ માર્ગ તો મુનિમહાત્માઓ કે જેઓ સાસારિક ભોગતૃષ્ણાને પોતાની પીઠ પાછળ કરી કેવળ મોક્ષસિદ્ધિ માટે સતત પ્રયત્નો કરે છે, તેમને માટે સરલ છે બાકી પ્રવૃત્તિના આડાઅવળે માર્ગે જનારા જગતમા ઘણા છે તેમા જે લોકો કુળધર્મના ધ્યેય પ્રમાણે ( સૂત્ર–ચારિત્ર ) સદાચાર અને સદ્વિચારોનુ સેવન કરશે તે લોકો ધીરેધીરે નિવૃત્તિમાર્ગદ્વારા મોક્ષમાર્ગે પણ પહોચી શકશે

લોકોત્તર કુળધર્મના માર્ગે જનારાઓએ પણ લોકોત્તર ગુરુની પાઠશાળામા સમભાવ, સહિષ્ણુતા, જ્ઞાન, દર્શન, ચારિત્ર, ધર્મારાધન, આદિ પ્રાથમિક બોધપાઠો વિધિપુરસ્સર ભણવા પડે છે જે ગુરુની પાસે બરાબર શિક્ષાદીક્ષાદ્વારા શિક્ષિતદીક્ષિત થાય છે તે મોક્ષાર્થી શિષ્ય લોકોત્તર કુળધર્મનુ બરાબર પાલન કરી શકે છે અને આખરે મોક્ષસિદ્ધિને શનૈ શનૈ સાધી શકે છે

કેટલાક લોકોની એવી માન્યતા છે કે નિવૃત્તિમાર્ગે જઈ સૂત્ર–ચારિત્રનુ આરાધન કરવુ એ જ ધર્મ છે બાકી પ્રવૃત્તિમાર્ગ એ

પાપમાર્ગ છે આ માન્યતા ખોટી ભ્રમણા પેદા કરનારી છે જે લોકોની એવી માન્યતા છે તેમને પૂછવું જોઈએ કે સત્પ્રવૃત્તિદ્વારા કુળના આદર્શને ઉન્નત બનાવવો એ પણ શું પાપ છે! જો કુળનો આદર્શ ઉન્નત બનાવવો એ પાપમય પ્રવૃત્તિ કહેવાતી હોય તો કુળને અધોગતિમાં ઉતારવો એ શું ધર્મ છે!

લૌકિક કુળધર્મનું બરાબર પાલન કરવું સરલ નથી. કુલીનતાની પ્રાપ્તિ માટે સતત પ્રયત્ન કરવાની જરૂર રહે છે સાચો કુળધર્મી ભલે પ્રાણ ચાલ્યો જાય, પરંતુ પૂર્વજોનો ચાલ્યો આવતો સદાચાર છોડી શકતો નથી. ભલે ખાવા ન જ મળે પણ અન્નના દાણા માટે ચોરી કે અસત્ય આદિ દોષોનું આચરણ કરવું તે કુળધર્મીને વજ્રપાત સમાન દુઃખ લાગે છે

રાણા પ્રતાપે કેવળ કુળધર્મની ટેક જાળવવા માટે અને કુળધર્મની રક્ષા માટે સ્વેચ્છાએ દુઃખપરંપરા સ્વીકારી લીધી પણ તેણે પોતાના હાથે કુળધર્મની સ્વતંત્રતા ન વેચી. માણસની કુલીનતાની કસોટી દુઃખના પ્રસંગે જ થાય છે જે દુઃખોમાં પણ પોતાની કુલીનતા જાળવી રાખી શકે છે તે જ મનુષ્ય કુળધર્મનું પાલન કરી કુલીન બની શકે છે

અત્યારે ઉચ્ચ કુળમાં જન્મવા માત્રથી જ કુલીનતા આવી જતી હોય એવી માન્યતા પ્રચલિત થઈ પડી છે પણ ખરી રીતે ઉચ્ચ કુળમાં જન્મવા માત્રથી કુલીનતા આવતી નથી પણ કુલીનતા મેળવવા માટે મનુષ્યે પોતાએ સત્કાર્યોદ્વારા કુલીન બનવું પડે છે

ભગવાન મહાવીરે જાતિવાદને બદલે ગુણવાદને વધારે મહત્ત્વ આપ્યું છે કોઈ પણ મનુષ્ય ઉચ્ચ[1] કુળમાં જન્મવા માત્રથી ઉચ્ચ થઈ

---

૧ જાતિવાદ અને ગુણવાદ વચ્ચે હમેશ ઝઘડું ચાલતું રહ્યું છે. જાતિવાદને નાબૂદ કરવા ગુણવાદે અને ગુણવાદને નાબૂદ કરવા જાતિવાદે પરસ્પર અનેક બનાવો બન્યા છે. પણ માનવશક્તિ આગળ પાશવિક શક્તિ હમેશાં અન્તે પરાસ્ત થઈ છે ગુણવાદના પ્રચાર માટે ભગવાન

कम्मुणा बंभणो होई कम्मुणा होई खत्तिओ ।
कम्मुणा वेइस्सो होई सुद्दो होई कम्मुणा ॥ ઉ૦ સૂ૦ અ૦ ૨૫

અર્થાત્—કર્મથી બ્રાહ્મણ થાય છે, કર્મથી જ ક્ષત્રિય થાય છે,
કર્મથી જ વૈશ્ય થાય છે, અને કર્મથી જ શૂદ્ર બને છે

શકતો નથી તેમ કોઈ નીચ કુળમા જન્મવાથી કોઈ નીચ થઈ જતો નથી ઉચ્ચતા અને નીચતા માણુસની સારીનરસી પ્રવૃત્તિઓ ઉપર આધાર રાખે છે માણુસ સત્પ્રવૃત્તિ કરી પોતાનો આદર્શ ઉચ્ચ બનાવશે તો તે ઉચ્ચ બની શકશે જો માણુસ નીચ પ્રવૃત્તિ કરશે તો તે નીચ કહેવાશે ઉચ્ચ કુળમા જન્મવા છતા પણુ મનુષ્ય પોતાની નીચ પ્રવૃત્તિથી નીચ બને છે તેમ નીચ કુળમા જન્મવા છતા જો માણુસ સત્પ્રવૃત્તિ કરે તો તે ઉચ્ચ પણુ બની શકે છે નીચ કુળમાથી ઉચ્ચ મહાત્મા બનેલા હરિકેશી, માતગ જેવા ધર્મગુરુઓનુ વર્ણન ધર્મશાસ્ત્રોમા મળે છે

આજે આપણે કુલીનતાના આધારે ઉચ્ચનીચ, સ્પૃશ્યાસ્પૃશ્યનો પૂર્વાપર વિચાર કરીએ તો આપણુને સ્પષ્ટ જણુાશે કે જાતિવાદ એ સમાજની એક મોટી બદી છે અને ગુણુવાદ એ સમાજનો આદર્શ છે ભગવાન મહાવીરપ્રભુએ ગુણુવાદનો આદર્શ જગત સમક્ષ રજૂ કરી જાતિવાદની બદીને દૂર કરવાનો અથાગ પ્રયત્ન કર્યો હતો, અને તેમણે ગુણુવાદદ્વારા—માનવતાના વિકાસદ્વારા—વિશ્વશાન્તિનો પેગામ જગત-માત્રને સભળાવ્યો હતો ભગવાન મહાવીરના ગુણુવાદનો એ દિવ્ય સદેશ આપણે ફરીવાર બરાબર સાભળવાની જરૂર છે આપણે જો એ દિવ્ય

---

મહાવીરે, મહાત્મા બુદ્ધે તથા અનેક મહર્ષિઓએ સતત પ્રયત્નો કર્યા છે અને એ જ કારણુ છે કે અત્યારે પણુ એમના ઉપદેશેલા શ્રી આચારાગ, શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર આદિ જૈન ગ્રન્થોમા, ધમ્મપદ, સુત્તનિપાત, સયુક્ત-નિકાય આદિ બૌદ્ધગ્રન્થોમા, શ્રી ભગવદ્ગીતા, ઉપનિષદ આદિ વૈદિક ગ્રન્થોમા ગુણુવાદને લગતી પુષ્કળ સામગ્રી મળે છે

સદેશને સાંભળી, સમજી શકીશું તો દેશમાં ઉચ્ચ નીચ, સ્પૃશ્યાસ્પૃશ્યનો જે જટિલ પ્રશ્ન ઊભો થયો છે તેનો ઉકેલ સારી રીતે થઈ જશે.

આજે આપણે કુલીનતાને ભૂલી જઈ કુળ શબ્દને વળગી ઉચ્ચનીચની વ્યાખ્યા કરીએ છીએ અને તેથી જ દેશ અને સમાજમાં મોટા ગોટાળો ઊભો થવા પામ્યો છે જે દિવસે આપણે કુલીનતાના ગજે ઉચ્ચનીચને તોળીશું તે દિવસે આપણી બધી સમસ્યા ભાંગી જશે.

કુલીનતા એ ધર્મસાધનાનું એક અંગ છે જ્યાં સુધી મનુષ્ય કુળધર્મનું બરાબર પાલન કરી કુલીન ન બને ત્યાં સુધી તે સત્-ચારિત્રધર્મ અને આત્મિક ધર્મનું આચરણ કરવા સમર્થ થઈ શકતો નથી. સત્-ચારિત્રધર્મનો આધાર કુળધર્મ છે જો કુળધર્મ નષ્ટ થઈ જાય તો તે આત્મિક ધર્મ કેવી રીતે પાળી શકે?

કેટલાક લોકો એવી દલીલ કરે છે કે કુળધર્મ તો સાંસારિક ધર્મની શિક્ષાદીક્ષા છે તો એ ધર્મ ધર્મ કેમ કહી શકાય? આ દલીલ ભ્રામક છે દલીલ કરનારે જાણવું જોઈએ કે કુળધર્મ જેમ લૌકિક ધર્મની શિક્ષા આપે છે તેમ લોકોત્તર ધર્મની પણ શિક્ષા આપે છે વળી લોકોત્તર ધર્મનો આધાર લૌકિક ધર્મ ઉપર રહે છે એટલા માટે જો લૌકિક ધર્મ વ્યવસ્થિત રીતે ન ચાલે તો લોકોત્તર ધર્મ પણ જોખમમાં આવી પડે. એટલા માટે લૌકિક ધર્મ અને લોકોત્તર ધર્મનો સમન્વય ભગવાન મહાવીરે કર્યો છે શ્રાવકશ્રાવિકા એ લૌકિક ધર્મના પ્રતિનિધિ છે અને સાધુસાધ્વી લોકોત્તર ધર્મના પ્રતિનિધિ છે શ્રી ચતુર્વિધ સંઘના આ ચાર પ્રતિનિધિઓ જો પરસ્પર સહાયકપણે સમન્વય ન રાખે તો જૈનધર્મ જોખમમાં આવી પડે. ભગવાન મહાવીરે જે સંઘશાસનની યોજના કરી છે તે યોજના એવી તો અદ્ભુતપૂર્વ છે કે એ સંઘશાસનની યોજનાદ્વારા આજે જિનશાસન નિર્વિઘ્નરૂપે પ્રવર્તી રહ્યું છે

લૌકિક ધર્મના પ્રતિનિધિઓએ, શ્રાવકશ્રાવિકાઓએ લૌકિક કુળ-ધર્મનુ બરાબર પાલન કરવુ જોઈએ, અને લોકોત્તર ધર્મના પ્રતિનિધિઓએ, સાધુસાધ્વીઓએ લોકોત્તર કુળધર્મનુ બરાબર પાલન કરવુ જોઈએ જ્યારે આ પ્રમાણે લૌકિક કુળધર્મ અને લોકોત્તર કુળધર્મનુ બરાબર પાલન કરી ભગવાન મહાવીરના અનુયાયીઓ, ધર્મશાસ્ત્રના શબ્દમા जाइ-सपन्ने જાતિસપન્ન અને कुलसपन्ने કુળધર્મથી સપન્ન બનશે ત્યારે જૈનસમાજમા કુલીનતા ધર્મગુણ પ્રગટશે, જે ગુણ સમાજમા અને દેશમા સુખશાન્તિનુ બીજ રોપશે

———— o ————

રાજ્યથી જરા પણ ઊતરતી નહોતી જૈનયુગમા નવલિચ્છી અને નવમલ્લી જાતિના અઢાર ગણુરાજ્યોનુ ગણુતત્ર ઇતિહાસપ્રસિદ્ધ છે આ અઢાર ગણુરાજ્યોનુ ગણુતત્ર સબળોદ્વારા પીડાતી પ્રજાને પીડાથી મુક્ત કરાવવા માટે અને તેમને સુખશાન્તિ પહોચાડવા માટે તન, મન અને ધનનો પણુ વ્યય કરી સહાયતા પહોચાડવામા ગૌરવ માનતુ.

આ ગણુતત્રની પદ્ધતિમા ગણુધર્મ પાળવા જતા પ્રજાસમૂહને કેટલુ સહન કરવુ પડતુ તેનો ઇતિહાસપ્રસિદ્ધ* ઉલ્લેખ આપણા જૈનશાસ્ત્રોમાથી મળી આવે છે

કહે છે કે પોતાના મોટાભાઈ કોણિકને મગધનુ મહારાજ્ય મળવાથી વિહલ્લકુમાર પોતાના માતામહ રાજા ચેટક પાસે આવીને રહ્યો મગધરાજ કોણિકે વૈશાલીમા જઈ રહેલા વિહલ્લકુમાર પાસેથી હસ્તિ તથા હાર માગ્યા રાજા કોણિકને આ હાથી તથા હાર માગવાનો કઈ હક્ક નહોતો કોણિકને જેમ મગધની રાજગાદી મળી હતી તેમ બીજા ભાઈઓને પોતપોતાના ભાગ મળ્યા હતા પણુ કોણિકને પોતાની સત્તા અને બળનો મદ હતો વિહલ્લકુમાર જ્યા આવી રહ્યો હતો ત્યા ગણુતત્રની સહાયથી કારભાર ચાલતો વૈશાલીના ગણુતત્રના સચાલક રાજા ચેટક હતા તેમણે આ હકીકત જાણી તુરત ગણુના અઢાર રાજાઓને એકત્રિત કરી, કોણિક કેવા પ્રકારનો અન્યાય, અત્યાચાર કરી રહ્યો છે અને ગણુતત્રના જવાબદાર પુરુષોએ તેનો સામનો શા સારુ કરવો જોઈએ તે બધુ સ્પષ્ટતાપૂર્વક સમજાવ્યુ સક્ષેપમા તેમણે કહ્યુ કે:

"જે રીતે વિહલ્લકુમારના બીજા અગિયાર ભાઈઓને રાજ્યમાથી ભાગ મળ્યો છે તેજ પ્રમાણે વિહલ્લકુમારને તેના માતાપિતા તરફથી આ હાર તથા હાથી મળ્યા છે એની ઉપર મગધરાજ કોણિકનો કોઈ પ્રકારનો હક્ક નથી કોણિક અન્યાયથી, સત્તાના અભિમાનથી વિહલ્લકુમારને દબાવવા માગે છે"

ગણુતત્રના અઢારે રાજાઓએ કોણિકના આ અત્યાચાર—અન્યાયની

---

* જુઓ શ્રી નિરયાવલિસૂત્ર તથા ભગવતીસૂત્ર

સામે વિરોધ જાહેર કર્યો. આખરે યુદ્ધ કરવું પડે તો અઢારે ગણતંત્રના રાજાઓએ સાથે મળી ચેટક રાજાને સહાય કરવાનું વચન આપ્યું. ગણતંત્રોમાં અથવા પ્રજાતંત્રોની રાજ્યવ્યવસ્થામાં પ્રજાને માથે કેવી ગંભીર જવાબદારીઓ હોય છે તેની કલ્પના આથી થઈ શકશે. વિહલ્લકુમાર એ માત્ર ચેટક રાજાનો જ ભાણેજ હતો, બીજા રાજાઓને એની સાથે કશો સંબંધ નહોતો, છતાં તેમણે અન્યાય—અત્યાચારની સામે લડવાનો અને વિહલ્લકુમારના ન્યાયની પડખે આવી ઊભા રહેવાનો નિશ્ચય કર્યો.

જે પ્રજા અન્યાય, અત્યાચારની સામે પૂરેપૂરા બળથી સામનો કરી શકે નહિ અથવા તો પોતાના નાના નાના સ્વાર્થોમાં જ મશગૂલ રહે તે પ્રજા આવા ગણતંત્રને માટે પોતાની યોગ્યતા સિદ્ધ કરી શકે નહિ.

યુદ્ધની ભયંકરતા કે હિંસાને આડે ધરી આ ગણતંત્રવાળાઓ વિહલ્લકુમારને ખુશીથી કોણિકની દયા ઉપર છોડી પણ શકત. પણ તેઓ સમજતા હતા કે ગણતંત્રમાં એવા તુચ્છ બનાવને જરા પણ સ્થાન ન જ હોય.

નાનામાં નાનો અન્યાય કે અત્યાચાર ગણતંત્રમાં જો ચલાવી લેવાય તો એ ગણતંત્રના પાયા બીજે જ ક્ષણે ધ્રૂજી ઊઠે. ગણધર્મના રસિક પુરુષો વખત આવ્યે કોણિકના અન્યાય સામે લડી લેવા પણ તૈયાર થયા. નવમલ્લી જાતિના અને નવલિચ્છવી જાતિના અઢાર ગણરાજાઓ રાજા ચેટકની મદદે આવ્યા.

ગણતંત્રની પ્રતિજ્ઞા સાથે, એક આશ્રયે આવેલા રાજકુમારની સાથે થયેલા અન્યાયનો પ્રતિકાર અને તેના હકનું સંરક્ષણ, એ આ યુદ્ધનાં મૂળ કારણો હતાં.

અહીં કોઈને એવી શંકા થવી સંભવિત છે કે લડાઈનું નામ ધર્મ છે પરન્તુ અહીં તો કેવળ હાર, હાથી ન આપવાથી વેર સમામ

થશે, અને અનેક માણસોની જાનમાલની ખુવારી થશે પણ જો હાર, હાથી પાછા આપી દેવામા આવે તો ન તો સગ્રામ થાય તેમ ન માણસોની જાનમાલની ખુવારી પણ થાય પણ અહી તો હાર, હાથી ન મોકલીને જાણી જોઈને યુદ્ધની તૈયારી કરવામા આવે છે તો આ યુદ્ધ ધર્મ્ય કેમ ગણી શકાય ?

આ પ્રશ્ન જરા વિચારણીય છે આ પ્રશ્નનો ઉત્તર એક શાસ્ત્રીય ઉદાહરણદ્વારા વિશેષ સ્પષ્ટ થશે

રાજા પરદેશી, કેશીશ્રમણ સાથે ખૂબ ધર્મચર્ચા કરીને ખમાવ્યા વગર જવા લાગ્યા ત્યારે કેશીશ્રમણે તેમને કહ્યુ કે 'હે ! રાજા ! તમે મારી સાથે ઘણા લાબા સમય સુધી ઘણી આડીઅવળી વાતો કરી અને અતે ખમાવ્યા વિના ચાલ્યા જાઓ છો, તો શુ આ સાધુની અવજ્ઞા નથી ?'

રાજા પરદેશીએ ઉત્તર આપ્યો કે 'હુ એ વાતને સારી રીતે જાણુ છુ અને મારી એ ભાવના પણ નથી કે આપને હુ ખમાવુ નહિ ! મારો વિચાર છે કે જ્યારે હુ પરિવાર સહિત સેના લઈને આવુ ત્યારે આપને ખમાવુ'

અહીં આપણે વિચારવુ જોઈએ કે જો રાજા એકલો જ ખમાવીને ચાલ્યો જાત તો જીવહિંસા ઓછી થાત અને પરિવાર અને સેના સહિત ખમાવવા આવવામા જીવહિંસા વિશેષ થશે તો પછી સેના અને પરિવાર સહિત ખમાવવા આવવામા પરદેશી રાજાનો શો મુખ્ય આશય હતો ?

જો પરિવાર તથા સેના સહિત ખમાવવા આવવામા જીવહિંસા વિશેષ થવાની સભાવના હતી તો કેશીશ્રમણે પરદેશી રાજાને 'પરિવાર તથા સેનાસહિત ખમાવવા આવવામા જીવહિંસા વિશેષ થશે માટે જો તમારો ખમાવવાનો જ ભાવ છે તો તમે એકલા જ ખમાવી જાઓ બધાને અત્રે આવવાની આવશ્યકતા નથી' એમ કહી શા માટે રાજાને રોક્યો નહિ ! આ પ્રશ્નનો સમાધાનકારક ઉત્તર શો હોય ?

આ પ્રશ્ન વિષે ગંભીર વિચાર કરતાં તેનો મર્મ એ સમજાય છે કે રાજા એકલો ખમાવવા ન ગયો તેનું મુખ્ય તાત્પર્ય માત્ર એટલું જ હતું કે સપરિવાર ખમાવવા આવવામાં જનસમાજ ઉપર ધર્મનો પ્રભાવ અસાધારણ પડે છે તેથી ધર્મનો ઉદ્યોત અને તેની પ્રભાવના થાય છે

કેશીશ્રમણે પરદેશી રાજાને સેના સહિત ખમાવવા આવવાનો નિષેધ આ જ કારણે ન કર્યો હોય! અને આવવા જવામાં પણ દ્વીન્દ્રિયાદિ પ્રાણીઓની વિરાધના થવાની સંભાવના અવશ્ય હોવાથી કેશીશ્રમણે પરદેશી રાજાને પરિવાર અને સેના સહિત ખમાવવા આવવાનો આગ્રહ ન કર્યો તેમ આજ્ઞા પણ એવી ન આપી હોય. આ ઉપરથી એ સહેજે સમજી શકાય એમ છે કે—

કેવળ આરંભસમારંભને આપણે દેખીએ અને તેનાથી થનારો લાભ ન દેખીએ તો તે ન્યાયયુક્ત ન કહેવાય.

રાજા પરદેશી મૂર્ખ નહોતો, જ્ઞાની હતો. કદાચ માની લઈએ કે રાજાને જ્ઞાન નહોતું પણ કેશીશ્રમણ તો જ્ઞાની હતા ને? જો રાજાને આ પ્રકારનું કાર્ય કરવું ઉચિત નહોતું તો કેશીશ્રમણે રાજાને કેમ ન રોક્યો?

તમને ફરી એવી શંકા થાય કે રાજા પરદેશીની વાત તો સૂત્રધર્મને લગતી છે એટલે એ પ્રશ્ન જુદો છે અને મહારાજા કોણિકની વાત ગણધર્મને લગતી છે એટલે એ પ્રશ્ન પણ જુદો છે જ ને? ભિન્ન ધર્મોને એક કોટીમાં કેમ મૂકી શકાય?

અહીં તો કેવળ હાર, હાથી પાછા આપવામાં ન આવે તો અનેક મનુષ્યોની જાનમાલની ખુવારી થશે, તો તે યુદ્ધને ઉચિત કેમ માની શકાય?

તમારો પ્રશ્ન બરાબર છે. જુઓ જેમ રાજા પરદેશી એકલો જ ખમાવીને આવ્યો હોત તો સૂત્રધર્મનો પ્રભાવ જનસમાજ કે સેના ઉપર પડત નહિ તેમ જ રીતે ગણધર્મમાં ન્યાયઅન્યાયનો વિચાર

કર્યા વિના કેવળ યુદ્ધની ભય કરતાનો વિચાર કરી મહારાજા કોણિકને હાર, હાથી પાછા આપી દે અને આશ્રયે આવેલા વિહલ્લકુમારને સહાયતા ન આપે, તો ગણધર્મનો પ્રભાવ પ્રજાજનો ઉપર પડે નહિ, પણ ઊલટુ પ્રજાજનો આવા ગણધર્મને ડરપોકધર્મ કહે કે વીરધર્મ ? પ્રજાજનો પાસેથી આ પ્રશ્નનો જવાબ માંગવામા આવે તો એક અવાજે એ જ જવાબ મળશે કે એવો ડરપોક ગણધર્મ શા કામનો ?

આ પ્રમાણે હાર, હાથી પાછા આપી દેવાથી ગણધર્મ જોખમમા આવી પડે તો સંઘધર્મની રક્ષા થાય કે નાશ ?

એ કહેવાની જરૂર નથી કે ગણધર્મની રક્ષામા સંઘધર્મની રક્ષા અને ગણધર્મના નાશમા સંઘધર્મનો નાશ રહેલો છે

'જ્યા સુધી પોતાના માથા ઉપર આવી પડ્યુ નહિ ત્યા સુધી ગણધર્મનો સ્વાંગ રચ્યો, અને જ્યારે ગણધર્મને કાર્યમા પરિણત કરવાનો કટોકટીનો સમય આવ્યો ત્યારે ગણધર્મને છોડી દીધો ' આ પ્રકારનો અવર્ણવાદ કોણિક રાજાને હાર, હાથી પાછા આપવાથી જનસમાજમા પ્રચલિત થઈ જાત ગણધર્મના આ અવર્ણવાદથી ગણધર્મ અને રાજધર્મ કલંકિત થઈ જાત જેવી રીતે રાજા પરદેશીને સેના અને પરિવાર સહિત ખમાવવા આવવામા સમકિત ધર્મનો લાભ થયો, તેવી જ રીતે ગણધર્મનુ અને રાજધર્મનું ડરપોકપણાનુ કલંક દૂર કરવાની દૃષ્ટિએ, અન્યાય, અત્યાચારના પ્રતિકારની દૃષ્ટિએ અને આશ્રયે આવેલા ગજકુમાર વિહલ્લકુમારની રક્ષાની દૃષ્ટિએ હાર, હાથી કોણિકને પાછા ન આપવામા ગણધર્મની રક્ષા રહેલી હતી અને તેને અંગે યુદ્ધ આવશ્યક થઈ પડ્યુ હતુ

આ યુદ્ધ જૈનસૂત્રોમા 'મહાશિલાકંટક' તથા 'રથમૂસલ' સંગ્રામોના નામે પ્રસિદ્ધ છે એમા ઘણા માણસો મરાયા યુદ્ધમા દૈવી મદદથી જોકે કોણિક જીત્યો પણ એ બધુ છતા ગણતંત્રના ધુરંધરોએ ભારે જોખમ ખેડીને પણ પોતાના ગણતંત્રની પ્રતિષ્ઠા જાળવી

મુખ્યત : આ ગણતંત્ર-ગણધર્મની રક્ષા કરતાં જેટલા મનુષ્યોનો વધ થયો તે બધાનું મહાન પાપ મહારાજા કોણિકને લાગ્યું. કારણ કે તેણે જ અન્યાયનો પક્ષ લઈ લડાઈ કરી હતી. ગણતંત્રે તો માત્ર ન્યાયનો પક્ષ લીધો હતો.

આપણે પણ આરંભસમારંભને ધર્મ કહેતા નથી. પણ ધર્મની રક્ષા કરવી એ તો આવશ્યક છે ને?

આપણે આરંભસમારંભના બહાના નીચે આજે ધર્મબુદ્ધિનો નાશ કરી નાખ્યો છે એટલા જ માટે આજે જૈનધર્મને કેટલાક સામાન્ય માણસો ડરપોકધર્મ માની બેઠા છે. ચેટક રાજા અને નવમલ્લી તથા નવલિચ્છવી જાતિના અઢારે રાજાઓ ભગવાન મહાવીરના ભક્તો હતા એટલું છતાં તેમણે ગણધર્મની રક્ષા કરવા અને તેની આબરૂ જાળવવા આ યુદ્ધ કર્યું. પહેલાંના મનુષ્યો એટલા બધા વિચારશીલ અને ધર્મશીલ હતા કે અન્યાયને અટકાવવા ખાતર યુદ્ધ કરવું હોય તો તે પણ સ્વીકારી લેતા હતા. પણ શરણમાં આવેલા મનુષ્યને શરણ ન આપવું અને તેને ન્યાય ન અપાવવો એને જરા પણ ઠીક સમજતા નહોતા.

જે મનુષ્યો પોતાના શરણમાં આવેલાઓનો ત્યાગ કરી દે છે અર્થાત્ આશ્રય આપતા નથી તેઓ કાયર છે. પણ જે વીર છે જે મહાવીર ભગવાનના સાચા સેવક છે, જે ઉદાર અને ધર્માત્મા છે તેઓ તો પોતાનું સર્વસ્વ આપીને પણ શરણાગતની રક્ષા અને સેવા કરે છે.

આ યુદ્ધમાં જેટલા મનુષ્યોનો વધ થયો હતો, તે મનુષ્યહત્યાનું પાપ મુખ્યત મહારાજા કોણિક ઉપર એટલા માટે ઢોળવામાં આવે છે કે તેણે અન્યાયના પક્ષનું સમર્થન કરવા માટે યુદ્ધનું બીજ રોપ્યું હતું.

ગણતંત્રના નાયકોએ મહારાજા કોણિકને યુદ્ધ ન કરવા અને રાજકુમાર વિહલ્લકુમાર સામે અન્યાય ન કરવા ખૂબ સમજાવ્યો

અને છતા જ્યારે કોણિકને અન્યાયનો પક્ષ ન છોડતા યુદ્ધ માટે તૈયારી કરતો જોયો ત્યારે તેઓએ વિવશ થઈને સત્યધર્મ અને ન્યાય-ધર્મના પક્ષનુ સમર્થન કર્યું, અને શરણાગતની અને ગણધર્મની રક્ષા માટે યુદ્ધ કર્યું

ચેટક રાજા નવમલ્લી અને નવલિચ્છી જાતિના અઢારે રાજાઓ સમદૃષ્ટિ હતા અને મહારાજા કોણિક પણ જોકે પહેલા ભગવાન મહાવીરનો ભક્ત હતો પણ આ વખતે તો તેણે અન્યાયનો પક્ષ લીધો હતો

એક મનુષ્ય જે દુષ્ટ ભાવથી પ્રેરિત થઈને એક કીડીનો પણ વધ કરે છે તો તે 'પાપી' કહેવાય છે પણ એક ચક્રવર્તી મહારાજા જે અન્યાય, અત્યાચારનો પ્રતિકાર કરવા માટે પોતાની ચતુરંગી સેનાને યુદ્ધ માટે તૈયાર કરાવે છે તો પણ તે અપરાધી કહેવાતો નથી તેનુ પ્રધાન કારણ એ છે કે તે સમ્રાટ્ સ્વાર્થ સાધવા માટે કે દુષ્ટ ભાવથી પ્રેરાઈને નહિ પણ અન્યાય, અત્યાચારનો વિરોધ કરવા માટે વિવશ થઈને યુદ્ધ કરે છે

જો અન્યાય, અત્યાચારનો વિરોધ કરવા માટે કોઈ પગલુ લેવામા ન આવે તો સમસ્ત દેશમા અન્યાય ફેલાઈ જાય અને ધર્મનુ પાલન થવુ પણ અસંભવ જેવુ થઈ જાય જ્યારે બીજી બાજુ કીડીનો વધ કરનાર મનુષ્ય સંકલ્પજન્ય હિંસા કરી અપરાધી બને છે

આ જ પ્રમાણે મહારાજા કોણિકે જાણી જોઈને હિંસાની પરિ-સ્થિતિ ઊભી કરી અને અન્યાયનો પક્ષ લીધો એટલા માટે નિરપરા-ધીઓને મારવાનુ પાપ મહારાજા કોણિકને મુખ્યત લાગ્યુ કહેવાય ગણતંત્રના નાયકોએ કેવળ અન્યાય, અત્યાચારનો વિરોધ કરવાની ઇચ્છાએ વિવશ થઈ યુદ્ધ કર્યું એટલા માટે આ અન્યાયપૂર્ણ હિંસા કરવાનો અપરાધ ગણનાયકોનો નહિ પણ મહારાજા કોણિકનો છે

મુખ્યતઃ આ ગણતંત્ર-ગણધર્મની રક્ષા કરતાં જેટલા મનુષ્યોનો વધ થયો તે બધાનું મહાન પાપ મહારાજા કોણિકને લાગ્યું. કારણ કે તેણે જ અન્યાયનો પક્ષ લઈ લડાઈ કરી હતી. ગણતંત્રે તો માત્ર ન્યાયનો પક્ષ લીધો હતો.

આપણે પણ મારામાર અને ધર્મ કહેતા નથી. પણ ધર્મની રક્ષા કરવી એ તો આવશ્યક છે ને ?

આપણે આરંભસમારંભના બહાના નીચે આજે ધર્મબુદ્ધિનો નાશ કરી નાંખ્યો છે એટલા જ માટે આજે જૈનધર્મને કેટલાક સામાન્ય માણસો કાયરોનો ધર્મ માની બેઠા છે. ચેટક રાજા અને નવમલ્લી તથા નવલિચ્છવી જાતિના અઢારે રાજાઓ ભગવાન મહાવીરના ભક્તો હતા એટલું છતાં તેમણે ગણધર્મની રક્ષા કરવા અને તેની આબરૂ જાળવવા આ યુદ્ધ કર્યું. પહેલાંના મનુષ્યો એટલા બધા વિચારશીલ અને ધર્મશીલ હતા કે અન્યાયને અટકાવવા ખાતર યુદ્ધ કરવું હોય તો તે પણ સ્વીકારી લેતા હતા. પણ શરણમાં આવેલા મનુષ્યને શરણ ન આપવું અને તેને ન્યાય ન અપાવવો એને જરા પણ ઠીક સમજતા નહોતા.

જે મનુષ્યો પોતાના શરણમાં આવેલાઓનો ત્યાગ કરી દે છે અર્થાત્ આશ્રય આપતા નથી તેઓ કાયર છે. પણ જે વીર છે જે મહાવીર ભગવાનના સાચા સેવક છે જે ઉદાર અને ધર્માત્મા છે તેઓ તો પોતાનું સર્વસ્વ આપીને પણ શરણાગતની રક્ષા અને સેવા કરે છે

આ યુદ્ધમાં જેટલા મનુષ્યોનો વધ થયો હતો તે મનુષ્યહત્યાનું પાપ મુખ્યતઃ મહારાજા કોણિક ઉપર એટલા માટે ઢોળવામાં આવે છે કે તેણે અન્યાયના પક્ષનું સમર્થન કરવા માટે યુદ્ધનું બીજારોપણ કર્યું

ગણતંત્રના નાયકોએ મહારાજા કોણિકને યુદ્ધ ન કરવા અને રાજકુમાર વિહલ્લકુમાર સાથે અન્યાય ન કરવા ખૂબ સમજાવ્યો

(૭)

## સંઘધર્મ

[ सघ-धम्मे ]

**सुखा सघस्स सामग्गी, समग्गानं तपो सुखो।**

**અર્થાત્- સઘની સામગ્રી (સપ) સુખકારક છે અને સપથી રહેનારા શ્રાવકશ્રાવિકા, સાધુસાધ્વી—સમસ્ત સઘનું તપશ્ચરણ પણ સુખકારક છે —सुत्तनिपात**

જૈનધર્મ અને સઘધર્મનો પરસ્પરનો સબધ અભિન્ન છે જૈનધર્મમહેલનો જીવનસ્તભ એ સઘધર્મ છે ધર્મી વિના જેમ ધર્મ ટકી શકતો નથી તેમ સઘધર્મ વિના જૈનધર્મ ટકી શકે નહિ જીવન-રથના સ્ત્રી અને પુરુષ એ બે ચક્રો છે બન્નેમાથી એક પણ ચક્ર નાનુ મોટુ, અસમાન કે ભાગેલુતૂટેલુ હોય તો જીવનરથની ગતિ આગળ ચાલી ન શકે, તેમ ધર્મરથના સાધુસાધ્વી અને શ્રાવકશ્રાવિકા એ બન્ને ધર્મચક્રો છે ભગવાન મહાવીરે ધર્મરથને જ્ઞાન અને ચારિત્રરૂપ બે બળવાન બળદો જોડી, કુશળ ધર્મસારથિ બની ધર્મચક્રોનુ તીર્થ-પ્રવર્તન કર્યું અને ધર્મચક્રના એ તીર્થપ્રવર્તનદ્વારા ભગવાન મહાવીર

જૈનધર્મના સ્વરૂપ વિષે આપણે જરા ઊંડો વિચાર કરીશું તો જણાશે કે જૈનધર્મ અને આજનો રાષ્ટ્રધર્મ વિભિન્ન નથી. આજની રાષ્ટ્રીયતા આપણા જૈનધર્મની સુધારેલીવધારેલી નવી આવૃત્તિ જ છે આ રાષ્ટ્રધર્મના ત્રાણરૂપ જૈનધર્મને દિપાવવા માટે પ્રત્યેક સભ્યે ધૈર્યબળ અને આત્મભોગ કેટલા પ્રમાણમાં કેળવવાં જોઈએ તે આ જૈનધર્મનું સ્વરૂપ જાણવાથી સ્પષ્ટ થશે.

ખરી રીતે ગણતંત્ર—પ્રજાતંત્ર એ આપણો પુરાતન વારસો છે જો આપણે જનસમાજની સામે થવા જેટલું નૈતિક બળ કેળવીએ, નજીવા મતભેદો કે સ્વાર્થને તિલાંજલિ આપી રાષ્ટ્રધર્મ અને જૈનધર્મનો સુમેળ સાધી તેને માટે બલિદાન આપવા તૈયાર રહીએ તો આપણા પૂર્વજોની સંપત્તિના અધિકાર કે ઉપભોગથી આપણને કોઈ વંચિત રાખી શકે નહિ. આપણા જૈનધર્મમાં જે અમાપ બળ રહેલું છે તે બળનો આપણે સદુપયોગ કરતા શીખીએ તો આપણો જૈનધર્મ જગતમાં ઝળકી ઊઠે



નીતિકારો તો આ સઘશક્તિને નીતિરૂપે જીવનધ્યેય બનાવવા માટે આપણને ભારપૂર્વક કહ્યા કરે છે તેઓ '**संहति· श्रेयसी**'—સઘશક્તિ શ્રેયસી—કલ્યાણકારી—છે એટલુ જ કહીને અટક્યા નથી, પણ જેને આપણે ક્ષુદ્ર ગણી તુચ્છકારીએ છીએ તેવી ક્ષુદ્ર ગણાતી વ્યક્તિઓનુ પણ સગઠન સાધી સઘબળ કેળવવુ જોઈએ અને એ પ્રમાણે જ્યારે સઘબળ કેળવાય ત્યારે જ '**सहति कार्यसाधिका**' અર્થાત્ સઘશક્તિ ફલદાયિની નીવડે શકે અન્યથા નહિ એમ ભાર-પૂર્વક કહે છે

**अल्पानामपि वस्तूनां सहति कार्यसाधिका ।**
**तृणैर्गुणत्वमापन्नैर्बध्यन्ते मत्तदन्तिनः ॥**

તણખલા જેવી તુચ્છ ગણાતી વસ્તુઓને એકઠી કરી મદોન્મત્ત હાથીઓ પણ બાધી શકાય છે એ લોકપ્રસિદ્ધ ઉદાહરણને કોણ ખોટુ પાડી શકે એમ છે ? તેમ ભિન્નભિન્ન વ્યક્તિઓનુ છિન્નભિન્ન થયેલુ બળ જો એકત્રિત કરી સઘબળરૂપે પરિણત કરવામા આવે તો અસભવ જેવુ જણાતુ કાર્ય પણ સરળ રીતે સફળ થઈ શકે છે એની ના પણ કોણ પાડી શકે એમ છે ? સઘશક્તિ શુ નથી કરી શકતી ? જ્યારે નિર્જીવ વસ્તુઓનું સગઠન અજબ ગજબનુ કામ કરી બતાવે છે તો પછી વિવેકબુદ્ધિને ધારણ કરનાર માનવસમાજની સઘશક્તિનુ તો શુ પૂછવુ ?

માનવતાના વિકાસ માટે સઘશાસન હોવુ જરૂરનુ છે ભગવાન મહાવીરે જગતમાત્રના કલ્યાણની દૃષ્ટિએ સઘશાસનનુ જબરુ કામ હાથ ધર્યુ તે વખતે સઘશાસન શિથિલ થઈ ગયુ હતુ બ્રાહ્મણો અને બૌદ્ધોમા સઘશાસનની વ્યવસ્થામા ઘણી અપૂર્ણતા હતી કોઈ સ્ત્રી વા શૂદ્રને પોતાના સઘશાસનમા સ્વીકારતો નહિ એટલુ જ નહિ પણ તેમને ધર્મકૃત્ય જેવા પવિત્રકાર્યમા પણ અધિકાર આપતો નહિ તે વખતની આવી એકાગી સઘયોજનાથી માનવજાતિનો વિકાસ

તીર્થંકર બન્યા. એ ધર્મરથમાં અનેક ભવ્ય જીવોને બેસાડી તીર્થંકરપ્રભુ મહાવીરે ભયંકર ભવાટવીમાંથી તાર્યાં અને તરવાનો માર્ગ બતાવ્યો.

સજીવ કે નિર્જીવ પ્રત્યેક વસ્તુમાં અણુએ અણુએ અનંત શક્તિસામર્થ્ય રહેલું છે. પણ એ શક્તિસામર્થ્ય સફળ ત્યારે જ થાય છે જ્યારે શક્તિઓનો સમન્વય કરી સંગઠ્ઠ કરવામાં આવે છે. શક્તિઓનો સંગઠ્ઠ ન થાય અને પરસ્પરના સંઘર્ષથી તેનો હ્રાસ છિન્નભિન્ન થઈ જાય તો શક્તિનો સદુપયોગ થવાને બદલે દુરુપયોગ થયો સમજાય. શક્તિઓનો સંગઠ્ઠ કરવા માટે સ્વાર્થને વિવેકપૂર્વક દૂર કરવાની જરૂર છે અને સાથેસાથે સંઘશક્તિ કેળવવાની પણ અતિ આવશ્યકતા છે.

જો વિરુદ્ધ સ્વભાવી શક્તિઓનો પાણી અને અગ્નિ જેવાં વિરુદ્ધ તત્ત્વોની જેમ સમન્વય કરી વિદ્યુતશક્તિ જેવી સંઘશક્તિ પેદા કરવામાં ન આવે તો સંઘધર્મનું યન્ત્રરૂપ તન્ત્ર આગળ ચાલવું પણ મુશ્કેલ થઈ જાય.

રાષ્ટ્રતંત્ર, ગણતંત્ર, સમાજતંત્ર અને ધર્મતંત્રનું સંચાલનકાર્ય પણ સંઘશક્તિના પ્રબળ પીઠબળને લીધે જ ચાલી રહ્યું છે એની ના કોણ કહી શકે એમ છે?

સક્રમ માર્ગથી કોઈ મહાન કાર્યની સિદ્ધિ માટે સંઘશક્તિ કેળવવાની પણ પરમ આવશ્યકતા છે. આ જ ઉદ્દેશની પૂર્તિ માટે સમસ્ત માનવસમાજ સંઘસ્થાપનાની યોજનાને સ્વીકારે છે. નાનીમોટી સંસ્થાઓ, યુવકસંઘો, વિદ્યાર્થીસંઘો, જ્ઞાતિસંઘો, મંડળો, ગચ્છો, સંઘાડાઓ, સંપ્રદાયો વગેરે જુદાજુદા રૂપોએ લોકમત કેળવી પોતાના ઉદ્દેશની પૂર્તિ માટે સફળ પ્રયત્નો સેવ્યા છે અને હજુ તે સેવે છે.

આ સંઘસ્થાપનાની યોજનાની પાછળ વ્યક્તિગત શક્તિ ગમે તેટલી બળવતી હોય છતાં જ્યાં સુધી છૂટીછવાયેલી શક્તિઓને સામૂહિક રૂપ આપી સંઘબળરૂપે પરિણત કરવામાં ન આવે ત્યાં સુધી ઇષ્ટ સાધ્યની સિદ્ધિ થવી અશક્ય છે.

વિચારવિનિમય કરવામા આવે છે તે બધા અગોનો સમાવેશ લૌકિક સઘધર્મમા થઈ જાય છે.

જે જૈનધર્મ આવી સુદર સઘયોજના સ્વીકારે છે તે જૈનધર્મ આજે લોકોની દૃષ્ટિમા આટલો બધો અપૂર્ણ અને અવ્યાવહારિક કેમ જણાય છે? એવો કેટલાક લોકોનો પ્રશ્ન છે વાસ્તવમા આ પ્રશ્ન ખૂબ જ વિચારણીય છે જૈનધર્મ જે અત્યારે અપૂર્ણ વા ડરપોકધર્મ તરીકે વગોવાય છે તેમા થોડોક અપરાધ એ લોકોનો છે કે જેઓ જૈન-ધર્મનુ વાસ્તવિક સ્વરૂપ વિચાર્યા વિના કેવળ મતાગ્રહબુદ્ધિથી કે બહારના દૂષિત વાતાવરણથી જ જૈનધર્મને વગોવવામા પ્રવૃત્ત થઈ જાય છે અને પ્રધાન અપરાધ તો આજકાલના તે જૈન ભાઈઓનો છે કે જેઓ કાયરવૃત્તિ ધારણ કરી વીરધર્મને લજવી રહ્યા છે વાસ્તવમા જૈનધર્મના સિદ્ધાન્તોદ્વારા તે વિશ્વધર્મ બનવાને યોગ્ય છે

જાહેર સમાચાર, જાહેર સભા તથા જાહેર સસ્થાઓમા સમસ્ત સઘનુ અર્થાત્ સમસ્ત માનવજાતિનુ હિત અને શ્રેય વિચાર-વામા આવે છે જે ધર્મમા હિન્દુ, મુસલમાન વા કોઈ એક જ સમાજ વા જાતિનુ જ હિત વિચારવામા આવતુ હોય તેને આપણે કુળધર્મ તો કહી શકીએ, પણ સપૂર્ણ રાષ્ટ્રનો સઘધર્મ કહી ન શકીએ, કારણ કે રાષ્ટ્રનો સઘધર્મ વ્યક્તિની અપેક્ષાએ સમષ્ટિનુ શ્રેય-હિત પ્રથમ વિચારે છે

રાષ્ટ્રનો સઘધર્મ બરાબર અખિલ ભારતીય સઘ (National Congress) જેવો છે. સઘધર્મની અનુસાર જે સભા યા સસ્થા સ્થાપિત કરવામા આવે તેમા સમષ્ટિના હિતથી વિરુદ્ધ કેવળ કોઈ વ્યક્તિવિશેષની હાનિ તેમજ લાભ માટે સમષ્ટિના કાયદાઓનો ભગ કરવો અને પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે સમષ્ટિનુ હિત જોખમમા ઉતારવુ તે સઘધર્મનો નાશ કરવો બરાબર છે

કુપિત થતો જોઈ ભગવાન મહાવીરે સંઘયોજનાને વ્યવસ્થિત રૂપ આપ્યું. માનવતાની દૃષ્ટિએ સમસ્ત માનવજાતિને સંઘયોજનામાં સમાન અધિકાર આપ્યો. એટલું જ નહિ પણ સ્ત્રી અને શૂદ્ર જાતિને અવગણવામાં આવી હતી તેમને પણ જ્ઞાન અને ચારિત્રના અધિકારી માની સંઘશાસનમાં સમાન હક્કો આપી, જગતમાત્રને સંઘશક્તિનો સુંદર પરિચય આપ્યો. ભગવાન મહાવીરના જેવી આવી સુંદર સંઘયોજનાનો પરિચય કોઈ સંઘસંસ્થાપકે આપ્યો નથી. ભગવાન મહાવીરની સંઘશાસનની યોજનાથી આખા આર્યાવર્તનો ઇતિહાસ સમુજ્જ્વલ છે. ભગવાન મહાવીરનું જિનશાસન જે અત્યાર સુધી વ્યવસ્થિત રૂપે ચાલે છે તેનું ઘણુંખરું શ્રેય ભગવાન મહાવીરના પ્રરૂપિત સંઘધર્મને જાય છે. સંઘધર્મનું ધ્યેય વ્યક્તિના શ્રેય સાથે સમષ્ટિનું શ્રેય સાધવાનું હોય છે. વ્યક્તિના શ્રેયના ભોગે સમષ્ટિનું શ્રેય જોખમમાં આવી પડતું હોય ત્યારે સમષ્ટિનું શ્રેય સંઘધર્મનું ધ્યેય થઈ પડે છે. સંઘધર્મને વ્યવસ્થિત રૂપ આપવાની જવાબદારી સંઘના પ્રત્યેક સભ્ય ઉપર રહે છે. સંક્ષેપમાં સંઘના પ્રત્યેક સભ્યનું શ્રેય સાધવું એ સંઘનો ધર્મ છે. સંઘધર્મ મુખ્ય બે વિભાગોમાં વહેંચાયેલો છે. એક લૌકિક સંઘધર્મ અને બીજો લોકોત્તર સંઘધર્મ. લૌકિક સંઘધર્મના સભ્યો (શ્રાવક શ્રાવિકા) લૌકિક સંઘશાસનનું કાર્ય જવાબદારીપૂર્વક ચલાવે છે અને લોકોત્તર સંઘધર્મના (સાધુસાધ્વીઓ) લોકોત્તર સંઘશાસનનું કાર્ય જવાબદારીપૂર્વક કરે છે.

લૌકિક સંઘધર્મ શું છે અને તેના સભ્યોનો શો ધર્મ છે તે વિષે અત્રે સંક્ષેપમાં વિચાર કરીશું. લૌકિક સંઘધર્મ વિષે શાસ્ત્રકાર ફરમાવે છે કે —

संघधम्मो — गणि-समाचार

અર્થાત્— સંઘ યા સભાના નિયમોપનિયમ.

જાહેર સમાચાર, જાહેર સભા તથા જાહેર સંસ્થા કે જ્યાં બધાનો અધિકાર છે અને બધાની ઉન્નતિ તથા સુખસગવડ વિષે

વિચારવિનિમય કરવામા આવે છે તે બધા અંગોનો સમાવેશ લૌકિક સઘધર્મમા થઈ જાય છે.

જે જૈનધર્મ આવી સુદર સઘયોજના સ્વીકારે છે તે જૈનધર્મ આજે લોકોની દૃષ્ટિમા આટલો બધો અપૂર્ણ અને અવ્યાવહારિક કેમ જણાય છે ? એવો કેટલાક લોકોનો પ્રશ્ન છે વાસ્તવમા આ પ્રશ્ન ખૂબ જ વિચારણીય છે જૈનધર્મ જે અત્યારે અપૂર્ણ વા ડરપોકધર્મ તરીકે વગોવાય છે તેમા થોડોક અપરાધ એ લોકોનો છે કે જેઓ જૈન-ધર્મનુ વાસ્તવિક સ્વરૂપ વિચાર્યા વિના કેવળ મતાગ્રહબુદ્ધિથી કે બહારના દૂષિત વાતાવરણથી જ જૈનધર્મને વગોવવામા પ્રવૃત્ત થઈ જાય છે અને પ્રધાન અપરાધ તો આજકાલના તે જૈન ભાઈઓનો છે કે જેઓ કાયરવૃત્તિ ધારણ કરી વીરધર્મને લજવી રહ્યા છે વાસ્તવમા જૈનધર્મના સિદ્ધાન્તોદ્વારા તે વિશ્વધર્મ બનવાને યોગ્ય છે

જાહેર સમાચાર, જાહેર સભા તથા જાહેર સસ્થાઓમા સમસ્ત સઘનુ અર્થાત્ સમસ્ત માનવજાતિનું હિત અને શ્રેય વિચાર-વામા આવે છે જે ધર્મમા હિન્દુ, મુસલમાન વા કોઈ એક જ સમાજ વા જાતિનુ જ હિત વિચારવામા આવતું હોય તેને આપણે કુળધર્મ તો કહી શકીએ, પણ સપૂર્ણ રાષ્ટ્રનો સઘધર્મ કહી ન શકીએ, કારણ કે રાષ્ટ્રનો સઘધર્મ વ્યક્તિની અપેક્ષાએ સમષ્ટિનું શ્રેય-હિત પ્રથમ વિચારે છે

રાષ્ટ્રનો સઘધર્મ બરાબર અખિલ ભારતીય સઘ (National Congress) જેવો છે સઘધર્મની અનુસાર જે સભા યા સસ્થા સ્થાપિત કરવામા આવે તેમા સમષ્ટિના હિતથી વિરુદ્ધ કેવળ કોઈ વ્યકિતવિશેષની હાનિ તેમજ લાભ માટે સમષ્ટિના કાયદાઓનો ભગ કરવો અને પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે સમષ્ટિનુ હિત જોખમમા ઉતારવુ તે સઘધર્મનો નાશ કરવા બરાબર છે

જે કાર્યપ્રણાલીથી સમષ્ટિનું શ્રેય અને હિત સધાતું હોય તે કાર્યપ્રણાલી હાથ ધરવી જોઈએ. એમાં જ સદ્ધર્મની મહત્તા અને શોભા રહેલી છે.

ઉદાહરણ તરીકે માનો કે અખિલ ભારતીય સંઘે (All-India National Congress) એવો નિશ્ચય કર્યો કે ભારતમાં વિલાયતી વસ્ત્રોનો ત્યાગ થવો જોઈએ. આ પ્રસ્તાવથી જોકે વિલાયતી વસ્ત્રનો વેપાર કરનાર વેપારીઓને જરૂર હાનિ થવાનો સંભવ છે તોપણ જો એથી ભારતના કરોડો ગરીબ ભાઈઓને ખાવાને અન્ન અને પહેરવાને વસ્ત્ર મળતાં હોય તો તે પ્રસ્તાવને કાયદામાં પરિણત કરવો જોઈએ, એમાં જ સદ્ધર્મનું પાલન રહેલું છે. એથી ઊલટું જો ઉક્ત પ્રસ્તાવને ન સ્વીકારતાં કરોડો ભારતીય ગરીબ ભાઈઓના જીવનરક્ષણ માટે વિચાર સરખો પણ ન કરવામાં આવે તો તેમાં સદ્ધર્મનું અપમાન છે અને તેમાં સદ્ધર્મનો નાશ રહેલો છે. હવે જો કોઈ વ્યાપારી ગુપચુપ કે સદ્ધર્મના પ્રસ્તાવથી વિરુદ્ધ જઈ છળકપટથી વિલાયતી કાપડનો વ્યાપાર કરે તો તે રાજ્ય તેમ જ સદ્ધર્મનું સ્પષ્ટ અપમાન કરી રહ્યો છે. જો નિષ્કપટભાવે સદ્ધર્મનું પાલન કરવામાં આવે તો તેથી સહુને ઘણો લાભ થવાની સંભાવના છે. જે બુદ્ધિમાન હોય છે તે કેવળ પોતાના સ્વાર્થની ખાતર જગતનું અહિત ચાહતા નથી. જે સંઘના સભ્યો આવા ઉદાર હોય છે તે સંઘ હમેશાં સમુન્નત બને છે.

ઉદાહરણ તરીકે માનો કે કોઈ એક ગામના નિવાસીઓ એકઠા થઈ ને રાજાને એવી પ્રાર્થના કરે કે ગાયોને ચરવા માટે કોઈ પણ સ્થાન નથી તો ગોચરભૂમિ માટે એક મેદાન નિઃશુલ્ક ખાલી કરી આપો. પ્રજાની આ માંગ રાજા સ્વીકારી લે તો તેથી પ્રજાજનના પ્રત્યેક સભ્યને લાભ થવો સંભવિત છે પણ જો કોઈ સ્વાર્થી મનુષ્ય પોતાના સ્વાર્થની વૃત્તિ તૃપ્ત કરવા ખાતર, પોતાનો માનમરતબો વધારવાની ખાતર કે પોતાના નામની પ્રસિદ્ધિ વધારવા માટે જો રાજાને

ખોટી રીતે બહેકાવી ગોચરભૂમિ ખાલી કરાવવામા બાધા ઊભી કરે અને એ રીતે તે સ્વાર્થી મનુષ્ય સમસ્ત પ્રજાસઘની હિતબુદ્ધિને પાર ન પડવા દેવા માટે કારસ્થાનો રચે તો તે સ્વાર્થી મનુષ્યને સઘધર્મનો નાશક સમજવો જોઈએ

પ્રજાસઘનુ હિત ધ્યાનમા ન રાખતા કેવળ સ્વાર્થવૃત્તિને તૃપ્ત કરવા માટે રાજાનો પક્ષ લેવો અને દુ ખોથી પીડાયેલા હજારો ગરીબ ભાઈઓ ઉપર દાઝયા ઉપર ડામ દેવો એ એક સાધારણ ગૃહસ્થ માટે પણ અનુચિત છે, તો પછી બાર વ્રતધારી શ્રાવક આવુ અનુચિત કાર્ય કેવી રીતે કરી શકે।

કેટલાક સજ્જનો સઘધર્મના સગઠનને તેમજ આ સઘધર્મની રક્ષા માટે કરવામા આવતા કાર્યોને એકાન્તપાપ કહે છે, પણ જો સઘધર્મના પાલનથી માનવસમાજ નીચધર્મ છોડે છે અને જે પાપકર્મોને છોડવાથી સસારનું ઉત્થાન થાય છે, અને સાથેસાથે સૂત્ર-ચારિત્ર્યધર્મના પાલન માટે ક્ષેત્ર તૈયાર થાય છે, તો શુ તે સઘધર્મને એકાન્તપાપ કહેવુ ઉચિત છે? નહિ

સંઘધર્મના પાલનમા આરભસમારભ અવશ્ય થાય છે, અને તેને આરભસમારભ માનવો પણ જોઇએ, પણ આવા આરભ-સમારભો પણ વિશેષ પ્રકારના હોય છે જેવી રીતે કોઈ મનુષ્ય પોતાની પુત્રીનું લગ્ન કરે અને બીજો પોતાની માતાનુ લગ્ન કરે, આ બન્નેમા લગ્નનો ઠાઠમાઠ સરખો છે, પણ શુ આ બન્ને લગ્નો બરાબર કહી શકાય? કદાપિ નહિ.

ખર્ચ તો બન્ને વિવાહોમા થાય છે, પણ શુ આ બન્નેનુ ખર્ચ બરાબર છે? નહિ પણ કોઈ મનુષ્ય આ બન્ને લગ્નોને આરભદૃષ્ટિથી જ સરખા કહે તો? તે અસત્ય કહે છે.

આ જ પ્રમાણે આરભસમારભના વિષયમા સમજવુ જોઈએ. કેટલાક કામો એવા હોય છે કે જે કામ કરવાથી ઉન્નતિ થાય છે અને સાથેસાથે અનેક મહાન પાપોનો પ્રતિકાર પણ થાય છે, અને

કેટલાંક કામો એવાં હોય છે કે જે કરવાથી આરંભસમારંભના પાપની સાથેસાથે અનેક મહાન પાપોને પણ ઉત્તેજના મળે છે.

આ બધું જાણવા છતાં જે લોકો કરવા યોગ્ય કામોને પાપરૂપ માની તજી દે છે તે પોતાની અવનતિની સાથેસાથે પાપોની પણ વૃદ્ધિ કરે છે. કરવા યોગ્ય કામોને એકાન્તપાપ માનીને લોકો તેને તજી ન દે અને અવનતિના માર્ગે વળી પાપોની વૃદ્ધિ ન કરે એ મહાન ઉદ્દેશને લઈને સંઘધર્મની સ્થાપના કરવામાં આવી છે.

સંઘ એટલે વ્યક્તિઓનો સમૂહ. આ સમૂહ વ્યક્તિગત સ્વાર્થને છોડી સમષ્ટિના હિત અને શ્રેય માટે જે નિયમોપનિયમ રચી તેનું બરાબર પાલન કરવું તેનું નામ સંઘધર્મ છે.

આ સંઘધર્મને જીવનમાં ઉતારવા માટે સંઘના પ્રત્યેક સભ્યે પોતાની જવાબદારીપૂર્વક સંઘધર્મના નિયમોપનિયમનું પાલન કરવું જોઈએ. જે વ્યક્તિ પોતાની જવાબદારી ભૂલી જાય છે અને સ્વાર્થવશ સંઘધર્મનો ભંગ કરે છે તે સંઘધર્મનો નાશક છે.

સંઘનું જે બળ સાધે છે તેનું શ્રેય સંઘ સાધે છે. એ ધર્મ વાસ્તે પ્રત્યેક વ્યક્તિએ બરાબર સમજી લેવું જોઈએ. સંઘ એ સમાજની પ્રતિનિધિસંસ્થા છે અને એ સંસ્થાના સન્માનમાં પોતાનું સન્માન રહેલ છે. આ વસ્તુસ્થિતિથી જે પરિચિત છે તે વ્યક્તિ સંઘધર્મને ઉન્નત બનાવી શકે છે અને એની ઉન્નતિદ્વારા પોતાની ઉન્નતિ સાધી શકે છે.

લૌકિક સંઘધર્મ લોકવ્યવહાર કેવી રીતે ચલાવવો અને એને ચલાવવા માટે કેવું સામુહિક તંત્ર ઘડવું જોઈએ એનો સુંદર પરિચય આપે છે. માતાપિતાઓ જો લૌકિક સંઘધર્મની મહત્તા બરાબર સમજી સામુહિક તંત્રના નિયમોપનિયમ અનુસાર પોતાનો જીવનવ્યવહાર ચલાવે તો આજે લૌકિક સંઘધર્મ દીપી ઊઠે. લૌકિક સંઘધર્મનું પાલન બરાબર થાય તો લોકોત્તર ધર્મ પણ વ્યવસ્થિત

ચાલશે એમા જરા પણ શકા નથી કારણુ કે લૈકિક સઘધર્મ અને લોકાત્તર સઘધર્મના નિયમો ભિન્ન હોવા છતા બન્ને સંઘધર્મો ધર્મસબધથી ખૂબ. જ સકળાયેલા છે એ બન્નેને એકાન્ત ભિન્ન માની શકાય એમ નથી લૌકિક સઘધર્મના સભ્યોનું શુ કર્તવ્ય છે તે વિષે આપણે સામાન્ય વિચાર કર્યો હવે આપણે લોકાત્તર સઘધર્મ શો છે અને તેના સભ્યોનુ શુ કર્તવ્ય છે તે વિષે અત્રે વિચાર કરીએ

જે ધર્મના પાલનથી સાધુ-સાધ્વી, શ્રાવક–શ્રાવિકારૂપ શ્રી. ચતુર્વિધ સઘની ઉન્નતિ થાય તે લોકાત્તર સઘનો ધર્મ છે લોકાત્તર સઘધર્મમા પણુ વ્યક્તિગત લાભ ન દેખતા સમષ્ટિગત લાભનુ દૃષ્ટિબિન્દુ સામે રાખવુ જોઈએ

અહીં કોઈ એવી શકા કરે કે સઘધર્મનો તો સૂત્ર તેમજ ચારિત્ર ધર્મમા સમાવેશ થઈ જાય છે. તો પછી તેનુ જુદું વર્ણન શા માટે કરવામા આવે છે ! આ પ્રકારનુ કથન પાયા વગરનુ છે કારણુ કે સૂત્ર અને ચારિત્રધર્મ જુદા જુદા ધર્મ છે અને સંઘધર્મ પણુ તેથી જુદો જ ધર્મ છે સઘધર્મમા સઘના ગૃહસ્થો અને સાધુઓ બન્ને પ્રકારના સભ્યોનું જુદુ જુદુ કર્તવ્ય બતાવવામા આવ્યુ છે. જો આ બન્નેનુ કર્તવ્ય વિભક્ત કરવામા ન આવે તો સઘનું અસ્તિત્વ પણુ વધારે સમય સુધી ટકી શકે નહિ આ વાતનો સ્પષ્ટાર્થ નિમ્નોક્ત ઉદાહરણુથી વિશેષ સ્પષ્ટ થશે —

એક મનુષ્ય કાપડનો વેપાર કરે છે અને બીજો મનુષ્ય જવેરાતનો વેપાર કરે છે જો કે આ બન્નેને લૌકિક સઘધર્મના દૃષ્ટિબિન્દુથી વિચાર કરવામા આવે તો બન્ને સમાન છે તો પણુ તેઓ બન્ને એક બીજાનુ કાર્ય કરવામા અસમર્થ છે, અર્થાત્ જો ઝવેરીને કાપડની દુકાન ઉપર બેસાડવામા આવે અને કાપડીયાને જવેરાતની દુકાન ઉપર બેસાડવામા આવે તો તેઓ બન્ને એક બીજાનો વેપાર સારી રીતે ચલાવી શકે નહિ અને ફલત. બન્ને દુકાનો ચાલુ રહી શકે નહિ

આ જ પ્રમાણે ગૃહસ્થો તેમજ સાધુઓ મળીને એક સંઘ બને છે અને આખા સંઘનો પ્રશ્ન ઉપસ્થિત થવાથી બધા એક સમાન ગણવામાં આવે છે પણ જે પ્રકારે ઝવેરી કાપડીયાનું અને કાપડિયાઓ ઝવેરીનું ઉત્તરદાયિત્વ (Responsibility) સંભાળી શકતા નથી. તેવી જ રીતે સાધુઓ શ્રાવિકાની અને શ્રાવકો સાધુઓની જવાબદારી પાર પાડી શકતા નથી.

જો સાધુઓની જવાબદારી શ્રાવક ઉપર નાંખવામાં આવે તો તે સાધધર્મ જરૂર નષ્ટ થઈ જાય. જેવી રીતે કોઈ એક બાળકને દૂધ પિવડાવીને જ આપણે જીવિત રાખી શકીએ છીએ, એવી અવસ્થામાં કોઈ સાધ્વી ધવરાવે તો ! શાસ્ત્રના સિદ્ધાન્ત પ્રમાણે જરૂર દોષ લાગે.

પણ જો કોઈ સંસારી સ્ત્રી સાધ્વીને બાળક ધવરાવવામાં પાપ લાગે છે એટલા માટે હું પણ બાળકને ધવરાવીશ નહિ. આ પ્રકારે કહીને જો તે બાળકને ધવરાવે નહિ તો આપણે તેને શું કહીએ ! નિર્દયી.

શાસ્ત્રોમાં શ્રાવકો માટે પહેલા અણુવ્રતના પાંચ અતિચારો બતાવવામાં આવ્યા છે તેમાં "અન્નપાનનો નિષેધ"* કરવો એ પણ એક અતિચાર છે અને સાધુ જો કોઈ જાનવર અથવા મનુષ્યને અન્નપાણી આપે તો તેઓ માટે અતિચાર કહેવામાં આવ્યો છે. હવે જો સાધુઓની જવાબદારી શ્રાવક ઉપર નાંખવામાં આવે, તો શ્રાવકના ધર્મનું પાલન કેવી રીતે થઈ શકે !

* જુઓ પ્રતિક્રમણસૂત્રના પહેલા વ્રતના પાંચ અતિચારોમાં ભત્તપાણવોચ્છેએ (भत्तपानव्युच्छेद) અન્નપાણી રોકવા અટકાવ્યા હોય તે નામનો પાંચમો અતિચાર.

જુઓ—ભીખણઅનુભવ [illegible]

કેટલાક લોકો કહે છે કે, ' જે કામ સાધુ કરે તે ધર્મ અને જે સાધુ ન કરે તે પાપ ' આ પ્રમાણે સમજી લેવાથી શ્રાવક-સમાજમાં ગેરસમજ ઊભી થવા પામે છે તેઓએ પોતાની બુદ્ધિથી બધા શાસ્ત્રનો સાર આમા જ ભરી દીધો લાગે છે। પણ પ્રત્યેકની પોતપોતાની જવાબદારી સમજાવ્યા વિના સંઘધર્મને કેટલી બધી હાનિ થાય છે તે વિષે તેઓ વિચાર સરખો પણ કરતા નથી, કે જે કામો કેવળ સાધુઓ માટે જ નિશ્ચિત કરવામા આવ્યા છે, તે કામો કરવાથી શ્રાવક પોતાનો શ્રાવકધર્મ કેવી રીતે પાળી શકે ?

જ્યારે એક સાધારણ ઘરમા પણ પ્રત્યેક મનુષ્યનો જુદો જુદો કાર્યક્રમ રહે છે તો પછી આટલા મોટા સંઘનું કામ કાર્યપ્રણાલિને વિભાજિત કર્યા વિના કેવી રીતે ચાલી શકે ?

માનો કે એક શાહૂકારને ત્યા ચાર પુત્રવધૂઓ છે, તેમા એક પુત્રવતી છે, બીજી ગર્ભવતી છે, ત્રીજી વાઝણી છે અને ચોથી નવોઢા છે

હવે, જો સાસુ આ ચારેય પુત્રવધૂઓની ખાનપાન, ઉઠવુ-બેસવુ, કામકાજ કરવુ-વગેરેની જુદીજુદી વ્યવસ્થા ન કરતા ચારેય પુત્રવધૂઓને એક જ પ્રકારે રાખે તો શું થાય ? નુકશાન થઈ જાય

સાધુઓમા પણ કેટલાક જીનકલ્પી છે, કોઈ સ્થવિરકલ્પી છે કોઈ રોગી છે, તો કોઈ તપસ્વી છે જો આ બધાનો વિચાર સૂક્ષ્મદષ્ટિથી કરવામા ન આવે તો તેમનો બધાનો બરાબર નિર્વાહ કોઈ દિવસ થઈ શકે નહિ.

જ્યારે સાધુઓમા પણ અંદરના ભેદોનો જુદો જુદો ધર્મ બાધ્યા વિના નિર્વાહ થઈ શકતો નથી, તો પછી સાધુ અને શ્રાવકનો નિર્વાહ એક ધર્મના પાલનથી કેવી રીતે થઈ શકે ?

સાધુઓની જરૂરીયાતો ઘણી ઓછી હોય છે જ્યારે શ્રાવકોની જરૂરીયાતો ઘણી વધારે હોય છે.

જો આ પ્રમાણે સાધુ અને શ્રાવકની ભિન્ન ભિન્ન વ્યવસ્થા સ્વીકારીએ નહિ તો ઘણા શ્રાવકમાંથી સાધુ બને જ શા માટે ? એટલા માટે કે આરંભ–સમારંભમાં પડવું ન પડે તેમજ જરૂરીયાતો ઓછામાં ઓછી રહે.

જો સાધુ અને શ્રાવકનો એક જ ધર્મ છે તો સાધુધર્મ અને શ્રાવકધર્મમાં ભિન્નતા શી રહી ? સાધુ અને શ્રાવકની વાત તો દૂર રહી, પણ શ્રાવક–શ્રાવકમાં પ્રત્યેકનો જુદો જુદો ધર્મ હોય છે જેવી રીતે કોઈ એક શ્રાવક પોતાના ઘરમાં એકલો જ છે અને તે ૫–૭ રૂપિયાના માસિક ખર્ચથી પોતાનો નિર્વાહ ચલાવી શકે છે બીજો શ્રાવક એક રાજા છે અને તેનો કુટુંબપરિવાર પણ મોટો છે હવે જો એકલો રહેનાર શ્રાવક વિચારે કે જે હું કરું છું તે જ શ્રાવકધર્મ છે અર્થાત્ ૫–૭ રૂપિયાના માસિકખર્ચથી જ ઘરખરચ ચલાવવું તે જ શ્રાવકધર્મ છે અને જે ઉપર કહેલા માસિકખર્ચથી જે કોઈ વધારે માસિકખર્ચ કરે અથવા હું જેટલો આરંભ–સમારંભ કરું છું, તેથી કોઈ વધારે આરંભ–સમારંભ કરે તે શ્રાવકધર્મ પાલન કરી શકતો નથી. તો શું પહેલા શ્રાવકની અપેક્ષાએ તે રાજા બાર વ્રતધારી શ્રાવક બની શકે ? નહિ.

શાસ્ત્રમાં પ્રત્યેક શ્રેણીની વ્યક્તિ માટે જુદો જુદો ધર્મ નક્કી કરવામાં આવ્યો છે એક મનુષ્ય, સોળ દેશોનો રાજા હોવા છતાં પણ બાર વ્રતધારી શ્રેષ્ઠ શ્રાવક થઈ શકે છે. જો આ પ્રકારની શાસ્ત્રસમ્મત અને નીતિયુક્ત વાતને ઉલટી કહેવામાં આવે તો તે સંઘધર્મને હાનિકારક છે

ઉપર્યુક્ત વાતોથી એ સિદ્ધ થાય છે કે સાધુઓનો આચારધર્મ અને શ્રાવકોનો આચારધર્મ ભિન્ન છે જે લોકો સાધુઓનો અને શ્રાવકોનો આચારધર્મ એક જ કહે છે તેઓ ભૂલ કરી રહ્યા છે પણ આજકાલ સંઘધર્મ પણ સંકટમાં પડી ગયો છે સંઘની સમુચિત વ્યવસ્થા ન હોવાથી સાધુ પોતાની જવાબદારી

શ્રાવકો ઉપર અને શ્રાવકો પોતાની જવાબદારી સાધુઓ ઉપર નાખે છે જેવી રીતે પાઠશાળા ચલાવવી, સંસ્થા ખોલવી, કાર્યાલયની સક્રિય વ્યવસ્થા કરવી, ગૌરક્ષા તેમજ અનાથરક્ષાનો સક્રિય પ્રબંધ કરવો ઇત્યાદિ દયા અને પરોપકારના કાર્યો અવશ્ય છે, પણ સાધુઓ આવા વ્યાવહારિક પ્રપંચમા જ પડી જાય તો તે ઠીક નથી સાધુ ઉપકાર ન કરે તો પછી ઉપકાર કોણ કરશે ? જો એમ કહેવામા આવે તો હુ પૂછુ છુ કે આવા પરોપકારો, જેમા અનેક આરંભાદિ ક્રિયાઓ કરવી પડે છે, તે સાધુઓ જ કરવા લાગશે, તો શ્રાવક લોકો શુ કરશે ?

જો શ્રાવકોની જવાબદારીનુ કામ સાધુઓ ઉપાડી લેશે, તો સાધુઓના પાચ મહાવ્રતોનુ પાલન શુ શ્રાવકો કરશે ? જો શ્રાવકોનુ કામ સાધુ લઈ લે, તો શ્રાવકો પાચ મહાવ્રતોનુ સંપૂર્ણરૂપે પાલન કરવામા અસમર્થ તો છે જ, એટલે પાચ મહાવ્રતોની આવી રીતે હાનિ તો થવાની જ ને ?

સાધુ થઈને કોઈને સલાહ આપે કે અમુક સંસ્થાને એક હજાર રૂપિયા આપો, અથવા આ પ્રમાણે સ્પષ્ટ ન કહેતા એમ કહે કે 'પૈસા ઉપરથી મોહ ઉતારી નાખો, અથવા પુદ્ગલોનો ત્યાગ કરી દો.' આ પ્રમાણે પૈસાના પ્રપંચમા પડવુ તે સાધુઓને માટે યોગ્ય નથી કારણ કે પૈસાની અવ્યવસ્થા થવાને કારણે અનુચિત વ્યય થાય છે અને વિશ્વાસઘાતનુ પાપ સાધુ ઉપર આવે છે, માટે આત્મસાધક સાધુ પૈસાના પ્રપંચમા કેમ પડી શકે ?

વર્તમાન સમયમા કેટલીક સંસ્થામા અવ્યવસ્થા ચાલી રહી છે સ્વાર્થત્યાગી અથવા લાયક મનુષ્યોની કદર નથી રહી અને ગમે તે પુરુષ સંસ્થા સ્થાપિત કરવા તૈયાર થઈ જાય છે આવી નવી નવી સંસ્થાઓ ઊભી કરનારાઓની પરીક્ષા કર્યા વિના શ્રાવક લોકો તેઓને નિયમવિરુદ્ધ સહયોગ આપે છે અને સાધુત્વનો હ્રાસ કરે છે

જે કાર્યો શ્રાવકને કરવા યોગ્ય છે, તે શ્રાવકોએ અને જે કાર્યો સાધુને કરવા યોગ્ય છે, તે સાધુઓએ કરવા જોઈએ

જેમાં મોટો આરંભ અને અધિક ઉપકાર થતો હોય, તેવાં કાર્યો શ્રાવકો હંમેશા કરતા આવ્યા છે જેવી રીતે કેશી મહારાજે ચિત્ર પ્રધાનને કહ્યું હતું કે પરદેશી રાજા મારી સામે જ આવતો નથી, તો હું ઉપદેશ કોને આપું ! આ ઉપરથી માલુમ પડે છે કે રાજા પરદેશીને કેશી મહારાજ પાસે લાવવા તે શ્રાવકોનું કર્તવ્ય હતું સાધુઓનું નહિ. જો તે સાધુઓનું કર્તવ્ય હોત તો કેશી મહારાજ જ કોઈ સાધુને મોકલીને તેને બોલાવી લેત, પણ પરદેશી રાજાને ચિત્ર-પ્રધાન લાવ્યા હતા. કહેવાનું તાત્પર્ય એ જ છે કે સાધુઓ સાધુઓને યોગ્ય અને શ્રાવકો શ્રાવકોને યોગ્ય કાર્ય કરતા આવ્યા છે બેરખાઓ ન બોલવી એમ કહેવાનો મારો આશય નથી, પરન્તુ સાધુઓ આવા પ્રપંચોમાં ન પડે અને સાધુધર્મનું બરાબર પાલન કરે એમ મારું કહેવું છે

શ્રાવકોને ઉપદેશ દેવો તે સાધુઓનું કર્તવ્ય છે જેવી રીતે કેશી શ્રમણે રાજા પરદેશીને શ્રાવક બનાવ્યા બાદ ઉપદેશ આપ્યો હતો કે હે રાજા ! તું રમણિકમાંથી અરમણિક થતો નહિ. આ ઉપદેશ સાંભળીને રાજાએ સ્વયં રાજ્યના ચાર ભાગ પાડીને એક ભાગને દાનમાં ઉપયોગ કરવા માટે પ્રારંભ કર્યો પરન્તુ કેશી શ્રમણે રાજાને પ્રત્યક્ષ કહ્યું ન હતું કે તું આ પ્રમાણે કર. ઉપદેશ દેવાથી શ્રાવક સ્વયં પોતાનું કર્તવ્ય સમજી લે તો સાધુઓને સ્પષ્ટીકરણ અથવા શ્રાવકોને આગ્રહ કરવાની આવશ્યકતા રહેતી નથી. જેઓની શ્રદ્ધા અને શક્તિ હશે તે સ્વયં બધી વાતો સમજશે અને બીજાનો ઉપકાર કરવા માટે પ્રેરાશે. સાધુઓ કોઈને શરમમાં નાખે તે ઉચિત નથી.

કોઈ સાધુ એમ કહે કે શ્રાવકો વ્યવસ્થા કરવામાં તથા સંસ્થા ચલાવવામાં અસમર્થ છે એટલા માટે જો અમે સંસ્થાનું સંચાલન ન કરીએ તો કાર્ય કેવી રીતે ચાલી શકે ? આ પ્રશ્નના જવાબમાં હું કહું છું કે જો તેઓને એમાં જ સંઘનું કલ્યાણ જણાતું હોય તો તેમણે સાધુપણું છોડી દઈ શ્રાવકપણું સ્વીકારી તે કાર્ય કરવું જોઈએ.

સાધુઓને ભણવુ અત્યત આવશ્યક છે કારણ કે જો સાધુઓ ઉચ્ચ વિદ્યા ભણે નહિ તો જ્ઞાન, દર્શન અને ચારિત્રનુ મહત્ત્વ સંપૂર્ણ પણે જાણી શકે નહિ અને શાસ્ત્રોની શુદ્ધ વ્યાખ્યા તેમજ શાસ્ત્રપાઠનુ શુદ્ધ ઉચ્ચારણ કરી શકે નહિ તેથી તો ધર્મહાનિ થવાનો સભવ રહે છે અત્યારે વર્તમાન પરિસ્થિતિમા જે પરિવર્તન થઈ રહ્યુ છે તેમા પણ આપણે આપણો સઘ ટકાવવો છે. એટલા મટે સાધુઓને બધા શાસ્ત્રોમા નિપુણ બનાવીને જૈનધર્મની પ્રખર જ્યોતિ ફેલાવવી આવશ્યક છે '**पढमं नाण तओ दया**' એ ભ૦ મહાવીરનો દિવ્ય સદેશ સર્વત્ર ફેલાવવો અતિ આવશ્યક છે

જો સાધુ શાસ્ત્રપઠનમા પારગત થયા પછી વિચારે કે સંપ્રદાય-બન્ધનમા વધારે વિકાસ નથી માટે તેથી જુદા થઈ જવુ એ શ્રેષ્ઠ છે આ પ્રમાણે વિચારીને જો તે સાધુ સપ્રદાયબન્ધનથી જુદો થઈ જાય અને પોતાની સ્વતન્ત્રતા પ્રમાણે કાર્ય કરવા લાગે તો આચાર્ય પણ તેને અવિનીત જાણીને છોડી દે, તે છતા તમે તે સાધુની સહાયતા કરતા રહો અને સપ્રદાયબધન ન સ્વીકારવા છતાં પણ તેને પૂજતા રહો તો તે સાધુ આચાર્યની પરવા કરશે ? જે સાધુને આજ્ઞા બહાર કરવામા આવ્યો છે તેને તમે લોકો પૂજતા રહો તો તે આચાર્યપદનુ મૂલોચ્છેદન કરવા બરાબર છે કે નહિ ?

જો તમારે એવુ જ કાર્ય કરવુ હોય તો તે તમારી ખુશીની વાત છે, પણ આ વાત હમેશા ધ્યાનમા રાખશો કે આવા આજ્ઞાબહાર કરવામા આવેલ સાધુની સહાયતા કરવી, તે સઘધર્મ ઉપર કુઠારાઘાત કરવા બરાબર છે

જો તમે આજ્ઞાબહાર કરવામા આવેલ શિષ્યની સહાયતા કરતા રહેશો તો બધા પ્રાય સ્વતત્ર થઈને કહેવા લાગશે કે સાંપ્રદાયિક બન્ધનોની જરૂરીયાત નથી, તો કોઈ પણ શિષ્ય આજ્ઞામા રહી શકશે ખરો ?

સામ્પ્રદાયિક બન્ધનોની અનાવશ્યકતા બતાવવી તે સંઘધર્મની અજ્ઞાનતા બતાવવા બરાબર છે. જો તમે આ ઉપર વિચાર કરી યોગ્ય પ્રબંધ નહિ કરો તો બધા સાધુ સ્વચ્છંદી થઈ જશે. અને આવી અવ્યવસ્થા તથા વિશૃંખલતા ફેલાઈ જવાથી ધર્મનું તેમજ આચાર્યપદનું મહત્વ રહેશે નહિ. જો કોઈ પ્રકારનો નિયમ નહિ રહે તો બધા સ્વચ્છંદવાદી થઈ જશે અને તેથી સંઘનું કામ કેવી રીતે ચાલી શકશે! તે તમે પોતે સ્વયં વિચારી શકો છો.

નેશનલ કોંગ્રેસમાં કરવામાં આવેલા ઠરાવો આખા ભારતવર્ષના ઠરાવો છે. જો કોઈ એક મનુષ્ય તે ઠરાવનું અપમાન કરે તો તે કોંગ્રેસનું અપમાન છે. પ્રત્યેક વ્યક્તિનું કર્તવ્ય છે કે તે કોંગ્રેસના ઠરાવોનું બરાબર પાલન કરે. જો આ બન્ધનની જરૂરીયાત ન સમજીને પ્રત્યેક વ્યક્તિ પોતપોતાની ઇચ્છાનુસાર સ્વતંત્રતા ભોગવવા ચાહે તો રાષ્ટ્રધર્મ અને સંઘધર્મનું અસ્તિત્વ વધારે સમય સુધી ટકી શકે નહિ! બરાબર તે જ પ્રમાણે લોકોત્તર સંઘધર્મ વિષે પણ સમજવું જોઈએ. સંઘના નિયમો વિરુદ્ધ જે કોઈ પોતાની વ્યક્તિગત સ્વચ્છંદતા કરે છે તે સંઘધર્મનું અપમાન કરે છે.

સૂત્ર-ચારિત્રધર્મ પ્રત્યેક વ્યક્તિનો જુદો જુદો ધર્મ છે. પણ સંઘધર્મ તો બધાનો સામૂહિક ધર્મ છે. એટલા માટે સંઘધર્મ ઉપર વિશેષ ધ્યાન આપવાની જરૂર છે. જો સંઘધર્મ ન હોય તો ચારિત્રધર્મ વધારે સમય સુધી ટકી શકે નહિ. જેવી રીતે કોઈ માણસ પોતાની સમ્પત્તિની તો રક્ષા કરે જ છે પણ સાથે સાથે તેને પોતાના ગામની રક્ષા કરવાનું ધ્યાન પણ વિશેષ રાખવું પડે છે કારણ કે જો ગામ લૂંટાઈ જાય તો પોતાની સમ્પત્તિ પણ સુરક્ષિત રહી શકતી નથી. તે જ પ્રમાણે સૂત્ર-ચારિત્રધર્મ અને સંઘધર્મનો સંબંધ છે. સૂત્ર-ચારિત્ર ધર્મ એક મનુષ્યની સમ્પત્તિસમાન છે જ્યારે સંઘધર્મ આખા ગામની સમ્પત્તિસમાન છે.

જો આખા ગામની સમ્પત્તિ લૂટાઇ જાય તો એક મનુષ્ય પોતાની સમ્પત્તિ કેવી રીતે સુરક્ષિત રાખી શકે ? આ જ પ્રમાણે જે મનુષ્યો પોતાના વ્યક્તિગત ધર્મને સુરક્ષિત રાખવા ચાહે છે, તેઓએ સંઘધર્મની રક્ષા કરવા માટે પણ ખાસ ધ્યાન આપવુ જોઈએ

સઘધર્મનુ એટલુ બધુ મહત્ત્વ બતાવવામા આવ્યુ છે, કે જો કોઈ સાધુ વિશિષ્ટ અભિગ્રહાદિક ચારિત્રધર્મની સાધના કરી રહ્યા હોય અને તે વખતે સંઘને ઘણી જરૂરીયાત પડી હોય તો તે સાધુએ સાધના છોડીને પણ સઘનુ કાર્ય પ્રથમ કરવુ જોઈએ એવુ શાસ્ત્રનુ ફરમાન છે આ વાતથી ભદ્રબાહુ સ્વામીની કથા વિશેષ સ્પષ્ટ થશે

એક સમયે ભદ્રબાહુ સ્વામી એકાન્તમા યોગની સાધના કરી રહ્યા હતા તે વખતે સઘમા વિગ્રહ થઈ ગયો હતો જ્યાસુધી કોઈ તેજસ્વી અને પ્રતિભાશાળી પુરુષ તેનો અત ન આણે, ત્યાસુધી વિગ્રહ શાત થવો અસભવિત જણાતો હતો આખરે સંઘ ભેગો થયો અને સઘે નિશ્ચય કર્યો કે ભદ્રબાહુ સ્વામી સિવાય બીજા કોઈ આ વિગ્રહને શાન્ત પાડી શકે એમ નથી માટે તેમને બોલાવવા માટે કોઈ સાધુ જાય અને તે અહિ આવીને આ વિગ્રહને શાન્ત કરે

સાધુઓએ ભદ્રબાહુ સ્વામી પાસે જઈને સઘનો સદેશ સભળાવ્યો ભદ્રબાહુ સ્વામી બધુ સાભળી રહ્યા બાદ ઉત્તર આપ્યો કે –'અત્યારે હુ યોગ સાધી રહ્યો છુઃ જેથી યોગ સાધી રહ્યા બાદ હુ ત્યા આવીશ.'

સાધુઓએ ભદ્રબાહુ સ્વામીનો ઉત્તર સઘને કહી સભળાવ્યો. ભદ્રબાહુ સ્વામીનો ઉત્તર સાભળીને સઘને ઘણુ આશ્ચર્ય થયુ કે આચાર્યે પોતાના કલ્યાણ માટે આખા સઘ તરફ કેમ ઉપેક્ષા કરી ? આ પ્રમાણે પૂર્વાપર વાતને વિચારી સઘે ફરીવાર સાધુઓને તેમને બોલાવવા મોકલ્યા સાધુઓએ સઘના કહેવા પ્રમાણે કહ્યુ કે—

હે ! મહારાજ ! યોગસાધના સાધી તમારું આત્માનું કલ્યાણ કરવું યોગ્ય છે કે સમસ્ત સંઘમાં ફેલાયેલ વિઘ્નને શાન્ત કરવો યોગ્ય છે ?

આ પ્રમાણે સાંભળીને ભદ્રબાહુ સ્વામી પોતાનો અભિગ્રહ અધૂરો મૂકીને સંઘની પાસે આવ્યા અને શ્રી સંઘની ક્ષમાપના માગી કહ્યું કે મારા યોગની સાધના કરવા કરતાં સંઘનું કાર્ય વિશેષ મહત્ત્વપૂર્ણ છે આ પ્રમાણે કહી સંઘને સાન્ત્વના આપી.

જે લોકો આજ એમ કહ્યા કરે છે કે અમોને તેથી શું ! અમે શા માટે બીજાની ચિન્તા કરીએ ! અમે કુશળ રહીએ તો બસ. બીજાનું ગમે તે થાય ! અમોને તેથી શું ! આ પ્રમાણે જે વિચાર કરે છે તેઓ ભયંકર ભૂલ કરે છે જે ગામમાં જે દેશમાં આવા વિચારવાળા મનુષ્યો રહે છે તે ગામનું અધઃપતન થયા વગર રહેતું જ નથી. ભારતવાસીઓના હૃદયમાં જ્યારથી આવા વિચારો પેસી ગયા છે ત્યારથી ભારત અધોગતિને પ્રાપ્ત થતો આવ્યો છે ભારતમાંથી હવે તે દુષ્ટ ભાવના ખસતી દેખાય છે અને આખો રાષ્ટ્ર સંગઠિત થઈ રાષ્ટ્રોદ્ધાર કરી રહ્યો છે તો ભારતની દશા કોઈ વખતે અવશ્ય સુધરશે એવી આશા રાખવામાં આવે છે

હજુ સુધી જૈનસંઘમાંથી અમોને તેથી શું ! આ દુષ્ટ ભાવના દૂર નથી થઈ અને તે ભાવનાને દૂર કરવા માટે કોઈ પ્રયત્ન પણ કરવામાં આવતો નથી એ વધારે દુઃખની વાત છે સંઘધર્મનું મહત્ત્વ ન સમજવાથી જ આ દુષ્ટ ભાવના જૈનસંઘમાં પેસી ગઈ છે

સંઘધર્મીઓને કોઈ પણ પ્રકારની શાન્તિ આપવી તે પણ મહાનિર્જરા છે એવું ભગવાનનું કથન છે સંઘધર્મની રક્ષા કરવાની અત્યારે પરમાવશ્યકતા છે

ભદ્રબાહુ સ્વામી સંઘનું હિત હૃદયમાં રાખી સંઘ પાસે આવ્યા હતા. અને સંઘનું હિત સાધ્યું હતું. ધર્મની રક્ષા કરવી તે પોતાની રક્ષા કરવા બરાબર છે મનુ મહારાજે ઠીક જ કહ્યું છે કે —

**धर्म एव हतो हन्ति, धर्मो रक्षति रक्षित ।**
**तस्माद्धर्मो न हन्तव्यो, मा नो धर्मो हतोऽवधीत् ॥**

અર્થાત્—જે મનુષ્ય ધર્મનો નાશ કરે છે, ધર્મ તેનો નાશ કરે છે અને જે ધર્મની રક્ષા કરે છે, તેની ધર્મ રક્ષા કરે છે એટલા માટે ધર્મ આપણો નાશ ન કરે એમ માની ધર્મનો નાશ કરવો જોઈએ નહિ

આજે સઘ અવ્યવસ્થિત થઈ ગયો છે તેનુ સગઠન કરવુ અત્યારે ઘણુ આવશ્યક છે, પણ હજુ સુધી જોઈએ તેટલુ તે પ્રત્યે ધ્યાન આપવામા આવતુ નથી સઘબળ એકત્રિત કરવામા કેટલો બધો લાભ રહેલો છે તે સમજવાની અત્યારે ઘણી જરૂર છે

અત્યારે સઘબળ તદ્દન અસ્તવ્યસ્ત થઈ ગયુ છે જ્યાસુધી તે એકત્રિત કરવામા ન આવે ત્યાસુધી કોઈ કાર્યમા સફળતા મળવી બહુ મુશ્કેલ છે

જો પાચ જ મનુષ્યોની શક્તિ એકત્રિત કરવામા આવે તો આખરે તે પાચ માણસો પાચ હજાર મનુષ્યો એકત્રિત થઈ સંસારમા અપૂર્વ આદર્શશક્તિ પેદા કરી શકે છે.

દક્ષિણ આફ્રિકામા ભારતીયોને ફુટપાથ ઉપર અગ્રેજ લોકો ચાલવા પણ દેતા ન હતા અને રેલ્વેની ફર્સ્ટ અથવા સેકન્ડ કલાસની ટિકીટ હોવા છતા પણ ત્યાથી ઉતારીને થર્ડકલાસના ડબ્બામા બેસાડી દેતા હતા આ તો ભારતીયો ઉપર સામાન્ય વ્યવહાર કરવામા આવતો હતો કોઈ ભારતીય ઘોડાગાડીની ટીકીટ લઈને તે ગાડીમા બેસી શકતા નહિ એક વાર આવા પ્રસગમા ગાધીજી પણ સપડાઇ ગયા હતા અને તેથી તેઓશ્રી ઉપર માર પણ ઘણો પડયો હતો પરતુ એકલા ગાધીજીએ જ ત્યાના ભારતીયોની અવ્યસ્થિત થયેલી શક્તિનુ સગઠન કર્યુ અને તે શક્તિદ્વારા સત્યાગ્રહ કરી ભારતીયોનુ માન સાચવ્યુ. ભારતીયો ઉપર ત્રણ પૌડનો જે કર લેવામા આવતો તે પણ બધ કરાવ્યો.

જો તમે લોકો સંઘબળનું સન્માન કરો તો કોઈ કામ અશક્ય નથી. સંઘબળ અને સંઘધર્મનું મહત્ત્વ સમજી તે પ્રમાણે ઉચિત સંગઠિત કરવામાં આવે તો સંઘધર્મનો અને જૈનધર્મનો અવશ્ય ઉદ્ધાર થશે એમાં લેશમાત્ર સંશય રાખવા જેવું નથી.

## ઉપસંહાર

આ પ્રમાણે લૌકિક અને લોકોત્તર સંઘધર્મનું બરાબર પાલન થાય તો સંઘબળ મજબૂત થાય. અને એ સંઘબળથી દેશ, સમાજ અને ધર્મમાં એવી ક્રાન્તિ પેદા થઈ શકે કે જે ક્રાન્તિ સંઘશક્તિનો વિકાસ કરતી રહે.

સંઘબળને પ્રગટાવો અને તે સંઘબળદ્વારા વિકાર શત્રુઓ ઉપર વિજય મેળવો. સંઘબળ વિકારવિજય માટે એક અમોઘ સાધન છે. જેમ સંઘબળ સાંસારિક કામની સિદ્ધિ માટે પરમસાધનભૂત છે તેમ આધ્યાત્મિક સિદ્ધિ માટે પણ સંઘબળની અનિવાર્ય આવશ્યકતા છે. આપણા પૂર્વાચાર્યોએ તો સંઘને ભગવાન માની સ્તુતિ કરી છે અને णमो संघस्स કહી સંઘશક્તિને નમસ્કાર કરેલ છે. સંઘશક્તિ એ લોકશક્તિ છે અને લોકશક્તિ ધર્મની માતા છે. જે લોક સંઘબળનું બરાબર મહત્ત્વ સમજે છે તે લોકો સંઘ ને अम्मापिया માતાપિતા સમાન પૂજ્ય ગણી તેની પૂજા કરે છે. સંઘપૂજા એ સાચી ધર્મપૂજા છે.

સંઘ આપણો ધર્મપ્રાણ છે. સંઘબળ એ આપણું ધર્મબળ છે. સંઘશક્તિ એ આપણી ધર્મશક્તિ છે. માટે ધર્મપ્રાણની રક્ષા કરવી હોય, તો આપણે જીવનમાં સંઘબળ પ્રગટાવવું જ જોઈએ. જ્યારે સમાજમાં સંઘબળ પ્રગટશે ત્યારે સંઘધર્મ વિશ્વધર્મમાં પોતાનું મહત્ત્વનું સ્થાન મેળવશે.

णमो संघस्स

સંઘને નમસ્કાર હો.

( ૮ )

# સૂત્રધર્મ

## [ सुत्त-धम्मे ]

**जहा सुई ससुत्ता पडिया वि न विणस्सइ ।**
**तहा जीवो ससुत्तो पडिओ वि न विणस्सइ ॥**

**ગમે તેવા ચીકણા કાદવમાં પડેલી સોય માત્ર નાના દોરાને લીધે પોતાની જાતને ગુમાવતી નથી, તેમ સસૂત્ર-સમ્યગ્જ્ઞાની જીવ પોતાની આત્મસ્મૃતિના ભાનની જ્યોતને બુઝાવા દેતો નથી**

'જાણો-સમજો-વિચાર કરો-ખોજ કરો' ધર્મશાસ્ત્રની આ ઘોષણાદ્વારા મુમુક્ષુ-જિજ્ઞાસુઓને શાસ્ત્રકારો સૂત્રજ્ઞાનની પ્રધાનતા સૂચવે છે

શાસ્ત્રકારોએ માત્ર ચતુરાઈ, માત્ર પંડિતાઈ, માત્ર વાક્કુશલતા, માત્ર વ્યવહારપટુતા, માત્ર લોકરંજન, માત્ર વકતૃત્વ એને જ્ઞાન નથી કહેલુ પણ જે સમ્યગ્જ્ઞાનના આવિર્ભાવથી ચિત્તવૃત્તિ શુદ્ધ થાય, ક્રોધાદિ કષાયો મંદ થાય અને સંયમ તથા સમભાવનુ પોષણ થાય તેજ સમ્યગ્જ્ઞાન છે એમ કહ્યુ છે

ગાય જેમ ઘાસને દૂધરૂપે પરિણમાવી શકે છે તેમ તે અન્ય ધર્મ-શાસ્ત્રને પણ હિતકરરૂપે પરિણમાવી શકે છે અને તે દ્વારા કહેવાતા ધાર્મિક કલહો શાન્ત પણ કરી શકે છે.

ચૌદ રાજલોકના જન્તુમાત્રને અભયદાન આપવાની ચાવી એક માત્ર સમ્યગ્જ્ઞાન છે એક પુરુષને સમ્યગ્જ્ઞાનાભિમુખ કરવો અને ચૌદ રાજલોકના જન્તુમાત્રને અભયદાન દેવુ એ બન્ને બરાબર છે. આવો અદ્ભુત મહિમા સમ્યગ્જ્ઞાનનો છે

આત્મશુદ્ધિને લગતા ગમે તે સમ્પ્રદાયના સાહિત્યમા સર્વત્ર સમ્યગ્જ્ઞાન સર્વોપરિપણુ ભોગવે છે. શ્રી મુડકોપનિષદ્મા ( મુ ૩, ખ૦ ૧, શ્લોક ૫મા, **सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम्** ॥ આત્મપ્રાપ્તિનું સાધન સમ્યગ્જ્ઞાન જણાવેલુ છે

**'समत्तदंसी न करेइ पावं'** સમ્યગ્જ્ઞાની જીવ પાપ કર્મો કરતો નથી એ ધર્મવચન પણ સમ્યગ્જ્ઞાનનો મહિમા બતાવે છે.

મોક્ષધર્મરથના સૂત્ર અને ચારિત્ર એ બન્ને ચક્રો છે આ રીતે સૂત્ર અને ચારિત્ર અથવા શિક્ષણ અને સસ્કાર બન્ને સાપેક્ષ છે એક બીજાની ઉપેક્ષા કરવાથી ધર્મરથ આગળ ચાલી શકે નહિ

જેમ સસ્કાર વિનાનુ કેવળ જ્ઞાન કે શિક્ષણ આપણી જીવનશુદ્ધિ કરી શકે નહિ તેમ સમ્યગ્જ્ઞાન વિનાનું ચારિત્ર પણ મોક્ષસિદ્ધિ સાધી શકે નહિ સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ બન્નેને જીવનમા સરખુ સ્થાન આપવાથી જ જીવન સિદ્ધ, બુદ્ધ અને મુક્ત બની શકે છે

**सम्यग्ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः** । શ્રી વાચકમુખ્યે પણ મોક્ષમાર્ગે જવા માટે સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્-ચારિત્ર આ રત્નત્રયરૂપ પાથેયની આવશ્યકતા બતાવી છે.

पढमं नाणं तओ दया—પહેલાં જ્ઞાન અને પછી દયા અને ज्ञानक्रियाभ्याम् मोक्षः જ્ઞાન અને ચારિત્રદ્વારા મોક્ષની સિદ્ધિ થાય છે ધર્મશાસ્ત્રની આ ઘોષણા પણ એવા સમ્યગ્જ્ઞાનને સૂચિત કરે છે

જ્ઞાન અને ક્રિયાનું સાહચર્ય ધ્યેયસિદ્ધિનું મુખ્ય અંગ છે જેવું જાણો તેવું કરો તો જ ધારેલું પાર પાડી શકાય. જાણવું જુદું અને કરવું જુદું વા કરવું જુદું અને જાણવું જુદું—એ રીતે જ્ઞાન અને ક્રિયાનો વિસંવાદ હોય, ત્યાં મોટા મોટા પ્રયાસો કરવા છતાં પણ વિફળતા મળે છે ज्ञानं पङ्गुं क्रियां विना—ક્રિયા વિનાનું જ્ઞાન પંગુ છે અને જ્ઞાન વિનાની ક્રિયા અંધ છે એ ધર્મોક્તિ પણ એવા વિસંવાદિ જ્ઞાન અને ક્રિયા માટે કહેવાએલી છે જ્ઞાન અને ક્રિયાનો સંવાદ હોય તો ધ્યેયસિદ્ધિ નક્કી જ છે

સમ્યગ્જ્ઞાન શાશ્વત સત્ય છે ન ઓલવાય એવો દીવો છે એના ઝળહળતા પ્રકાશથી માત્સર્ય ઈર્ષા, ક્રૂરતા, લુબ્ધતા વગેરે અનેક રૂપે જણાતો અજ્ઞાનાંધકાર ક્ષણ પણ ટકી શકતો નથી

ક્રિયાદિ—અનુષ્ઠાનો—ઔષધ છે સમ્યગ્જ્ઞાન પથ્ય છે સમ્યગ્જ્ઞાનને લીધે એ અનુષ્ઠાનો અમૃતરૂપ થઈ આત્માનું વૈભાવિક મેલ દૂર કરે છે અને તેને નિર્મળ કરે છે એટલા જ માટે શાસ્ત્રકારોએ જે એમ કહ્યું છે કે—જેમ દોરા પરોવેલી સોય ચીકણા કાદવમાં પરોવી સોય માત્ર એ નાના દોરાને લીધે પોતાની જાતને ગુમાવતી નથી, તેમ સમ્યગ્જ્ઞાની જીવ માત્ર સૂત્રસ્મૃતિના ભાનની જ્યોતને બુઝાવા દેતો નથી.

ધર્મશાસ્ત્રમાં સમ્યગ્જ્ઞાનનો પ્રભાવ અધિકાધિક વર્ણવ્યો છે. જૈન પરિભાષામાં જેને મિથ્યાશ્રુત કહેવામાં આવે છે તેનું વાંચન—મનન પણ સમ્યગ્જ્ઞાનીને અહિતકર થતું નથી સમ્યગ્જ્ઞાનને લીધે તેની દૃષ્ટિ વિશાળ, આગ્રહરહિત પ્રશાન્ત અને નયવાદને સમજનારી થાય છે તેથી કોઈપણ ધર્મશાસ્ત્રનો સંસર્ગ તેને અહિતકર થતો નથી સમ્યગ્જ્ઞાનના કવચને લીધે તે સદા સુરક્ષિત રહે છે. અને

માટે ભગવાન મહાવીરે ' पढम नाणं तओ दया ' પ્રથમ જ્ઞાન અને પછી દયાનો હિતોપદેશ આપ્યો છે.

સૂત્રધર્મનું બરાબર માહાત્મ્ય અને સ્વરૂપ સમજાવવા માટે શાસ્ત્રકારોએ સૂત્રધર્મ અર્થાત્ સમ્યક્ત્વના આઠ આચારોને જીવનમાં ઉતારવાનો ઉપદેશ આપ્યો છે સૂત્રધર્મ અર્થાત્ સમ્યક્ત્વના આઠ આચારો* નીચે પ્રમાણે છે —

---

*** निस्संकिय निक्कंखिय निव्विगिच्छं अमूढदिट्ठी य ।**
**उववूह, थिरीकरणं, वच्छल्ल, पभावणेऽट्ठ ते, ॥ ३१ ॥**

( श्री उत्तराध्ययनजी सूत्र अध्ययन २८ मु गाया ३१ )

टीका —शङ्कितं शङ्कित–देशसर्वशङ्कात्मक तस्याभावो 'नि'शङ्कितं, एव कांक्षणं काक्षित–युक्तियुक्तत्वादहिंसाद्यभिधायित्वाच्च शाक्योलूकादिदर्शनान्यपि सुन्दराण्येवेत्यन्यान्यदर्शनग्रहात्मक तदभावो ' निष्काक्षितं ' प्रागवदुभयत्र विन्दुलोप , विचिकित्सा०फल प्रति सन्देहो यथा–किमियत क्लेशस्य फल स्यादुत नेति ? तन्त्रन्यायेन ' विद. ' विज्ञा. ते च तत्त्वत साधव एव तज्जुगुप्सा मा यथा–किममी यतयो मलदिग्धदेहा ? प्रासुकजलस्नाने हि को दोष' स्यादित्यादिका निन्दा तदभावो ' निर्विचिकित्स,' ' निर्विजुगुप्सं ' वा, आर्षत्वाच्च सूत्र एवं पाठ , ' अमूढा ' ऋद्धिमत्कुतीर्थिकदर्शनेऽप्यनवगीतमेवास्मदर्शनमिति मोहविरहिता सा चासौ दृष्टिश्च वुद्धिरूपा अमूढदृष्टि', स चायं चतुर्विधोऽप्यान्तर आचार ,बाह्यस्त्वाह– उववूह' त्ति, उपबृंहणमुपबृंहा–दर्शनादिगुणान्वितानां सुलब्धजन्मानो यूय युक्त च भवादृशामिदमित्यादिवचोभिस्तत्तद् गुणपरिवर्द्धन तच्च स्थिरीकरण च— अभ्युपगम (त) धर्मानुष्ठान प्रति विषीदतां स्थैर्योपादनमुपबृंहा । स्थिरीकरणे ' वत्सलभावो ' ' वात्सल्य ' —साधर्मिकजनस्य भक्तपानादिनोचितप्रतिपत्तिकरणं तच्च ' प्रभावना ' च–तथा स्वतीर्थोन्नतिहेतुचेष्टासु प्रवर्त्तनात्मिका वातसल्यप्रभावने, उपसहारमाह–अष्टैते दर्शनाचारा भवन्तीति शेष । एभिरेवाष्टाभिराचार्यमाणस्यास्योक्तफलसम्पादकतेति भाव', एतच्च ज्ञानाचाराद्युपलक्षक, यद्वा दर्शनस्येव यदाचाराभिधान तदस्यैवोक्तन्यायेन मुक्तिमार्गमूलत्वसमर्थनार्थमिति सूत्रार्थ ॥

સૂત્રધર્મ અને ચારિત્રધર્મનો પરસ્પર આટલો બધો ઘનિષ્ટ સંબંધ છે તો પછી આ બન્ને ધર્મોનું જુદું જુદું વર્ણન શાસ્ત્રકારોએ શા માટે કર્યું ! એવો પ્રશ્ન કોઈને થાય એ સંભવિત છે એ બન્ને ધર્મોનો સંબંધ ઘનિષ્ટ હોવા છતાં પણ બન્ને ધર્મોના આચારો ભિન્ન હોવાથી તે ભિન્ન પણ છે

સૂત્રધર્મ આધાર અને ચારિત્રધર્મ આધેય છે સૂત્રધર્મ એકલો ટકી શકે છે પણ ચારિત્રધર્મ સૂત્રધર્મ વિના એક ક્ષણ પણ ટકી શકતો નથી. ચારિત્રધર્મની પહેલાં મનુષ્યમાં સમ્યક્ત્વ આદિ સૂત્ર-ધર્મ આવી શકે છે પણ સૂત્રધર્મ વિના ચારિત્રધર્મ આવી શકતો નથી.

ઘણા લોકો ચારિત્રધર્મને જ ધર્મ માને છે અને સૂત્રધર્મ તો તેમની ગણતરીમાં જ નથી. સૂત્રના કેવળ અક્ષર વાંચી લેવા એને જ તેઓ ધર્મ માને છે પણ આ તેઓની ભયંકર ભૂલ છે સૂત્રધર્મનું જ્યાંસુધી વાંચન-મનન અને નિદિધ્યાસન થતું નથી ત્યાંસુધી સૂત્રધર્મનું રહસ્ય સમજી શકાતું નથી. પણ શાસ્ત્રકારોએ સૂત્રધર્મનું એટલું બધું મહત્ત્વ બતાવ્યું છે કે જો સૂત્રધર્મનું નિયમિત વાંચન, મનન અને નિદિધ્યાસન કરવામાં આવે તો મનુષ્ય પરિત્તસંસાર કરી શકે છે અર્થાત્ મોક્ષસિદ્ધિને સાધી શકે છે.

ચારિત્રધર્મ-આચારધર્મને આચરતાં પહેલાં સૂત્રજ્ઞાન અર્થાત્ વિચારધર્મનું પૂરેપૂરું જ્ઞાન હોવું જોઈએ કારણ કે યથાર્થ જ્ઞાન વિનાનું આચરણ અર્થવિનાનું છે ન જાણેલું જાણવું અને જાણેલાને શોધવું અને શોધેલું જીવનમાં ઉતારવું એ જીવનશુદ્ધિનો માર્ગ છે. જે મનુષ્ય સૂત્રજ્ઞાનનું આરાધન કર્યા વિના ચારિત્રધર્મનું આચરણ કરે છે તે મોક્ષધર્મનો મર્મ બરાબર સમજી શકતો નથી અને પરિણામે મોક્ષમાર્ગનો અધિકારી બની શકતો નથી. એટલા જ

માટે ભગવાન મહાવીરે ' पढम नाण तओ दया ' પ્રથમ જ્ઞાન અને પછી દયાનો હિતોપદેશ આપ્યો છે.

સૂત્રધર્મનું બરાબર માહાત્મ્ય અને સ્વરૂપ સમજાવવા માટે શાસ્ત્રકારોએ સૂત્રધર્મ અર્થાત્ સમ્યક્ત્વના આઠ આચારોને જીવનમાં ઉતારવાનો ઉપદેશ આપ્યો છે સૂત્રધર્મ અર્થાત્ સમ્યક્ત્વના આઠ આચારો* નીચે પ્રમાણે છે —

---

* **निस्संकिय निक्कंखिय निव्विगिच्छं अमूढदिट्ठी य ।**
**उववूह, थिरीकरणं, वच्छल्ल, पभावणेऽट्ठे ते, ॥ ३१ ॥**

( श्री उत्तराध्ययनजी सूत्र अध्ययन २८ मुं गाथा ३१ )

**टीका** —**शङ्कितं** शङ्कित–देशसर्वशङ्कात्मक तस्याभावो '**नि:शङ्कितं**', एव **कांक्षणं** काक्षितं–युक्तियुक्तत्वादहिंसाद्यभिधायित्वाच्च शाक्योलुकादिदर्शनान्यपि सुन्दराण्येवेत्यन्यान्यदर्शनग्रहात्मक तदभावो '**निष्काक्षितं**' प्राग्वदुभयत्र बिन्दुलोप , **विचिकित्सा**०फल प्रति सन्देहो यथा–किमियत. क्लेशस्य फल स्यादुत नेति ? तन्त्रन्यायेन ' विद. ' विज्ञा ते च तत्त्वत साधव एव तज्जुगुप्सा वा यथा–किममी यतयो मलदिग्धदेहा ? प्रासुकजलस्नाने हि को दोष· स्यादित्यादिका निन्दा तदभावो '**निर्विचिकित्स;**' ' निर्विजुगुप्सं ' वा, आर्षत्वाच्च सूत्र एवं पाठ , ' **अमूढा** ' ऋद्धिमत्कुतीर्थिकदर्शनेऽप्यनवगीतमेवास्मदर्शनमिति मोहविरहिता सा चासौ दृष्टिश्च बुद्धिरूपा अमूढदृष्टि·, स चाय चतुर्विधोऽप्यान्तर आचार.,बाह्यस्त्वाह– उववूह' त्ति, उपबृंहणमुपबृंहा–दर्शनादिगुणान्वितानां सुलब्धजन्मानो यूय युक्तं च भवादृशामिदमित्यादिवचोभिस्तत्तद् गुणपरिवर्द्धन तच्च **स्थिरीकरण** च— अभ्युपगम (त) धर्मानुष्ठान प्रति विषीदतां स्थैर्यापादनमुपबृंहा । स्थिरीकरणे ' **वत्सलभावो** '' वात्सल्य —साधर्मिकजनस्य भक्तपानादिनोचितप्रतिपत्तिकरणं तच्च ' **प्रभावना** ' च–तथा स्वतीर्थोन्नतिहेतुचेष्टासु प्रवर्त्तनात्मिका वात्सल्यप्रभावने, उपसंहारमाह–अष्टैते दर्शनाचारा भवन्तीति शेष । एभिरेवाष्टाभिराचार्यमाणस्यास्योक्तफलसम्पादकतेति भाव', एतच्च ज्ञानाचाराद्युपलक्षकं, यद्वा दर्शनस्येव यदाचाराभिधानं तदस्यैवोक्तन्यायेन मुक्तिमार्गमूलत्वसमर्थनार्थमिति सूत्रार्थ ॥

(૧) નિઃશંકા (૨) નિઃકાંક્ષતા, (૩) નિર્વિચિકિત્સા, (૪) અમૂઢદૃષ્ટિત્વ (૫) ઉપબૃંહન (૬) સ્થિરીકરણ, (૭) વાત્સલ્ય (૮) પ્રભાવના.

જેમ હાથ-પગ આદિ અંગોનું વર્ણન કરવાથી શરીરનું વર્ણન થઈ જાય છે તેમ સમ્યક્ત્વના આ આઠ અંગોનું વર્ણન કરવાથી સમ્યક્ત્વ-સત્યધર્મનું સ્વરૂપ જણાઈ આવશે.

૧ નિઃશંક—સમ્યગ્જ્ઞાનને વિકસાવવાના આંતરિક ગુણો કેળા સમ્યગ્જ્ઞાનીએ જે સમ્યગ્ધર્મ સ્વીકાર્યો છે તેમાં શંકા ન કરવી. નિઃશંક થઈ એમાં પ્રવૃત્તિ કરવી એ સમ્યક્ત્વનો પહેલો ગુણ છે

૨ નિઃકાંક્ષા—સમ્યગ્ધર્મ સિવાય બીજા ધર્મોમાં કાંક્ષા-અભિલાષા ન રાખવી, અને પોતાના સમ્યગ્ધર્મમાં અટલ, અચલ રહેવું અને નિષ્કાંક્ષિત થઈ સત્પ્રવૃત્તિ કરતા રહેવી એ સમ્યક્ત્વનો બીજો ગુણ છે

૩ નિર્વિચિકિત્સા.—સમ્યગ્ધર્મના ફળમાં સંદેહ કરવો, સમધર્મીના આચાર-વિચારો પ્રતિ અરુચિ રાખવી ઘૃણા કરવી તિરસ્કાર કરવો એ વિચિકિત્સા દોષ છે આ દોષથી રહિત થવું અર્થાત્ નિર્વિચિકિત્સા ગુણ ધારણ કરવો એ સમ્યક્ત્વનો ત્રીજો ગુણ છે

૪ અમૂઢદૃષ્ટિત્વ.—વિવેકબુદ્ધિ કેળવવી અર્થાત્ પ્રત્યેક વાતને યુક્તિ અનુભવ કે આગમની કસોટી ઉપર કસીને સ્વીકારવી, સદ્ધર્મ પ્રતિ સદ્ભાવ રાખવો કોઈ ધર્મ પ્રતિ ઘૃણા ન કરવી અને સદ્ધર્મ પ્રતિ મૂઢતાથી નહિ પણ વિવેકબુદ્ધિપૂર્વક અટલ વિશ્વાસ રાખવો તે સમ્યક્ત્વનો ચોથો ગુણ છે આ ચાર ગુણો સમ્યગ્જ્ઞાનીના આંતરિક ગુણો છે આ આંતરિક ગુણોને કેળવ્યા વિના સમ્યગ્જ્ઞાનીમાં સમ્યક્ત્વ પ્રગટી શકતું નથી.

૫ ઉપબૃંહન—સદ્ધર્મના માર્ગે સમ્યગ્જ્ઞાનને વિકસાવવાના બાહ્ય ગુણો-આચારને ઉત્સાહિત કરવો. ધર્મનિન્દાની પ્રતિક્રિયા અને ધર્મગુણની પ્રશંસા કરવી એ સમ્યક્ત્વનો પાંચમો ગુણ છે

૬ **સ્થિરીકરણ**—સદ્ધર્મથી જો કોઈ મનુષ્ય ચ્યુત થતો હોય કે આપત્તિ તથા પ્રલોભનોથી સદ્ધર્મનો માર્ગ છોડતો હોય તો તેને આપત્તિમા મદદ કરવી અને પ્રલોભનોમાથી બચાવવો અને ધર્મમાર્ગમા સ્થિર કરવો એ સમ્યક્ત્વનો છઠ્ઠો ગુણ છે

૭ **વાત્સલ્ય**—જગજ્જીવો અને તેમા સહધર્મીઓ પ્રતિ વાત્સલ્યભાવ રાખવો અર્થાત્ બન્ધુભાવ રાખવો અને પરસ્પર બન્ધુભાવ વધતો રહે તેવો પ્રયત્ન કરવો એ સમ્યક્ત્વનો સાતમો ગુણ છે

૮ **પ્રભાવના**—દરેક ધર્મસાધનોદ્વારા ધર્મોદ્ધાર કરવો, ધર્મપ્રચાર કરવો અને ધર્મપ્રભાવથી જનસમાજને પ્રભાવિત કરી ધર્મમાર્ગ ઉપર લાવવો એ સમ્યક્ત્વનો આઠમો ગુણ છે

સમ્યક્ત્વના આ આઠ ગુણોમા ચાર આતરિક ગુણો અને ચાર સમ્યક્ત્વના દ્યોતક બાહ્ય ગુણો છે આ બાહ્ય ગુણોના આચરણથી સમ્યક્ત્વનુ પ્રકાશન થાય છે સમ્યક્ત્વના આતરિક ગુણો—નિ શકા, નિષ્કાક્ષા, નિર્વિચિકિત્સા અને અમૂઢદષ્ટિત્વ—કેળવ્યા વિના બાહ્ય ગુણો—ઉપગૂહનવૃત્તિ, સ્થિરીકરણ, વાત્સલ્યભાવ અને પ્રભાવના—પ્રગટી શકતા નથી અથવા ફળી શકતા નથી

આ આઠ ગુણો દર્શનના આચાર છે આ દર્શનાચારોનુ આચરણ કરનાર પુરુષ ઉપર્યુક્ત ફલનો સમ્પાદક બને છે. આ આઠ આચાર જ્ઞાનાચાર આદિના પણ ઉપલક્ષક છે દર્શનાચાર મુક્તિનો માર્ગ છે સૂત્રધર્મનુ સમર્થન કરવા માટે અહિં દર્શનાચારનુ કથન કરવામા આવ્યુ છે ઉપર્યુક્ત આઠ આચારો સૂત્રધર્મના પણ છે

આ આઠ આચારોમા પ્રથમ આચાર 'નિ શંક બનો' એ છે. જે મનુષ્ય ધર્મ શ્રદ્ધામા અથવા બીજી કોઈ ધાર્મિક પ્રવૃત્તિમા સદેહ રાખે છે તે મનુષ્ય જીવનધ્યેયને પહોચી શકતો નથી, એવો તેનો સ્પષ્ટ અર્થ છે

(૧) નિઃશંકા (૨) નિઃકાંક્ષતા, (૩) નિર્વિચિકિત્સા, (૪) અમૂઢદૃષ્ટિત્વ (૫) ઉપબૃંહણ (૬) સ્થિરીકરણ, (૭) વાત્સલ્ય (૮) પ્રભાવના.

જેમ હાથપગ આદિ અંગોનું વર્ણન કરવાથી શરીરનું વર્ણન થઈ જાય છે તેમ સમ્યક્ત્વના આ આઠ અંગોનું વર્ણન કરવાથી સમ્યક્ત્વ સત્યધર્મનું સ્વરૂપ જણાઈ આવશે.

૧ નિઃશંક—સમ્યગ્જ્ઞાનને વિકસાવવાના આંતરિક ગુણો અથવા સમ્યગ્જ્ઞાનીઓએ જે સમ્યગ્ધર્મ સ્વીકાર્યો છે તેમાં શંકા ન કરવી. નિઃશંક થઈ એમાં પ્રવૃત્તિ કરવી એ સમ્યક્ત્વનો પહેલો ગુણ છે.

૨ નિઃકાંક્ષા—સમ્યગ્ધર્મ સિવાય બીજા ધર્મોમાં કાંક્ષા અભિલાષા ન રાખવી, અને પોતાના સમ્યગ્ધર્મમાં અટલ અચલ રહેવું અને નિષ્કાંક્ષિત થઈ સત્પ્રવૃત્તિ કરતા રહેવી એ સમ્યક્ત્વનો બીજો ગુણ છે.

૩ નિર્વિચિકિત્સા.—સમ્યગ્ધર્મના ફળમાં સંદેહ કરવો સમ્યગ્જ્ઞાનીના આચાર-વિચારો પ્રતિ અરુચિ રાખવી ઘૃણા કરવી તિરસ્કાર કરવો એ વિચિકિત્સા દોષ છે. આ દોષથી રહિત થવું અર્થાત્ નિર્વિચિકિત્સા ગુણ ધારણ કરવો એ સમ્યક્ત્વનો ત્રીજો ગુણ છે.

૪ અમૂઢદૃષ્ટિત્વ.—વિવેકબુદ્ધિ કેળવવી અર્થાત્ પ્રત્યેક વાતને યુક્તિ, અનુભવ કે આગમની કસોટી ઉપર કસીને સ્વીકારવી, સદ્ધર્મ પ્રતિ સદ્ભાવ રાખવો કોઈ ધર્મ પ્રતિ ઘૃણા ન કરવી અને સદ્ધર્મ પ્રતિ મૂઢતાથી નહિ પણ વિવેકબુદ્ધિપૂર્વક અટલ વિશ્વાસ રાખવો તે સમ્યક્ત્વનો ચોથો ગુણ છે. આ ચાર ગુણો સમ્યગ્જ્ઞાનીના આંતરિક ગુણો છે. આ આંતરિક ગુણોને કેળવ્યા વિના સમ્યગ્જ્ઞાનીમાં સમ્યક્ત્વ પ્રગટી શકતું નથી.

૫ ઉપબૃંહણ.—સદ્ધર્મના માર્ગે સમ્યગ્જ્ઞાનને વિકસાવવાના બાહ્ય ગુણો—આચરનારને ઉત્સાહિત કરવો. ધર્મનિન્દાની પ્રતિક્રિયા અને ધર્મગુણની પ્રશંસા કરવી એ સમ્યક્ત્વનો પાંચમો ગુણ છે.

આ બન્ને વિરોધી તત્ત્વો શા માટે કહેવામા આવ્યા ? જો સશય ખરાબ છે, તો શાસ્ત્રોમા ઘણે ઠેકાણે ગૌતમજીને શ્રી ભગવાન કહે છે કે 'जाय–सशय' અર્થાત્ તેને સદેહ પેદા થયો આ પ્રમાણે શા માટે કહેવામા આવ્યું ? અને જો સશય સારો છે તો શાસ્ત્રમા સશયને સમકિતનો દોષ† શા માટે કહેવામા આવ્યો છે ? આનું કારણ શુ છે ?

આનું સમાધાન આ પ્રમાણે છે કે, જેવી રીતે તમે લોકો (વ્યાખ્યાનના વખતે) જે મકાનની નીચે બેઠેલા છો તેની ઉચાઈ, નીચાઈ, અથવા આ મકાન પડી જાય એમ તો નથીને ! આ બધુ પહેલા દેખી લેવુ તમારુ કર્તવ્ય સમજો છો, પણ કેવળ આ પડી જશે તો ? એ ભયથી વ્યાખ્યાનમા સમ્મિલિત જ ન થાઓ એ ઠીક ન કહેવાય, તેવી રીતે છદ્મસ્થાવસ્થા સુધી પ્રત્યેક વ્યક્તિ કેવળી–સર્વજ્ઞની અપેક્ષાએ બધુ જાણ્યા વિના રહે છે, એટલા માટે તેની જાણ માટે સશય કરવો, તે સશય લાભદાતા છે તેમા કોઈ દોષ નથી પરન્તુ જે પુરુષ અદરને અદર સંશય રાખીને તેમા ડૂબ્યો રહે છે અને નિર્ણય કરતો નથી, તે પુરુષ "**सशयात्मा विनश्यति**" નો ઉદાહરણરૂપ બની જાય છે

તમે લોકો સારી રીતે જાણો છો કે કોઈ કોઈ વાર ટ્રેન પાટા ઉપરથી ઊતરી જાય છે, વહાણ સમુદ્રમા ડૂબી જાય છે અને તેમા બેસનારાઓની પણ હાનિ થઈ જાય છે પણ આ હમેશા બનતુ નથી કોઈ કોઈ વાર આવા અનિચ્છનીય બનાવ બની જાય છે હવે કોઈ ગૃહસ્થ ટ્રેન અથવા વહાણમા બેસનારાઓ કોઈ કોઈ વાર મરી જાય છે, એવી શકાથી ટ્રેન વગેરેનો ઉપયોગ ન કરે, તો શુ આ તેની શકા ઉચિત કહેવાય ? નહિ

---

(૨) કષાયાત્મા, (૩) યોગાત્મા (૪) ઉપયોગાત્મા (૫) જ્ઞાનાત્મા, (૬) દર્શનાત્મા, (૭) ચારિત્રાત્મા (૮) વીર્યાત્મા

† 'શકા' નામનો સમકિતનો પહેલો અતિચાર

નિઃશંક મનનું એટલે દૃઢ વિશ્વાસ રાખવો. દૃઢ વિશ્વાસમાં અંધવિશ્વાસની જરા પણ ગંધ હોતી નથી. દૃઢ વિશ્વાસ એ સમ્યક્ત્વનું પ્રધાન અંગ છે. ધર્મમાં દૃઢ વિશ્વાસને સ્થાન ન હોય તો ધર્મનું આચરણ પણ બહુ મુશ્કેલ થઈ જાય. દૃઢ વિશ્વાસ એ ધર્મ મહેલનો પાયો છે. જો દૃઢ વિશ્વાસનો પાયો ઢીલો હોય તો શંકા, કુતર્ક આદિ વાવાઝોડાથી ધર્મમહેલ ખળભળી ઊઠે. ધર્મમાં જે દૃઢ વિશ્વાસ હોય તે અંધશ્રદ્ધામાંથી પેદા થયેલો ન હોવો જોઈએ. શ્રદ્ધા અને તર્કની કસોટીએ ચડેલો દૃઢ વિશ્વાસ હોય તો જ ધર્મશ્રદ્ધા મજબૂત રહે. એટલા માટે દૃઢ વિશ્વાસ શ્રદ્ધાયુક્ત અને તર્કયુક્ત હોવો જોઈએ. ધર્મશ્રદ્ધાનો જન્મ સાચી જિજ્ઞાસાવૃત્તિમાંથી પેદા થાય છે. એટલે જિજ્ઞાસાવૃત્તિદ્વારા ધર્મશ્રદ્ધા દૃઢ કરવી જોઈએ. જે લોકોને ધર્મ વિષે શંકા કરવાથી શંકાદોષનો ભય રહે છે તે ભય અસ્થાને છે. જે કેવળ વિતંડાવાદ વધારવા માટે કે પોતાની તર્કશક્તિનું પ્રદર્શન કરવા માટે શંકાવમળમાં ગોથાં ખાયા કરે છે તે ધર્મનો જરાપણ મર્મ સમજી શકતો નથી. ધર્મ વિષે શંકા કરી જે પોતાની શંકાનું નિવારણ કરે છે તે ધર્મનો મર્મ સમજી અને તે પ્રમાણે ધર્માચરણ કરી આત્મશુદ્ધિ સાધી શકે છે.

સાહિત્યમાં સંશય વિષે ભિન્ન ભિન્ન વ્યાખ્યા મળે છે. કોઈ ઠેકાણે સંશયની એવી વ્યાખ્યા મળે છે કે —

नसंशयमनारुह्य नरो भद्राणि पश्यति [1]

અર્થાત્ જ્યાંસુધી મનુષ્ય શંકા કરતો નથી ત્યાંસુધી તે કલ્યાણમાર્ગ જોઈ શકતો નથી.

જ્યારે બીજે સ્થળે સંશય ની એવી વ્યાખ્યા મળે છે કે—

संशयात्मा विनश्यति [2]

અર્થાત્—સંશય કરનારનો જ્ઞાનાદિ[3] આત્મા નષ્ટ થઈ જાય છે

---

૧ હિતોપદેશ. ૨ ભગવદ્‌ગીતા.

૩ જૈનશાસ્ત્રમાં આત્મા આઠ પ્રકારનો છે—(૧) દ્રવ્યાત્મા

જેવી રીતે પાચ અને પાચ મેળવવાથી દશ જ થાય છે, તે વાત પ્રત્યેક મનુષ્ય સરળતાપૂર્વક સમજી શકે છે તેવી જ રીતે જૈનધર્મના સિદ્ધાન્તો પણ સરળતાપૂર્વક સમજી શકાય તેવા છે, અને તેની સત્યતા પણ ઘણી જલ્દીથી માલુમ પડી શકે છે, અર્થાત્ જૈનધર્મના સિદ્ધાન્તોની લગભગ બધી વાતો પોતાના અનુભવથી સમજી શકાય એવી છે.

પ્રત્યેક મનુષ્ય એ વાત સારી રીતે જાણે છે કે જે ધર્મ હિસાનુ પ્રતિપાદન કરે છે, તે ધર્મ વાસ્તવમા ધર્મ જ નથી હવે તમે બતાવો કે જૈનધર્મ હિસાનુ પ્રતિપાદન કરે છે કે અહિસાનુ ? અહિંસાનુ

તમારી પાસેથી જો કોઈ મનુષ્ય દગાબાજીથી કોઈ ચીજ ઝૂટવી લે, તો તમે તેને ધમી કહેશો કે અધમી ? અધમી

પ્રત્યેક મનુષ્ય શિખ્યા વિના, કેવળ પોતાના અનુભવથી જ આવા કૃત્યને અધર્મ કહી શકે છે આ જ પ્રમાણે જૈનધર્મના સિદ્ધાન્તો પણ અનુભવસિદ્ધ છે તેની સત્યતા બતાવવા માટે પ્રમાણ દેવાની આવશ્યકતા નથી પોતાના આત્માનો અનુભવ જ તે સિદ્ધાન્તોની સત્યતા માટે પ્રમાણભૂત છે

જો કોઈ કહે કે જેઓએ અહિસાનો ધર્મ બતાવ્યો છે, તેઓએ બતાવેલ ભૂગોળ-ખગોળ, આધુનિક ભૂગોળ-ખગોળની સાથે મળતા આવતા નથી, તો પછી તમે તેઓને સર્વજ્ઞ શા માટે માનો છો ?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે મે તેઓને ભૂગોળ-ખગોળ રચવાને માટે પરમાત્મા માન્યા નથી, પણ અહિંસા, સત્ય આદિ મ ગળ ધર્મના પ્રરૂપક હોવાને કારણે પરમાત્મા માન્યા છે હવે તેઓએ બતાવેલ ભૂગોળ ખગોળ, આધુનિક ભૂગોળ-ખગોળ સાથે મળતી આવતી નથી, તેને માટે અમારી પાસે એવુ કોઈ સાધન નથી, કે જે વડે તમને બતાવી શકીએ કે તેઓએ ભૂગોળ-ખગોળની રચના કયા વિશિષ્ઠ વિચારથી કરી છે, પરન્તુ અહિંસાના સિદ્ધાન્તો જે મારા અનુભવ પ્રમાણે સત્ય અને પૂર્ણ કલ્યાણકારી નિવડયા છે, તે ઉપરથી હું કહી શકુ છુ કે અહિસા સત્ય આદિ સિદ્ધાન્તના પ્રતિપાદક કોઈ દિવસ આવુ અસત્ય બોલી શકે નહિ

કેવળ આપત્તિના ભયથી કોઈ કામથી દૂર રહેવું, તેમાં કંઈ બુદ્ધિમત્તા સમાયેલી નથી. કામ કરતી વખતે હાનિલાભનો વિચાર અને વિવેક અવશ્ય હોવો જોઈએ, પણ શરૂઆતથી જ કોઈ કામને શંકાની દૃષ્ટિએ જોવું ન જોઈએ. મનુષ્ય નિર્ણયાત્મક દૃષ્ટિએ જેટલો અધિક વિચાર-વિવેક કરે છે તેટલું તેને તેનું ભેદ રહસ્ય સમજાય છે.

પરન્તુ જો કોઈ મનુષ્ય આ પ્રમાણે શંકા કરીને અટકી જાય કે કોણ જાણે પરમાત્મા છે કે નહિ? આ સાધુ છે કે નહિ? અથવા સાધુએ બતાવેલા ઉપાયો વડે પરમાત્મપદ મળશે યા નહિ? આ પ્રમાણે શંકાઓ કરીને જે મનુષ્ય ધર્મ અને ઇષ્ટદેવ પ્રત્યે વિશ્વાસ રાખતો નથી તે મનુષ્ય પ્રતિક્ષણ પોતાના હૃદયમાં શંકાને સ્થાન દેતો દેતો, આખરે શંકાશીલ બની જાય છે અને તેનો જ્ઞાનાત્મા, જ્ઞાનદૃષ્ટિએ નિશ્ચિતરૂપે નષ્ટ થઈ જાય છે.

જો કોઈ એમ કહે કે અમે જૈનશાસ્ત્રોને સત્ય માનીએ અને તેની ઉપર શંકા પણ ન કરીએ, પણ જૈનશાસ્ત્ર જ સત્ય છે આ વાતની પુષ્ટિ માટે શું કોઈ પ્રમાણ છે? આ પ્રશ્ન બરાબર છે.

હવે હું તમને પૂછું છું કે પાંચમાં પાંચ મેળવવાથી કેટલા થાય? દશ.

હવે જો કોઈ એમ. એ. પાસ થયેલ શિક્ષિત માણસ કહે કે પાંચ અને પાંચ મેળવવાથી અગિયાર થાય છે તો શું આપ તે માનશો? કદાપિ નહિ. પણ જો તે કહે કે હું એમ. એ. પાસ થયો છું માટે મારી વાત પ્રમાણભૂત છે તો આપ તેનો ઉત્તર શું આપશો? તમે જરૂર કહેશો કે અમારો આ વિષે અનુભવ છે એટલું જ નહિ, પણ અમને વિશ્વાસ પણ છે કે પાંચ અને પાંચ મેળવવાથી દશ જ થાય છે. અમને તમો અગિયાર બતાવીને શંકામાં નાખી રહ્યા છો, તે વાત અમે સ્વીકારી શકીએ નહિ. તમે પોતે ભૂલ કરી રહ્યા છો.

જેવી રીતે પાચ અને પાચ મેળવવાથી દશ જ થાય છે, તે વાત પ્રત્યેક મનુષ્ય સરળતાપૂર્વક સમજી શકે છે તેવી જ રીતે જૈનધર્મના સિદ્ધાન્તો પણ સરળતાપૂર્વક સમજી શકાય તેવા છે, અને તેની સત્યતા પણ ઘણી જલ્દીથી માલુમ પડી શકે છે, અર્થાત્ જૈનધર્મના સિદ્ધાન્તોની લગભગ બધી વાતો પોતાના અનુભવથી સમજી શકાય એવી છે

પ્રત્યેક મનુષ્ય એ વાત સારી રીતે જાણે છે કે જે ધર્મ હિસાનુ પ્રતિપાદન કરે છે, તે ધર્મ વાસ્તવમા ધર્મ જ નથી હવે તમે બતાવો કે જૈનધર્મ હિસાનુ પ્રતિપાદન કરે છે કે અહિસાનુ ? અહિંસાનુ.

તમારી પાસેથી જો કોઈ મનુષ્ય દગાબાજીથી કોઈ ચીજ ઝૂટવી લે, તો તમે તેને ધર્મી કહેશો કે અધર્મી ? અધર્મી

પ્રત્યેક મનુષ્ય શિખ્યા વિના, કેવળ પોતાના અનુભવથી જ આવા કૃત્યને અધર્મ કહી શકે છે આ જ પ્રમાણે જૈનધર્મના સિદ્ધાન્તો પણ અનુભવસિદ્ધ છે તેની સત્યતા બતાવવા માટે પ્રમાણ દેવાની આવશ્યકતા નથી પોતાના આત્માનો અનુભવ જ તે સિદ્ધાન્તોની સત્યતા માટે પ્રમાણભૂત છે

જો કોઈ કહે કે જેઓએ અહિસાનો ધર્મ બતાવ્યો છે, તેઓએ બતાવેલ ભૂગોળ–ખગોળ, આધુનિક ભૂગોળ–ખગોળની સાથે મળતા આવતા નથી, તો પછી તમે તેઓને સર્વજ્ઞ શા માટે માનો છો ?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે મે તેઓને ભૂગોળ–ખગોળ રચવાને માટે પરમાત્મા માન્યા નથી, પણ અહિંસા, સત્ય આદિ મગળ ધર્મના પ્રરૂપક હોવાને કારણે પરમાત્મા માન્યા છે હવે તેઓએ બતાવેલ ભૂગોળ-ખગોળ, આધુનિક ભૂગોળ–ખગોળ સાથે મળતી આવતી નથી, તેને માટે અમારી પાસે એવુ કોઈ સાધન નથી, કે જે વડે તમને બતાવી શકીએ કે તેઓએ ભૂગોળ–ખગોળની રચના કયા વિશિષ્ઠ વિચારથી કરી છે, પરન્તુ અહિંસાના સિદ્ધાન્તો જે મારા અનુભવ પ્રમાણે સત્ય અને પૂર્ણ કલ્યાણકારી નિવડયા છે, તે ઉપરથી હું કહી શકુ છુ કે અહિસા સત્ય આદિ સિદ્ધાન્તના પ્રતિપાદક કોઈ દિવસ આવુ અસત્ય બોલી શકે નહિ.

અહિંસાવાદી થોડું પણ અસત્ય બોલવું આત્માનો ઘાત ગણી બરાબર સમજે છે પણ અહિંસાવાદી આત્માનો ઘાત કરવો, જે હિંસા બરાબર છે તે કેવી રીતે કરી શકે! હવે અહિં એક પ્રશ્ન થાય છે કે તો પછી તેઓએ ભૂગોળ–ખગોળ રચ્યાં છે તે પ્રમાણિત ભૂગોળ–ખગોળની સાથે સત્ય કેમ પ્રતીત થતાં નથી! આ વાત નીચેના ઉદાહરણથી સ્પષ્ટ સમજાશે.

હવાને થેલીમાં ભરીને જો સોના–ચાંદીને તોળવાના સાધનથી તેને તોળીએ તો હવાનું વજન કંઈ પણ માલુમ પડતું નથી પણ વૈજ્ઞાનિકોનું કથન છે કે વાયુમાં પણ વજન છે અને તે વજન તોલમાં પણ આવે છે આપણને હવા વજન વિનાની માલુમ પડે છે આનું કારણ માત્ર એટલું જ છે કે આપણી પાસે તેને તોલવાનું સાધન નથી, તે જ પ્રમાણે આપણી ભૂગોળ–ખગોળ જે સિદ્ધાન્ત ઉપર રચવામાં આવી છે તેને સિદ્ધ કરવા માટે આપણી પાસે ઉપયુક્ત સાધન નથી. જો સાધન હોત તો તેને પ્રમાણિત કરી શકાત કે અમુક સિદ્ધાન્ત ઉપર આ ભૂગોળની રચના કરવામાં આવી છે.

જૈન ભૂગોળમાં ચૌદ રાજલોકની* સ્થિતિ પુરુષાકાર બતાવવામાં આવી છે જો કોઈ મનુષ્ય, આ લોકસ્થિતિનું પ્રતિદિન એક એક કલાક ધ્યાન ધરે, તો ૭ મહિના બાદ, તે સ્વયં કહેશે કે આમાં અપૂર્વ આનંદ સમાયેલો છે મને થોડો અનુભવ છે તો પણ હું કહી શકું છું કે આમાં ઘણો આનંદ આવે છે તો જે વિશિષ્ટજ્ઞાની છે તેઓને આ લોકસ્થિતિના ધ્યાનથી કેવો આનંદ મળતો હશે!

આ ઉપરથી સિદ્ધ થાય છે કે જેઓએ જૈનસિદ્ધાન્ત અને જૈનશાસ્ત્રોની રચના કરી છે તેઓ સર્વજ્ઞ હતા તેઓના કહેલા પ્રત્યેક શબ્દમાં ઘણું ગૂઢ રહસ્ય સમાયેલું છે તેઓની બધી વાતો સમજવામાં આપણી બુદ્ધિ અસમર્થ હોય તો તે વાત જુદી છે.

* તત્ત્વાર્થાધિગમભાષ્ય નામના પુસ્તકમાં ચૌદ રાજલોકની સ્થિતિ પુરુષાકાર બતાવામાં આવી છે.

જૈનધર્મમા અહિંસા, સત્ય આદિ મંગલધર્મો વિષે સૂક્ષ્મ વિચાર કરતા જીવ, અજીવ આદિ નવ તત્ત્વો તથા અનેકાન્તવાદ, નયવાદ, પ્રમાણવાદ કર્મવાદ, લોકસ્વરૂપ આદિ મૌલિક સિદ્ધાન્તોનુ જે અન્વેષણ કરવામા આવ્યુ છે તે એવુ સ્વાભાવિક અને વૈજ્ઞાનિક છે કે જેથી તે જૈનધર્મ સૌ કોઈને માટે આચરણીય થઈ પડે છે. વિજ્ઞાનના વિકાસની સાથે જૈનધર્મનુ રહસ્ય જનસમાજને સમજમા આવતુ જશે જૈનધર્મના સિદ્ધા-ન્તોને બરાબર સમજવા માટે અનેકાન્તવાદ એક ચાવી છે આજે ધર્મનુ વાસ્તવિક સત્ય જે પ્રાય ભૂલાઈ ગયુ છે તેનુ પ્રધાન કારણ અનેકાન્તવાદની અવગણના છે અનેકાન્તવાદની ચાવીદ્વારા જ્યારે જૈનધર્મનું પ્રવેશદ્વાર ઉઘાડવામા આવશે ત્યારે જૈનધર્મનો સાક્ષાત્કાર થઈ શકશે

એક પ્રશ્ન, જે આખી દુનિયામા ચર્ચાઈ રહ્યો છે કે, જો અહિંસા કલ્યાણ કરનારી છે, તો અહિંસાધર્મી જૈનોની અવનતિ કેમ થઈ? આ વાત સત્ય છે,કારણ કે વાસ્તવમા અવનતિ થઈ રહી છે ભારતમા અહિંસાને પાળનાર ઘણા છે, ભલે બીજી વાતોમા ભેદ હોય, પણ શૈવ, વૈષ્ણવ જૈન આદિ બધા ધર્મોએ "**अहिंसा परमो धर्म**" સ્વીકાર્યો છે, તે અહિંસાપ્રધાન ભારત દેશની અવનતિ કેમ થઈ?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે અહિંસાધર્મ આચરણીય ધર્મ છે આનુ અક્ષરશ પાલન કરનાર બહુ થોડા છે અને તે પણ નામ માત્રના છે

અહિંસાધર્મનુ પાલન વીરપુરુષો કરી શકે છે, જ્યારે આજે મનુષ્યોમા ડર પેસી ગયો છે જે મનુષ્ય ડરપોક છે, તે અહિંસાનું પાલન કદાપિ કરી શકતા નથી

જ્યાસુધી મનુષ્યો સારી રીતે અહિંસાનુ પાલન કરતા શીખે નહિ, ત્યાસુધી ઉન્નતિ કદાપિ થઈ શકવાની નથી, એ વાત સુનિશ્ચિત છે

અહિ કોઈ શકા કરી શકે છે કે જ્યારે અહિંસાનું પાલન કર્યા વિના ઉન્નતિ થવી સભવિત નથી, તો પછી હિંસા કરવા છતા પણ યુરોપ આદિ પાશ્ચાત્ય દેશોની ઉન્નતિ કેમ થઈ?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે યુરોપની આ દેખાતી ભૌતિક ઉન્નતિ વાસ્તવિક ઉન્નતિ નથી, પણ ભયંકર અવનતિ છે. ભારતવર્ષમાં અહિંસાના જેટલા સંસ્કારો બાકી છે તેના પ્રભાવથી જેટલી સારી સચ્ચરિતા અધિકતર ભારતીયોમાં જોવામાં આવે છે તેટલી સચ્ચરિતા સંસારમાં બીજે ક્યાંય જોવામાં આવતી નથી. ભારતવર્ષમાંના કેવળ પતિપત્નીધર્મની આપણે અમેરિકાના પતિપત્નીધર્મ સાથે સરખામણી કરીશું તો આપણને માલુમ પડશે કે અમેરિકાના પતિપત્નીધર્મનો કેટલો અધઃપાત થયો છે! અમેરિકામાં સેંકડે ૯૫ ટકા વિવાહબંધન તોડવામાં આવે છે. આ સિવાય અત્યારે પણ ભારતવર્ષમાં ગરીબમાં ગરીબ માણસોને જેટલું સુખ મળી રહ્યું છે તેટલું સુખ ત્યાંના ગરીબ માણસોને મળતું નથી. જ્યારે હું ઘાટકોપર (મુંબઈ) ચાતુર્માસસ્થિત હતો, ત્યારે મારા સાંભળવામાં આવ્યું હતું કે અમેરિકા ગએલ એક ભારતીય સજ્જનનો અહિં પત્ર આવ્યો છે તેમાં તેઓએ લખ્યું છે કે 'અમેરિકાના નિમ્નશ્રેણીના મનુષ્યોની આર્થિકસ્થિતિ ભારતવર્ષના નીચી શ્રેણીના મનુષ્યોની આર્થિકસ્થિતિની અપેક્ષાએ ઘણી ખરાબ છે. અહિંના ગરીબો પ્રાયઃ ચોપાનીયાઓને ઓઢવા-પાથરવાના કામમાં લે છે. "કેટલાક મનુષ્યો તો અબજપતિ છે અને કેટલાક એવા છે કે જેઓને ઓઢવા-પાથરવાનું પણ મળતું નથી. આને સુધારો કે ઉન્નતિ કહેવી તે ઉચિત નથી.

પ્રત્યેક પ્રાણી પોતાના આત્મા સમાન છે એમ સમજીને દુઃખ-કષ્ટ કરવાં નહિ એ જ વાસ્તવિક ઉન્નતિ છે.

જો વૈભવ જ વાસ્તવિક ઉન્નતિ છે એ પ્રમાણે કહેવામાં આવે, અર્થાત્ ગરીબોના જીવનમરણનો વિચાર ન કરીને, બની શકે તેટલા પ્રત્યેક ઉપાયોથી ધન ખેંચીને તિજોરી ભરી લેવી એ જ ઉન્નતિ છે તો જે મનુષ્યો લૂંટ-ફાટ કરીને ધન એકત્રિત કરે છે તેઓ પણ ઉન્નતિ કરી રહ્યા છે તે પ્રમાણે આપણે માનવું પડશે. પણ

આ પ્રકારના દગા-ફટકા કરીને ધન લૂટી લેવાને ઉન્નતિ માનવામા આવે તો આપણે ઉન્નતિનો અર્થ નથી સમજ્યા એમ કહી શકાય

અત્યારે વિષમતાના વિષપાનથી આખું જગત મૃતપ્રાય જીવન જીવી રહ્યુ છે જ્યા જુઓ ત્યા ભેદભાવ, વિષમતા, ઉચ્ચનીચની ભાવના પ્રવર્તી રહી છે અને તેને લીધે દુ ખદારિદ્ર વધવા પામ્યા છે, આવી દુ ખી અવસ્થામાથી જગતને ઉગારવાનો એક જ માર્ગ છે અને તે સમાનતાનો આદર્શ છે સમાનતાના આદર્શના અનુસરણમા જ સાચુ સુખ રહેલુ છે

એક અહિંસાવાદી, ભલે તે મરી જાય, પણ અન્યાયપૂર્વક કોઈનુ પ્રાણધન હરણ કરે નહિ અને એક બીજો માણસ, કોઈને મારી નાખીને પોતાનો સ્વાર્થ સિદ્ધ કરે, તો આ બન્નેમા તમે કોને ઉન્નત સમજશો ? અહિંસાવાદીને.

અહિંસાધર્મનુ રહસ્ય બરાબર ન સમજવાથી, અથવા અહિંસાવાદી કહેવડાવીને પણ હિંસક કાર્ય કરવાથી અવનતિ ન થાય, તો શુ ઉન્નતિ થઈ શકે ? ઉન્નતિ થઈ શકે નહિ

આજે, મ દિરો, તીર્થો અને ધર્મસ્થાનોમા ધર્મને નામે કોઈ કોઈ ઠેકાણે જે અત્યાચાર-અનાચાર થઈ રહ્યો છે, તો શુ તે બધા કુકર્મોનુ ફળ મળ્યા વિના રહેશે ? ભારતવર્ષ પોતાના કર્મોથી જ અવનતિના ખાડામા પડી રહ્યો છે અત્યારસુધી મનુષ્યોમા જે સત્ય, શીલ, સદાચાર આદિ ગુણોનો જે કાઈ અ શ બાકી છે, તે બધુ પૂર્વજોના પ્રતાપથી જ છે અત્યારે તો આપણે કેવળ પૂર્વજોની એકત્રિત કરેલી ધર્મસમ્પત્તિનો વ્યય કરીએ છીએ. કાઈ નવુ કમાઈને તેમા ઉમેર્યું નથી અત્યારે પણ મનુષ્યો અહિંસાપાલન, તપશ્ચરણ આદિ ધર્માચરણ જેટલા પ્રમાણમા કરે છે, તેટલા પ્રમાણમા તેઓ સ સારને કલ્યાણ-માર્ગ ઉપર લઈ જવા માટે તેમજ વિઘ્નોને દૂર કરવા માટે મનુષ્યજીવનનો સદુપયોગ કરે છે

કોઈ કહે કે જૈનધર્મમાં એ પ્રકારની અહિંસાની વ્યાખ્યા કેમ કહેવામાં આવી છે! જેવી રીતે કોઈ બીજો પણ કહે છે કે જીવોને ન મારવા તે અહિંસા છે પણ કોઈ મરતાં જીવને બચાવવો તે પાપ છે આ કેવો ન્યાય!

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે જેઓને અહિંસાનો અર્થ માલુમ નથી, તે ભલે ગમે તે કહે પણ આખી દુનિયા સારી પેઠે જાણે છે કે અહિંસા શબ્દ હિંસાનો વિરોધી છે

જેમાં હિંસાનો વિરોધ હોય તે અહિંસા છે અને જેમાં અહિંસાનો વિરોધ હોય તે હિંસા છે

માનો કે એક મનુષ્ય કોઈ બીજા નિરપરાધી મનુષ્યને તલવારથી મારી રહ્યો છે હવે કોઈ બીજો મનુષ્ય તે મારનાર પુરુષને ઉપદેશથી તે દુષ્કૃત્યથી રોકે છે તો તેણે હિંસાનો વિરોધ કર્યો કહેવાયને! હા.

હિંસાનો વિરોધ કરવો તે અહિંસા છે આ વાત પહેલાં કહેવામાં આવી છે એટલા માટે જે મનુષ્ય હિંસાને રોકે છે અર્થાત્ હિંસાનો વિરોધ કરે છે તે મનુષ્ય નિશ્ચિત રૂપે અહિંસક જ છે હવે આવા અહિંસક મનુષ્યને કોઈ હિંસક કહે તો તેઓને શું કહેવું જોઈએ! તેઓ ખોટું કહે છે

રક્ષા કરનાર હિંસક અથવા પાપી છે એવું કોઈ બુદ્ધિમાન મનુષ્ય કહી શકે નહિ.

રાવણ, સીતાનું શીલ હરણ કરવા તત્પર થયો હતો અને તેને વિભીષણે રોક્યો તો આ બન્નેમાં કુશીલ કોણ કહેવાય! રાવણ.'

અને વિભીષણ! શીલવાન.

હવે જો કોઈ મનુષ્ય એમ કહે કે સીતાનું શીલ બચાવવાથી વિભીષણ કુશીલ થઈ ગયો, તો શું આ કથન તેઓનું ન્યાયયુક્ત કહેવાય! નહિ.

જ્યારે આપણે આ પ્રમાણે માનીએ છીએ તો પછી જે

મનુષ્ય 'મારો નહિ' એમ કહે છે, તેને હિંસક બતાવવો તે શું ઉચિત કહેવાય? ના

આ બધું કહેવાનું તાત્પર્ય માત્ર એટલું જ છે કે, જે મનુષ્યો અહિંસાનો અર્થ આ પ્રમાણે કરે છે કે 'કેવળ ન મારવું તે અહિંસા છે અને બચાવવું તે હિંસા છે' તે લોકો ભૂલ કરી રહ્યા છે

'અહિંસા-ધર્મ સંસારમાં સર્વોત્તમ ધર્મ છે' આ ધર્મ સ્વાભાવિક તેમજ આત્માનુભવસિદ્ધ છે, અતઃ એમાં સંદેહ કરવાનો અવકાશ જ રહેતો નથી

સારાંશ એ છે કે, પ્રત્યેક વાત ક્યાં સુધી સત્ય છે, તે પહેલાં વિચારી લેવું જોઈએ જેમાં સંદેહ હોય તેને નિર્ણયાત્મકબુદ્ધિથી વિચારીને દૂર કરી લેવો જોઈએ, પણ ધર્મ નામનું તત્ત્વ છે યા નહિ? અથવા સત્કાર્યોનું ફળ મળશે કે નહિ? અથવા સાધુ પાસે જવાથી લાભ મળશે કે નહિ? આ પ્રકારના સંદેહોને તો ત્યાં અવકાશ ન હોવો જોઈએ. જે મનુષ્ય આ પ્રકારના સંદેહો કરે છે, તેનો આત્મા જ્ઞાનદૃષ્ટિએ નષ્ટપ્રાય થઈ જાય છે, અને જે મનુષ્ય નિર્ણયાત્મક-બુદ્ધિથી પોતાની શંકાઓનું નિવારણ કરે છે તે સત્પથ ઉપર જઈ આત્મસિદ્ધિ સાધી શકે છે

(૨) **નિઃકાંક્ષા**—ઇચ્છા કરવાનું નામ 'કાંક્ષા' છે અન્ય ધર્મનું દર્શન તેમજ તેની ધાર્મિકક્રિયા જોઈને તેને ગ્રહણ કરવાની ઇચ્છા કરવી, તેનું નામ 'કાંક્ષા' છે

'અન્ય ધર્માવલમ્બી પણ અહિંસાને ધર્મ માને છે, અને તેઓની કેટલીએક વાતો યુક્તિયુક્ત પણ છે, એટલા માટે હું મારો ધર્મ છોડીને તેઓના ધર્મને ધારણ કરી લઉં તો શું હાનિ છે?'

આ પ્રકારની અન્યદર્શનોમાં જે ઉપાદેયબુદ્ધિ થાય છે, તેને 'કાંક્ષા' કહેવામાં આવે છે, અને આવી ઉપાદેયબુદ્ધિ ન રાખવાનું નામ 'નિષ્કાંક્ષિતબુદ્ધિ' છે

સમદૃષ્ટિને નિષ્કાંક્ષી બનવું અત્યાવશ્યક છે કારણ કે જો બાહ્યદર્શનોની ઘણી વાતો ઉપરથી જૈનદર્શન સમાન લાગે છે પણ તે પૂર્વાપર વિરુદ્ધ હોવાથી તેઓની વાતો યથાર્થ નથી. સમદૃષ્ટિને સર્વજ્ઞપ્રણીત ધર્મ સિવાય અન્ય દર્શનોની કાંક્ષા કરવી ઉચિત કેવી રીતે કહી શકાય ? એટલા માટે નિષ્કાંક્ષા સમકિતનો આચાર માનવામાં આવ્યો છે

(૩) નિર્વિચિકિત્સા–ધર્મમાં સ્થિરબુદ્ધિ ન રાખવાથી અને મનને ડામાડોળ સ્થિતિમાં મોકળું મૂકવાથી ધર્મ અને અધર્મનો વિવેક જાગતો નથી. અને વિવેકબુદ્ધિ ન જાગવાથી ધર્મની પ્રાપ્તિ થતી નથી અને અધર્મબુદ્ધિનો નાશ થતો નથી. માટે સ્વધર્મમાં દૃઢવિશ્વાસ રાખવો જોઈએ અને પરધર્મમાં થોડી મોહબુદ્ધિ રાખવી ન જોઈએ.

વિચિકિત્સા—અર્થાત્ ફળના પ્રતિ સંદેહ કરવો તેનું નામ વિચિકિત્સા છે કોઈ મનુષ્ય વિચારે કે હું ધર્મ–પાલનમાં આટલો બધો પરિશ્રમ કરી રહ્યો છું તેનું ફળ મળશે કે નહિ ! આ પ્રકારનો સંદેહ કરવો અથવા આ સાધુઓ પોતાના દેહને મલયુક્ત શા માટે રાખે છે ! જો અચિત્ત જળથી સ્નાન કરે તો તેમાં શું દોષ ! આ પ્રકારના વિચારોવડે સાધુઓની નિંદા કરવી, તેનું નામ વિચિકિત્સા છે વિચિકિત્સાનો જ્યાં અભાવ હોય તેનું નામ નિર્વિચિકિત્સા છે

(૪) અમૂઢદૃષ્ટિ–અન્ય ધર્માવલમ્બીઓને ઋદ્ધિસમ્પન્ન જોઈને પણ જેના મનમાં વ્યામોહ પેદા થાય કે આ ઋદ્ધિસમ્પન્ન છે એટલે તેનો ધર્મ શ્રેષ્ઠ છે અને હું અલ્પ ઋદ્ધિવાળો છું, એટલે મારો ધર્મ કનિષ્ટ છે આ પ્રકારનો વ્યામોહ જેનો છૂટી ગયો છે તે અમૂઢ–દૃષ્ટિ કહેવાય છે અને તે સમકિતનો આચાર છે.

જે મનુષ્ય કોઈની બાહ્યસિદ્ધિ જોઈને પોતાના હૃદયમાં વિચારે આ ગુરુ તો કંઈ ચમત્કાર બતાવતા નથી આ પ્રકારનો

જે વિચાર કરે તે મૂઢ-દૃષ્ટિ કહેવાય છે જેનામા આવી મૂઢ-દૃષ્ટિ ન હોય તે અમૂઢદૃષ્ટિ છે, આ પ્રકારનો અર્થ પણ સમજવો જોઇએ

ઉપર કહેવામા આવેલા ચાર આચારો ( નિ શકા, નિ કાક્ષા, નિર્વિચિકિત્સા અને અમૂઢદૃષ્ટિ ) આન્તરિક આચારો છે, અર્થાત્ આ આચારો હૃદયથી આચરવાના છે હવે બાકીના ચાર બાહ્યાચારો ( ઉપબૃહણ, સ્થિરીકરણ, વાત્સલ્ય અને પ્રભાવના )નુ વર્ણન કરવામા આવે છે

**(૫) ઉપબૃંહણવૃત્તિ** -કોઇના ધાર્મિક ઉત્સાહની કોઇ રીતે વૃદ્ધિ કરવી તેનુ નામ ' ઉપબૃહણ 'છે જેવી રીતે કોઇ દર્શનાદિ (સમ્યક્ત્વાદિ) ગુણોથી યુક્ત પુરુષોના ગુણો જોઇને તેઓને કોઇ રીતે ઉત્સાહિત કરવા, અર્થાત્ ' તમારો જન્મ સફળ થયો છે, તમારા જેવા આદર્શ-પુરુષને આવુ જ કાર્ય કરવુ ઘટે ' આ પ્રકારે તેઓને ' ધર્મ ' પ્રતિ વધારે ઉત્સાહિત કરવા તેનુ નામ ' ઉપબૃહા-ઉપબૃહણ ' છે

**(૬) સ્થિરીકરણ** -' સ્થિરીકરણ ' અર્થાત્ સ્વીકાર કરેલા ધર્મનુ અનુષ્ઠાન કરવામા જો કોઇ મનુષ્યને વિવાદ-શોક થતો હોય તો તે પુરુષને સ્થિર બનાવવો, અર્થાત્ તેને ધર્મનું અનુષ્ઠાન કરવામા દૃઢ બનાવવો, તેનું નામ સ્થિરીકરણ છે કોઇ મનુષ્યને સ્થિર બે રીતે બનાવી શકાય - એક તો ધર્મથી અસ્થિર બનેલાને ધર્મનો ઉપદેશ આપીને સ્થિર બનાવવો અને બીજી રીત અસહાયને સહાય આપીને સ્થિર બનાવવો

કોઇ એમ કહે કે અસહાયને સહાયતા આપવાથી કોઇ પ્રકારનો આરભ થઇ જવાનો સભવ છે તે ઠીક છે પણ સમદૃષ્ટિ આરભને પણ આરભ માને છે, તો પણ સહાયતાથી જો પુરુપ ધર્મમા સ્થિર થાય, તો તે મહાસમકિતનો આચાર જ છે. તેમા પાપ નથી, પણ ધર્મ છે

કોઇને ધર્મમા સ્થિર બનાવવો તે સમકિતનો આચાર છે અને તે પ્રમાણે કરવાથી ધર્મની વૃદ્ધિ થાય છે.

(૭) વાત્સલ્યભાવ.– વાત્સલ્ય માં ઘણો ગંભીર વિચાર સમાયેલો છે જેવી રીતે એક માણસને એક પુત્રી છે તેણે વિચાર્યું કે મારી પુત્રીને વિવાહ તો કરવાનો છે પણ જો કોઈ સહધર્મી સાથે વિવાહ થાય તો ઠીક કારણ કે જે ધર્મ મેળવવો દુર્લભ છે અને તે ધર્મ ઉપર શ્રદ્ધા રાખવાથી મને જે આત્મિક આનંદ મળે છે તેવો જ આનંદ તેને પણ મળે અને ધર્મ પ્રતિ તેની અભિરુચિ પણ વૃદ્ધિ પામે. વાત્સલ્યગુણ કહેવાય છે કોઈ ચીજ બજારમાંથી ખરીદવી હોય તો સહધર્મીની જ દુકાનથી લેવી અથવા એક નોકર રાખવો છે તો સહધર્મીને જ રાખવો અને આ પ્રમાણે વિચારીને કે આ સહધર્મી છે તો નોકરનો નોકર રહેશે અને સાથે સાથે ધર્મની પણ સહાયતા મળશે. આનું નામ વાત્સલ્ય છે એટલા માટે વિવાહાદિ સર્વ કાર્યમાં પણ સહધર્મીવાત્સલ્યનો વિચાર કરવો જોઈએ.

પ્રાચીન સમયમાં સ્વધર્મીવાત્સલ્યનો ગુણ કેટલો વિકસેલો હતો તે નીચેના ઐતિહાસિક ઉદાહરણથી સ્પષ્ટ સમજાશે —

વર્ષો પહેલાંની આ વાત છે માંડળગઢ નામની મહાન નગરી હતી. ત્યાંના જૈનો સ્વધર્મીવાત્સલ્યમાં ઘણા આગળ હતા. સૌ સમાન હતા, સ્વધર્મીબન્ધુ હતા. તેઓ હાથોહાથ મેળવી રહેતા અને વિકાસ સાધતા

એનું સામાજિક જીવન પણ એટલું જ ઉન્નત હતું. રોટી-બેટીવ્યવહાર સૌ સાથે સમાન હતો. હતા, વિશા ઓસવાલ પોરવાલ કે ખંડેલવાલ એવા વાડાબંધનો ભેદ નહોતા. સાંભળીને આશ્ચર્ય થશે, પણ કહેવાય છે કે એ બધા લાખોપતિ હતા. અને લાખ ઘરોની ત્યાં જૈન વસ્તી હતી.

આ ગપ્પ નથી. એની પાછળ ઐતિહાસિક પ્રમાણો છે આજે પણ અનેક મકાનોની એક સરખી હાર ઠેકઠેકાણે અંતરે નાલછાથી માંડીને માંડવગઢ સુધી ૭ માઈલની લંબાઈમાં ખંડેરરૂપે ઊભી ઊભી

આ વાતની સાક્ષી આપે છે પહેલા એ જૈનપુરી હતી આજે એ ધાર સ્ટેટને આધીન છે. ત્યાના ગરીબ અને રાજ્યપીડિત ભીલોનું તે આશ્વાસનદાયક સ્થાન બન્યું છે. આજે એ એકસરખી બાંધણી અને નમુનાના મકાનો જોઇ પૂર્વચિત્ર આબેહૂબ ખડુ થાય છે

એક સરખા મકાન શાથી ? એ પ્રશ્નોનો ઉત્તર એ છે કે ત્યાં સાચું સ્વધર્મીવાત્સલ્ય હતું, આપણામાં એક જુની છતા અમૂલી કહેવત છે કે " પચકી લકડી એકકા બોજ. " આ કહેવત સૌએ સાભળી હશે

માડળગઢના જૈનોનો નિયમ હતો કે પોતાનો નવો સ્વધર્મી આવે અટલે ઘરદીઠ એક રૂપિયો અને એક ઇંટનુ આતિથ્ય ધરવુ એક લાખ ઘર એટલે આવેલો સ્વધર્મી સીધો લખપતિ અને બંગલાવાળો બને આનુ નામ જૈન સમાજનું સ્વધર્મીવાત્સલ્ય !

આ સ્વધર્મીવાત્સલ્યની આરાધના કરવાથી સહેજે સમાનતા આવી જાય છે અને આવી સમાનતા વિશ્વવ્યાપી સાચી માનવતામાંથી જન્મે, અને માનવતાનો પ્રચાર તથા વિકાસ થાય એ જ જૈનસંસ્કૃતિનો આદર્શ છે

પણ આનો અર્થ એ નથી કે બધાએ જૈનોએ લખપતિ બનવુ જોઈએ ! અને જો જૈનો લખપતિ બને તો બીજી પ્રજાનું શુ ? અપરિગ્રહ એ તો જૈનોનુ મુખ્ય વ્રત છે, અને હોવુ જોઈએ

જ્યા સાચી બાંધવવૃત્તિ સ્ફુરે છે, ત્યા સગઠન સહેજે થઈ જાય છે અને જ્યા બંધુત્વભર્યું સામાજિક જીવન અને મહામૂલી સ્વતંત્રતા છે ત્યા જ સાચો સ્વધર્મીવાત્સલ્યનો ગુણ વિકસેલો છે

જ્યાં ભિન્ન વિચારવાળા, ભિન્ન ધર્માવલમ્બી પતિપત્ની, અથવા સ્વામીસેવક હોય છે, ત્યાં પ્રાય વિચારોની અસમાનતા રહે છે અને તેનું પરિણામ પણ કોઈ કોઈ વખતે ઘણું ભયકર આવે છે, એટલા માટે સહધર્મીની સાથે સબધ રાખવાથી સમકિતાદિ ગુણોની વૃદ્ધિ થવાનો સભવ છે

સારાંશ માત્ર એ જ છે કે પોતાના સહધર્મી મનુષ્યને જોઈને પોતાના હૃદયમાં પ્રેમ ઉભરાય અને તેને અન્નાદિ માટે ઉચિત સહાયતા કરવામાં આવે, તેનું નામ વાત્સલ્ય છે

આ વાત્સલ્ય ગુણ પણ ધર્મક્તિનો આધાર છે વાત્સલ્ય-ગુણ વિષે જેટલો વિચાર કરવામાં આવે તેટલો ઓછો જ છે

(૮) પ્રભાવના:-પોતાના ધર્મની ઉન્નતિની પ્રવૃત્તિ કરવી તેનું નામ પ્રભાવના છે અથવા જે કાર્ય કરવાથી જૈનધર્મ દેદીપ્યમાન થાય, તે પણ પ્રભાવના કહેવામાં આવે છે

સાંભળવામાં આવે છે કે પહેલાં કરોડો જૈનો હતા. આ લોકોને તરવારના બળથી કે ડરાવીને તેમજ ધમકી આપીને જૈનો બનાવવામાં આવ્યા ન હતા પણ તે સમયના જૈનોનાં વાત્સલ્ય અને પ્રભાવના ગુણથી પ્રભાવિત થઈને અન્ય ધર્માવલમ્બી લોકો જૈન-ધર્માનુયાયી બની જૈનધર્મનું પાલન કરતા હતા

અત્યારે પણ જો જૈનભાઈઓ પોતાનું ચારિત્ર આદર્શ બનાવે અને વાત્સલ્ય અને પ્રભાવનાગુણની વૃદ્ધિ કરે, તો સંસારમાં જૈનધર્મનું ગૌરવ અવશ્ય વધારી શકે. જો જૈન ભાઈઓ આચાર-વિચાર શુદ્ધ રાખે અને અન્ય લોકોની સાથે સહાનુભૂતિ સહિત વ્યવહાર કરે, તો લોકો જૈનધર્મ પ્રતિ આકર્ષિત થશે, અને તીર્થંકરોનો પવિત્રમાર્ગ પણ પવિત્ર બનશે.

સ્થાનાંગસૂત્રના ચોથા સ્થાનમાં કહ્યું છે કે પ્રવચન-પ્રભાવના માટે પાત્ર-અપાત્રને દાન દેનાર દાતાર ત્રીજા અંગનો દાતાર છે આથી સ્પષ્ટ જણાય છે કે અપાત્રને દાન દેવાથી પણ પણ તીર્થંકરના માર્ગની પ્રભાવના થાય છે અર્થાત્ દાનના પ્રભાવથી અપાત્ર અર્થાત્ સત્-ચારિત્ર ધર્મથી વિહીન જે સામાન્ય પ્રકૃતિનો મનુષ્ય છે તેને પણ દાન આપીને જૈનધર્મનો અનુયાયી બનાવવાથી

તીર્થંકરનો માર્ગ ઉજ્જવળ કરી શકાય છે શાસ્ત્રોમા તીર્થંકરમાર્ગને ઉજ્જવળ કરવાથી તીર્થંકરપદની પ્રાપ્તિ થાય છે, એવુ ઉત્કૃષ્ટમા ઉત્કૃષ્ટ ફલ બતાવવામા આવ્યુ છે

કોઈ આધળા, લૂલા-લગડા વગેરે અસહાય જનોને દાન દેવાથી સસાર ઉપર જૈનધર્મનો પ્રભાવ પડે છે, એવુ પણ જોવામાં આવે છે આવો પ્રભાવ સસાર ઉપર પાડવો તે પણ જૈનધર્મની પ્રભાવના છે.

જે મનુષ્ય દાન દેવાને પાપ કહે છે, તેઓ પ્રવચન-પ્રભાવનાનો અર્થ બરાબર સમજતા નથી, એમ સમજવુ જોઈએ.

આ આઠ આચારો સૂત્રધર્મના છે આ આઠેય આચારોનુ આચરણ કરનાર પુરુષ ઉપર બતાવેલ ફલનો સમ્પાદક બને છે. આ જ આઠ આચારો ચારિત્રધર્મના પણ ઉપલક્ષક છે આ આઠ આચારોનુ પાલન કરવાથી ચારિત્રધર્મનુ પાલન થાય છે

સૂત્રજ્ઞાન વિષે આગળ સવિસ્તર વિવેચન કરવામા આવ્યુ છે. અત્રે ચારિત્રધર્મ – આચારધર્મ વિષે વિચાર કરવાનો છે

ચારિત્રધર્મ એટલે આચારધર્મ અને આચારધર્મ એટલે સસ્કારિતા કે ક્રિયાશીલતા એવો સામાન્ય અર્થ થાય છે વ્યક્તિના ત્યાગી અને ગૃહસ્થ એ બે વર્ગભેદની અપેક્ષાએ આચારધર્મમાં પણ બે ભેદ છે અમુક વ્યક્તિઓ આચારધર્મનું સંપૂર્ણ પાલન કરે છે અને અમુક આંશિક પાલન કરે છે. જે આચારધર્મનુ સપૂર્ણત પાલન કરે છે તેમને અનગાર કે ત્યાગી કહેવાય છે અને જેઓ આચાર-ધર્મનુ આંશિક પાલન કરે છે તેમને આગારી કે ગૃહસ્થ કહેવાય છે.

સૂત્રકારોએ ચારિત્રધર્મનો મુખ્ય બે ભાગમા વિભક્ત કર્યો છે –

**चरित्तधम्मे दुविहे पं० तं० अणगारचरित्तधम्मे, आगारचरित्त धम्मे य** – स्थानाङ्गसूत्रम्

અનગાર–ત્યાગીનો આચારધર્મ અને ગૃહસ્થનો આચારધર્મ એમ ચારિત્રધર્મ બે પ્રકારનો છે

## ત્યાગીધર્મ

સૂત્રકારોએ સક્ષેપમા ત્યાગીનો દશ પ્રકારનો ત્યાગીધર્મ બતાવ્યો છેઃ–

**दसविहे समणधम्मे पं०तं०** –

**(१) खती (२) मुत्ति, (३) अज्जवे, (४) मद्दवे, (५) लाघवे, (६) सच्चे, (७) सजमे, (८) तवे, (९) चियाए, (१०) बंभचेरवासे**

અર્થાત્ – શ્રમણધર્મ – ત્યાગીધર્મ દશ પ્રકારનો છે સાધુના દશ ધર્મો નીચે પ્રમાણે છે –

(૧) ક્ષમા, (૨) મુક્તિ, (૩) આર્જવ, (૪) મૃદુતા, (૫) લઘુતા, (૬) સત્ય, (૭) સયમ, (૮) તપ, (૯) ત્યાગ અને (૧૦) બ્રહ્મચર્ય.

૧ – કોઈ કટુવચન – અપ્રિય વચન કહે તોપણ ક્ષમાભાવ રાખવો– ક્રોધિત ન થવુ.

૨ – બાહ્યાભ્યન્તર બધનોથી મુક્ત થવુ

૩ – મન, વચન કાયાની કુટિલતા છોડી ઋજુતા – સરલતા ધારણ કરવી.

૪ – અહંવૃત્તિથી દૂર રહી નમ્રતા – મૃદુતા ધારણ કરવી.

૫ – આંતરિક તથા બાહ્ય ક્રોધ, માન, માયા, લોભનો આત્યંતિક ત્યાગ કરી લઘુતા ધારણ કરવી – ખોટી મોટાઈ ન કરવી.

૬ – સત્યવાદી થવું

૭ – સંયમ ધારણ કરવો – ઇન્દ્રિયદમન કરવું સંયમ ૧૭ પ્રકારનો છે

૮ – તપ – ઉપવાસ આદિ બાહ્ય તપશ્ચર્યા અને પ્રાયશ્ચિત આદિ આભ્યન્તર તપશ્ચર્યા કરવી.

૯ – ત્યાગવૃત્તિ ધારણ કરવી.

૧૦ – બ્રહ્મચર્યમય જીવન વ્યતીત કરવું – બ્રહ્મચારી બનવું
આ દશ પ્રકારના સાધુધર્મમાં પાંચ મહાવ્રત, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ, ૧૭ પ્રકારનો સંયમ, ૨૨ પરિષહ, ૨૭ સાધુગુણ આદિ વિશેષ સાધુધર્મનો સંક્ષેપમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ દશવિધ સાધુધર્મને *હિન્દુ બૌદ્ધ આદિ અન્યધર્માવલમ્બીઓએ પણ વધતા ઓછા પ્રમાણમાં ઉદારતાપૂર્વક સ્વીકાર્યો છે

## ગૃહસ્થધર્મ

तत्र च गृहस्थधर्मोऽपि द्विविधः सामान्यतो विशेषतश्चेति।

ગૃહસ્થધર્મ મુખ્ય બે પ્રકારનો છે ૧–સામાન્યધર્મ. ૨–વિશેષધર્મ

## ગૃહસ્થનો સામાન્ય ધર્મ

तत्र सामान्यतो गृहस्थधर्मो न्यायतोऽनुष्ठानमिति।

ન્યાયપૂર્વક પ્રવૃત્તિ કરવી તે સામાન્ય ગૃહસ્થધર્મ છે

---

* धृतिःक्षमादमोऽस्तेयं शौचमिन्द्रियनिग्रह
धीर्विद्यासत्यमक्रोधो दशकं धर्मलक्षणम् ॥

**૧–न्यायोपात्तं हि वित्तमुभयलोकहितायेति ।**

ગૃહસ્થે આ લોક તથા પરલોકના કલ્યાણ માટે ન્યાયપૂર્વક ધનોપાર્જન કરવુ જોઈએ

**૨–तथा समानकुलशीलादिभिर्गोत्रजैरेव वाह्यम् ।**

ગૃહસ્થે સમાન વય, સમાન કુલ તથા સમાન શીલ તથા ભિન્ન ગોત્રની યોગ્ય કન્યા સાથે વિવાહ કરવો જોઈએ

**૩–शुद्धकलत्रलाभफलो विवाहस्तत्फलं च सुजातसुतसततिः अनुपहतचित्तनिर्वृत्ति गृहकार्यसुविहितत्वं अभिजात्याचारविशुद्धत्वं देवातिथिवान्धवसत्कारानवद्यत्व चेति ।**

વિવાહનો ઉદ્દેશ કુલીન સ્ત્રીની પ્રાપ્તિ છે અને યોગ્ય સુશીલ પુત્રની પ્રાપ્તિ, ચિત્તની સ્વસ્થતા, ગૃહકાર્યની દક્ષતા, દેવ–અતિથિ, સાહધર્મી વગેરેનો સત્કાર કરવો વગેરે વિવાહનુ ફળ છે

**૪–तथा उपप्लुतस्थानत्याग इति ।**

ગૃહસ્થે જ્યા ઉપદ્રવની સભાવના હોય તેવા સ્થાનનો ત્યાગ કરવો જોઈએ

**૫–तथा आयोजितो व्यय इति ।**

ગૃહસ્થે આવકની અનુસાર વ્યય કરવો જોઈએ

**૬–तथा प्रसिद्धदेशाचारपालनमिति ।**

ગૃહસ્થે દેશાચારનુ પાલન કરવુ જોઈએ

**૭–तथा मातापितृपूजेति**

ગૃહસ્થે માતાપિતા, ધર્મગુરુ વગેરેનો આદરસત્કાર કરવો જોઈએ.

**૮–तथा सात्म्यतः कालभोजनमिति ।**

ગૃહસ્થે શરીરની રક્ષા – નિરોગતા માટે યથાસમયે ભોજન કરવું જોઈએ

૯ – वेग-व्यायाम-स्वाप-स्नान भोजन-स्वच्छन्दवृत्तिकालान् नोपरुन्ध्यात्।

ગૃહસ્થે શૌચ – વ્યાયામ – નિદ્રા – સ્નાન – ભોજન આદિ નિત્ય આચારધર્મોનું શરીરની રક્ષા માટે કદાપિ ઉલ્લંઘન કરવું ન જોઈએ.

૧૦ – शरीरायासजननी क्रिया व्यायामः।

શરીરને કસનારી ક્રિયા વ્યાયામ કહેવાય છે

૧૧ – शस्त्रवाहनाभ्यासेन व्यायामं सफलयेत्।

શસ્ત્ર – વાહન – દંડ – બેઠક આદિના અભ્યાસથી વ્યાયામ સફળ થાય છે

૧૨ – आदेहस्वेदं व्यायामकालमुशन्त्याचार्याः।

જેથી શરીર પરસેવાથી તરબોળ થઈ જાય તેને વ્યાયામાચાર્યો વ્યાયામ કહે છે

૧૩ – अव्यायामशीलेषु कुतोऽग्निदीपनमुत्साहो देहदार्ढ्यं च

વ્યાયામ વિના જઠરાગ્નિ, ઉત્સાહ, તથા દેહની મજબૂતાઈ વધતાં નથી. માટે ગૃહસ્થે અવશ્ય વ્યાયામ કરવો જોઈએ.

૧૪ – श्रमस्वेदालस्यविगमः स्नानस्य फलम्।

ગૃહસ્થે પરિશ્રમ પરસેવો તથા આળસને દૂર કરવા માટે તથા શરીરસ્ફૂર્તિ વધારવા માટે સ્નાન અવશ્ય કરવું જોઈએ

૧૫ – स्वच्छन्दवृत्तिः पुरुषाणां परमं रसायनम्।

ગૃહસ્થો માટે સ્વચ્છન્દવૃત્તિ પરમ રસાયનરૂપ છે. અહીં સ્વચ્છન્દવૃત્તિ એ સ્વચ્છન્દાચારના અર્થમાં નથી. અહીં સ્વચ્છન્દવૃત્તિનો અર્થ સ્વ-આત્માના છન્દ-વિષયમાં વૃત્તિ-વિચરવાનો છે. ગૃહસ્થે આત્માના હિતાર્થે દેવ, ગુરુ અને ધર્મનું આસેવન અવશ્ય કરવું જોઈએ કારણ કે ગૃહસ્થો માટે દેવ, ગુરુ અને ધર્મ એ એક જ શાન્તિનું સ્થાન છે. સાંસારિક દુઃખ-નિવારણનું એ એક માત્ર પરમ ઔષધ છે

જ્યારે ગૃહસ્થો ઉપર કહેલા માર્ગાનુસારીરૂપ સામાન્ય * ગૃહસ્થ-ધર્મનુ બરાબર પાલન કરે છે ત્યારે તે ગૃહસ્થના વિશેષ ધર્મનું પાલન કરવામા સમર્થ થાય છે

## ગૃહસ્થનો વિશેષધર્મ

નૈતિક ગુણોને કેળવ્યા બાદ ગૃહસ્થે બાર પ્રકારના ધાર્મિક ગુણો કેળવવાના હોય છે નૈતિક ગુણોને સર્વપ્રથમ કેળવવા એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે અને એ નૈતિક ગુણોની કેળવણી સાથે બાર પ્રકારના ધાર્મિક ગુણોને કેળવવા એ ગૃહસ્થનો વિશેષધર્મ છે

જ્યાસુધી ધર્મ ઉપર દૃઢ વિશ્વાસ હોતો નથી ત્યાસુધી ધર્મનુ પાલન થતું નથી એટલા માટે ગૃહસ્થે શંકા-કાક્ષા આદિ ધર્મબુદ્ધિને નાશ કરનારા દોષોને દૂર કરી ધર્મપાલનમા વિશ્વાસપૂર્વક દૃઢ રહેવુ જોઈએ કારણ કે ધર્મશ્રદ્ધા હોય તો જ ધર્મનુ પાલન બરાબર થઈ શકે છે

ધર્મશ્રદ્ધા દૃઢ કર્યા બાદ ગૃહસ્થે નીચેના બાર પ્રકારના વિશેષ ધર્મવ્રતોનું પાલન કરવામા તત્પર રહેવુ જોઈએ

### ૧–અહિંસાવ્રત

**थूलाओ पाणाइवायाओ वेरमण ।** સ્થૂલ પ્રાણાતિપાતથી વિરત થવુ અર્થાત્-ગૃહસ્થે એની યતનાપૂર્વક Guardedly–Thoughtfully–કાર્યપ્રવૃત્તિ કરવી જોઈએ કે જેથી મનુષ્ય, પશુ, પક્ષી કે બીજા ત્રસ પ્રાણીઓને–ઈજા થવા પામે નહિ અથવા ઓછામાં ઓછા પ્રાણીઓની ઓછામા ઓછી ઈજા થાય. બંધ, વધાદિ હિંસાકારી પ્રવૃત્તિ છોડીને કાર્યપ્રવૃત્તિ કરવી જોઈએ એ ગૃહસ્થનું અહિંસાવ્રત છે

* ગૃહસ્થો નૈતિક ગુણો કેળવ્યા વિના ધાર્મિક ગુણોને ધારણ કરી શક્તા નથી. એ વાતની સાક્ષી સિદ્ધાન્તસૂત્ર પૂરે છે ભગવતીસૂત્ર નામક અંગસૂત્રમાં તુંગીયા નગરીના શ્રાવક–ગૃહસ્થના મૂલ આઠ નૈતિકધર્મો બતાવ્યા છે.

૨–સત્યવ્રત

મૃષાવાદા મુષાવાયાઓ વેરમણં । સ્થૂલ મૃષાવાદથી વિરત થવું. અર્થાત્–ગૃહસ્થે જે વાત પોતે જેવા રૂપમાં જાણતો-માનતો હોય તેવા રૂપમાં તે વાત બીજાને કહેવી લાભ કે કરને લીધે તે વાતમાં જરાય ફેરફાર કરવો નહિ તેમજ લોભવૃત્તિ, નૈતિક નિર્બળતા, લોકૈષણા એ સર્વેને દૂર રાખી હાથીમસ્કરી, પરનિંદા ખાલી ગપ્પાં વગેરે હાનિકારક કે અનુત્પાદક પ્રવૃત્તિમાં વાણીનો દુરુપયોગ કરવો નહિ. આ પ્રમાણે અસત્પ્રવૃત્તિમાંથી નિવૃત્ત થઈ સત્પ્રવૃત્તિમાં પ્રવૃત્તિ કરવી એ ગૃહસ્થનું સત્યવ્રત છે.

૩–અચૌર્યવ્રત

થૂલાઓ અદિન્નાદાણાઓ વેરમણં । સ્થૂલ અદત્તાદાનથી વિરત થવું અર્થાત્–ગૃહસ્થે, જે ચીજ ઉપર, જે મનુષ્ય ઉપર, જે હક ઉપર, જે ધન ઉપર પોતાનો ન્યાયપુરઃસર રીતે હક ન હોય તે ચીજ મનુષ્ય, હક અને ધનને અનીતિપૂર્વક લેવાનો પ્રયત્ન ન કરવો. પ્રાપ્ત હક ઉપર કે કોઈની માલિકી ચીજ ઉપર તરાપ મારવી નહિ, ચોરી કરવી નહિ તે ગૃહસ્થનું અચૌર્યવ્રત છે

૪–બ્રહ્મચર્યમર્યાદાવ્રત–સ્વપત્નીસંતોષવ્રત

થૂલાઓ મેહુણાઓ વેરમણં । સ્થૂલ મૈથુનથી વિરત થવું અર્થાત્– ગૃહસ્થે પોતે પેદા કરેલા વીર્યનો પોતાની અને બીજાઓની અનેક પ્રકારની ઉન્નતિ સાધવા માટે સદુપયોગ કરવો જોઈએ. પાશવવૃત્તિઓને પોષવામાં વીર્યનો દુરુપયોગ કરવો ન જોઈએ. વીર્યશક્તિ ઉચ્ચ આદર્શોને પ્રાપ્ત કરાવે છે એ શીખો અને જો તેમ બની શકે તો અખંડ બ્રહ્મચારી રહો. તેમ ન બની શકે તો તમારા વિચારોને વિક્ષેપ ન થાય એવી સહચારિણી શોધીને, મેળવીને તેનાથી સંતુષ્ટ રહો. એક બીજાને અનુકૂળ અને સહચારી થઈ શકાય એવું પાત્ર ન જડી આવે કે જડવા જતાં પ્રાપ્ત થાય તેમ ન હોય

તો અવિવાહિત રહેવાની જ કોશીષ કરો વિવાહિત સ્થિતિ કે જે ચોતરફ ઉડતી વૃત્તિઓને અટકાવવા માટે–સંકોચવા માટે છે તે સ્થિતિ જો ઉભયને કે ઉભય પૈકી એકને અસંતોષનું કારણ થઈ પડે તો ઉલટી ખેતડી હાનિકારક છે માટે તમારી શક્તિ, તમારા વિચારો, તમારી સ્થિતિ, તમારા સાધનો અને પાત્રની યોગ્યતા એ સર્વનો ઊંડો વિચાર કરીને જ પરણો અથવા કુંવારા રહો પરણવું એ જ માણસનો મુખ્ય નિયમ અને કુંવારા રહેવુ એ અપવાદ મનાય તેને બદલે કુંવારા રહેવુ અને સવળી અથવા મુખ્ય બાબતોની અનુકુળતા હોય તો જ પરણવુ એ મુખ્ય નિયમ મનાવો જોઈએ અને વિવાહિત સ્થિતિને વિષયવાસનાની અમર્યાદ–યથેચ્છ સ્વતન્ત્રતા તરીકે ભૂલેચૂકે પણ માનવી ન જોઈએ

ગૃહસ્થે તો વાસનાનો સંક્ષેપ અને આત્મિક ઐક્ય કરતા શીખવુ જોઈએ અને અશ્લીલ શબ્દોથી, અશ્લીલ દેખાવોથી અને અશ્લીલ કલ્પનાઓથી દૂર રહેવુ જોઈએ

કોઈના લગ્ન તમે જોડી આપતા નહિ તમને તેવો હક્ક કોઈએ આપ્યો નથી લગ્નના આશયને નહિ સમજનારા–સહચારીપણાના કર્તવ્યને નહિ પીછાનનારા પાત્રોને એક બીજાની ફરજિયાત ગુલામગીરીમા નાખનાર માણુસ ચોથા વ્રતનો ભંગ કરે છે–દયાનુ ખૂન કરે છે–ચોરી કરે છે–માટે ગૃહસ્થે ઇન્દ્રિયોનો નિગ્રહ કરવામા સજાગ રહેવુ એ ગૃહસ્થનુ બ્રહ્મચર્યવ્રત છે

### ૫–પરિગ્રહમર્યાદાવ્રત–ઇચ્છાપરિમાણવ્રત

**थूलाओ परिग्गहाओ वेरमणं ।** સ્થૂલ પરિગ્રહથી વિરત થવું. અર્થાત્–ગૃહસ્થે પરિગ્રહ અથવા માલેકીની ઇચ્છાનો સંકોચ કરવો જોઈએ 'હુ બધુ ભોગવુ, હું ક્રોડપતિ થાઉ, હું મહેલોનો માલિક બનું' એવા હુંમય, સ્વાર્થમય, સંકુચિત વિચારોને જેમ બને તેમ ઓછા કરવા જોઈએ

મરનાર વગરના બાવા જ બનો કે બુદ્ધા મરો, કુદરતનું ઉલ્લંઘન ન કરો એમ આ આટલાનો ઉદ્દેશ નથી, પણ લોભવૃત્તિ, મોહવૃત્તિ, મમત્વભાવ, જરૂરિયાતોની પ્રાપ્તિમાં જ આનંદ માનવાપણું—એ ઓછાં કરો અને પ્રામાણિક બુદ્ધિપૂર્વક—મતપૂર્વક—વ્યવસ્થાપૂર્વક કરાતા ઉદ્યમથી મળતું દ્રવ્ય તમારી અને તમારા આશ્રિતોની આવશ્યકતાઓ પૂરી પાડવામાં, ધર્મવાની જરૂરીઆતો પૂરવામાં—વિશ્વાસપૂર્વક ખર્ચો. પરિગ્રહ પર જેટલા પ્રમાણમાં મૂર્છા ઓછી તેટલા પ્રમાણમાં ચિત્તશાન્તિ—Equilibrium of Mind—વધારે. પરિગ્રહબુદ્ધિને ઓછી કરવાની વૃત્તિ ધારણ કરવી એ 'પાંચમું પરિગ્રહમર્યાદાવ્રત' છે.

૬—દિશામર્યાદાવ્રત

દિશાપરિમાણ—દિશાની મર્યાદા કરવી. અર્થાત્—શક્યે કારણ વગરનું—'ઉપયોગ વગરનું—પરમાર્થ વગરનું ભ્રમણ જેમ બને તેમ ઓછું કરવું જોઈએ.

૭—ભોગોપભોગમર્યાદાવ્રત

ભોગ-ઉપભોગપરિમાણ—ભોગ અને ઉપભોગોનું પરિમાણ કરવું અર્થાત્—શક્યે ભોજનાદિ ભોગોની અને કપડાંલત્તાં આદિ ઉપભોગની લાલસા મર્યાદિત કરવી જોઈએ.

શક્યે ટેવોમાં સાદા આત્મસંયમી નિયમિત અને મિતાહારી બનવું જોઈએ.

જો તમારી તગીઓ જેમ થોડી હશે તેમ તમારી ચિન્તાઓ, ઉપાધિઓ ઘટશે, ઓછી થશે અને વધારે મહત્ત્વની પ્રવૃત્તિ તરફ ધ્યાન આપવાનો વધારે અવકાશ મળશે.

દેખાદેખીથી ખાનદાનીના ખોટા ખ્યાલથી મોટા દેખાવાની મૂર્ખ લોલુપતાથી ડાહ્યા દેખાવાની લાલસાથી અને સુરુચિ સમજવાની બુદ્ધિના અભાવથી અનેક બીનજરૂરી તગીઓ, આવશ્યકતાઓ

ઉત્પન્ન થાય છે અને તે શારીરિક નિર્બળતા, માનસિક અધમતા અને બુદ્ધિહીનતાને જન્મ આપે છે માટે ઉપભોગ–પરિભોગના પદાર્થો જરૂર પૂરતાં જ—ઉપભોગના સિદ્ધાન્તને જવાબ આપે તેવા જ રાખો આ પ્રમાણે ભોગોપભોગોની મર્યાદા કરવી તે ગૃહસ્થનુ ભોગ-ઉપભોગપરિમાણવ્રત છે

## ૮–અનર્થદંડનો ત્યાગ

**अणट्ठादण्डा वेरमण**–અનર્થદંડથી વિરમવુ અર્થાત્—ગૃહસ્થે અર્થ વગરના 'વ્યાપાર'મા—પ્રવૃત્તિમા મન–વચન અને કાયાને પ્રવર્ત્તાવવી જોઈએ નહિ. તેમ ખટપટ, નિંદા, દુર્ધ્યાન, ચિન્તા, કુતર્ક, ખેદ તથા ભયમા શરીરસંપત્તિ, ધનસંપત્તિ, સમયસંપત્તિ તથા સંકલ્પ-સંપત્તિનો દુરુપયોગ કરવો ન જોઈએ કારણ કે આર્ત્તધ્યાન અથવા ચિન્તા અને રૌદ્ર ધ્યાન અથવા કોઈના ઉપર ક્રોધમય વિચારો કરવા તે હિચકારુ કામ છે, આનંદમય–વીરત્વમય આત્મપ્રભુનો દ્રોહ કરવા સરખુ કૃત્ય છે, કારણકે એવા કૃત્યોથી મનુષ્યત્વ ક્ષીણ થાય છે માટે અનર્થદંડનો ત્યાગ કરવો અર્થાત્ નિષ્પ્રયોજન પ્રવૃત્તિથી આત્માને દંડિત ન કરવો તે ગૃહસ્થનું વ્રત છે

## ૯–સામાયિકવ્રત

ગૃહસ્થે પ્રતિદિન નિયમિત સમયે જ બને તેટલા વખત સુધી સમતોલવૃત્તિ–સમભાવ શીખવાનો અભ્યાસ અથવા મહાવરો પાડવો જોઈએ ગૃહસ્થનું આ સામાયિક વ્રત છે

## ૧૦–દેશાવકાશિકવ્રત

ગૃહસ્થે સ્વદેશ બહારથી મંગાવેલી ચીજ બનતાં સુધી વાપરવી ન જોઈએ સ્વદેશપ્રેમ અને સ્વદેશાભિમાન રાખવું અને સ્વદેશને ભૂખે મરતો કરવામા સાધનભૂત ન બનવુ એ ગૃહસ્થનુ દેશાવકાશિક વ્રત છે

## ૧૧-પ્રતિપૂર્ણ પૌષધવ્રત

ગૃહસ્થે દર મહિને એકવાર જ્યારે પણ ફુરસદ કે સગવડ અને અનુકૂળ શારીરિક-માનસિક સ્થિતિ હોય ત્યારે ભૂખ્યા રહેવું જોઈએ કે જેથી શરીર નિરોગી અને સહનશીલ બને અને એ સ્થિતિમાં ૨૪ કે ૧૨ કલાક આત્મરમણતામાં ગુજારવા એ ગૃહસ્થનું પ્રતિપૂર્ણ પૌષધવ્રત છે.

## ૧૨-અતિથિસંવિભાગવ્રત

ગૃહસ્થે ઉપકારી મનુષ્યોની ભક્તિ-સેવા કરવાનો પ્રસંગ મળે ત્યારે તેમની સેવા ઉલ્લાસથી બજાવવી જોઈએ. જે પુરુષો જગતના ઉપકારમાં જ જીવન ગુજારતા હોય, જેઓ પોતાના શરીરાદિની સાર-સંભાળ કરવા જેટલી ફુરસદ ન લઈ શકતા હોય, તેમના અસ્તિત્વ, આરોગ્ય અને પ્રવૃત્તિની જગતને ઘણી જ જરૂર હોવાથી, તેમની તંગીઓ જાણવી અને તે પૂરી પાડવાની તત્પરતા બતાવવી એ ઉપયુક્ત વર્ગનું કર્તવ્ય છે.

એમણે ઉપાડેલાં મિશનોને નિભાવવામાં પોતાના શરીરબળ, ધનબળ, સાધન, સમય, બુદ્ધિ, આદિનો ફાળો આપવો, તેમની મુશ્કેલીઓ અને દુઃખો તથા સંકટોમાં દિલસોજી ધરાવીને તે દૂર કરવા માટે પોતાથી બનતું કરવું અને તેમના જશમાં પોતાનો જશ-સમાજનો જશ-માનવો એ ગૃહસ્થનું અતિથિસંવિભાગવ્રત છે.

આ પ્રમાણે નૈતિકધર્મ-સામાન્ય ધર્મની સાથે વ્રતધર્મ-વિશેષ ધર્મોનું બરાબર પાલન કરવામાં ગૃહસ્થજીવનનું સાફલ્ય છે.

આ પ્રમાણે ગૃહસ્થજીવનને વ્રતધર્મના પાલનથી સફળ બનાવ્યા બાદ શ્રમણધર્મનો સ્વીકાર કરી રાષ્ટ્ર, સમાજ અને ધર્મના કલ્યાણ સાધવાની સાથે આત્મકલ્યાણ સાધવા માટે ત્યાગમય જીવન વ્યતીત કરવું એમાં માનવજીવનની સફળતા છે.

માનવજીવનને સફલ બનાવવા માટે ચારિત્રધર્મ—*આચારધર્મનું પાલન કરવું અત્યાવશ્યક છે આ આચારધર્મને બધા ધર્મોએ એક મતે સ્વીકાર્યો છે.

* ચારિત્રધર્મ—આચારધર્મનો વિષય જીવનસ્પર્શી હોવાથી ઘણો જ ગહન છે જૈનસૂત્ર-સાહિત્યમા આચારધર્મને ઘણુ જ મહત્ત્વનુ સ્થાન આપવામા આવ્યુ છે આ જ કારણે આચારધર્મની છાપ જૈન સાધુ કે શ્રાવક સમાજ ઉપર ખૂબ જ પડેલી સ્પષ્ટ જોવામા આવે છે અત્રે ચારિત્રધર્મ વિષે સંક્ષેપમા અંગુલિનિર્દેશ કરવામા આવ્યો છે, એટલે અપૂર્ણ છે પૂજ્યશ્રીએ આચારધર્મ વિષે 'બારવ્રતની ટીપ'મા સ્પષ્ટ સમજુતી આપી છે પૂજ્યશ્રીના અહિંસાવ્રત સત્યવ્રત આદિ વ્રતવિષયક પુસ્તકો ચારિત્રધર્મ સમજવા માટે વાચી જવાની ખાસ ભલામણ છે આ પ્રકરણ તૈયાર કરવામા સ્વ વા૦ મો૦ શા૦ની લેખસામગ્રીનો ખાસ ઉપયોગ કરવામા આવ્યો છે એટલે તેઓશ્રીનો સહૃદય આભાર માનવાની અત્રે તક લઉ છુ—શાં.

ઉતારવા માટે સર્વ પ્રથમ માનવતાને જીવનમા પ્રગટાવવી પડે છે અને જ્યારે માનવધર્મ તેના જીવનમા પ્રગટે છે ત્યારે તેનો ધ્યેયમન્ત્ર એ હોય છે કે "હું માનવ છુ માનવધર્મ સમજુ અને માનવ માટે જીવુ એ મારુ સર્વપ્રથમ કર્ત્તવ્ય છે કારણ કે સઘળા ધર્મો મહાન્ છે પણ માનવધર્મ એથી પણ વધારે મહાન્ છે"

જેના જીવનમા માનવતા રગેરગે વ્યાપી ગઈ હોય છે એ એમ માને અને સમજે છે કે જે ધર્મ છે તે માનવ માટે છે માનવને વધારે સસ્કારી–વધારે સુદર–વધારે શક્તિશાળી બનાવવા માટે ધર્મ છે. એટલે જ્યા ધર્મ પાળતા માનવને અન્યાય થતો હોય ત્યા ધર્મને સાધનરૂપ માનીને પુનર્યોજના કરવી ઘટે

બધા ધર્મો માનવધર્મ શીખવા માટે છે માનવ પ્રત્યે તિરસ્કાર ઉત્પન્ન કરાવે, જુદાઈ શીખવાડે, માનવને હલકા ગણુતા શીખવાડે એ બધી વાતો ધર્મની હોઈ ન શકે.

મનુષ્ય ધર્મ પાળે છે તે પોતાની જાતને ઊંચી ઠરાવવા માટે નહિ પણ ખરેખર ઊંચી બનાવવા માટે અને એવી ઉત્કૃષ્ટ મનોદશા પ્રાપ્ત કરવા માટે એનો જીવનમન્ત્ર કેવળ 'વિશ્વબન્ધુત્વ' હોય છે અર્થાત્ "मित्ती मे सव्वभूएसु वेर मज्झ न केणई" અર્થાત્ બધા પ્રાણીઓ પ્રત્યે મારે મૈત્રીભાવ–બન્ધુભાવ છે, મારે કોઈની સાથે વેરઝેર નથી જેમ સાચી મહત્તા સાદી હોય છે તેમ આ મહાન્ માનવધર્મ પણ સાદો સરળ છે એને એક જ ધર્મવાક્ય 'आत्मवत् सर्वभूतेषु 'મા મૂકી શકાય

જે તમને ન ગમે તે કોઈને ન ગમે અવેડાનુ પાણી જો તમે પી ન શકો તો બીજો કોઈ માનવ પી ન શકે માદગીમા સહાય કરે એમ જો તમે ઇચ્છો, તો બીજા પણ એ જ ઇચ્છે.

આટલો સીધો–સાદો માનવધર્મ જો મનુષ્ય સમજી લે અને પોતાના બધા સાધનો એ માનવધર્મ વધારવા માટે છે એટલુ જાણી

સે–તો પછી એને ધર્મ વિષેનું વિશેષ જ્ઞાન એમાંથી જ મળી રહેશે. કારણ કે એ સાચો માનવધર્મ જેમ સૌ કોઈ એક ઘડીમાં સમજી શકે તેમ છે તેમ જ એ માનવધર્મમાં રહેલી ગહનતા પણ જીવનભરની શુદ્ધિ અને શોધન માટે એટલી ઉદાર અને સભ્ય છે. જીવનધર્મનો આદર્શ વિકારો ઉપર વિજય પ્રાપ્ત કરી વિશ્વબન્ધુતા કેળવવાનો છે.

આત્માને ઓળખવો અથવા જીવનધર્મનો મર્મ સમજવો એ બહુ કામ નથી. કારણ કે યુગયુગાન્તરોથી માનવસમાજ વાસનાઓ, અજ્ઞાનતા, અન્ધતા, મમતા વગેરે કર્મરૂપ આંતરશત્રુઓ દ્વારા અપારના શત્રુઓ કરતાં અતિશય–પીડિત છે. સંતપ્ત છે, ત્રસ્ત છે. વાસનાદિ આંતરશત્રુઓ ઉપર વિજય પ્રાપ્ત કરવો એ સાધારણજન માટે સરલ નથી. આત્મવિજય પ્રાપ્ત કરવા માટે જીવનોત્સર્ગ–પ્રાણ પણ–કરવા જેટલાં અભય અહિંસા, ત્યાગ, જ્ઞાન, તપ આદિ આત્મ બળની પરમ આવશ્યકતા રહે છે. એ આત્મબળ વિના જીવનયુદ્ધ ખેલી શકાતું નથી અને તેથી આત્મબળવડે પુરુષાર્થપૂર્વક જીવનયુદ્ધમાં વિકારશત્રુને પરાજિત કરી દુર્દમ આત્માને દમવો એ લાખો સુભટોને જીતવા કરતાં પરમવિજય છે.* આ આત્મવિજયનો વિજયનાદ સમસ્ત સંસારને સંભળાવનાર અને સ્વાતંત્ર્યનો રાજમાર્ગ દેખાડનાર તે જગદીશ જૈનધર્મ છે.

જીવનમાં જૈનત્વ પ્રગટાવવું એ આત્માને શોધવાની મૂળ ચાવી છે. કારણ કે જૈનધર્મ એ વિશ્વવિજેતાનો ધર્મ છે. આત્મવિજય પ્રાપ્ત કરી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત બનેલા વિકારવિજયી ક્ષત્રિયવીરોનો વિજયધર્મ–જૈનધર્મ છે. યુદ્ધમાં વીરતા દાખવી વિજય પ્રાપ્ત કરનાર તરીકે ક્ષત્રિયવીરો પ્રસિદ્ધ છે પણ તેમની વિશેષ પ્રસિદ્ધિ તો જીવન સંગ્રામમાં વાસનાદિ કર્મરૂપ આંતરશત્રુઓ ઉપર વિજય પ્રાપ્ત કરનાર

---

* जो सहस्सं सहस्साणं संगामे दुज्जए जिए।
एगं जिणेज्ज अप्पाणं एस से परमो जओ ॥ ઉત્તરા. ૯

તરીકે તથા એ વિજયધર્મ–જૈનધર્મના પ્રચારક તરીકે સવિશેષ છે. આત્મસ્વાતંત્ર્યનો વિજયનાદ જગત માત્રને સંભળાવનાર ઋષભદેવ સ્વામીથી લઈ શ્રી મહાવીર પ્રભુ સુધીના ચોવીસ વિકારવિજયી તીર્થંકરોએ જગજ્જીવોને કર્મબંધનથી મુક્ત થવાનો, સ્વતંત્ર બનવાનો જે વિજયમાર્ગ બતાવ્યો છે એ વિજયમાર્ગ તે જૈનધર્મ એ ઋષભદેવ મહાવીરાદિ તીર્થંકરોએ જૈનધર્મના જે આત્મવિજયના સ્વાતંત્ર્યમન્ત્રો જગતમાત્રને સંભળાવ્યા છે તેનો સાર એ છે કે—

(૧) સ્વતંત્ર બનો, સ્વતંત્ર બનાવો અને સ્વતંત્ર બનેલાના પગલે ચાલો, એ પહેલો વિજયમંત્ર

(૨) પરાધીન બનો નહિ, કોઈને પરાધીન બનાવો નહિ અને કોઈ પરાધીનને પગલે ચાલો નહિ, એ બીજો વિજયમંત્ર

(૩) સંઘશક્તિ કેળવો, એ ત્રીજો વિજયમંત્ર.

(૪) સંઘશક્તિને પુષ્ટ કરવા માટે વિવેકબુદ્ધિને કેળવો અને કદાગ્રહબુદ્ધિને સ્થાને સમન્વયબુદ્ધિને સ્થાન આપો, એ ચોથો વિજયમંત્ર

(૫) તમારી આત્મશક્તિમાં દૃઢ વિશ્વાસ રાખો, બહારની લોભાવનારી શક્તિનો આધાર રાખો નહિ વિજયઆકાંક્ષી બની વિજય પ્રાપ્ત કર્યે જાઓ, એ પાંચમો વિજયમંત્ર

ઉપરના વિજયમંત્રો ઉપરથી જૈનધર્મના મુખ્ય સિદ્ધાન્તો નીચે લખ્યા પ્રમાણે ફલિત થાય છે—

(૧) **આત્મસ્વાતંત્ર્ય–અહિંસાવાદ**–પ્રત્યેક નાના મોટા પ્રાણીનો આત્મા સ્વતંત્ર છે. કોઈની આત્મસ્વતંત્રતા ઝૂટવી લેવાનો કોઈને અધિકાર નથી કીડીથી કુંજર સુધીના નાના મોટા પ્રાણીઓ આત્મસ્વાતંત્ર્યની દૃષ્ટિએ સમાન છે. માટે નાના મોટા કોઈપણ જીવને સ્વાર્થ સાધવા માટે કે મોક્ષપ્રાપ્તિ કે ધર્મના ખોટા બ્હાના નીચે મારવાનો—બલિદાન કરવાનો–હિંસા કરવાનો કે કષ્ટ દેવાનો

'અસ્તિકાયધર્મ'ના સ્પષ્ટાર્થ માટે જુએ પરિશિષ્ટ ૧૦ મું

કોઈને પણ અધિકાર નથી. બધા જીવો જીવવા ચાહે છે મરવા કોઈ ચાહતું નથી. બધા નિર્ભય-અમરરહિત બનવા ચાહે છે માટે નિર્ભય બનો બીજાને નિર્ભય બનાવો અને નિર્ભય બનનારને સહાય કરો. અહિંસા પરમો ધર્મ એ સનાતન ધર્મનું મૂળ આ આત્મસ્વાતંત્ર્યના સિદ્ધાન્તમાં રહેલ છે આત્મસ્વાતંત્ર્યનો અને અહિંસાવાદનો આ પહેલો વિજયમંત્ર છે

(૨) કર્મવાદ-કર્મબંધનોથી સ્વાધીન આત્મા પરાધીન બન્યો છે કર્મબેડીના બંધનો તોડી પરાધીન આત્માને સ્વાધીન બનાવવો જોઈએ. સ્વાધીન આત્માને કર્મબંધનોથી બદ્ધ કરે, આત્માનું સ્વાતંત્ર્ય ઝૂંટવી લે એવી કોઈપણ પ્રકારની પરાધીનતા પછી તે સામાજિક હોય કે ધાર્મિક હોય તેને તાબે થવું નહિ. એટલું જ નહિ પણ ઈશ્વરની પણ પરાધીનતા સેવવી નહિ. કારણ કે જ્યાં પરાધીનતા છે ત્યાં દુઃખ છે અને જ્યાં સ્વાધીનતા છે ત્યાં સુખ છે. દુઃખ કોણ ચાહે ? બધા સુખ ચાહે છે શાશ્વત સુખની ઈચ્છા કરનારે કર્મોની પરાધીનતા દૂર કરવી જરૂર છે સુખ-દુઃખ એ તો પોતાના જ હાથમાં છે કર્મ અનુસાર સુખ-દુઃખની પ્રાપ્તિ થાય છે કોઈ ઈશ્વરીય શક્તિ સુખ-દુઃખ દેતી નથી. કર્મશક્તિના પ્રતાપથી આત્મા દુઃખી થાય છે અને કર્મશક્તિનો નાશ કરવાથી આત્મા સુખી થાય છે

(૩) સંઘશક્તિ-સંઘધર્મ-જીવનસંગ્રામમાં વિજય પ્રાપ્ત કરવા માટે સંગઠન-સંઘશક્તિની પરમાવશ્યકતા રહે છે સંગઠન વિના જીવનસિદ્ધિ સાધવી દુષ્કર થઈ પડે છે એટલા માટે સંઘશક્તિ કેળવવી આવશ્યક છે સંઘનું બળ એકત્રિત કરવું એ આત્મવિજય પ્રાપ્ત કરવાનું શ્રેષ્ઠ સાધન છે

(૪) સમન્વયબુદ્ધિ-અનેકાન્તવાદ-નયવાદ-દુશ્મનોને પોતાના પક્ષમાં લાવવાનું બીજું અમોઘ સાધન તે અનેકાન્તવાદ છે અનેકાન્તવાદ વિરોધી પક્ષને સમજાવવાનું અને પોતાના પક્ષને મજબૂત કરવાનું એક સબળ સાધન છે વિરોધીઓને પણ અમૃતપાન કરાવી

અમર બનાવનાર તે અનેકાન્તવાદ છે. અનેકાન્તવાદને સાદી ભાષામા વિવેકબુદ્ધિ અથવા સમન્વયબુદ્ધિ કહી શકીએ, વિવેક વિના જેમ ધર્મ પણ અધર્મ બની જાય છે તેમ અનેકાન્ત દૃષ્ટિ વિના ધર્મમય કૃત્ય અધર્મમય બની જાય છે અનેકાન્તવાદ તે વિચારવૃક્ષનુ સુફળ છે અનેકાન્તવાદ એ જૈનધર્મની ખાસ વિશિષ્ટતા છે વિરોધીઓનુ દમન અને પોતાનુ શમન કરનાર અનેકાન્તવાદ એક સબળ શસ્ત્ર છે આ શસ્ત્રથી વિજયપ્રાપ્તિ અવશ્ય થાય છે અનેકાન્તવાદ અને અહિસા-વાદનો સુમેળ થાય છે ત્યારે આત્મવિજય અવશ્ય થાય છે

(૫) **આત્મવિશ્વાસ–આત્મવિજયનો મૂલમત્ર**–વિજયાકાક્ષી બની આત્મવિશ્વાસપૂર્વક પ્રયત્ન કરવો એ આત્મવિજયનો મૂલમત્ર છે આત્મવિશ્વાસને જૈનધર્મની પરિભાષામા 'સમ્યકત્વ' કહેવામા આવે છે આત્મવિશ્વાસ–સમ્યકૃત્વ–વિના આત્મવિજય થવો મુશ્કેલ છે પોતાની આત્મશકિતમા સપૂર્ણ વિશ્વાસ રાખી પ્રવૃત્તિ કર્યે જવી એમા જ આત્મવિજય રહેલો છે બહારની કોઈપણ શક્તિ ઉપર આધાર રાખી પ્રવૃત્તિ કરવાથી આત્મવિજય પ્રાપ્ત કરવો કઠણુ છે તમારી પોતાની જ શકિત તમને આત્મવિજય પ્રાપ્ત કરાવી શકશે બહારની કોઈપણ જડશકિત તમારામા જીવનપ્રાણ પૂરી નહિ શકે.

પોતાની આત્મશકિતમા પૂરેપૂરો આત્મવિશ્વાસ રાખો અને આત્મવિશ્વાસપૂર્વક પ્રવૃત્તિ કર્યે જાઓ, એમા જ પોતાનો આત્મ-વિજય રહેલો છે. સમ્યકૃત્વ–આત્મવિશ્વાસ–જ આત્મવિજયનો મૂલ-મત્ર છે આ મૂલમત્ર સમજયા પછી આત્મવિજય પ્રાપ્ત કરવો મુશ્કેલ નથી

વિશ્વમાત્રને જીતવાનો આ વિજયમંત્ર છે જે ધર્મ વિશ્વમાત્રને જીતવાનો આવો અમોઘ વિજયમત્ર શીખડાવે છે, તે ધર્મ માનવ-સમાજનુ જ નહિ જગતમાત્રનુ કલ્યાણ કરનારો હોય એમા શુ આશ્ચર્ય ?

જે ધર્મ આત્મા જેવી અગમ્ય વસ્તુનો વૈજ્ઞાનિક દૃષ્ટિએ સાક્ષાત્કાર કરાવે છે તે ધર્મ જગતમાત્રને વિશ્વમૈત્રી અને નિર્વૈર વૃત્તિના સ્નેહસૂત્રથી સંગઠિત કરે અને વૈજ્ઞાનિક તત્ત્વોનું સાહસપૂર્વક અન્વેષણ કરી જગતમાત્રને નવીન આવિષ્કારોથી આશ્ચર્યાન્વિત કરે એ સ્વાભાવિક છે. આ પ્રમાણે જે વ્યક્તિ જીવનમાં વિશ્વબન્ધુત્વ અને જૈનત્વ પ્રગટાવે છે તે જીવનધર્મ—આત્મધર્મનો સાક્ષાત્કાર કરે છે અને તેને શોધેલું શોધી અને શોધેલું જીવનમાં ઉતારીને આત્મશુદ્ધિ સાધે છે. જીવનશુદ્ધિ સાધી સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થવું એ જ સાચો જીવનધર્મ છે

सर्वे सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
शिवमस्तु सर्वे जगतः

બધા સુખી થાઓ, બધા નિરોગી થાઓ અને જગત માત્રનું કલ્યાણ થાઓ. આ જીવનધર્મનો ધ્યેયમંત્ર છે



જે ધર્મ આત્મા જેવી અગમ્ય વસ્તુનો વૈજ્ઞાનિક દૃષ્ટિએ સાક્ષાત્કાર કરાવે છે તે ધર્મ જગતમાત્રને વિશ્વમૈત્રી અને નિર્વૈર વૃત્તિના સ્નેહસૂત્રથી સંબદ્ધ કરે અને વૈજ્ઞાનિક તત્ત્વોનું સફલતાપૂર્વક અન્વેષણ કરી જગતમાત્રને નવીન આવિષ્કારોથી આશ્ચર્યાન્વિત કરે એ સ્વાભાવિક છે. આ પ્રમાણે જે વ્યક્તિ જીવનમાં વિશ્વબન્ધુત્વ અને જૈનત્વ પ્રગટાવે છે તે જીવનધર્મ—આત્મધર્મનો સાક્ષાત્કાર કરે છે અને તે નૈતિકશુદ્ધિ સાધી અને નૈતિકશુદ્ધિ જીવનમાં ઉતારીને આત્મશુદ્ધિ સાધે છે. જીવનશુદ્ધિ સાધી સિદ્ધ બુદ્ધ અને મુક્ત થવું એ જ સાચો જીવનધર્મ છે.

सर्वे सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
शिवमस्तु सर्व जगतः

બધા સુખી થાઓ, બધા નિરોગી થાઓ અને જગત માત્રનું કલ્યાણ થાઓ. આ જીવનધર્મનાં પ્રવચનો છે.



અગ નથી કે જેનો વિચાર ધર્મને કર્તવ્ય નથી તેથી ધર્મ મનુષ્યના સનાતન જીવન જેટલો જ અથવા તેથી પણ વિશેપ વ્યાપક હોવો જોઈએ અને જીવનસમસ્ત તેનુ ક્ષેત્ર છે તેથી અત્યત ઉત્કટપણે જીવતો હોવો જોઈએ.

આજે જગતના જે પ્રખ્યાત ધર્મો છે તે ઘણે અશે એવા વ્યાપક ધર્મો છે સ્થાપનાને સમયે તો તે બધા જીવતા હતા જ પરતુ તેમના ચેતનને ધાર્મિક પુરુષોએ વારવાર જગાડી તેમને જીવતા રાખ્યા છે સગડીમાનો દેવતા સ્વભાવે જ જેમ વારવાર મદ પડી જાય છે અને તેથી વારવાર કોલસા પૂરીને અને ફૂકીને તેનું સસ્કરણ કરવુ પડે છે, તેને જાગતો રાખવો પડે છે, તે જ પ્રમાણે સમાજમા ધર્મ-તેજને જાગ્રત રાખવા સારુ ધર્મપરાયણ સમાજ પુરુષોને તેને ફૂકવાનુ અને ઇધન પૂરવાનુ કામ કરવુ પડે છે આ કામ જો વખતોવખત ન થયુ તો ધર્મજીવન ક્ષીણ અને વિકૃત થઈ જાય છે, અને ધર્મનુ ક્ષીણ અને વિકૃત સ્વરૂપ અધર્મ જેટલુ જ નુકસાન કરે છે ધર્મને ચેતનવાન અને પ્રજવલિત રાખવાનુ કાર્ય ધર્મૈકપરાયણ વ્યક્તિઓ જ કરી શકે છે

ધર્મનો અતિમ આધાર મનુષ્યહૃદય છે ધર્મજિજ્ઞાસા અને ધર્મવિચાર એ મનુષ્યોનો સ્વભાવ જ છે અને તે કારણે સર્વકાળમા અને સર્વદિશામા ઉન્નતિની કક્ષા પ્રમાણે મનુષ્યહૃદયમા ધર્મનો આવિર્ભાવ થયો જ છે, આ હૃદયધર્મ ગમે તેટલો કલુષિત હોય, મલિન હોય, તો પણ તેની મૂળ વસ્તુ શુદ્ધ છે અશુદ્ધ સુવર્ણ કઈ પિત્તળ નથી, અને પિત્તળ ગમે તેટલુ શુદ્ધ, ચકમકતુ અને ઘાટીલુ હોય તો પણ તે સોનુ નથી માત્ર બુદ્ધિના જોર પર ઊભો કરેલો, લોકોમા રહેલા રાગદ્વેષનો લાભ લઈ ચાલુ કરેલો અને થોડા અથવા ઘણા સામર્થ્યવાન લોકોના સ્વાર્થને પોષનારો ધર્મ તે ધર્મ નથી, અસસ્કારી હૃદયની ક્ષુદ્ર વાસના અને દભમાથી ઉત્પન્ન થતી વિકૃતિને ઢાકતો શિષ્ટાચાર કે ચતુરાઈપૂર્વક તર્કથી કરેલો તેનો બચાવ એ પણ

ભૌતિક, નૈતિક તથા આધ્યાત્મિક સંબંધોના બનાવ દર્શન ઉપર ધર્મની રચના કરવામાં આવી છે.

જ્યાંસુધી મનુષ્ય આ શાશ્વત નિયમોને સમજી શક્તો નથી ત્યાંસુધી ખોટા અનુમાનો કરતો રહે છે અને તેને જ ધર્મ માની બેસે છે.

અગ્નિની જ્વાળા શાન્ત થઈ જવાથી જેમ અગ્નિમાંથી ધુમાડો નીકળે છે તેમ મનુષ્યબુદ્ધિ અને મનુષ્યહૃદય જ્યારે જડ થઈ જાય છે અને આત્મજાગૃતિ મંદ થઈ જાય છે ત્યારે આવાં ભ્રમો ઉપજે છે.

નાસ્તિકતારૂપી પાણીદ્વારા લોકભ્રમરૂપી હૃદયની અગ્નિને શાન્ત કરવો એ સાચો ઉપાય નથી પરંતુ સાચો ઉપાય તો એ છે કે આવા સમયે જિજ્ઞાસા અને અનુભવરૂપી ફૂંકથી ધાર્મિકતાને સચેત કરી ધર્મની જ્યોતિને ફરી જાજ્વલ્યમાન કરવી એ છે.

ધર્મશિક્ષા અને ધર્મના શુદ્ધ ચિન્તન-મનનથી લોકભ્રમનો નાશ અને ધર્મનો ઉદય થાય છે. અજ્ઞાન-કુજ્ઞાન અને ભય-લાલચ એ ધર્મના કટ્ટર શત્રુઓ છે કારણ કે ધર્મનો નાશ કરનાર લોકભ્રમ, અજ્ઞાન અને ભયમાંથી જ પેદા થાય છે.

ઋષિ-મુનિઓ તથા ધર્મ-સંસ્થાપકો જ્યાંસુધી પોતાની શ્રદ્ધા અને પોતાના સ્વાનુભવની વાતો કરે છે ત્યાંસુધી તો તેઓમાં શુદ્ધ સત્ય અથવા સનાતન ધર્મનો વાસ હોય છે પણ જ્યારે તેઓ અથવા તેમના અનુયાયીઓ રૂઢ માન્યતાઓને અથવા પોતાની કલ્પનાઓને જેટલી ગાઢતથી, અજ્ઞાનથી કે જાણીબૂઝીને ધર્મમાં ભેળવી દે છે તેટલી અશુદ્ધિ તે ધર્મમાં આવી જાય છે અને જ્યારે ધર્મના આંધળા અનુયાયીઓ એ અશુદ્ધ થયેલા ધર્મને પકડી રાખે છે ત્યારે ધર્મસેવકોના હાથે જ ધર્મનો પરાજય થાય છે.

(૨)

## ધર્મ-સંરક્ષણ

માનવજીવનનો ચારે બાજુથી વિચાર કરનારા જો કોઈ હોય તો તે ધર્મ જ છે. જીવનનું સ્થાયી અથવા અસ્થાયી એકપણ એવું

સુનિયન્ત્રિત અને નિયમબદ્ધ કરવા માટે બજાર–હાટ તથા નગરો પણ જરૂર ઉત્પન્ન થશે

જયાસુધી માનવસમાજ આજની માફક રાજતન્ત્રદ્વારા નિયન્ત્રિત રહેવાનુ સ્વીકારશે ત્યાસુધી રાજધાની અને તેની અવ્યવસ્થા અનિવાર્ય છે આમ છતા માનવજાતિનુ મુખ્ય કેન્દ્ર તો ગ્રામ જ છે કારણ કે ગામડાનો ખેતીની સાથે સજીવ સબધ છે

યુરોપે ઔદ્યોગિક પ્રગતિના નામે આ સ્વાભાવિક સ્થિતિને બદલાવી દેશદેશાન્તરોની સાથે સબધ જોડી ખેતીને બદલે કારખાનાઓને અધિક મહત્વ આપ્યુ છે આનું દુષ્પરિણામ એ આવ્યુ કે ગામડાઓ તદ્દન ઉજ્જડ–વેરાન થઈ ગયા અને જ્યાત્યા નાના નગરો વસવા લાગ્યા નાગરિકો ગામડાઓનો સાર–સર્વસ્વ–ધાન્યબુદ્ધિ–ગામડાનો પુરુષાર્થ તથા ગામડાની મહેનતને પણ પોતાની તરફ ખેચી જવા લાગ્યા

નગરો, ગામડાની આવશ્યકતાઓની પૂર્તિ કરવાને બદલે આજે તેને જ આજીવિકાનુ સાધન બનાવી બેઠા છે એટલુ જ નહિ પણ પોતાની આજીવિકાની પૂર્તિ ગામડાઓથી થાય છે એટલા માટે ગામડાને જીવિત રાખવા માગે છે આ કૃત્રિમ સ્થિતિને લીધે માનવસમાજનુ આરોગ્ય, તેનું આયુષ્ય, ચારિત્ર્ય અને તેની સંતોષવૃત્તિને ભારે આઘાત પહોચ્યો છે આ આઘાતને દૂર કરવામા અને ગામડાઓને પુન સજીવન કરવામાં જ માનવસમાજનુ કલ્યાણ રહેલુ છે

ગામડાઓની પ્રાણપ્રતિષ્ઠા ગ્રામધર્મના પાલનથી જ સાચવી શકાય એમ છે ગ્રામધર્મના પાલનથી ગામડાઓ પુન સજીવન થશે.

( ૨ )

## ગ્રામોદ્ધાર

આજે હિન્દુસ્થાનમા ગામડાના સમાજની અસાધારણ દુર્દશા છે શહેરોમાથી પરદેશી માલ અને મોજશોખની વસ્તુઓ ગામડામા પહોચે છે, ધધાઉદ્યોગ પહોચતા નથી શહેરી દુર્ગુણો ત્યા ઝપાટાથી ફેલાવા માડયા છે, પણ શહેરમા જે ધર્મવિચારની જાગૃતિ, રાજકીય પ્રગતિ

ધર્મ નથી. અજ્ઞાન, ભોળપણ અને અંધશ્રદ્ધા એ ત્રણ દોષોથી મુક્ત થયેલો ધર્મ અધર્મની મર્યાદાએ પહોંચી જાય તો તે વસ્તુ જુદી છે અને મૂળમાં જ જે ધર્મ નથી પણ કેવળ સીફતથી ધર્મનું રૂપ ધારણ કરે છે તે વસ્તુ પણ જુદી છે. માનવઇતિહાસમાં ઉપર જણાવેલા ધર્મના બન્ને પ્રકાર મહોળા પ્રમાણમાં મળે એટલે મનુષ્યસમાજ પામર થયો છે પરંતુ આ બન્ને વસ્તુનું પૃથક્કરણ કરી તેમનું યથાર્થ સ્વરૂપ ઓળખવાની તસ્દી મનુષ્યે હજી લીધી નથી.

કોઈ પણ કુટુંબ પોતાની આબાદી કાયમ રાખવા અને વધારવા જેમ વારવાર જૂનો અને નકામો થયેલો માલ કાઢી નાંખે છે અને પછી રહેવાથી બગડેલા માલને વાળીઝૂડી સાફ કરી ઊજળો કરે છે તે જ રીતે ધર્મે વારવાર પોતાનું સંસ્કરણ કરવું જોઈએ. પરંતુ એ સંસ્કરણ ખરું સોનું ધારખવાની અને સંભાળી રાખવાની જેમનામાં શક્તિ છે એવા કુશળ, ધર્મજ્ઞ સમાજસેવકોને હાથે જ થવું જોઈએ. જગતમાં વધી પડેલી ઘણીખરી પ્રચલિત નાસ્તિકતાનું કારણ ધર્મસંસ્કરણનો અભાવ જ છે —કાકા કાલેલકર

---

## પરિશિષ્ટ ૨ જું

### ગ્રામધર્મ

જ્યાંસુધી માનવસમાજનું જીવન અન્ન અને વસ્ત્ર ઉપર અવલંબિત છે ત્યાંસુધી સમાજનો ખેતી / એકમાત્ર મહત્વપૂર્ણ અને અનિવાર્ય ધંધો રહેશે અને ખેતીને માટે માનવસમાજે ગામડાંઓમાં જ રહેવું પડશે.

અન્ન અને વસ્ત્રોની સિવાય મનુષ્યોને જ્યારે બીજી આવશ્યકતાઓ ઊભી થઈ ત્યારે તેની પૂર્તિ કરવા માટે તથા પરસ્પરાવલંબની સમાજની

સુનિયન્ત્રિત અને નિયમબદ્ધ કરવા માટે બજાર-હાટ તથા નગરો પણ જરૂર ઉત્પન્ન થશે

જ્યાસુધી માનવસમાજ આજની માફક રાજતન્ત્રદ્વારા નિયન્ત્રિત રહેવાનુ સ્વીકારશે ત્યાસુધી રાજધાની અને તેની અવ્યવસ્થા અનિવાર્ય છે આમ છતા માનવજાતિનુ મુખ્ય કેન્દ્ર તો ગ્રામ જ છે કારણ કે ગામડાનો ખેતીની સાથે સજીવ સબધ છે

યુરોપે ઔદ્યોગિક પ્રગતિના નામે આ સ્વાભાવિક સ્થિતિને બદલાવી દેશદેશાન્તરોની સાથે સબધ જોડી ખેતીને બદલે કારખાનાઓને અધિક મહત્વ આપ્યુ છે આનુ દુષ્પરિણામ એ આવ્યુ કે ગામડાઓ તદ્દન ઉજ્જડ-વેરાન થઈ ગયા અને જ્યાત્યા નાના નગરો વસવા લાગ્યા નાગરિકો ગામડાઓનો સાર-સર્વસ્વ-ધાન્યબુદ્ધિ-ગામડાનો પુરુષાર્થ તથા ગામડાની મહેનતને પણ પોતાની તરફ ખેચી જવા લાગ્યા

નગરો, ગામડાની આવશ્યકતાઓની પૂર્તિ કરવાને બદલે આજે તેને જ આજીવિકાનુ સાધન બનાવી બેઠા છે એટલુ જ નહિ પણ પોતાની આજીવિકાની પૂર્તિ ગામડાઓથી થાય છે એટલા માટે ગામડાને જીવિત રાખવા માગે છે આ કૃત્રિમ સ્થિતિને લીધે માનવસમાજનુ આરોગ્ય, તેનું આયુષ્ય, ચારિત્ર્ય અને તેની સંતોષવૃત્તિને ભારે આઘાત પહોચ્યો છે આ આઘાતને દૂર કરવામા અને ગામડાઓને પુન સજીવન કરવામાં જ માનવસમાજનુ કલ્યાણ રહેલુ છે

ગામડાઓની પ્રાણપ્રતિષ્ઠા ગ્રામધર્મના પાલનથી જ સાચવી શકાય એમ છે ગ્રામધર્મના પાલનથી ગામડાઓ પુન સજીવન થશે.

( ૨ )

## ગ્રામોદ્ધાર

આજે હિન્દુસ્થાનમા ગામડાના સમાજની અસાધારણ દુર્દશા છે શહેરોમાથી પરદેશી માલ અને મોજશોખની વસ્તુઓ ગામડામા પહોચે છે, ધધાઉદ્યોગ પહોચતા નથી. શહેરી દુર્ગુણો ત્યા ઝપાટાથી ફેલાવા માડ્યા છે, પણ શહેરમા જે ધર્મવિચારની જાગૃતિ, રાજકીય પ્રગતિ

અને સમાજ સુધારો થોડોઘણો ભલે દેખાય છે તેનું ગંભીર ગામડાં-ઓમાં બહુ જ થોડા પ્રમાણમાં પહોંચ્યો છે.

દેશદેશાન્તરમાં વખણાય છે તે આપણો ધર્મ અને ગામડાંમાં પળાય છે તે ધર્મ એક સરખા નથી. ગામડાંમાં સાચેસાચી ધર્મનિષ્ઠા, પવિત્ર આસ્તિકતા અને ઉચ્ચ ચારિત્ર્યસંપત્તિ હજી સુધી હતાં. આજ પણ તેના અવશેષ દેખાય છે. પરંતુ અશુદ્ધિ, જડતા અને નાસ્તિકતાનું જ સામ્રાજ્ય ત્યાં સાર્વત્રિક થવા બેઠું છે. એ કારણથી ગામડાંના સમાજમાં ધર્મપણું વધારે દેખાય છે. ગામડાંમાં અજ્ઞાન છે, અનારોગ્ય છે અને ગરીબી છે. આ ત્રણને દૂર ન કર્યાં તો ગામડાંનો સમાજ હવે ટકવાનો જ નથી. પરંતુ જ્ઞાન, આરોગ્ય અને ઉદ્યોગ બહારથી લોકો પર કેટલાક લાદી શકાય। બહારથી લાદવાના ઉપાયોને મર્યાદા છે. આ તારક ત્રિપુટીનો લોકોએ સ્વેચ્છાથી જ સ્વીકાર કરવો જોઈએ અને તેનો સ્વેચ્છાથી જ સ્વીકાર થાય તે પહેલાં સમાજનું ધાવણ જવું જોઈએ. સમાજમાં ઉત્સાહ અને ઉત્થાન આવવાં જોઈએ. ધર્મસંસ્કરણ સિવાય આ વાત બનવાની નથી તેથી બીજી બધી વાતો કરતાં ગામડાંમાં ધર્મસંસ્કરણનો યથાયોગ્ય પ્રયત્ન થવો જોઈએ.

ગામડાંઓમાં જે ધર્મ પળાય છે તેમાં ભય, લોભ, વહેવાર અને જંતરમંતરવાળો કર્મકાંડ એ બધું મુખ્ય હોય છે. —કાકા કાલેલકર

---

## પરિશિષ્ટ ૩ જું

## નગરધર્મ

### ફ્રેંચ લોકોની

### માનવ તથા નાગરિક અધિકારઘોષણા

(૨૪ મી જૂન ૧૭૯૩)

૧ સમાજનો હેતુ સાર્વજનિક કલ્યાણ છે. આ સ્વાભાવિક તથા કાલાબાધિત અધિકારોના ભોગવટાની માણસને ખાત્રી આપવા સારુ રાજ્ય સ્થાપવામાં આવ્યું છે.

૨ આ અધિકારો સમાનતા, સ્વતંત્રતા, સુરક્ષિતતા તથા સ્વત્વ છે

૩ સર્વ માણુસો પ્રકૃતિથી અને કાયદા આગળ સમાન છે

૪ કાયદો સામાન્ય ઇચ્છાનો સ્વતંત્ર અને ગંભીર ઉદ્ગાર છે, રક્ષા કરવામાં તેમજ દંડવામાં એ સર્વને સારુ એક જ છે, ન્યાયપુરઃસર અને સમાજહિતકારી વાત વિના તે શેનુંયે વિધાન ન કરી શકે, સમાજને અહિતકર વાત વિના તે શેનોયે નિષેધ ન કરી શકે.

૫ સર્વે નાગરિકો જાહેર નોકરીઓમાં સરખી રીતે પ્રવેશપાત્ર છે. સ્વતંત્ર લોકો પોતાની પસંદગીમાં સુશીલ ને સુમતિ વિના બીજા પસંદગીના હેતુ જાણતા નથી

૬ **સ્વતંત્રતા**, એટલે જેનાથી બીજાના અધિકારોને હાનિ ન થાય એવું બધું કરવાની માણુસની સત્તા, પ્રકૃતિ એની જનની છે, ન્યાય એનો નિયમ છે, કાયદો એનો રક્ષક છે, એની નૈતિક મર્યાદા આ ન્યાયમાં રહેલી છે 'બીજા તારા પ્રત્યે કરે એમ તું ન ઇચ્છે એવું તારે બીજા પ્રત્યે ન કરવું'

૭ છાપા દ્વારા કે બીજે ગમે તે માર્ગે પોતાના વિચાર ને પોતાના અભિપ્રાય દર્શાવવાનો અધિકાર, શાંતિથી સભા ભરવાનો અધિકાર, ધર્મનું નિરંકુશ આચરણ,—આની બંધી ન થઈ શકે

૮ **સુરક્ષિતતા**, એટલે પોતાનું શરીર, પોતાના અધિકાર અને પોતાના સ્વત્વના બચાવને સારુ સમાજ પ્રત્યેક અંગભૂતને રક્ષણ આપે છે તે

૯ કાયદાએ રાજ્યકર્તાઓના અત્યાચારથી સાર્વજનિક તથા અંગત સ્વતંત્રતાની રક્ષા કરવી જોઈએ.

૧૦ એની સંમતિ વિના માણુસની મિલકતનો અલ્પમાં અલ્પ ભાગ લઈ શકાય નહિ

૧૧ સર્વોપરિસત્તા લોકોમાં અધિષ્ઠિત છે, એ એક, અવિભાજ્ય, અકાલાબાધિત અને અદેય છે.

અને સમાજ સુધારો વગેરે પ્રશ્નો ભારે દેખાય છે તેનું ખમીર ગ્રામધર્મો-ઓમાં બહુજ થોડા પ્રમાણમાં પહોંચ્યું છે.

દેશદેશાન્તરમાં વખણાય છે તે આપણો ધર્મ અને ગ્રામધર્મમાં પળાય છે તે ધર્મ એકરસ નથી. ગ્રામધર્મમાં સાચેસાચી ધર્મનિષ્ઠ પવિત્ર આસ્તિકતા અને ઉચ્ચ ચારિત્ર્યસંપત્તિ કાલ સુધી હતાં, આજ પણ તેના અવશેષ દેખાય છે. પરંતુ અશુદ્ધિ, જડતા અને નાસ્તિકતાનું જ સામ્રાજ્ય ત્યાં સાર્વત્રિક થવા બેઠું છે એ કારણથી ગ્રામધર્મના સમાજમાં ધાંધલ વધારે દેખાય છે. ગ્રામધર્મમાં અજ્ઞાન છે અનારોગ્ય છે અને ગરીબી છે આ ત્રણ જો દૂર ન કર્યાં તો ગ્રામધર્મનો સમાજ હવે ટકવાનો જ નથી. પરંતુ જ્ઞાન, આરોગ્ય અને ઉદ્યોગ બહારથી લોકો પર કેટલાંક લાદી શકાય. બહારથી લાદવાના ઉપાયોને મર્યાદા છે. આ તારક ત્રિપુટીનો લોકોએ સ્વેચ્છાથી જ સ્વીકાર કરવો જોઈએ અને તેનો સ્વેચ્છાથી જ સ્વીકાર થાય તે પહેલાં સમાજનું ધાંધલ જવું જોઈએ. સમાજમાં ઉત્સાહ અને ઉત્થાન આવવાં જોઈએ. ધર્મસંસ્કરણ સિવાય આ વાત બનવાની નથી તેથી બીજી બધી વાતો કરતાં ગ્રામધર્મમાં ધર્મસંસ્કરણનો યથાયોગ્ય પ્રયત્ન થવો જોઈએ.

ગ્રામપ્રજાઓમાં જે ધર્મ પળાય છે તેમાં ભય, લોભ, દેવવાદ અને મંતરજંતરવાળો કર્મકાંડ એ બધું મુખ્ય હોય છે. —કાકા કાલેલકર

---

## પરિશિષ્ટ ૩ જું

## નગરધર્મ

### ફ્રેંચલોકોની

### માનવ તથા નાગરિક અધિકારઘોષણા

(૨૪ મી જૂન ૧૭૯૩)

૧ સમાજનો હેતુ સાર્વજનિક કલ્યાણ છે. આ સ્વાભાવિક તથા અબાધિત અધિકારોના ભોગવટાની માણસને ખાત્રી આપવા સારુ રાજ્ય સ્થાપવામાં આવ્યું છે.

પ્રત્યેક પ્રજામા પોતાના રાષ્ટ્રની ભાવના, રાષ્ટ્રીય–આત્મા, રાષ્ટ્રીય સ્વભાવ અને રાષ્ટ્રીય સજગતા અવશ્ય હોવી જોઈએ કારણ કે પ્રજાની રાષ્ટ્રીય ભાવનામાં રાષ્ટ્રનુ ઉત્થાન રહેલુ છે જો પ્રજામા રાષ્ટ્રીય ભાવના ન હોય અથવા લુપ્તપ્રાય થઈ ગઈ હોય તો રાષ્ટ્રધર્મનુ અધ પતન અવશ્ય ભાવી છે

જે પ્રજાસઘમા સગઠન છે તે પ્રજાનો રાષ્ટ્ર અજેય–અમર છે ઇતિહાસ આ વાતની સાક્ષી પૂરે છે

## પ્રજાની શક્તિ

### (૨)

રાજસત્તાનુ અસ્તિત્વ પૂરેપૂરુ પ્રજાના હાથમા છે. આજ વાત ને સૈકાઓ પહેલા ચીની મહર્ષિ મનસૂઅસે ( Mencius ) કહ્યુ હતુ કે –" પ્રજા સૌથી વિશેષ મૂલ્યવાન છે–ત્યારબાદ મદિરો અને અતમા રાજામહારાજાઓ "

પણ ઇતિહાસ ઉપરથી તો એથી તદ્દન ઊલટુ જણાય છે કે સ્વેચ્છાચારી રાજાઓએ તથા સમ્રાટોએ હમેશા પ્રજાના અધિકારોનુ અપહરણ કર્યું છે અને કરતા આવ્યા છે.

પ્રજાસઘની દ્વારા રાજ્યનુ સચાલન હોવુ જોઈએ એ વર્તમાન યુગનો અવાજ છે જેથી વર્તમાનયુગને આપણે પ્રજાતન્ત્રનો યુગ તરીકે ઓળખીએ છીએ પ્રજાતત્ર માટે અનેક વિદ્રોહો થયા છે જેમા અમેરિકાનુ સ્વાતન્ત્ર્યયુદ્ધ અને ફ્રાન્સની રાજ્યક્રાન્તિ સફલતામા અગ્ર• સ્થાન ધરાવે છે પણ તેઓએ રાજ્યક્રાન્તિની સફલતા માટે ખૂનખાર મારામારી કરી હતી અને લોહીની નદીઓ વહેવડાવી હતી

શુ અમેરિકા અને ફ્રાન્સનો મારામારીદ્વારા સ્વાતન્ત્ર્ય પ્રાપ્ત કરવાનો આ આદર્શ ચીનને માટે આદરણીય છે ? નહિ, કદાપિ નહિ ડૉ સન-યાત-સેન આ વાતને સ્પષ્ટ કરે છે કે મારામારી દ્વારા સ્વાતન્ત્ર્ય પ્રાપ્તિનો આદર્શ ચીનરાષ્ટ્રની પ્રાચીન સસ્કૃતિથી અને ચીન

૧૨ પોતાનું બંધારણ ફરી તપાસવા સુધારવા ને ફેરવવાનો અધિકાર પ્રજાને હમેશાં છે એક પેઢી ભવિષ્યની પેઢીઓને પોતાના કાયદાઓને વશ ન કરી શકે.

૧૩ કાયદા ઘડવામાં અને પ્રતિનિધિઓને ચુંટવામાં સંમતિ આપવાનો પ્રત્યેક નાગરિકને સમાન અધિકાર છે

૧૪ અત્યાચારનો વિરોધ એ માનવના બીજા અધિકારોમાંથી ફલિત થાય છે

૧૫ જ્યારે રાજ્યકર્તા લોકોના અધિકારોનું ઉલ્લંઘન કરે, ત્યારે લોકોને સારુ અને લોકોના પ્રત્યેક અંગને સારુ, બળવો એ પરમપવિત્ર અધિકાર અને પરમ અનિવાર્ય ધર્મ છે

['રાજ્યધર્મ'માંથી]

---

## પરિશિષ્ટ ૪ થું

## રાષ્ટ્રધર્મના મુખ્ય અંગો

[ચીનના રાષ્ટ્રનેતા ડૉ. સન-યાત-સેનના રાષ્ટ્રીય સિદ્ધાન્તો]

### રાષ્ટ્ર અને પ્રજા

(૧)

પ્રજાનો રાષ્ટ્ર— રાષ્ટ્ર પ્રજાના આધારે જીવિત છે એટલે રાષ્ટ્ર એ પ્રજાનો છે પ્રજાને પોષવી એ રાષ્ટ્રનો ધર્મ છે અને રાષ્ટ્રને સમૃદ્ધ બનાવવો પ્રજાનો ધર્મ છે રાષ્ટ્ર અને પ્રજા એ બન્ને અભિન્ન છે પ્રજાની દુર્બળતાથી રાષ્ટ્ર દુર્બળ છે અને પ્રજાની સબળતાથી રાષ્ટ્ર સબળ બને છે આ એક ઐતિહાસિક સત્ય છે પ્રજાની એકતા-રક્તઐક્ય, ભાષાઐક્ય, આજીવિકાઐક્ય, ધર્મ ઐક્ય, રાષ્ટ્રસ્વભાવઐક્ય, આદિ-પ્રાકૃતિક શક્તિઓ ઉપર આધાર રાખે છે અને પ્રજાની એકતા ઉપર રાષ્ટ્રની એકતા આધાર રાખે છે.

પ્રજાની મનોવૃત્તિથી તદ્દન પ્રતિકૂળ છે મધ્યયુગથી જ યુરોપમાં રાજાઓ તથા સમ્રાટોના અત્યાચાર–અનાચાર તથા ધાર્મિક દમન એટલાં બધાં ફેલાઈ ગયાં હતાં કે જેથી વ્યક્તિની પાસે સ્વતન્ત્રતા રહી ન હતી. એટલા માટે યુરોપની પ્રજા સ્વતન્ત્રતાને અત્યન્ત આત્મપ્રિય અને પવિત્ર માનવા લાગી અને તેની પ્રાપ્તિ માટે પ્રાણની પણ પરવા ન કરી. તેમનો પ્રધાન સૂર એ (હતો કે અમને સ્વતન્ત્રતા આપો અથવા મૃત્યુ પણ તેમની સ્વતન્ત્રતા વૈયક્તિક સ્વતન્ત્રતા હતી. રાષ્ટ્રીય સ્વતન્ત્રતા ન હતી. આવી વૈયક્તિક સ્વતન્ત્રતા ચીનમાં અતિ પ્રાચીન કાળમાં પણ હતી. પણ રાષ્ટ્રીય સ્વતન્ત્રતા આગળ વૈયક્તિક સ્વતન્ત્રતાની જરાપણ કીમત નથી. માટે ચીન પ્રજાએ હવે રાષ્ટ્રીય સ્વતન્ત્રતાની પ્રાપ્તિ માટે વૈયક્તિક સ્વતન્ત્રતાનું બલિદાન આપવું પડશે.
અત્યારે ચીનરાષ્ટ્રનો આદર્શ વૈયક્તિક સ્વાધીનતા નહિ પણ રાષ્ટ્રની પૂર્ણ સ્વાધીનતા છે

પ્રજા જ રાષ્ટ્રને શક્તિ પ્રદાન કરી શકે છે માટે રાષ્ટ્રનું કાર્ય વ્યવસ્થિત ચલાવવા માટે રાષ્ટ્રશક્તિને પાંચ વિભાગોમાં વિભાજિત કરી દેવી જોઈએ–૧ શાસન. ૨ વિધાન. ૩ ન્યાય. ૪ પરીક્ષણ તથા (૫) નિરીક્ષણ. રાષ્ટ્રશક્તિને આ પ્રમાણે વ્યવસ્થિતરૂપ આપવાથી રાજવ્યવસ્થા સારી ચાલશે અને ફલત. રાષ્ટ્ર અને પ્રજા વચ્ચે મિત્રતા જળવાઈ રહેશે.

એક બાજુ શાસનયન્ત્ર સુદૃઢ હોય અને બીજી બાજુ શાસનયન્ત્રને ચલાવનાર પ્રજા પણ બળવાન બને તો શાસનશક્તિ રાજતન્ત્ર અને પ્રજા વચ્ચે બરાબર વહેંચાયેલી રહી શકશે. આ પ્રમાણે શાસનશક્તિની વ્યવસ્થા થાય ત્યારે પ્રજાસપૂર્ણ પ્રજાતન્ત્ર પ્રાપ્ત કરી શકે.

---

# પરિશિષ્ટ ૫ મું

## વ્રતધર્મની આવશ્યકતા

વ્રત એટલે અડગ નિશ્ચય. અગવડોને ઓળગી જવા સારૂ તો વ્રતોની આવશ્યકતા છે. અગવડ સહન કરે છતા તૂટે નહિ તે જ અડગ નિશ્ચય ગણાય. એવા નિશ્ચય વિના માણસ ઉત્તરોત્તર ચડી જ ન શકે એમ આખા જગતનો અનુભવ સાક્ષી પૂરે છે. જે પાપરૂપ હોય તેમનો નિશ્ચય એ વ્રત ન કહેવાય. એ રાક્ષસી વૃત્તિ છે અને અમુક નિશ્ચય જે પુણ્યરૂપે જણાયો હોય તો આખરે પાપરૂપ સિદ્ધ થાય તો તે છોડવાનો ધર્મ અવશ્ય પ્રાપ્ત થાય છે પણ એવી વસ્તુને વિષે વ્રત કોઈ લેતુ નથી, લેવુ જોઈએ નહિ જે સર્વમાન્ય ધર્મ ગણાયો છે, પણ જે આચરવાની આપણને ટેવ નથી પડી તેને વિષે વ્રત હોય. સત્ય કહેતા કોઈને હાનિ થઈ જશે તો ? એવો વિચાર સત્યવાદી કરવા ન બેસે સત્યથી આ જગતમા કોઈને હાનિ થતી નથી ને થવાની નથી, એવો પોતે વિશ્વાસ રાખે 'દેહ જાઓ અથવા રહો, મારે તો ધર્મ પાળવો જ છે, એ ભવ્ય નિશ્ચય કરનારા જ પરમાત્માની ઝાખી કોઈ કાળે કરી શકે છે વ્રત લેવુ એ નબળાઈસૂચક નથી, પણ બળસૂચક છે અમુક વસ્તુ કરવી ઉચિત છે તો પછી કરવી જ એનુ નામ વ્રત, અને એમા બળ છે પછી આને વ્રત ન કહેતા બીજે નામે ઓળખો તેની હરકત નથી પણ 'બનશે ત્યા લગી કરીશ' એમ કહેનાર પોતાની નબળાઈનુ અથવા અભિમાનનુ દર્શન કરાવે છે ભલે તેને પોતે નમ્રતાને નામે ઓળખાવે. એમા નમ્રતાની ગધ સરખીયે નથી, 'બને ત્યા સુધી' વચન શુભ નિશ્ચયોમા ઝેર સમાન છે એમ મે તો મારા પોતાના જીવનમા ને ઘણાઓના જીવનમા જોયુ છે 'બને ત્યા સુધી' એટલે પહેલી અગવડે પડી જવુ 'સત્ય બને ત્યા સુધી પાળીશ' એ વાક્યનો અર્થ જ નથી વેપારમા કોઈ 'બને ત્યા સુધી' અમુક તારીખે અમુક રકમ ભરવા ચિઠ્ઠીનો ક્યાયે

એક કે હૂંડીરૂપે સ્વીકાર નહિ થાય. તેમ જ અને ત્યાં લગી સત્ય પાળનારની હૂંડી ઈશ્વરની દુકાને વટાવી નહિ શકાય.

ઈશ્વર પોતે નિશ્ચય, વ્રતની સંપૂર્ણ મૂર્તિ છે. એના કાયદામાંથી એક અણુ પણ ફરે તો એ ઈશ્વર મટે. સૂર્ય મહાવ્રતધારી છે તેથી જગતનો કાળ નિર્માણ થાય છે ને શુદ્ધ પંચાંગ રચી શકાય છે. તેણે એવી શાખ પાડી છે કે તે હમેશાં ઊગ્યો છે ને હમેશાં ઊગ્યા કરશે, ને તેથી જ આપણે આપણને સુરક્ષિત માનીએ છીએ. વેપારમાત્રનો આધાર એક ટેક ઉપર રહ્યો છે. વેપારીઓ એકબીજા પ્રત્યે બંધાય નહિ તો વેપાર ચાલે જ નહિ. આમ વ્રત સર્વવ્યાપક વસ્તુ જોવામાં આવે છે. તેથી વ્રતની આવશ્યકતા વિશે આપણા મનમાં કદી શક ન જ ઊઠો.

—ગાંધીજી

---

## પરિશિષ્ટ ૬ ઠું

## ગણધર્મ

પ્રાચીન ભારતનું રાજ્ય ધર્મરાજ્ય જેવું હતું. રાજા અને પ્રજા વચ્ચે ધર્મસંબંધ હતો. રાજાના હિતમાં પ્રજા પોતાનું હિત અને પ્રજાના હિતમાં રાજા પોતાનું હિત સમજતો. આ પ્રમાણે રાજ્યશાસન સારી રીતે ચાલતું. રાજ્યશાસન સુવ્યવસ્થિત ચલાવવામાં એક મુખ્ય કારણ ગણધર્મની પ્રતિષ્ઠા હતી. ગણધર્મને આજની સભ્ય ભાષામાં પ્રજાસત્તાત્મક શાસનપ્રણાલી કહી શકાય. રાજા પણ પ્રજાના પ્રતિનિધિરૂપે કાર્ય કરતો. એટલે પ્રજા પોતાની ઉપર પોતે શાસન ચલાવતી. આ પ્રજાસત્તાત્મક શાસનપ્રણાલીથી ગણરાજ્યોની વૃદ્ધિ અને સિદ્ધિ પણ ખૂબ થયાં હતાં અને ગણરાજ્યોનો પરસ્પર સ્નેહસંબંધ પણ ગાઢ હતો.

ગણુરાજ્યો શાસનની સુવ્યવસ્થા જાળવવા માટે વારવાર 'સંથાગાર'–Town hall મા વિચારવિનિમય કરવા મળતા અને પ્રજાહિત વિષે ઉપાયો યોજતા

ભગવાન મહાવીરના સમયમા ભારતવર્ષમા ગણુધર્મની સુદર પ્રતિષ્ઠા હતી તે વખતે કોઈની એકહત્થુ સર્વોપરી રાજસત્તા ન હતી. ત્યારે છૂટાછવાયા નાનામોટા રાજ્યો હતા મોટા રાજ્યો રાજસત્તાક અને નાના રાજ્યો ગણુસત્તાક હતા

રાજસત્તાક * રાજ્યોમા મગધનુ રાજ્ય, કોસલનું રાજ્ય, વત્સનુ રાજ્ય અને અવન્તીનું રાજ્ય એમ એ ચાર રાજ્યો મુખ્ય જણુાય છે, જ્યારે ગણુસત્તાક રાજ્યોમા લિચ્છવિવશીય, વજ્જિવશીય, કોલ્યિ-વશીય, જ્ઞાતૃવશીય, મલ્લવશીય, વગેરે ક્ષત્રિયોના ગણુરાજ્યો મુખ્ય જણુાય છે આ ગણુસત્તાક રાજ્યો લગભગ તે વખતે ૧૮ની સંખ્યામા હતા અને તે ગણુરાજ્યોમા મુખ્યત વૈશાલી, કુણ્ડપુર, કપિલવસ્તુ, કુશીનારા, પાવા વગેરે સ્થાનો હતા

આ ગણુસત્તાક રાજ્યોમા સગઠન સુદર હતુ. રાજ્યવ્યવસ્થા વ્યવસ્થિત હતી અને રાજા અને પ્રજા વચ્ચે ધર્મભાવ વિશેષ હતો એ વાત શ્રી જિનાગમો અને શ્રી બુદ્ધાગમોના વર્ણનો ઉપરથી સ્પષ્ટ જણુાય છે

આ ગણુસત્તાક રાજ્યોના ગણુનાયક વૈશાલીના અધિપતિ ચેટક હતા કે જે ભગવાન મહાવીરના સસારપક્ષે મામા થતા હતા

આ રાજસત્તાક અને ગણુસત્તાક રાજ્યોનો આછો ખયાલ શ્રી પ્રજ્ઞાપના સૂત્રમા ( પૃ૦ ૫૫ ) તેમજ શ્રી સૂત્રકૃતાગ સૂત્રની ટીકામા જણુાવેલ ૨૫ાા આર્યદેશોના નામો ઉપરથી આવી શકે છે. શ્રી અગુત્તર નિકાય ( ૧, ૨૧૩ ) નામના બુદ્ધાગમમા પણુ સોળ દેશોના નામો ગણુાવતા એ દેશોનો ઉલ્લેખ કર્યો છે

---

* See:— 'Buddhist India' By Rhys Davids ch I, II

न च अञ्ञमञ्ञ परिक्खेपा होन्ति, न च अञ्ञमञ्ञं परिच्चजना होन्ति तत्थ अप्पसन्ना चेव प्पसीदन्ति, पसन्नानञ्च भीयोभावो होतीति ।

અર્થાત્–ભિક્ષુઓ! લોકમા એક ધર્મ એવો છે કે જેને પેદા કરવાથી ઘણા લોકોનું કલ્યાણ, ઘણા લોકોનુ સુખ તેમજ દેવમનુષ્ય સહિત ઘણા લોકોનુ કલ્યાણ, સુખ અને ઇચ્છિત કાર્ય થાય છે તે કયો ધર્મ? **સંઘનું સગઠન.** ભિક્ષુઓ! સઘનુ સંગઠન થવાથી પરસ્પર ક્લેશકકાસો થતા નથી, પરસ્પર અપશબ્દ (ગાળાગાળી)નો વ્યવહાર થતો નથી, પરસ્પર ખોટા આક્ષેપો થતા નથી, પરસ્પર પરિતર્જના–તુચ્છકાર થતો નથી આ પ્રમાણે સઘનુ સગઠન થવાથી અપ્રસન્ન થએલાઓ પણ પ્રસન્ન થાય છે (હળીમળીને રહે છે) અને પ્રસન્ન થએલાઓમા ખૂબ સદ્ભાવ પેદા થાય છે

**સઘસગઠન સાધનારની ધ્યેયસિદ્ધિ**

सुखा सघस्स सामग्गी समग्गानञ्च अनुग्गहो ।
समग्गरतो धम्मत्थो योगक्खेमा न धसति ।
संघ समग्ग कत्वान कप्प सग्गम्हि मोदतीति ।

અર્થાત્–**સંઘની સામગ્રી–સગઠન** સુખકારક છે સપથી રહેનારાઓની સહાય કરનારો, ધર્મમા સ્થિર રહેનારો અને સગઠન સાધનારો ભિક્ષુ યોગક્ષેમ (જીવનધ્યેય) નિર્વાણથી ચ્યુત થતો નથી અને તે ભિક્ષુ સઘનુ સગઠન કરીને સ્વર્ગમા કલ્પવર્ષ સુધી સુખ પામે છે

**સઘભેદની નિરુપયોગિતા અને તેથી થતા ગેરલાભો**

एक धम्मो भिक्खवे ! लोके उपज्जमानो उपज्जति बहुजना-हिताय, बहुजनासुखाय, बहुनो जनस्स अनत्थाय अहिताय, दुक्खाय देव-मनुस्सान । कतमो एकधम्मो? **सघभेदो** । सघे खो पन भिक्खवे ! भिन्ने अञ्ञमञ्ञ भण्डनानि चेव होन्ति, अञ्ञमञ्ञ परिभापा च होन्ति, अञ्ञमञ्ञ परिक्खेपा च होन्ति, अञ्ञमञ्ञ परिच्चजना च होन्ति तत्थ अप्पसन्ना चेव न प्पसीदन्ति पसन्नानञ्च एकच्चान अञ्ञयत्त होतीति ।

આ ગણસત્તાક રાજ્યોમાં કેટલું બધું સુંદર સંગઠન હતું તે વાત તો તે વખતે મગધપતિ અજાતશત્રુ (કોણિક) પોતાના હલ્લ-વિહલ્લ નામના ભાઈઓ સાથે હાર તેમજ હાથી માટે કરેલા અન્યાયને રોકવા માટે તેમની સાથે વૈશાલીપતિ ચેટક નવલિચ્છવી નવમલ્લકી આદિ ૧૮ ગણરાજ્યોના સહકારથી કરેલી ઇતિહાસપ્રસિદ્ધ રથમુશલ અને મહાશિલાકંટક નામની ભયંકર લડાઈઓથી સ્પષ્ટ જણાઈ આવે છે

---

## પરિશિષ્ટ ૭ મું

## સંઘસંગઠનનાં સાધનો

[ જિનશાસનની માફક બુદ્ધશાસનમાં પણ સંઘયોજના વિષે સારા વિચારો થયેલા છે. સંઘબળસૂત્રમાં તે સંબંધમાં નીચેની એમ ધારી બુદ્ધાગમમાં આવેલા સંઘયોજના વિષયક કેટલાક ઉલ્લેખો અહીં આપવા ઉચિત ધાર્યા છે ]

**સંઘસંગઠન**

सुखो बुद्धानमुप्पादो सुखा सद्धम्मदेसना ।
सुखा संघस्स सामग्गी समग्गान तपो सुखो ॥

અર્થાત્–બુદ્ધોનો જન્મ સુખકર છે સદ્ધર્મની દેશના સુખકારક છે સંઘની સામગ્રી–સંગઠન સુખકારક છે અને સંઘથી રહેનાર ભિક્ષુઓનું તપ સુખકારક છે

**સંઘસંગઠનની ઉપયોગિતા અને તેથી થતા લાભો**

एकधम्मो भिक्खवे ! लोके उप्पज्जमानो उप्पज्जति बहुजनहिताय बहुजनसुखाय बहुनो जनस्स अत्थाय हिताय देवमनुस्सानं । कतमो एकधम्मो ? संघस्स सामग्गी । संघे खो पन भिक्खवे ! समग्गे न चेव अञ्ञमञ्ञं भण्डनानि होन्ति न च अञ्ञमञ्ञं परिभासा होन्ति

न च अञ्ञमञ्ञ परिक्खेपा होन्ति, न च अञ्ञमञ्ञं परिच्चजना होन्ति तत्थ अप्पसन्ना चेव प्पसीदन्ति, पसन्नानञ्च भीयोभावो होतीत्ति ।

અર્થાત્–ભિક્ષુઓ! લોકમા એક ધર્મ એવો છે કે જેને પેદા કરવાથી ઘણા લોકોનું કલ્યાણ, ઘણા લોકોનું સુખ તેમજ દેવમનુષ્ય સહિત ઘણા લોકોનુ કલ્યાણ, સુખ અને ઇચ્છિત કાર્ય થાય છે તે કયો ધર્મ ? **સંઘનું સગઠન.** ભિક્ષુઓ! સઘનુ સગઠન થવાથી પરસ્પર ક્લેશકકાસો થતા નથી, પરસ્પર અપશબ્દ (ગાળાગાળી)નો વ્યવહાર થતો નથી, પરસ્પર ખોટા આક્ષેપો થતા નથી, પરસ્પર પરિતર્જના–તુચ્છકાર થતો નથી આ પ્રમાણે સઘનું સગઠન થવાથી અપ્રસન્ન થએલાઓ પણ પ્રસન્ન થાય છે (હળીમળીને રહે છે) અને પ્રસન્ન થએલાઓમા ખૂબ સદ્ભાવ પેદા થાય છે

**સઘસગઠન સાધનારની ધ્યેયસિદ્ધિ**

सुखा सघस्स सामग्गी समग्गानञ्च अनुग्गहो ।
समग्गरतो धम्मत्थो योगक्खेमा न धसति ।
संघं समग्ग कत्वान कप्पं सग्गम्हि मोदतीति ।

અર્થાત્–સંઘની સામગ્રી–સગઠન સુખકારક છે સપથી રહેનારાઓની સહાય કરનારો, ધર્મમાં સ્થિર રહેનારો અને સગઠન સાધનારો ભિક્ષુ યોગક્ષેમ (જીવનધ્યેય) નિર્વાણથી ચ્યુત થતો નથી અને તે ભિક્ષુ સઘનુ સગઠન કરીને સ્વર્ગમા કલ્પવર્ષ સુધી સુખ પામે છે

**સઘભેદની નિરુપયોગિતા અને તેથી થતા ગેરલાભો**

एक धम्मो भिक्खवे । लोके उपज्जमानो उपज्जति बहुजना-हिताय, बहुजनासुखाय बहुनो जनस्स अनत्थाय अहिताय, दुक्खाय देव-मनुस्सान । कतमो एकधम्मो ? सघभेदो । सघे खो पन भिक्खवे । भिन्ने अञ्ञमञ्ञ भण्डनानि चेव होन्ति, अञ्ञमञ्ञ परिभापा च होन्ति, अञ्ञमञ्ञ परिक्खेपा च होन्ति, अञ्ञमञ्ञ परिच्चजना च होन्ति तत्थ अप्पसन्ना चेव न प्पसीदन्ति पसन्नानञ्च एकच्चान अञ्ञथत्त होतीति ।

અર્થાત્—ભિક્ષુઓ ! લોકમાં એક ધર્મ એવો છે કે જેને પેદા કરવાથી ઘણા લોકોનું અકલ્યાણ, ઘણા લોકોને અસુખ અને દેવ મનુષ્ય સહિત ઘણા લોકોને અનર્થ અકલ્યાણ અને દુ ખ પેદા થાય છે કયો તે ધર્મ ? સંઘભેદ. ભિક્ષુઓ ! સંઘમાં ભેદ પડવાથી પરસ્પર ક્લેશકલહો ઊભા થાય છે પરસ્પર અપશબ્દ (ગાળાગાળી)નો ઉપયોગ થાય છે પરસ્પર ખોટા આક્ષેપો થાય છે અને પરસ્પર પતિતજનોના—તુચ્છકાર પણ થાય છે આ પ્રમાણે અપ્રસન્ન થઈ પરસ્પર હળતામળતા નથી અને એકબીજા હળીમળીને રહેનારાઓમાં અન્યથાભાવ—અસદ્ભાવ પેદા થાય છે

**સંઘભેદકની દુર્ગતિ**

> आपायिको नेरयिको कप्पट्ठो संघभेदको ।
> वग्गरामो अधम्मट्ठो योगक्खेमतो धंसति ।
> संघं समग्गं भिन्दित्वान कप्पं निरयम्हि पच्चतीति ।

અર્થાત્—સંઘભેદમાં આનંદ માનનારો અધર્મ કરનારો નરકમાં કલ્પપર્યંત સુધી રહેનારો, સંઘભેદ પાડનાર—સંઘભેદક યોગક્ષેમ—નિર્વાણ (જીવનધ્યેય)થી ચ્યુત થાય છે અને તે સંગઠિત સંઘમાં ભેદ પાડીને નરકમાં કલ્પપર્યંત સુધી દુ ખ પામે છે

**સંઘસંગઠનના સાધનો**

छ इमे भिक्खवे ! धम्मा सारणीया पियकरणा गरुकरणा संगहाय अविवादाय सामग्गिया एकीभावाय संवत्तन्ति । कतमे छ ?

(१) इध भिक्खवे ! भिक्खुनो मेत्तं कायकम्मं रहो च ।

(२) इध भिक्खवे ! भिक्खुनो मेत्तं वचीकम्मं.. रहो च ।

(३) इध भिक्खवे ! भिक्खुनो मेत्तं मनोकम्मं रहो च ।

(४) भिक्खवे ! भिक्खु ये ते लाभा धम्मिका धम्मलद्धा अन्तमसो पत्तपरियापन्नमत्तंअपि तथारूपेहि लाभेहि अप्पटिविभत्तभोगी होति सील-वन्तेहि सब्रह्मचारीहि साधारणभोगी ।

(५) भिक्खवे ! भिक्खु यानि तानि सीलानि अखण्डानि अच्छिद्दानि असबलानि अकम्मासानि भुजिस्सानि विञ्ञुप्पसत्थानि अपरामट्ठानि समाधिसंवत्तनिकानि सीलेसु सीलसमन्नागतो विहरति सब्रह्मचारीहि आवी चेव रहो च ।

(६) भिक्खवे ! भिक्खु याऽय दिट्ठि अरिया निय्यानिका निय्याति तक्करस्स सम्मादुक्खक्खयाय तथारूपाय दिट्ठियादिट्ठिसमन्नागतो विहरति सब्रह्मचारीहि आवी चेव रहो च ।

અર્થાત્—આ ૭ વસ્તુઓ સ્મરણીય, પ્રેમ વધારનારી અને આદર વધારનારી છે, તથા તે સંગ્રહ, અવિવાદ, સામગ્રી (સંપ) અને એકીભાવનામાં કારણભૂત બને છે —

(૧) સમક્ષ અને અસમક્ષ મૈત્રીમય કાયકર્મ

(૨) સમક્ષ અને અસમક્ષ મૈત્રીમય વાચાકર્મ

(૩) સમક્ષ અને અસમક્ષ મૈત્રીમય મન કર્મ

(૪) ધર્માનુસાર મળેલી વસ્તુઓનો સબ્રહ્મચારીઓમાં વહેંચી દઈને તેમની સાથે પોતે તે વસ્તુઓનો ઉપભોગ કરવો

(૫) સમક્ષ અને અસમક્ષ પોતાનો શીલાચાર અખંડ, અચ્છિદ્ર, અશબલ, અકલ્માષ, ભૂજિષ્ય (સ્વતંત્ર) સુજ્ઞપ્રશસ્ત, અપરામૃષ્ટ અને સમાજસંવર્તનિક રાખવો અને,

(૬) સમક્ષ અને અસમક્ષ જે દૃષ્ટિને લીધે સમ્યક્રીતે દુખનો નાશ થાય છે એવી આર્યનિર્યાનિક દૃષ્ટિથી સંપન્ન થઈને વર્તવું

મહાત્મા બુધ્ધે પોતાના સાધુસંઘને સંઘસંપ સાધવા માટે જે માર્ગસૂચનો બતાવ્યા છે તે સંઘસંપમા પ્રાણબળ પૂરતા માર્ગસૂચનો આપણા સાધુસંઘને તથા શ્રાવકસંઘને સંઘવ્યવસ્થા વ્યવસ્થિત કરવામા સાધનભૂત નિવડે એવા છે

# પરિશિષ્ટ ૮ મું

## ચારિત્ર ધર્મ

### બૌદ્ધ ગૃહસ્થધર્મ

#### ધમ્મિક ધર્મો

"સપરિગ્રહ ગૃહસ્થ માટે કેવળ ભિક્ષુધર્મ મુજબ વર્તવું શક્ય નથી. માટે જે રીતે વર્તવાથી શ્રાવક સજ્જન થાય તે ગૃહસ્થવ્રત હું કહું છું—

"તેણે પ્રાણહાનિ કરવી નહિ કે કરાવવી નહિ. સર્વ ભૂતમાત્ર પ્રત્યે પછી તે સ્થિર હો કે ત્રસ હો, દંડબુદ્ધિ—હિંસાવૃત્તિનો ત્યાગ કરીને વર્તવું.

તે પછી સમજુ શ્રાવકે કોઈ જગાએ કોઈપણ વસ્તુની ચોરી કરનારને ઉત્તેજન ન આપવું. આ રીતે બધા અદત્તાદાનનો ત્યાગ કરવો.

તે સુજ્ઞ શ્રાવકે ધગધગતા, સળગતા કોલસાની ખાઈની જેમ અબ્રહ્મચર્યનો ત્યાગ કરવો, પણ જો બ્રહ્મચર્યનું પાલન અશક્ય હોય તો અંતે પરદારગમન તો ન જ કરવું.

"સભામાં પરિષદમાં, અથવા એકલો જ બીજા સાથે બોલતો હોઈએ ત્યારે ખોટું ન બોલવું, બીજા પાસે ન બોલાવવું અને ખોટું બોલનારને ઉત્તેજન ન આપવું. આ રીતે બધા અસત્યનો ત્યાગ કરવો.
"જે ગૃહસ્થ આ બુદ્ધધર્મ પાળે તેણે મદ્યપાન ન કરવું, બીજાને મદ્ય ન આપવું અને પીનારાને ઉત્તેજન ન આપવું, પણ તે ઉન્માદકારક છે એમ સમજીને વર્તવું.

"કારણ કે દારૂના ઘેનમાં મૂર્ખ લોકો પાપાચરણ કરે છે અને બીજા લોકોને પણ પ્રમત્ત કરે છે. પાપનું આયતન, ઉન્માદકારક મોહકારક અને મૂર્ખપ્રિય એવા આ કૃત્યને વર્જ્ય કરવું.

"પ્રાણઘાત ન કરવો, ચોરી ન કરવી, ખોટું ન બોલવું, મદ્યપી ન થવું, અબ્રહ્મચર્ય અને સ્ત્રીસંગથી વિરત થવું અને અકાળે એટલે રાતે ન જમવું.

"માળા ધારણ ન કરવી, ચંદન ન લગાડવું, સાદી પાટ ઉપર અથવા જમીન ઉપર સૂવું, દુઃખની પાર ગએલા બુદ્ધે પ્રકાશિત કરેલા આ અષ્ટાંગ ઉપોસથ* છે એમ કહે છે

"અને આ અષ્ટાંગવાળો સુસંપન્ન ઉપોસથ દરપખવાડિયે ચૌદશ, પૂનમ અને આઠમ એ ત્રણ દિવસોએ અને વર્ષાઋતુમાં પ્રસન્ન મનથી પાળવો

"ત્યારપછી ઉપોસથને બીજે દિવસે પ્રભાતે તે સુજ્ઞે પ્રસન્ન ચિત્તથી ભિક્ષુસંઘનું અનુમોદન કરીને ભિક્ષુઓમાં યથાયોગ્ય અન્ન અને પાન વહેંચવા.

"ધર્મમાર્ગથી માબાપનું પાલન કરવું, અને ધાર્મિક રીતે વેપાર કરવો આ રીતે ગૃહસ્થ જો સાવધાનતાથી વર્તે તો તે સદ્‌ગતિને પામે છે."

(धम्मिकसुत्त सुत्तनिपात) श्लोक–३९३–४०४
સુત્તનિપાત (ગુજરાતી અનુવાદવાળું) પૃ ૮૫–૮૬

## પરિશિષ્ટ ૯ મું
### અસ્તિકાય-ધર્મ

શાસ્ત્રમાં 'અત્થિકાય' અર્થાત્ અસ્તિકાયની ટીકા આ પ્રમાણે કરી છે—

अस्तय प्रदेशास्तेपा कायो–शरीरास्तिकाय स एव धर्मो गतिपर्याये जीवपुद्गलयोर्धारणादित्यस्तिकाय–धर्म ॥

* उवोसथ—એટલે પૌષધ, આ શબ્દ ભાષા અને ભાવની દૃષ્ટિએ એક જ છે.

અર્થઃ—અસ્તિ-પ્રદેશની કાય અર્થાત્ સમૂહને અસ્તિકાય કહે છે. તદ્રૂપ જે ધર્મ છે તે ગતિ અને પર્યાયોમાં જીવ અને પુદ્ગલોનો ધારણકર્તા હોવાથી અસ્તિકાય-ધર્મ કહેવાય છે.

અહિં ટીકાકારે પંચાસ્તિકાયમાંથી કેવળ ધર્માસ્તિકાયને જ અસ્તિકાયધર્મ જણાવ્યો છે આનો તાત્પર્ય એ છે કે ભગવતીજી સૂત્રમાં ધર્માસ્તિકાયના અભિવચન અર્થાત્ અનેક નામોમાં ધર્મ અને ધર્માસ્તિકાયને સાધર્મ્યરૂપ એક માનવામાં આવ્યું છે. ત્યાં નીચે પ્રમાણે પાઠ છે—

धम्मत्थिकायस्स णं भंत केवइया अभिवयणा पण्णत्ता ? गोयमा ! अणेगा अभिवयणा पण्णत्ता । तंजहा—धम्मेत्ति वा धम्मत्थिकाए वा पाणाइवायवेरमणेत्ति वा मुसावायवेरमणेत्ति वा एवं जाव परिग्गहवेरमणे कोहविवेगेत्ति वा जाव मिच्छादंसणसल्लविवेगेत्ति वा इरियासमिएत्ति वा भासासमिएत्ति वा एसणासमिएत्ति वा आयाणभंडमत्तनिक्खेवणासमिएत्ति वा उच्चारपासवणखेलजल्लसिंघाणपारिट्ठावणियासमिएत्ति वा जे या वन्ने तहप्पगारा सव्वे ते धम्मत्थिकायस्स अभिवयणा ॥

આ પાઠ ઉપરથી એ સિદ્ધ થાય છે કે ધર્મ અને ધર્માસ્તિકાય, નામના સાધર્મ્યથી બન્નેને એક જ માનવામાં આવ્યા છે. આથી ટીકાકારે અસ્તિકાય-ધર્મમાં ધર્મ શબ્દની સાથે ધર્માસ્તિકાયનું જ ઉદાહરણ-સ્વરૂપ બતાવવામાં આવ્યું છે. ધર્માસ્તિકાયનું ધર્મ સાથે સાધર્મ્ય બતાવવાનું કારણ એ પણ છે કે ધર્માસ્તિકાય ગતિસહાયક દ્રવ્ય છે એટલા માટે કર્મનો નાશ કરવામાં ધર્માસ્તિકાયની પણ સહાયતા પહોંચે છે. કદાચ આ અભિપ્રાયથી શાસ્ત્રકારોએ ધર્મ અને ધર્માસ્તિકાયને એક નામથી બતાવ્યું હોય.

અસ્તિકાયના પાંચ ભેદ છે. તેમાં જીવાસ્તિકાય પણ છે. અને જીવાસ્તિકાય સાથે સંબંધ હોવાથી જીવનધર્મના અર્થમાં અસ્તિકાય ધર્મનું વર્ણન કર્યું છે.

---

# ધર્મ અને ધર્મનાયક

[ ઉત્તરાર્ધ ]

## સ્થવિરધર્મ—નાયકધર્મ

**न धर्मो धार्मिकैर्विना**

'ધર્મનાયક વિના ધર્મ ટકી શકતો નથી'

न तेन वयो सो होती येन'स्स फलितं सिरो।
परिपक्को वयो तस्स मोघजिण्णो'त्ति वुच्चति ॥
यम्हि सच्च च धम्मो च अहिंसा संजमो दमो।
स वे वन्तमलो धीरो सो थेरोत्ति पवुच्चति ॥–धम्मपद

અર્થાત્—જેનાં માથાનાં વાળ સફેદ થઈ ગયાં છે અથવા જે વયોવૃદ્ધ–ઘરડો થઈ ગયો છે તેથી તે કાંઈ 'સ્થવિર' કહેવાય નહિ કારણ કે તે અકાળે જીર્ણ–ઘરડો થઈ ગયો છે, પણ જેના હૃદયમાં અહિંસા, સંયમ, સત્ય, દમ–તપ આદિ ધર્મગુણોનો વાસ છે તથા જે દોષરહિત અને ધીર છે તે જ સાચો 'સ્થવિર'—ધર્મનાયક છે

---

# ધર્મ અને ધર્મનાયક

## સ્થવિરધર્મ—નાયકધર્મ

[ ઉત્તરાર્ધ ]

### વિષયપ્રવેશ

जम्हि सच्चं च धम्मो च अहिंसा संजमो दमो ।
स वे वन्तमलो धीरो सो थेरो'त्ति पवुच्चति ॥

જેના હૃદયમાં અહિંસા, સંયમ, સત્ય ઇન્દ્રિયદમન આદિ ધર્મ-ગુણોના વાસ છે તથા જે દોષરહિત અને ધીર છે તે જ સાચો સ્થવિર-ધર્મનાયક કહેવાય છે

કોઈપણ ધર્મ સમાજ કે રાષ્ટ્રને નેતાની પરમ આવશ્યકતા રહે છે કારણ કે નાયક જ ધાર્મિક સામાજિક કે રાષ્ટ્રીય શક્તિને સુવ્યવસ્થિત કરે છે નાયક જ રાષ્ટ્રીય કે ધાર્મિક મતને અભિવ્યક્ત કરે છે અને નાયક જ ધાર્મિક સામાજિક કે રાષ્ટ્રીય શક્તિને ગતિશીલ અને સબળ બનાવે છે.

સાચો નાયક તે છે કે જે ધર્મ સમાજ અને રાષ્ટ્રનો પથ-પ્રદર્શક હોય અને રાષ્ટ્રના સર્વવ્યાપાર તથા વિચારોનું નિયન્ત્રણ કરતો હોય.

નાયકત્વ–નેતૃત્વના અભાવે રાષ્ટ્રમા અવ્યવસ્થા અને અનિયન્ત્રિતતા અને પરિણામે અસફળતા મળે છે સસારના કોઈપણ રાષ્ટ્રના ઇતિહાસ ઉપર દૃષ્ટિ ફેંકો તેથી તમને સ્પષ્ટ જણાશે કે આદોલનો–પછી તે આંદોલન ધાર્મિક હોય, સામાજિક હોય, રાજનૈતિક હોય, કે સાસ્કૃતિક હોય–ની સફળતા હમેશા એવા નેતાઓના હાથમા રહી છે કે જેઓ દરેક રીતે પ્રજાનો સહયોગ મેળવવામા સમર્થ હતા આના પ્રમાણુ માટે આપણે રાજનીતિવિજ્ઞાન કે સમાજશાસ્ત્રના અર્થમા ઊડા ઊતરવાની આવશ્યકતા નથી ભિન્ન ભિન્ન રાષ્ટ્રોના વર્તમાન નાયકો જ એ સત્યના પ્રત્યક્ષ પ્રમાણુભૂત છે પ્રજાનો નેતા તે પ્રજાનો સેવક છે. સેવકને કાઈ દાન ન જોઈએ સેવકને કાઈ પૂજા ન જોઈએ પૂજાની ઇચ્છાથી કરેલી સેવા એ સેવા જ નથી

ધાર્મિકવૃત્તિવાળા પોતાને 'ધર્માત્મા' કહેવડાવવાનો વિચાર સરખો પણ ન કરે દભનુ નામનિશાન પણ તેમના ચારિત્રમા ન મળે

જેણે તદ્દન ઇન્દ્રિયદમન કર્યું છે અને શરીરયાત્રાને જ સારુ જેની ઇન્દ્રિયો વ્યાપાર કરે છે, જેણે સર્વવિકારોને જીતી લીધા છે અને જેણે આત્માને પીછાન્યો છે તે 'ધર્માત્મા છે–ધર્મનાયક છે'

જે પુરુષ સાધુજીવન ગાળે છે, જેની વૃત્તિઓ સાદી છે, જે સત્યની સાક્ષાત્ મૂર્તિ છે, જે નમ્રતામય છે, જે સત્યનુ સ્વરૂપ છે, જેણે પોતાપણા–હુપદનો આત્યતિક ત્યાગ કર્યો છે તે પુરુષ પોતે જાણે અથવા ન જાણે તો પણ ધર્માત્મા–ધર્મપુરુષ–ધર્મનાયક છે આવા ધાર્મિક પુરુષને શાસ્ત્રકારો 'સ્થવિર' શબ્દથી સબોધે છે 'સ્થવિર' શબ્દ જ્ઞાન, દર્શન, ચારિત્ર આદિ ગુણોથી સપન્ન વૃદ્ધ એ અર્થમા વપરાએલો છે એ ઉપર આપેલી 'સ્થવિર' શબ્દની શાસ્ત્રીય વ્યાખ્યા ઉપરથી સ્પષ્ટ જણાય છે

દશવિધ ધર્મોની સુવ્યવસ્થા કરવા માટે શાસ્ત્રકારોએ દશવિધ સ્થવિરોની યોજના કરી છે

જૈનશાસ્ત્રોમાં દશ પ્રકારના ધર્મોનું યથાવિધિ પાલન કરાવવા માટે નીચે લખેલા દશ સ્થવિરો—ધર્મનાયકોનું વિધાન કરવામાં આવ્યું છે –

(૧) ગ્રામસ્થવિર, (૨) નગરસ્થવિર, (૩) રાષ્ટ્રસ્થવિર
(૪) પ્રશાસ્તાસ્થવિર, (૫) કુલસ્થવિર, (૬) ગણસ્થવિર,
(૭) સંઘસ્થવિર, (૮) જાતિસ્થવિર, (૯) સૂત્રસ્થવિર,
(૧ ) સંયમસ્થવિર, (પર્યાયસ્થવિર)

ઉપર લખેલા દશ સ્થવિરો—ધર્મનાયકોની વિશેષ વ્યાખ્યા આગે ક્રમશઃ કરવામાં આવશે.



( ૧ )

# ગ્રામસ્થવિર–ગ્રામનાયક

## [ गाम–थेरा ]

**ભારતવર્ષનો ઉદ્ધાર ભારતવર્ષના સાડાસાત લાખ ગામડાં સજીવન થવામાં રહેલો છે. એ નાનાં નાનાં ગામડાંઓ ભારતવર્ષની સાચી સંસ્કૃતિ છે.**

ગ્રામસ્થવિર એ શાસ્ત્રીય શબ્દ છે આપણે ભાષામા તેને ગામનો મુખી, ગામનો પટેલ કે ગામનો નાયક કહીએ છીએ ગામની અદર જે દુર્વ્યવસ્થા કે અવ્યવસ્થા પ્રવર્તતી હોય તે દૂર કરી તેની જગ્યાએ સુવ્યવસ્થા સ્થાપિત કરવી તે ગ્રામનાયકનુ મુખ્ય કર્તવ્ય છે.

દુર્વ્યવસ્થા શી છે અને સુવ્યવસ્થા શી છે–એ વાતનો વિવેક કરવો સાધારણ મનુષ્યો માટે સરલ નથી આ વાતને બરાબર તેજ મનુષ્ય સમજી શકે છે કે જેમને આ વિષયમા પોતાનો વ્યક્તિગત અનુભવ સારો હોય અને જેમને ઉપર કહેલા દશ પ્રકારના ધર્મોની સાકળના પ્રત્યેક અકોડાનું પૂરેપૂરુ ધ્યાન હોય જેમને દશ ધર્મોનુ બરાબર જ્ઞાન અને ભાન હશે તે મનુષ્ય દુર્વ્યવસ્થા અને સુવ્યવસ્થાનો વિવેક બરાબર કરી શકશે, કારણ કે કુદરતના નિયમોની સુદરમા સુદર વ્યવસ્થા કરનાર ધર્મ છે જ્યા ધર્મ નથી ત્યા વ્યવસ્થા નથી અને જ્યા વ્યવસ્થા નથી ત્યા સુખશાન્તિ નથી એટલા માટે ગ્રામ, નગર કે રાષ્ટ્રમા સુખશાન્તિ સ્થાપવા માટે ગ્રામધર્મ, નગરધર્મ, રાષ્ટ્રધર્મ

આદિ ધર્મોનું પૂર્વાપર જ્ઞાન ધર્મનાયકને અવશ્ય હોવું ઘટે. જે મનુષ્ય એકાંગી દૃષ્ટિથી ધર્મોનો વિચાર કરે છે તે મનુષ્ય દુર્વ્યવસ્થા અને સુવ્યવસ્થાનો વિવેક શું કરી શકે ? માટે ધર્મનાયકે ગામમાં સુવ્યવસ્થા અને સુખશાન્તિ સ્થાપિત કરવા માટે વિવેકબુદ્ધિ અવશ્ય કેળવવી જોઈએ.

ગામમાં દુર્વ્યવસ્થા પેદા થવાથી ગામ હમેશાં પતનને પંથે ધસમસે છે જો ગામમાં સુવ્યવસ્થા ન જળવાય તો ગામમાં ચોરી થાય છે વ્યભિચાર વધે છે લોકો ભૂખે મરે છે અને આખરે ગ્રામ જીવનનું પતન પણ થાય છે આ વાત ધ્રુવ–સત્ય છે કારણ કે એક તો અવ્યવસ્થિત ગામમાં સામાન્ય રીતે અનાચાર ફેલાયેલો હોય છે અને જ્યારે લોકોને ખાવાને અન્ન અને પહેરવાને માટે પૂરતાં કપડાં પણ મળતાં નથી ત્યારે તો અનાચારની અવધિ રહેતી નથી. અનાચાર–અત્યાચારને રોકવા માટે અને લોકોને સત્ય અને ન્યાયના માર્ગે લાવવા માટે એક ગ્રામનાયક–સુવ્યવસ્થાપકની આવશ્યકતા રહે છે કે જે અવ્યવસ્થા દૂર કરી ગામમાં સુવ્યવસ્થા સ્થાપિત કરે

આજે ગામડાંઓમાં સ્થવિરો–ગ્રામસેવકો ઘણા ઓછા છે અને તેથી ગ્રામોદ્ધારનું મહત્ત્વનું કામ વ્યવસ્થિત થતું નથી. ગ્રામનાયક જો ગ્રામોદ્ધારના કામમાં પોતાની શક્તિનો ઉપયોગ કરે તો નગરોદ્ધાર અને રાષ્ટ્રોદ્ધાર કરવામાં વાર ન લાગે. ગ્રામનાયકનું ગામની વ્યવસ્થા કરવામાં શું સ્થાન છે ? તે વાત ઘણી જ વિસ્તૃત છે પણ નીચેના એક ઐતિહાસિક ઉદાહરણથી એ વાતનો સંક્ષિપ્ત સાર સમજવામાં આવી જશે.—

કોઈ એક ગામમાં મઘા નામનો એક ગ્રામનાયક રહેતો હતો. આ એક જ ગ્રામસેવક પોતાના ચારિત્ર્યબળથી પ્રજાના પ્રેમથી અને પોતાના વ્યક્તિત્વના પ્રભાવથી આખા ગામમાં એવી સુંદર પ્રતિષ્ઠા જમાવી હતી કે ગામના લોકો તેના વચનને ધર્મવચન માની માથે ચડાવતા હતા. મઘાનું પડ્યું વચન ઝીલવા કોઈ ઝીલી લેતા હતા.

મઘાએ ગામના લોકોને એવી પ્રતિજ્ઞા કરાવી લીધી કે "આપણા ગામનો રહેવાશી કોઈ પણ મદ્ય-માસ ખાય નહિ, ચોરી લૂંટફાટ કરે નહિ, અનાચાર-અત્યાચાર કરે નહિ, પણ બધા સલાહસંપથી સ્નેહસદ્‌ભાવપૂર્વક આનંદથી રહે, કોઈકોઈની સાથે ટંટો-ફીસાદ કરે નહિ." મઘાની આ આજ્ઞા ગ્રામનિવાસીઓએ સહર્ષ માથે ચડાવી મઘાની આ સુવ્યવસ્થાથી તે ગામમા એક પણ શરાબી, ચોર, દુરાચારી, જુગારી કે કરજદાર મનુષ્ય રહ્યો નહિ તેણે એટલી બધી સુવ્યવસ્થા કરી કે બધા આનંદપૂર્વક નિર્ભય થઈ રહેવા લાગ્યા અને ગ્રામ્યજીવનનો નિર્દોષ આનંદ લૂટવા લાગ્યા કોઈને ચોરીનો ભય ન હતો, કોઈને લૂટફાટનો ભય ન હતો. પરિણામે કોઈ પોતાના ઘેરે તાળુ દેવાની જરૂર સમજતુ નહિ સૌ કોઈ ગ્રામ્યજીવનના સુખી જીવનથી સતુષ્ટ હતા

મઘાની આ વ્યવસ્થાશક્તિ જોઈ ગામના લોકો મઘા ઉપર ખૂબ જ પ્રસન્ન થયા અને તેની મુક્તકંઠે પ્રશસા કરવા લાગ્યા મઘો પ્રશસાથી ફુલાતો ન હતો અને નિંદાથી ગભરાતો ન હતો તે તો તેના ગ્રામોદ્ધારના નિત્ય કાર્યમા હમેશા મશગૂલ રહેતો મઘો આખા ગામમા આટલો બધો પ્રતિષ્ઠિત મનુષ્ય હોવા છતા તેને મનમા જરા પણ ખોટો ગર્વ ન હતો મઘો કોઈવાર ગ્રામલોકોને રાત્રિના અવકાશ સમયે એકઠા કરી નાના બાળકોને ભણાવવાની હિત સલાહ આપતો કોઈવાર મદ્ય-માસ ખાવાથી જીવનમા કેવી વિકૃતિઓ પેદા થાય છે અને તેથી જીવન કેવુ તામસિક બની જાય છે એનો ઉપદેશ આપતો. કોઈવાર બીડી, તમાકુ, ભાગ-ગાજો, દારૂ વગેરે માદક પદાર્થોનુ સેવન કરવાથી કેવી દુર્દશા થાય છે તેનો સ્પષ્ટ ખ્યાલ કરાવતો, કોઈવાર અભણ-અજ્ઞાન રહેવાથી લેણદારો અજ્ઞાનનો લાભ લઈ એક રૂપિયાના એકવીશ રૂપિયા કેમ પડાવી લઈ જાય છે તેની ચેતવણી આપતો, કોઈવાર ખેતી કેમ કરવી, ખેતીની રક્ષા કેમ કરવી, ધાન્યનો સગ્રહ ક્યારે

અને ઉકેલો કરવો, ગાય, ભેંસ આદિ પશુધનની સારસંભાળ કેમ રાખવી વગેરે કૃષિ-સુધાર વિષે સ્પષ્ટ સમજણી આપતો.

કોઈવાર મુનિ બપોરના નવરાશના સમયે બહેનોને અને માતાઓને પણ એકઠા કરી "સ્ત્રીધર્મ" વિષે સાદી ભાષામાં સમજણ આપતો, કોઈવાર બાળકોને કેવીરીતે પાળવા-પોષવાં વગેરે વિષે સારી શિખામણ આપતો, કોઈવાર ઘરમાં સફાઈ કેવીરીતે રાખવી તેનું જ્ઞાન કરાવતા અને કોઈવાર સ્ત્રીઓએ નવરાશના સમયે રેંટિયો કાંતવો વણવું ગૂંથવું વગેરે ઘરધંધાઓ કરતાં રહેવા માટે તેઓમાં ઉત્સાહપ્રાણ ફૂંકતો.

કોઈવાર મુનિ ગામના નવલોહિયા નવજુવાનોને બપોરે એકઠા કરી યૌવનધનની કીંમત સમજાવતો. કોઈવાર નવજુવાનો દેશનું સમાજનું અને ધર્મનું કેવું હિત સાધી શકે છે તેનો આબેહૂબ ચિતાર આપતો અને ઊંધા માર્ગે ચડેલા નવજુવાનોએ પોતાની યૌવનશક્તિનો સ્વપરવિકાસમાં કેવીરીતે સદુપયોગ કરવો એની તેની સ્પષ્ટ સમજણી આપી યુવાનોમાં યૌવનપ્રાણ પૂરતો અને યૌવનની પ્રાણપ્રતિષ્ઠા સાચવવા માટે જાગત રહેવાની ચેતવણી આપતો. કોઈવાર સંધ્યાના સમયે મુનિ શેરીઓના બાળકોને પણ એકઠા કરતો અને તેમને રમતો-ગમતો શીખવતો. કોઈવાર તેમને અક્ષરજ્ઞાન આપતો, કોઈવાર બાળકોને બાળજીવનના વિકાસની હિતસલાહ આપતો અને કોઈવાર હાસ્યયુક્ત વાતો કરી બાળકોને પેટ પકડી હસાવતો.

આ પ્રમાણે મુનિ બાળકો, સ્ત્રીઓ, યુવાનો, વૃદ્ધો બધાને ખૂબ જ પ્રિય થઈ પડ્યો હતો. મુનિની આ સત્પ્રવૃત્તિથી ગામના લોકો તેને પોતાનો ગ્રામનાયક સમજતા અને તેનું કહ્યું માનવા હંમેશાં તૈયાર રહેતા.

મુનિ કહેવા કરતાં કરી બતાવવામાં માનતો હતો. શેરીઓમાં કે રસ્તા ઉપર કૂડોકચરો પડ્યો હોય તો તે ઉપાડી બહાર ફેંકી આવતો અને ગંદકીવાળા સ્થાનને એકદમ સાફ કરી નાખતો પછીવાર

શેરીઓની સ્ત્રીઓ જાણીજોઈને કૂડોકચરો સાફ કરેલા સ્થાને ફેંકી આવતી પણ મઘો સ્ત્રીઓ ઉપર ક્રોધિત ન થતા કૂડોકચરો પાછો ઉપાડી જતો મઘાનો આવો નિઃસ્વાર્થ સેવાભાવ જોઈ સ્ત્રીઓ લજ્જિત થઈ જતી અને ફરી એવુ અનુચિત કાર્ય ન કરતા ઊલટી મઘાના કાર્યમા મદદ કરતી.

મઘાની આ સુવ્યવસ્થાથી આખુ ગામ એકદમ સ્વચ્છ અને સુઘડ જણાતુ હતુ ગામના લોકો ગામની આવી સ્વચ્છતા, સુઘડતા અને સુવ્યવસ્થા જોઈ આનદિત થતા હતા પણ સત્કાર્યોમા હમેશા વિઘ્નો નડે છે એ ન્યાયે મઘાની આ સત્પ્રવૃત્તિથી એક દારૂ વેચનારો અને બીજા રાજ્યાધિકારીઓ મઘાથી નારાજ રહેતા હતા મઘાની સુવ્યવસ્થાથી તે ગામમા કોઈ શરાબી રહ્યો ન હતો તેમ જ ગામમા બધા સલાહસપથી રહેતા હોવાથી કોઈ ફરીયાદ કરનાર પણ રહ્યો ન હતો. આ કારણે દારૂ વેચનાર તથા રાજ્યાધિકારીઓને આખો દિવસ ખાલી હાથે બેસી રહેવુ પડતુ

આખરે રાજ્યાધિકારીઓએ મઘા ઉપર ખોટા આરોપ ચડાવી મગધનરેશ સમક્ષ મઘાની ફરીયાદ કરી મગધનરેશના કાન રાજ્યાધિકારીઓએ મઘાની વિરુદ્ધ પહેલેથી ભભેર્યા હતાં કે આ મઘો લોકોમા રાજ્યવિરુદ્ધ વિદ્રોહ અને ઉશ્કેરણી ફેલાવે છે અને એ રીતે રાજ્યશાસનમા ઉથલપાથલ કરવા ચાહે છે માટે મઘો એ રાજ્યનો મોટો ગુન્હેગાર છે એટલે રાજ્યવિદ્રોહી મઘાને સખત શિક્ષા થવી જોઈએ

મગધનરેશ રાજ્યાધિકારીઓની ભ્રમજાળમા ફસાઈ ગયા અને રાજ્યાધિકારીઓના કહેવા ઉપર વિશ્વાસ મૂકી મગધનરેશે નિરપરાધી મઘાને તથા તેમના અનુયાયીઓને હાથીના પગતળે કચડવાણુ કરાવી તેમને મારી નાખવાની કઠોર આજ્ઞા આપી મગધનરેશની આ કઠોર આજ્ઞા સાભળી મઘાનું રૂવાડુ પણ ફરકયુ નહિ મઘો સારીરીતે

સમજ્યો હતો કે 'સત્ય અને ન્યાયનો જ આખરે જય છે' તે સત્ય-માર્ગ ઉપર નિશ્ચલ ઊભો રહ્યો. મગધનરેશે મઘાને કહ્યું કે હે મઘા! તું રાજ્યવિરોધી કાર્ય છોડી દે અને સુખશાન્તિપૂર્વક ગામમાં રહે મઘો મગધનરેશની આવી વાત સાંભળી આશ્ચર્યચકિત થયો. મઘાને સ્પષ્ટ લાગ્યું કે તે જે કાંઈ પ્રવૃત્તિ કરી રહ્યો છે તેમાં રાજ્યવિરોધી જેવું કશું કામ નથી ઊલટું રાજ્યનું કર્તવ્ય પોતે કરી રહ્યો છે એટલે તેણે મગધનરેશને નમ્રતાપૂર્વક કહ્યું કે " મહારાજ! હું જે કાંઈ પ્રવૃત્તિ કરી રહ્યો છું તેમાં રાજ્યવિરોધની ગંધ સુદ્ધાં નથી. હું તો રાજ્યસુધારનું કામ કરી રહ્યો છું બાકી આપને જો હું રાજ્યવિરોધી જણાતો હોઉં તો આપની આજ્ઞા પણ માથે ચઢાવવા તૈયાર છું મગધનરેશે મઘાની આ વાત ઘણી જ શાન્તિપૂર્વક સાંભળી. અને કહ્યું કે 'મઘા! તું આખા દિવસમાં પ્રવૃત્તિ શું કરે છે! હું તે જાણવા ચાહું છું.

મઘાએ પોતાના આખા દિવસની દિનચર્યા કહી સંભળાવી. મગધનરેશે મઘાની દિનચર્યા અને પ્રવૃત્તિ સાંભળી રહ્યા બાદ ગામના લોકોને પૂછ્યું કે 'પ્રજાજનો! મઘાની આ પ્રવૃત્તિથી તમને શું લાભ, ગેરલાભ થયો તે હું જાણવા ચાહું છું

પ્રજાજનોએ જવાબ આપ્યો કે 'મહારાજ! મઘાની આ સત્ પ્રવૃત્તિથી આખા ગામમાં કોઈ શરાબી જુગારી, દુરાચારી રહ્યું નથી અને બાળકો, યુવાનો, સ્ત્રીઓ, વૃદ્ધો વગેરે સંપથી રહેવાથી આખા ગામમાં સુખશાન્તિ ફેલાવી છે. અમે મઘાના સત્કાર્યથી ઘણા જ સંતુષ્ટ થયા છીએ. ખરેખર મઘો અમારો સાચો નાયક છે અમારે માટે તો તે પૂજનીય છે.

મગધનરેશ મઘાની આટલી બધી પ્રશંસા પ્રજાજનો પાસેથી સાંભળી ઘણો જ આનંદિત થયો મહારાજે ચાડ વેરનારાઓ તથા રાજ્યાધિકારીઓને બોલાવી પૂછ્યું કે તમે જે મઘાને રાજ્યવિરોધી

કહો છો તે જ મઘાને પ્રજાજનો રાજ્યસુધારક અને ગ્રામનો નાયક કહે છે, તમે સાચા કે આ બધા પ્રજાજનો સાચા ?

દારૂ વેચનારાઓ અને રાજ્યાધિકારીઓ પોતાના સ્વાર્થની સિદ્ધિ માટે એક ગ્રામસેવક ઉપર ચડાવેલા ખોટા આરોપ માટે પશ્ચાત્તાપ કરવા લાગ્યા અને મગધનરેશ સમક્ષ પોતાની સ્વાર્થવૃત્તિને સતોષવા માટે એક ગ્રામસેવકને કરેલા અન્યાય બદલ ક્ષમા માગી મગધનરેશ મઘાની સત્યપ્રિયતા અને ન્યાયપ્રિયતા જોઈ ઘણો જ ખુશી થયો અને પોતાના ગામમા મઘા જેવો સાચો ગ્રામસેવક વસે છે તેથી તેને વિશેષ આનદ થયો મહારાજાએ મઘાને 'ગ્રામનાયક' ની પદવી આપી તેને નવાજ્યો

સાચા ગ્રામસ્થવિરો કેવા હોય છે, તેમને ગ્રામોદ્ધારની કેટલી જવાબદારીઓ વહોરવી પડે છે અને સત્યપરીક્ષાના વિકટ સમયે તેમણે કેટલી બધી નિશ્ચલતા અને ક્ષમતાનો પરિચય આપવો પડે છે તેનો સ્પષ્ટ ખયાલ ગ્રામનાયક મઘાના ઉદાહરણથી આવી શકે એમ છે

તે વખતના ગ્રામનાયકો અન્યાયપૂર્ણ વાતોથી ડરી જાય એવા ન હતા તેઓ નિર્ભય હતા અને તેથી જ તેમની નિર્ભયતાથી મગધનરેશ જેવા મહારાજાને પણ 'ગ્રામનાયક' મઘાને નમતુ આપવુ પડ્યુ હતુ.

આજે ગામડાઓમા 'મઘા' જેવો ગ્રામનાયક શોધ્યો જડતો નથી પ્રત્યેક મનુષ્યો પોતપોતાનુ સભાળવામા જ સ્વાર્થી થઈ રચ્યા-પચ્યા રહે છે આ જ કારણે આજે ગામડાઓની વ્યવસ્થા ખરાબ થઈ રહી છે ગામડાઓમા સાચા ગ્રામસેવકોનો અભાવ હોવાને કારણે જ દુર્વ્યસનોનુ સેવન કરનારાઓની તથા કચેરીમા જઈ ફરીયાદ કરનારા-ઓની અત્યધિક વૃદ્ધિ થઈ રહી છે

જે ગામનો અધિનાયક બુદ્ધિમાન હોય છે તે ગામની પ્રજાને

દુષ્કાળ પડવા છતાં પણ મુશ્કેલીઓ સહેવી પડતી નથી. કારણ કે ગ્રામનાયક પોતાની દીર્ઘદૃષ્ટિથી ભવિષ્યનો બરાબર વિચાર કરી ધાન્યનો સંગ્રહ કરાવી રાખે છે કે જેથી દુષ્કાળના સમયે તેનો સદુપયોગ થઈ શકે છે અને તેથી ગ્રામવાસીઓને કષ્ટો સહન કરવાં પડતાં નથી.

આજે ગ્રામનાયકના અભાવે ગ્રામીણ જનતાનું જીવનધન—ગૌવંશ અજ્ઞાન અને દુર્વ્યવસ્થાને કારણે લૂંટાઈ રહ્યું છે. જો કોઈ ગ્રામનાયક હોય તો તે ગૌવંશની રક્ષા માટે બધી વ્યવસ્થા કરી રાખે છે અને ભવિષ્યમાં ગૌવંશનું રક્ષણ અને વર્ધન થાય તેવા ઉપાયો યોજે છે.

આજે કોઈ સાચો ગ્રામનાયક બહાર પડે અને ગ્રામીણ જનતા તેની ધર્મપ્રણાલીમાં સંપૂર્ણ સહકાર આપે તો ભારતવર્ષનો અસ્ત થયેલો જ્ઞાનસૂર્ય પાછો જરૂર ઉદય થાય.

માનવસમાજનું જીવન જ્યાંસુધી અન્ન અને વસ્ત્ર ઉપર અવલંબિત છે ત્યાંસુધી માનવસમાજે ગ્રામધર્મને અતિ મહત્ત્વનું સ્થાન આપવું જ પડશે. કારણ કે સંસારમાં મનુષ્યો માટે સાધારણતઃ અન્ન અને કપડાંની સર્વપ્રથમ વિશેષ આવશ્યકતા રહે છે. અન્ય વસ્તુઓ વિના તો કામ ચાલી શકે છે પણ અન્ન અને વસ્ત્ર જેવી જીવનોપયોગી વસ્તુઓ વિના ચાલી શકે નહિ.

ભારતવર્ષમાં એવાં ગામો અસ્તિત્વમાં છે કે જે પોતાની જ નીપજમાંથી ઉપર્યુક્ત બન્ને આવશ્યકતાઓને પૂરી પાડી શકે છે. ગામમાં પેદા કરેલું અન્ન ગામોની બધી ખાદ્ય વસ્તુઓની આવશ્યકતા પૂરી પાડી શકે છે. બાકી વસ્ત્રોની વાત રહી.

પ્રાચીન સમયમાં પ્રત્યેક ગામમાં કપડાં તૈયાર કરવામાં આવતાં. પ્રાય કોઈ ગામ એવું બાકી ન હતું કે જ્યાં કપડું તૈયાર થતું ન હોય! જ્યારે પ્રત્યેક ગામો પોતાના માટે પહેરવાનાં કપડાં અને ખાવા

માટે અન્ન પેદા કરી લેતા હતા ત્યારે તે ગામ બીજાની ઓશીયારી શા માટે ભોગવે ? આવી પરિસ્થિતિમા ગ્રામીણ લોકો કોઈની પાસે દીનતાપૂર્વક કોઈપણ પદાર્થની ભિક્ષા શા માટે માગે ? પોતાને જોઈતાં પદાર્થો પોતાના જ ગામમા પેદા કરી લે અને તેટલાથી જ નિભાવી લે–બહારથી કશુ પણ ન લાવે પણ આ બધી ગ્રામોદ્ધારની વાતો ગ્રામનાયક વિના ગ્રામ્યજનતાને કોણ સમજાવે ?

આજે આપણે બહુ મોડેમોડે પણ ગામડાઓની ઉપકારતા સમજવા લાગ્યા છીએ શહેરોની સમૃદ્ધિ અને અંજાવનારા વૈભવો જોઈ આપણે ભલે ઘડીભર આશ્ચર્યમુગ્ધ બનીએ પણ દરિદ્ર બનતા જતા ગામડાઓ અને તેના નિવાસીઓની દર્દભરી કથાઓ જ્યારે આપણા કાને અથડાય છે ત્યારે આપણી સભ્યતાનો મોહ ઊડી જાય છે, અભિમાન ગળી જાય છે અને એમ લાગે છે કે જો ગામડાઓ નાશ પામ્યા–ગ્રામધર્મ અને ગ્રામનાયકોના અભાવે ગામડાઓ વેરાન બન્યા–તો નગરોના પ્રાણ અને તેજ બીજી જ ઘડીએ ઊડી જવાના છે એમા શકાને સ્થાન નથી.

ગામડા એ મૂળ છે અને નગરો તો તેના ડાળ–પાદડા કે કુપળ બરાબર છે મૂળનો સડો શરૂ થાય છે ત્યારે તે માત્ર મૂળમા જ સમાઈ રહેતો નથી પણ છેક છેલ્લી ડાળ ઉપર પણ તેની અસર પડે છે. અનુભવે આપણને આ સમજાવવા માડયુ છે; પણ હજી આપણી મોહ-નિદ્રા પૂરા પ્રમાણમા ઉડવા પામી નથી અને તેથી જ રાષ્ટ્રના સૂત્રધારો વખતોવખત ઢોલ વગાડીને જે એમ કહે છે કેઃ–

“સાચુ હિન્દુસ્થાન ગામડામા વસે છે, શહેરો તો માયામાત્ર છે ગામડાની સેવા એ જ હિન્દુસ્થાનના પુનરુદ્ધારની પહેલી ભૂમિકા છે.” ગ્રામ્યોદ્ધારની આ વાત સમજાઈ હોય તો પણ હજી આપણા હૃદયના તાર સહાનુભૂતિવડે બરાબર ઝણઝણ્યા નથી એમ ન છૂટકે કબુલ કરવુ પડે છે.

જ્યારે ગ્રામધર્મનો મર્મ ગ્રામનાયક આપણને સમજાવશે અને સમજેલો ધર્મ જીવનમાં ઉતારીશું ત્યારે ભારતવર્ષ ઉન્નતિના શિખરે બીરાજતો હશે.

ભારતવર્ષમાં જ્યારે સાચા ગ્રામસેવક હતા ત્યારે ગ્રામધર્મ બધા ધર્મોનું સંશોધન કરતો હતો અર્થાત્ ગ્રામધર્મ જ નગરધર્મ રાષ્ટ્રધર્મ આદિને પોષતો અને વધારતો.

આશરે બે હજાર વર્ષ પહેલાંની વાત છે કે જ્યારે સમ્રાટ્ ચન્દ્રગુપ્તના રાજદરબારમાં ગ્રીસ દેશનો રાજદૂત મેગેસ્થનિઝ આવ્યો હતો ત્યારે તે ભારતવર્ષના ધર્મ વિષે પોતાના કેટલાક વર્ષોના અનુભવો વર્ણવતાં લખે છે કે.—

ભારતવર્ષમાં ધર્મની એવી સુંદર વ્યવસ્થા છે કે ભારતીય લોકો પોતાના મકાનને તાળું પણ દેતા નથી. અસત્ય બોલતા નથી અને કૂડકપટનું સેવન કરતા નથી.

આજે પણ એ જ ભારતભૂમિ છે કે જેના ગુણગાન એક પર દેશીએ મુક્તકંઠે ગાયાં હતાં.

આજે પણ એ જ પુણ્યમયી ભારતભૂમિને ગ્રામધર્મના પાલનદ્વારા ઉન્નત બનાવવાની આવશ્યકતા છે.

ભારતવર્ષની ગ્રામવ્યવસ્થાનું ઉપર જે વર્ણન કરવામાં આવ્યું છે તેવી વ્યવસ્થા ભારતવર્ષમાં ફરીવાર જે દિવસે ગ્રામનાયકોદ્વારા ચાલુ થશે તે દિવસે ભારતમાં પુનઃ આનંદમંગળની હવા ચોતરફ ફેલાશે અને શાન્તિનું સામ્રાજ્ય સ્થપાશે એવું ભારતના શુભચિન્તકોનું માનવું છે

—( )—

( ૨ )

# નગરસ્થવિર—નગરનાયક

## [ नगर-थेरा ]

**નગરસ્થવિરના નગરોદ્ધારના કાર્યમાં નાગરિકો સહૃદય સહકાર આપે તો નાગરિકતા જે માનવજીવનને વિકસિત કરવાનો એક મહાગુણ છે તે પ્રગટયા વિના ન રહે નાગરિકતા ધર્મસંસ્કૃતિને પોષે છે**

**નગરની** જે આંતરિક તથા બાહ્ય સુવ્યવસ્થા કરે છે તે નગરસ્થવિર કે નગરનાયક કહેવાય છે

ગ્રામસ્થવિર અને નગરસ્થવિરમા એટલો તફાવત છે કે ગ્રામસ્થવિર ગ્રામ અર્થાત્ નાના જનસમૂહની વ્યવસ્થા કરે છે જ્યારે નગરસ્થવિર નગર અર્થાત્ મોટા જનસમૂહની વ્યવસ્થા કરે છે

પ્રત્યેક વ્યક્તિ પોતાની અધિકારમર્યાદા પ્રમાણે કાર્યનો પ્રારભ કરે છે અને તેને પાર ઉતારે છે જે અધિકારમર્યાદાનું ઉલ્લઘન કરે છે તે કાર્યસિદ્ધિ સાધી શકતો નથી.

ગ્રામસ્થવિર, ગ્રામની અધિકારમર્યાદામા રહી ગ્રામોદ્ધાર કરે છે જો ગ્રામસ્થવિર ગ્રામોદ્ધારનુ કાર્ય પ્રારભી નગરોદ્ધાર કરવા જાય તો બન્નેમાથી એક પણ કાર્ય પાર પાડી શકે નહિ. એટલા માટે ગ્રામસ્થવિરે ગ્રામવ્યવસ્થા અને નગરસ્થવિરે નગરવ્યવસ્થા કરવી જોઈએ. નાનો માણસ નાની ચીજોને સભાળી શકે છે પણ મોટી વસ્તુઓને સભાળી શકતો નથી. મોટા જનસમુદાયની વ્યવસ્થા નાગરિકો કરી

શકે, નગરોનું નિયમન ગ્રામજનો કરી ન શકે. એક કવિએ અધિકારમર્યાદા વિષે ઠીક જ કહ્યું છે કે—

छोटे करै न सकत बड़ेन को काम ।
मढ़वा दमामा जात कहाँ लौं चूहे को चाम ॥

ભાવાર્થ—જેમ બને નાના થકી નવ મોટાનું કામ,
ઉંદર ચર્મ વડે કદિ ઢોલ ન બને તે આમ.

છોકરાંથી ભાર ઝીલાય નહિ એ લોકોક્તિ અનુસાર નાના માણસોથી મોટા માણસોનું કામ થવું મુશ્કેલ છે. જેઓનાં બુદ્ધિ, વૈભવ અને પ્રભાવ ઓછાં છે તેઓથી મોટાઓનું કામ શી રીતે થઈ શકે ! જેવી રીતે ઉંદરની ખાલ વડે નગારું મઢી શકાતું નથી તેવી જ રીતે ગ્રામસ્થવિર નગરસ્થવિરનું કામ કરી શકે નહિ. અને એટલા જ માટે નગરધર્મની વ્યવસ્થા કરવા માટે સ્વતંત્ર નગરસ્થવિર—નગરનાયકની આવશ્યકતા રહે છે.

જે સંબંધ સમુદ્રમાં વહાણ અને હોડકીનો છે તે જ સંબંધ ગ્રામ અને નગર વચ્ચેનો છે. વહાણ ઊંડા પાણીમાં રહી શકે છે અને છીછરા પાણીમાં ચાલી શકતું નથી. એટલા માટે હોડકું કિનારા ઉપરનો માલ લઈને વહાણમાં અને વહાણનો માલ કિનારા ઉપર લાવે છે તેવી જ રીતે નગર એ વહાણરૂપ અને ગ્રામ એ હોડકારૂપ છે. જેવી રીતે કિનારાનો માલ હોડકાંદ્વારા વહાણમાં જાય છે તેવી જ રીતે ગામની વસ્તુઓ નગરમાં જાય છે અને નગરનો માલ ગામડાંમાં આવે છે. આ પ્રકારે ગ્રામ અને નગરનો પારસ્પરિક સંબંધ ગાઢ છે તદનુસાર ગ્રામનાયક અને નગરનાયક બન્નેનો સંબંધ પણ ગાઢ હોય છે. નગરસ્થવિરમાં નગરોદ્ધાર કરવાની ધગશ હોવી જોઈએ. આજના નગરનાયકો જેમને આપણે મેયર કે મ્યુનિસિપલ કમિશનર નામથી ઓળખીએ છીએ તેઓ નગરોદ્ધારનું કામ સ્વતઃ ન કરતાં નોકરિયાત માણસો દ્વારા કરાવે છે. પરિણામે નગરોદ્ધારનું કામ જોઈએ તેવું સુંદર થતું

નથી પહેલા નગરસ્થવિરો સેવાવૃત્તિથી સ્વય નગરોદ્ધારનુ કામ કરતા હતા તેઓને કોઈ પ્રકારનો પગાર મળતો નહોતો, છતા પણ તે નાયકો નગરની એવી સુંદર વ્યવસ્થા કરતા કે નાગરિકોને કોઈ પ્રકારની મુશ્કેલી નડતી નહિ નાગરિકોને દરેક પ્રકારની સુખ-સગવડ મળે તે માટે નગરસ્થવિરો ખાસ ચીવટ રાખતા હતા

નગરસ્થવિર, રાજા અને પ્રજા વચ્ચેનો પ્રધાન પુરુષ હોય છે. રાજ્યથી પ્રજાને અથવા પ્રજાથી રાજ્યને કોઈ પ્રકારની હાનિ ન પહોચે એવી સુંદર વ્યવસ્થા કરનાર મનુષ્ય નગરસ્થવિરનુ પદ દિપાવી શકે છે

નગરજનોની શારીરિક, વાચસિક, માનસિક, આર્થિક, વ્યાપારિક, સામાજિક સ્થિતિ સુધારવા માટે જે કોઈ બાધક કારણો હોય તે દૂર કરી વિકાસના સાધનો પૂરા પાડવા એ નગરપતિનું મુખ્ય કામ છે

નગરજનોની શારીરિક સ્થિતિ સુધારવા માટે નગરપતિએ ઠેરઠેર જગ્યાએ વ્યાયામશાળાઓ સ્થાપવી, સ્વાસ્થ્ય તથા સ્વચ્છતાના નિયમોનુ પાલન કરાવવુ, કુદરતી હાજતો માટે યોગ્ય વ્યવસ્થા કરવી, ઘેરઘેર પૂરતુ પાણી પહોચે તે માટે યોગ્ય પ્રબધ કરવો, ધોવાની તથા સ્નાન કરવાની જુદી વ્યવસ્થા કરવી આદિ શારીરિક સુધાર વિષે પ્રબધ કરવો એ નગરપતિનું કામ છે

નગરજનોની વાચસિક વિકાસ માટે સભાગૃહો ખોલવા, ત્યા વિદ્વાન વક્તાઓના ભાષણો ગોઠવી નાગરિકોને દેશની સ્થિતિથી વાકેફ કરાવવા, બાળકો, કિશોરો, કુમારો, બાળાઓ, કુમારિકાઓ આદિ ઊગતી પ્રજાને બોલવાની તથા સમાજમા આવવાની છૂટ થાય તે માટે સમારભો ગોઠવાવી તેમા સક્રિય ભાગ લેવો એ પણ નગરપતિનુ કામ છે

નગરજનોના માનસિક વિકાસ માટે બાળશાળા, કુમારશાળા, કિશોરશાળા, વિદ્યાર્થીશાળા, પ્રાથમિકશાળા, માધ્યમિકશાળા, વિશ્વ-

વિદ્યાલય આદિ શિક્ષણ-સંસ્થાઓ ખોલી માનસિક વિકાસ થાય અને સાથેસાથે આળસને લીધે મગજ બહેર મારી ન જાય અથવા કેવળ પોપટિયું જ્ઞાન જ ન મળે તે માટે ઉદ્યોગ-શિક્ષણનો પ્રબંધ કરી નાગરિકોમાં શિક્ષણ પ્રતિ ઉત્સાહપ્રાણ પૂરવો એ પણ નગરપતિનું આવશ્યક કર્તવ્ય છે

નગરજનો આર્થિક અગવડને કારણે દુઃખી જીવન ગાળતા હોય તેમને અર્થની આવક થાય તેવા શક્ય ઉપાયો યોજી ક્રમશઃ ચલાવવા અને બેકારી દૂર થાય તેવો પ્રબંધ કરવો એ પણ નગરપતિનું જ કામ છે.

નગરના વ્યાપારીઓને વ્યાપારમાં જે કોઈ મુશ્કેલીઓ આવતી હોય તે જાણી તેનો નિકાલ કરવો અને નગરનો વ્યાપાર કેમ વધે અને નાગરિકો વિશેષ સમૃદ્ધ કેમ થાય તે વિષે ઉચિત પગલાં લેવાં એ પણ નગરપતિનું કર્તવ્ય છે

નગરજનો સમાજનાં કડવા રીતરિવાજોને કારણે સામાજિક જીવનથી કંટાળી ગયા હોય તો તેમને સમાજસુધારના માર્ગો બતાવવા અને સમાજસુધાર કરવામાં નાગરિકોને સંપૂર્ણ સહકાર આપવો એ પણ નગરપતિનું જ કર્તવ્ય છે.

આ સિવાય નગરજનોની ધાર્મિક સામાજિક રાષ્ટ્રીય પ્રવૃત્તિમાં સમભાવપૂર્વક સક્રિય ભાગ લેવો અને નાગરિકોને સત્પથે લઈ જવા માટે નેતૃત્વ કરવું એ નગરપતિનું કામ છે.

જ્યારે નગરપતિ આ પ્રમાણે શુભ નિષ્ઠા અને પ્રમાણિકતા પૂર્વક નગરોદ્ધારનું કામ કરે છે ત્યારે તેના વ્યક્તિત્વનો પ્રભાવ નગરજનો ઉપર પડ્યા વગર રહેતો નથી. નગરપતિ નગરોદ્ધારના કાર્ય દ્વારા નગરજનોનું હૃદય જીતી લે છે અને નગરજનો નગરપતિના આદેશને

ઝીલવા હમેશા તૈયાર રહે છે નગરપતિ એ નગરજનોનો એક માત્ર પ્રતિનિધિ હોય છે. નગરપતિનો અવાજ એ આખા નગરનો અવાજ ગણાય છે. અત્યારે આપણે નગરપતિને મેયર Mayor કે મ્યુનિસિપલ કમિશનર શબ્દથી સબોધીએ છીએ શાસ્ત્રકારો તેને 'નગરસ્થવિર' શબ્દથી સબોધે છે. નગરપતિ નગરોદ્ધારદ્વારા નગરજનોને સુખશાન્તિ પહોચાડે તો જ તે મેયરપદને દિપાવી શકે છે બાકી મેયરપદ–નગરસ્થવિરપદને ચાહનારા અનેક હોય છે પણ નગરસ્થવિરપદને શોભાવનારા તો અનેકોમા એક હોય છે નગરપતિનુ પદ કેટલુ જવાબદારીભર્યું છે તેનો નીચેના ઐતિહાસિક ઉદાહરણથી સ્પષ્ટ ખ્યાલ આવી શકશે —

સંવત ૧૯૦૮ની આ વાત છે એક વખતે ઉદેપુરના મહારાણા સાહેબ સ્વરૂપસિંહજીએ નગરશેઠ પ્રેમચન્દજીને પોતાની પાસે બોલાવ્યા અને નગરના એક પ્રતિષ્ઠિત પુરુષની કદરદાની તરીકે ૫૦૦૦ રૂ૦ની જાગીર આપવા લાગ્યા ત્યારે નગરશેઠે મહારાણાને સવિનય પ્રાર્થના કરી કે "મહારાણા સાહેબ! આપે મારી જે કદર કરી છે તેનો હુ આભાર માનુ છુ પણ આપ જે આ જાગીરનો શિરપાવ આપો છો તે સ્વીકારતા મારુ મન અચકાય છે. કારણ કે તેમ કરવા જતા મારો નગરધર્મ જોખમમા આવી પડે છે, કારણ કે જો હુ જાગીર સ્વીકારુ તો રાજ્યની પ્રજાવિરુદ્ધ જે કોઈ આજ્ઞા થાય તે મારે શિરોધાર્ય કરવી જોઈએ અને એ અવસ્થામા પ્રજાના દુખદર્દ દૂર કરી નગર પ્રતિ મારું કર્ત્તવ્ય બજાવી શકું નહિ માટે હુ જાગીર લેવા ચાહતો નથી માટે ક્ષમા કરશો "

મહારાણાસાહેબ નગરશેઠની પ્રજાપ્રીતિ જોઈ અતિ આનદ પામ્યા અને તેમને તે દિવસથી એક સાચા નગરસેવક અને રાજ્યભક્ત ગણવા લાગ્યા.

ત્યારબાદ સંવત ૧૯૨ માં મહારાણાસાહેબ શંભુસિંહજી ગાદી ઉપર આવ્યા. તેમના સમયમાં રાજ્યનો કારભાર એજન્ટના હાથમાં હતો. રાજ્યવ્યવસ્થા સુંદર ન હોવાને કારણે પ્રજાને દુઃખ વિશેષ સહેવું પડતું હતું. પ્રજા દુઃખથી ત્રાસી ગઈ હતી આખરે પ્રજા નગરશેઠ શ્રી ચંપાલાલજી પાસે આવી અને દુઃખનિવારણ માટે પગલાં લેવા પ્રાર્થના કરી. નગરશેઠ મહારાણા પાસે ગયા અને પ્રજાનાં દુઃખ દર્દ દૂર કરવા પ્રાર્થના કરી. મહારાણાસાહેબે જવાબમાં જણાવ્યું કે, તમે એજન્ટસાહેબ પાસે જઈ બધી વાત કહો. નગરશેઠ પંચસહિત એજન્ટના બંગલે ગયા. પણ ત્યાં તો કીર્તિદ્વેષી કેટલાક દંભી, કર્મચારીઓએ એજન્ટ સાહેબના કાન ભંભેર્યા કે 'સાહેબ! આપના ઉપર પ્રજા સંગઠન કરી ચઢી આવી છે.'

એજન્ટ કર્મચારીઓના આ સમાચાર સાંભળી બહુ ગુસ્સે થયા અને તેણે પોતાની રક્ષાર્થે ત્યાંનું તોપખાનું તૈયાર કરાવ્યું. નગરજનો તોપખાનું તૈયાર કરાવ્યાના સમાચાર સાંભળી બહુ ગભરાયા અને તેમણે આખા નગરમાં સખત હડતાલ પાડી. બધા નાગરિક નગરશેઠ ચંપાલાલજીની સાથે ઉદેપુર નગરની 'સહેલિયાની'* વાડીમાં ચાલ્યા ગયા અને ત્યાં નગરજનોને સંપૂર્ણ શાન્તિ અને પરસ્પર મજબૂત સંગઠન જાળવવા વિષે નગરશેઠે સલાહ આપી અને નગરશેઠની શુભ શિખામણ બધા નગરજનોએ માન્ય રાખી.

એક દિવસ ઉદેપુરમાં એક જાનવર મરણ પામ્યો. પણ એ મરેલા જાનવરને ખસેડી જવા માટે કર્મચારીઓએ ઢેઢોને બોલાવ્યા. પણ ઢેઢોએ જવાબમાં કહ્યું કે નગરશેઠની આજ્ઞા વિના લાશને શકીએ નહિ. કર્મચારીઓ

---

* ઉદેપુરમાં 'સહેલિયાની વાડી' નામનો સુંદર બાગ છે. ઉદેપુરની પ્રાકૃતિક સૌન્દર્ય અને રમ્યતા જગપ્રસિદ્ધ છે. આ બાગે પણ ત્યાંની સુંદરતામાં ઘણો વધારો કર્યો છે. પહેલાં ત્યાં મહારાણીઓ પોતાની સખીઓ—સહેલીઓ સાથે વાયુસેવન કરવા જતી. એથી તે બાગ પણ સહેલીઓની વાડી તરીકે પ્રસિદ્ધ થવા પામ્યો છે.

મૂઝવણમા પડી ગયા આખરે કર્મચારીઓ નગરશેઠ પાસે જઈ ઢેઢ લોકાને મરેલા બળદને ઉપાડી લઈ જવા માટે આજ્ઞા દેવા પ્રાર્થના કરી. નગરશેઠ ઉદારચરિત હતા. તેમણે ઢેઢલોકાને મરેલા બળદને ઉપાડી લઈ જવાની આજ્ઞા આપી ત્યારે મરેલો બળદ શહેરમાથી ખસેડવામા આવ્યો નગરશેઠે નગરજનો ઉપર પોતાના વ્યક્તિત્વનો ખૂબ પ્રભાવ પાડ્યો હતો નગરજનોમા પણ ખૂબ સગઠન હતું એજન્ટ-સાહેબ જેમ પોતાના નિશ્ચયમા દૃઢ રહ્યા તેમ નગરશેઠ પણ પોતાના નિશ્ચયમા દૃઢ રહ્યા. કોઈ કોઈને નમતુ આપવા તૈયાર નહોતા એજન્ટ-સાહેબનો દુરાગ્રહ જોઈ નગરશેઠ મોટેગાવ ( ગોગૂન્દા ) નામના ગામડામા ચાલ્યા ગયા નગરશેઠને પોતાના કાર્યમા વિશ્વાસ હતો કે પોતે જે કરી રહ્યા છે તે નગરજનોના હિત માટે કરી રહ્યા છે એજન્ટસાહેબે જ્યારે નગરશેઠ ઉદેપુર નગર છોડી ચાલ્યા ગયા છે એમ સાભળ્યુ ત્યારે તેમને લાગ્યુ કે નગરશેઠ અને નગરજનો નગર છોડી ચાલ્યા જાય છે ત્યારે તેની પાછળ કશુ કારણ અવશ્ય હોવુ જોઈએ એજન્ટ સાહેબે સરદારોદ્વારા નગરશેઠને પોતાની પાસે બોલાવ્યા અને નગર છોડી જવાનુ કારણ પૂછ્યુ નગરશેઠે નગરજનોની દુ ખદર્દની કરુણ કથા કહી સભળાવી અને એજન્ટસાહેબે શાન્તચિત્તે નગરશેઠની બધી વાત સાભળી અને નગરજનોના દુ ખદર્દ દૂર કરવાનુ વચન આપી નગરશેઠને આશ્વાસન આપ્યું.

શેઠ ચપાલાલજી અને શેઠ પ્રેમચન્દજી નગરજનોનુ ખરા દિલથી હિત ચાહતા હતા એટલે નગરજનો પણ તેમને પોતાના હિતેચ્છુ પ્રતિનિધિ માનતા હતા. જે સાચા નગરપતિ હોય છે તેઓ પોતાની સુખસગવડને લાત મારી નગરજનોના દુ ખદર્દને પોતાનુ દુ ખદર્દ માને છે જે નગરજનોના સુખે સુખી અને દુ ખે દુ ખી રહે છે તે જ સાચો નગરપતિ છે નગરશેઠ ચપાલાલજી અને નગરશેઠ પ્રેમચદજી નગરજનોના સાચા હિતેચ્છુ હતા અને તેથી જ નગરજનો તેમની

આજ્ઞાને માથે ચડાવતા અને તેમના ઉપદેશેલા માર્ગમાં સંપૂર્ણ સહકાર* આપતા.

નગરસ્થવિરે નગરજનોના હિત માટે સમય અને શક્તિનો કેટલો બધો ભોગ આપવો પડે છે તે આપણે ઉપર જોયું. જે નગરમાં આવા પ્રજાહિતૈષી અને સત્યાગ્રહી નગરસ્થવિરો વસે છે તે નગરમાં અત્યાચાર, અનાચાર, લૂંટફાટ, ચોરી આદિ દુર્ગુણોનો નાશ થાય છે અને સદાચાર, સ્નેહસદ્ભાવ, સજ્જન આદિ સદ્ગુણોની સૌરભ ચારે બાજુ ફેલાઈ જાય છે.

રાજા કરતાં પણ નગરસ્થવિરનું પદ વધારે મહત્ત્વનું છે. કારણ કે રાજા સત્તાના બળે નગરજનોને પોતાના વશમાં રાખવા પ્રયત્ન કરે છે જ્યારે નગરસ્થવિર પોતાના પ્રેમપ્રભાવથી નગરજનોને પોતાના વશમાં કરે છે. પ્રેમના પ્રભાવ આગળ સત્તાનો ઉન્માદ નિરર્થક નીવડે છે. રાજા ભલે તેટલો બળવાન કેમ ન હોય પણ નગરપતિના પ્રેમપ્રભાવ આગળ તેને પણ નમતું આપવું પડે છે. નગરપતિ રાજા અને પ્રજા વચ્ચેનો પ્રતિનિધિ પુરુષ છે. નગરપતિ રાજાનો ગુલામ નથી અને પ્રજાનો આંધળો ભક્ત નથી, પણ એ તો સત્ય અને ન્યાયનો ભક્ત છે. રાજા અન્યાય—અત્યાચાર કરતો હોય તો તેના અન્યાયને રોકવો અને પ્રજા નિષ્કારણ રાજવિદ્રોહ કરતી હોય તો તેને સમજાવી શાન્ત પાડવી એ નગરસ્થવિરનું કાર્ય છે. નગરસ્થવિર રાજા અને પ્રજા પ્રતિ એવો સદ્ભાવ કેળવે છે કે જાણે તે બધાનો દાસ છે અનેસાથે સાથે તે બધાનો માલિક પણ છે. આ રીતે નગરપતિ સેવક છે અને સેવ્ય પણ છે.

---

* પ્રાચીન સમયમાં પણ યોગીઓમાં સત્યનો આગ્રહ જાળવવા માટે કેટલી બધી દૃઢ ભાવના હતી તેમજ તે સત્યાગ્રહને સફળ કરવા માટે કેટલી સહિષ્ણુતા અને શાન્તિ રાખતા તેનો પૂરેપૂરો પરિચય મળી આવે છે. આજની ઊગતી પ્રજા માટે એ આદર્શરૂપ દૃષ્ટાન્ત છે.

કોઈપણ રાજ્ય કેવલ સત્તાના બળ ઉપર ચાલી શકતુ નથી ગ્રામસ્થવિર અને નગરસ્થવિર રાજા અને પ્રજા વચ્ચે સ્નેહ-સબધ સ્થાપિત કરે છે એટલા જ માટે સાચો નગરસ્થવિર જ નગરમા સુખશાન્તિનું સામ્રાજ્ય ફેલાવી શકે છે

જે નગરમા પરસ્પર સ્નેહ–સદ્ભાવ અને સહકાર–સહાનુભૂતિ નથી તે નગરનો ઉદ્ધાર થવો બહુ મુશ્કેલ છે જે નગરજનો 'આપણે શુ કરીએ' 'જે કરે તે ભોગવે' બીજાના કામમા આપણે વચ્ચે શા માટે પડવુ જોઈએ!' આ પ્રમાણે પરસ્પર ઉપેક્ષાભાવ રાખી કુટુમ્બીઓને, સગાસબધીઓને, આડોશીપાડોશીઓને તથા પોતાના નગરબધુઓને સહાયતા કે સહકાર આપતા નથી તે નગરજનો પોતાના હાથે નગરનુ પતન કરી રહ્યા છે એમ માનવું જોઈએ.

માનવહૃદય જ એવા પ્રકારનુ છે કે તે કોઈનુ દુખદર્દ જોઈ એકદમ દ્રવિત થઈ જાય છે આ એક પ્રાકૃતિક ગુણ છે. જે મનુષ્ય એક નગરબધુને સહકાર કે સહાનુભૂતિ ન આપે તો સમજવુ જોઈએ કે તેનુ મનુષ્યહૃદય ગૂમ થઈ ગયુ છે, મનુષ્યાકારમા તે પશુ જેવું આચરણ કરી રહ્યો છે

એક અધ પુરુષ અધતાને કારણે ખાડામા પડી રહ્યો છે. તેની પાસે એક તેજસ્વી આખોવાળો પુરુષ ઊભો ઊભો આધળા પુરુષને ખાડામા પડતો જુએ છે, છતા 'એ અધપુરુષ જીવે કે મરે' તેથી આપણે શુ' એમ કહી તેની ઉપેક્ષા કરે છે અને તે અધપુરુષને બચાવતો નથી, તો આ બન્નેમા ખરો આધળો કોણ? આ પ્રશ્નનો જવાબ બધાના મુખમાથી એ જ નીકળશે કે, 'દેખતો છતા ઊભો રહેનાર તે આધળો છે'

મિત્રો! આપણે બધા મનુષ્યો છીએ વિવેકબુદ્ધિને ધારણ કરનાર મનુષ્યમા આટલી બધી નિર્દયતા ક્યાથી આવી ગઈ કે એક

એક પુરુષ ખાડામાં પડી રહ્યો છે અને આપણે સનેત્ર હોવા છતાં તેને બચાવતા નથી. વાસ્તવમાં આપણામાં મનુષ્યતાનો ગુણ રહેવા પામ્યો નથી. આપણે શું આવો ઉપેક્ષાભાવ સાચા મનુષ્યના હૃદયમાં પેદા જ થઈ શકે નહિ. પરસ્પર સહકાર આપવો એક બીજાને મદદ કરવી એ પ્રત્યેક નાગરિકનું કર્તવ્ય છે જે મનુષ્ય, જે ગામ કે નગરમાં રહે છે તે ગામ કે નગરની સુખ દુઃખની ચિન્તા કરતો નથી પણ 'આપણે શું' એમ કહી પોતાના સ્વાર્થમાં મશગૂલ રહી આખા ગામ કે નગર પ્રતિ ઉપેક્ષા રાખે છે તે મનુષ્યને ગામ કે નગરમાં રહેવાનો પણ અધિકાર નથી.

જે બુદ્ધિમાન નાગરિક હોય છે તે સારી રીતે સમજે છે કે જે આપત્તિ—વિપત્તિઓ આ વખતે મારા નગરબન્ધુઓ ઉપર આવી પડી છે તે જ આપત્તિઓ મારી ઉપર ભવિષ્યમાં કદાચ આવી પડે. ભવિષ્યના ગર્ભમાં શું રહેલું છે તે કોણ જાણે છે! એટલા માટે પહેલેથી જ ચેતી જવું વધારે શ્રેયસ્કર છે. કહ્યું પણ છે કે ચેતતો નર સદા સુખી. આ પ્રમાણે વિચારી બુદ્ધિમાન નાગરિક આપત્તિમાં આવી પડેલા નગરબન્ધુઓને પોતાથી બનતી સહાય કરે છે અને એક નાગરિક તરીકે પોતાની ફરજ બજાવે છે વાસ્તવમાં સાવધાન પુરુષ હમેશાં સુખી જ રહે છે

મારા નગરમાં કોણ દુઃખી છે કોણ ગરીબ છે કોણ બીમાર છે એમ જે દિનરાત નગરના સુખ દુઃખની ચિન્તા કરે છે અને નગરોદ્ધાર કરવા માટે જે સતત પ્રયત્ન કરે છે તે જ નગરપતિ તરીકેનું મહામૂલ્ય બિરુદ મેળવી શકે છે અને તેને દીપાવી શકે છે નગરપતિ બનવું સરલ છે પણ એ પદને પોતાના આત્મભોગદ્વારા દીપાવવું મુશ્કેલ છે આ જ કારણ છે કે વર્તમાન સમયમાં અનેક મનુષ્યો પોતાને નગરશેઠ તરીકે ઓળખાવે છે પણ જ્યારે નગરપતિ તરીકેની ફરજ માથે આવી પડે છે ત્યારે ખોટાં બહાનાં કાઢી ભાગી

જાય છે અને એ રીતે પોતાના સ્વાર્થીપણાનો અને કૃતઘ્નીપણાનો પરિચય આપે છે

જે મનુષ્ય સાચો સ્વાર્થત્યાગી હોય છે અને નગરના ઉદ્ધાર માટે તન, મન અને ધનનુ સહર્ષ સમર્પણ કરી શકે છે તે જ મનુષ્ય સ્થવિરપદનો અધિકારી બની શકે છે જે મનુષ્ય કીર્તિલોભી છે, સ્વાર્થ અને બાહ્યાડબરદ્વારા નગરજનોને ભરમાવી તેમને ઠગે છે તે મનુષ્ય એક નાગરિક તરીકે પણ નગરમા રહેવાનો અધિકારી નથી, તો તે નગરસ્થવિરપદનો અધિકારી બની જ કેમ શકે ? સાચો નગર-સ્થવિર કેવો હોવો જોઈએ ? તે નીચેના શાસ્ત્રીય દૃષ્ટાન્તથી સમજી શકાશે —

ઉપાસકદશાગ નામના સૂત્રમા એક સાચા નગરસ્થવિરનો અધિકાર આવે છે એ નગરસ્થવિરનુ નામ આનદ ગાથાપતિ હતું. શાસ્ત્રના શબ્દોમા એ નગરસ્થવિર આનંદ ગાથાપતિના ગુણોનુ નીચે પ્રમાણે વર્ણન કરવામા આવ્યુ છે —

" તે આનદ* ગૃહસ્થપતિ મોટા મોટા રાજાઓથી લઈ સામાન્ય સાર્થવાહોના મહત્ત્વના કાર્યોમા, કારણોમા, સલાહ કરવામા, મન્ત્રણા કરવામા તથા કુટુમ્બના ઘણા ગુપ્ત કાર્યો વિષે, ઘણા રહસ્યપૂર્ણ કાર્યો વિષે, નિશ્ચિત કાર્યો વિષે તથા વ્યાવહારિક કાર્યો વિષે વિચાર વિનિમય કરવામા એકવાર પૂછવાનાયક તેમજ વારવાર પૂછવાલાયક

* से ण आनदे गाहावई बहूण राईसर जाव सत्थवाहाण बहूसु कज्जेसु य करणेसु य मन्तेसु य कुडुम्बेसु य गुज्झेसु य रहस्सेसु य निच्छएसु य ववहारेसु य आपुच्छणिज्जे पडिपुच्छणिज्जे सयस्सावि य ण कुडुम्बस्स मेढी, पमाण, आहारे, आलम्बण, चक्खू, मेढीभूए जाव सव्वकज्जवड्ढावए यावि होत्था ।

—उपासकदशागसूत्रम्, प्रथमाध्ययनम्

હતો. તે આનંદ ગાથાપતિ સેંકડો કુટુમ્બોનો પોષક આધારભૂત, આલમ્બનભૂત, ચક્ષુભૂત તેમજ ઘાણીમાં જેમ વચલો સ્તંભ મુખ્ય હોય છે તેમ આનંદશ્રાવક નગરની પ્રત્યેક પ્રવૃત્તિમાં અગ્રસ્થાન ભોગવતો હતો.”

શાસ્ત્રકારોએ આનંદગાથાપતિને જે મેઢીભૂત, પ્રમાણભૂત આધારભૂત, આલમ્બનભૂત ચક્ષુભૂત આદિ ગુણવિશેષણોથી નવાજેલ છે તે ગુણો ખરેખર એક સાચા નગરપતિને શોભા આપે એવા છે નગરપતિએ નગરજનોની રક્ષા કેવી કરવી જોઈએ અને તે માટે કેટલા ગુણો કેળવવા જોઈએ એનો આ એક નાદર નમૂનો છે

આનંદશ્રાવક મેઢીભૂત એટલે ઘાણીમાં જેમ વચલો સ્તંભ મુખ્ય હોય છે અર્થાત્ વચલા સ્તંભ વિના ઘાણી ફરી શકતી નથી તેમ આનંદ ગાથાપતિ આખા નગરમાં પ્રધાન પુરુષ હતો. તે નગરજનોને પોતાના કુટુમ્બીજનો માની પોષતો અને સુખનો સાચો માર્ગ બતાવતો.

આનંદ ગાથાપતિ પ્રમાણભૂત હતો એટલે તે પોતાના પ્રામાણિકજીવનથી બીજાને પ્રામાણિક બનાવતો અને અપ્રામાણિક પ્રવૃત્તિથી જીવન કેટલું ખારું બની જાય છે અને પ્રામાણિક પ્રવૃત્તિથી જીવન કેટલું સુખમય બને છે તે નગરજનોને સમજાવતો અને તે રસ્તે જવા સૌ કોઈને પ્રેરણા આપતો. જે પુરુષ પ્રામાણિક હોય છે તે જ પુરુષ બીજાને પ્રામાણિક બનાવી શકે છે. આનંદ ગાથાપતિ ખરેખર આદર્શ પ્રામાણિક પુરુષ હતો.

આનંદ ગાથાપતિ આધારભૂત હતો એટલે કે રાજા જેમ નગરનો મુખ્ય આધાર છે કારણ કે રાજા નગરની રક્ષા કરે છે તેમ આનંદ ગાથાપતિ પણ નગરજનોની રક્ષા કરતો હોવાથી તે આધારભૂત હતો અથવા તે આધારસ્વરૂપ હતા એટલે કે આનંદ ગાથા ગરીબ

નગરજનોને અન્નદાન આપી નગરબંધુઓની સેવા કરતો હતો અન્ન જેવી રીતે મનુષ્યના પ્રાણની રક્ષા કરે છે તેવી જ રીતે આનંદ ગૃહપતિ પણ રાજા તેમજ પ્રજાની રક્ષા કરતો હતો

આનંદગૃહપતિ ' આલંબન-સ્વરૂપ ' હતો એટલે કે આંધળા મનુષ્યને માટે લાકડી સહાયરૂપ છે તેમ આનંદ ગૃહપતિ પણ રાજા, પ્રજા તેમજ કુટુમ્બને આલંબનભૂત હતો

આનંદ ગૃહપતિ ' ચક્ષુ-સ્વરૂપ ' હતો એટલે કે ચક્ષુ જેમ સર્વાંગોમા શ્રેષ્ઠ અંગ છે તેમ આનંદ ગૃહપતિ નગરમા ચક્ષુભૂત હતો જેઓને જ્ઞાનચક્ષુ ન હતા તેમને જ્ઞાનચક્ષુ આપતો એટલે કે જે નગરજનો ભાનભૂલ્યા થઈ ભટકયા કરતા હતા તેઓને સમજાવી સન્માર્ગ ઉપર લાવતો અને તેથી જ તે આખા નગરમા ' ચક્ષુસ્વરૂપ ' ગણાતો હતો

જ્યારે આનંદ ગૃહપતિ પોતાની સત્પ્રવૃત્તિદ્વારા રાજા અને પ્રજાને માટે મેઢીભૂત, પ્રમાણભૂત, આધારભૂત, આલમનભૂત અને ચક્ષુભૂત બન્યો ત્યારે જ તે મોટા મોટા રાજેશ્વરોથી લઈ સાધારણ સાર્થવાહોના અનેક કાર્યોમા, અનેક કારણોમા, અનેક ગૂઢ વાતોમા, અનેક રહસ્યપૂર્ણ કામોમા, નિશ્ચય કરવામા તથા વ્યાવહારિક કાર્યોમા એકવાર પૂછવા યોગ્ય હતો એટલુ જ નહિ પણ વારવાર પૂછવાયોગ્ય બન્યો હતો આ ઉપરથી આનંદ ગૃહપતિએ એક નગરપતિ તરીકે પોતાનુ કર્ત્તવ્ય બજાવવા માટે કેટલા બધા ગુણોને કેળવ્યા હતાં !

શાસ્ત્રકારો કહે છે કે 'આનંદ ગૃહપતિએ ચૌદ વર્ષ સુધી શ્રાવક-વ્રત પાળ્યુ અને આ જ વ્યવહારોનું બરાબર પાલન કર્યું જ્યારે આનંદ ગૃહપતિનું શરીર નિર્બળ થયુ અને નગરપતિ તરીકેની ફરજો બરાબર બજાવી શકે એવી શરીરસ્થિતિ ન લાગી ત્યારે તેણે પોતાના પુત્રોને બોલાવીને નગરજનો સમક્ષ પોતાનું નગરપતિનું પદ સોંપ્યુ અને નગરપતિ તરીકનુ કર્ત્તવ્ય બરાબર બજાવવા માટે પુત્રોને શુભ શીખામણ

આપી અને નગરજનોને નિવેદન કર્યું કે આજ સુધી તમે મારી નગરકાર્ય વિષે જે સલાહ લેતા હતા તે હવે મારા આ પુત્રોને પૂછજો. આ પ્રમાણે નગરનાં બધાં વ્યવહારો છોડીને આનંદ ગૃહપતિ જીવન શુદ્ધિ માટે આત્મધ્યાનમાં મગ્ન રહેવા લાગ્યો અને આત્મકલ્યાણ કરવા લાગ્યો.

જ્યારે આનંદ ગૃહપતિ જેવા સાચા નગરસ્થવિરો હોય છે ત્યારે નગરનો ઉદ્ધાર થયા વગર રહેતો નથી.

નગર, ગામ કરતાં સાધારણરીતે મોટું હોય છે એટલે એક નગર-સ્થવિરથી નગરોદ્ધારનું કામ બરાબર થઈ શકતું નથી. નગરસ્થવિરના બીજા સહાયક હોય તો નગરોદ્ધાર સારી રીતે થઈ શકે છે એટલા માટે નગરના પ્રત્યેક વિભાગમાં જુદા જુદા નગરવ્યવસ્થાપકો હોવા જોઈએ. આ બધા નગરવ્યવસ્થાપકો પરસ્પર સહયોગ સાધીને નગરનાં મોટાં મોટાં દુષ્કર કાર્યો પણ સફલતાપૂર્વક પાર પાડી શકે છે વર્તમાન સમયમાં પણ નગરોમાં સ્થવિર અર્થાત્ મેયર કે મ્યુનીસીપલ કમીશ્નર રહે છે પણ સંભળાવા પ્રમાણે તેઓ નગરનિવાસીઓને જોઈએ તેટલો લાભ પહોંચાડતા નથી. મુંબઈ કલકત્તા, મદ્રાસ આદિ મોટાં નગરોમાં દૃષ્ટિપાત કરવાથી ત્યાં અનેક પ્રકારનાં અત્યાચાર—અનાચાર ચોરી-વ્યભિચાર આદિ નીચ પ્રવૃત્તિ સેવાતી જોવામાં આવે છે અને તેથી નગરજનોને અનેક પ્રકારનાં દુઃખો સહેવાં પડે છે તેમ છતાં વર્તમાન નગરસ્થવિરોદ્વારા આ નીચ પ્રવૃત્તિને સદંતર બંધ કરવાનો કોઈ પ્રકારનો ઉચિત પ્રબંધ કરવામાં આવતો નથી. શહેરની સુખાકારી વધારવા માટે જોઈએ તેટલી સ્વચ્છતા ઉપર પણ ખાસ ધ્યાન દેવામાં આવતું નથી જેના પરિણામે નગરોમાં મેલેરીયા પ્લેગ આદિ અસાધ્ય અને ભયંકર રોગો ફાટી નીકળે છે

વર્તમાન નગરસ્થવિરો કેવળ નગરપતિનું પદ સાચવી રાખવા માટે પ્રયત્ન કરે છે પણ નગરજનોનું કલ્યાણ કેમ થાય તે વિષે બહુ જ

ઓછો પ્રયત્ન સેવવામા આવે છે આ જ કારણને લીધે અત્યારે નગર-ધર્મનો પ્રાયઃ લોપ થઈ રહ્યો છે.

નગરનાયકોની જવાબદારી ગ્રામનાયકો કરતા વધારે રહે છે કારણ કે નગર એ રાષ્ટ્રદેહનું મસ્તિષ્ક છે. જ્યારે ગામ એ તેના હાથ-પગ છે. મસ્તિષ્કની અસર શરીર તેમજ મગજ ઉપર પડયા વિના ન રહે.

કોઈપણ પ્રાચીન ઐતિહાસિક ગ્રન્થમા ‘સથાગાર’ જેને આપણે Townhall–ટાઉનહોલ કહીએ છીએ ત્યા મળતી સઘની સભાઓ, સ્વતત્રપણે–નિર્ભયપણે અને સયમ તથા વિવેકભરી રીતે ચાલતી ચર્ચાઓ અને નાગરિકોનો ઉલ્લાસ શાન્તિથી અવલોકો તો તમને સંપૂર્ણ ખાત્રી થયા વિના નહિ રહે કે જેને જૈનયુગ કહેવામા આવે છે તે વખતે નગરધર્મ તેની છેલ્લી કક્ષાએ પહોચેલો હતો પ્રાચીન સાહિત્યમા છૂટાછવાયા પુષ્કળ ઉલ્લેખો એ સબંધે મળી આવે છે

ધર્મ કે આત્મહિત અર્થે સર્વસ્વનો ભોગ આપવો એ તો આપણા ઇતિહાસ અને સાહિત્યનો પ્રધાન સૂર છે, પણ તે સાથે નાગરિક તરીકેની ફરજો બજાવવા જતા આપણા પૂર્વજોએ જે બલિદાન ધર્યા છે તે તો કોઈપણ સ્વતન્ત્ર દેશના ગૌરવ સાથે સાભિમાન સ્પર્ધા કરી શકે એવા છે આ ગ્રામ–નગર–ધર્મ કયારથી શિથિલ થવા લાગ્યો અને આખરે ભુલાતો ભુલાતો માત્ર શાસ્ત્ર–સાહિત્યના પાનાને જ શોભાવી રહ્યો તે આપણે નથી જાણતા પણ સાચો નગરધર્મ શુ છે અને નગરધર્મની રક્ષા માટે નગરનાયકે કેટલો આત્મભોગ આપવો પડે છે તેનો ખુલાસો નીચેનો ઐતિહાસિક ઉલ્લેખ સ્પષ્ટ કરશેઃ—

“વૈશાલી નગરીમા મહાનામન નામનો એક નગરનાયક હતો તે રાજા અને પ્રજા બન્નેનો પ્રિય હતો તે રાજા અને પ્રજા બન્ને વચ્ચેનો પ્રેમસંબધ જાળવી રાખવા હમેશા પ્રયત્ન કર્યા કરતો. મહાનામનના નેતૃત્વ નીચે વૈશાલીનગરીની પ્રજા આનદપૂર્વક રહેતી

હતી. મહાનામનની કાર્યપ્રણાલીથી સૌ કોઈ સંતુષ્ટ હતા. મહાનામન પણ નગરનાયકની જવાબદારી બરાબર સમજતો હતો. તેને પોતાનો નગરધર્મ પ્રાણથી પણ વિશેષ પ્રિય હતો. નગરધર્મની રક્ષામાં પોતાની અને પ્રજાની રક્ષા માનતો અને નગરધર્મના નાશમાં પોતાનો નાશ સમજતો હતો. એક દિવસ નગરધર્મ પ્રત્યે તેનો કેવો પ્રેમભાવ છે તેની કસોટીનો દિવસ આવી પહોંચ્યો. તેનો કસોટીનો પ્રસંગ એ હતો કે —

એક વખતે દુશ્મનો મહાનામનના નગર ઉપર ચઢી આવ્યા. નગરમાં લોકો ભાગ્યા અને વૃદ્ધો ઉપર પણ ત્રાસ વર્તાઈ રહ્યો હતો. તે વખતે મહાનામન વૃદ્ધ હતો. તેનું હાડપિંજર વૃદ્ધાવસ્થાને કારણે ખળભળી ગયું હતું. પૂરું પાંચ કદમ પણ ચાલવાની તેનામાં શક્તિ ન હતી. એવો વૃદ્ધ નગરસ્થવિર મહાનામન પોતાના જીવનની છેલ્લી ફરજ બજાવવા બહાર પડે છે અને ધીમે ધીમે ચાલીને દુશ્મનોની વચ્ચે આવે છે અને તેમને કરગરીને કહે છે કે— ક્યાંથી પણ તમે આખરે ફાવ્યા છો. નગર લૂંટવું હોય તો તમે સ્વતંત્ર છો, પરંતુ આ નગરના એકપણ સ્ત્રી બાળક વૃદ્ધ ઉપર અત્યાચાર—અનાચાર ન થાય એની વ્યવસ્થા કરો. દુશ્મન રાજા આ વાતને કબુલ નથી કરતો. મહાનામન નગરની રક્ષા માટે ફરીફરીને ઊકળતા હૈયે પોતાના નગરજનોને બચાવવા વિનવે છે. દગાબાજ દુશ્મન એક શરતે મહાનામનની માગણી કબુલવા તૈયાર થાય છે તે કહે છે કે— તમે મારી માતાના પાલક છો. તમારો એટલો અધિકાર સ્વીકારું છું તમે તમારા કુટુમ્બ સાથે સહીસલામત છો. તમારો વાળ વાંકો નહિ થાય."

મહાનામન પોતે એકલો સહીસલામત રહેવા માગતો ન હતો. તે તો પોતાની નગરસ્થવિર તરીકેની ફરજ બજાવવા માગતો હતો. નગરનાં હજારો સ્ત્રીપુરુષો રીબાતા હોય તે વખતે પોતાના એકલા કુટુમ્બને બચાવવાની તેની ઈચ્છા ન હતી. પ્રાણ કરતાં પણ અધિક

પ્રિય એવો નગરધર્મ તેના અંતરમાં સંક્ષોભ મચાવી રહ્યો હતો. શત્રુરાજાને તેણે ખૂબ સમજાવ્યો, વિનવ્યો. આખરે રાજાએ એ માર્ગ કાઢ્યો કે –

"હે ! મહાનામન ! આટલી છૂટ આપવા તૈયાર છું. તમે પાણીમાં ડૂબકી મારો અને જેટલા નાગરિકો જેટલી સંપત્તિ લઈને નાસી છૂટવા માગે તેટલા નાગરિકો તેમ કરી શકે"

રાજાની આ કડક શરત મહાનામન એક નગરસ્થવિર તરીકે સ્વીકારે છે

મહાનામન વૃદ્ધદેહે—અશક્ત શરીરે નદીના પાણીમાં ઊતર્યો, ડુબકી મારી અને તળીએ રહેલા એક વૃક્ષના મૂળ સાથે એટલો સજ્જડ વળગી રહ્યો કે કલાકના કલાક સુધી તે બહાર ન આવ્યો. નગરના સ્ત્રીપુરુષોને એટલો વખત અભયદાન મળ્યું તપાસ કરતાં આખરે મહાનામનનું અચેતન શરીર નદીના તળીયેથી મળી આવ્યું પ્રાણ ઊડી ગયા હતા, માત્ર ખોખું પડી રહ્યું હતું વૃક્ષના મૂળ સાથે તેના હાથપગ નાગપાશની જેમ વીંટળાઈ રહ્યા હતા નગરને બચાવવા માટે મહાનામને પોતાનો નશ્વર દેહ તજી દીધો હતો

જૈનયુગના નગરધર્મ વિષે બીજો કોઈ ઉલ્લેખ મળે યા ન મળે પણ મહાનામનનું જીવન નગરધર્મ ઉપર એક જીવન્ત ભાષ્યસ્વરૂપ છે એમ કોણ નહીં કહે ? જ્યાં ગ્રામધર્મ અને નગરધર્મનું આ રીતે પાલન થતું હોય ત્યાં ગ્રામ તથા નગરોની સમૃદ્ધિ અને સ્વતન્ત્રતા દેવદુર્લભ દૃશ્ય જેવી બને એમાં કાંઈ આશ્ચર્ય નથી

અહીં એટલું સ્મરણમાં રાખવું ઘટે છે કે આ ધર્મોને કોઈએ પારલૌકિક અર્થમાં નથી પ્રરૂપ્યા તે લૌકિક ધર્મો હતા અને લૌકિક સુખ તથા કલ્યાણ અર્થે જ તેનો ઉપયોગ થતો હતો છતાં એટલું તો સૌએ મુક્તકંઠે સ્વીકાર્યું છે કે જ્યાં ગ્રામધર્મનો, નગરધર્મનો, રાષ્ટ્રધર્મનો, કુળધર્મનો, ગણધર્મનો તથા સંઘધર્મનો નાશ થાય છે

ત્યાં સૂત્રધર્મ અને ચારિત્રધર્મ જોખમમાં આવી પડે છે અને આ વાત તો સામાન્યબુદ્ધિથી પણ સમજાય એવી છે

આજે જે એમ કહેવાય છે કે સાચો જૈન નગર, ગ્રામ કે રાષ્ટ્રના વાતાવરણથી એક નિર્લેપ રહે ધર્મ સિવાયની બીજી કોઈ વસ્તુ તેને મહત્ત્વની ન હોય. તેમાં નગરધર્મની નરી અવગણના સિવાય બીજું શું છે!

ગ્રામધર્મ નગરધર્મ અને રાષ્ટ્રધર્મ એ આપણા ઐતિહાસિક પ્રકારની એક અમૂલ્ય ધર્મપદ્ધતિ છે અને તેનું આજના જેવા અણીના અવસરે પ્રદર્શન કરવું એ આપણું કર્તવ્ય છે

આનંદ ગાથાપતિ અને મહાનામન ગાથાપતિ એ નગરનાયકો કેવા હોવા જોઈએ તેના આદર્શ દૃષ્ટાન્તો છે નગરનાયકોના નગરોદ્ધારના આદર્શને નાગરિક અનુસરતા થઈ જાય તો નાગરિકતા જે માનવ જીવનને વિકસિત કરવાનો એક મહાગુણ છે તે ગુણ પ્રગટ્યા વિના ન રહે નાગરિકતા એ આપણી ધર્મસંસ્કૃતિને પોષે છે નગરધર્મના પાલનદ્વારા ધર્મસંસ્કૃતિને ઉન્નત બનાવવી જોઈએ એ પ્રત્યેક નાગરિકનું પરમ કર્તવ્ય છે

જ્યારે નગરધર્મની મહત્તા સમજી નાગરિકતાનો ગુણ આપણા જીવનમાં પ્રગટાવીશું ત્યારે ગ્રામોદ્ધાર, નગરોદ્ધાર અને રાષ્ટ્રોદ્ધારની સાથે સાથે જૈનધર્મનો પણ ઉદ્ધાર થશે, અને જૈનધર્મના ઉદ્ધાર થવાથી વિશ્વશાન્તિનો પણ ઉદય થશે એમાં શંકા નથી.

———•———

( ૩ )

## રાષ્ટ્રસ્થવિર—રાષ્ટ્રપતિ

### [ रट्ठ-थेरा ]

**જે વ્યક્તિ પોતાના સર્વસ્વનો ત્યાગ કરી પોતાનો પ્રાણ પણ રાષ્ટ્રના ચરણે ધરી દે છે તે જ વ્યક્તિ રાષ્ટ્રનુ નેતૃત્વ લઈ રાષ્ટ્રોદ્ધાર કરી શકે છે**

ગ્રામ અને નગરના ઉદ્ધારમા રાષ્ટ્રનો ઉદ્ધાર અને તેના નાશમા રાષ્ટ્રનો નાશ રહેલો છે, કારણ કે ગ્રામ અને નગરના આધાર ઉપર રાષ્ટ્રનો આધાર રહેલો છે જો ગ્રામ અને નગર સમૃદ્ધ થાય તો રાષ્ટ્ર પણ સમૃદ્ધ બને એમા જરાપણ શકા નથી ગ્રામ અને નગરના ઉદ્ધાર અને નાશનુ કામ ગ્રામનાયક અને નગરનાયકના હાથમા રહેલુ છે જો ગ્રામનાયક અને નગરનાયક બુદ્ધિમાન, શક્તિશાળી અને પ્રભાવશાળી હોય અને પોતાની શક્તિનો સદુપયોગ ગ્રામોદ્ધાર અને નગરોદ્ધારમા કરે તો રાષ્ટ્રપતિનુ કાર્યક્ષેત્ર ઘણુ જ વિસ્તીર્ણ હોવા છતા સુગમ અને પ્રશસ્ત બની જાય છે કારણ કે જ્યારે રાષ્ટ્રપતિને ગ્રામનાયક અને નગરનાયકનો સુદર સહકાર મળે છે ત્યારે રાષ્ટ્રોદ્ધારનુ કઠીન કામ પણ સરલ બની જાય છે

અનેક ગ્રામોના સબધથી નગર અને અનેક નગરોના સમૂહથી એક પ્રાન્ત બને છે. આ પ્રાન્તોમા ભલે વેશભૂષા, બોલચાલ, ખાનપાન, રીતરિવાજ વગેરેની ભિન્નતા હોવા છતા પણ બધા એક

રાષ્ટ્રધર્મના સંબંધથી બંધાયેલા છે અને બધા રાષ્ટ્રના એક ધર્મ ધ્વજની છત્રછાયા નીચે આવી વસેલા છે એ રાષ્ટ્રધર્મનું ભાન રાષ્ટ્રની પ્રત્યેક વ્યક્તિને હોવું જોઈએ. જનસમાજમાં એક રાષ્ટ્ર ધર્મની ભાવના પેદા કરવાનું અને રાષ્ટ્રધર્મની રક્ષાર્થે આત્મસમર્પણની શક્તિ કેળવવાનું મહત્ત્વપૂર્ણ કામ રાષ્ટ્રસ્થવિરનું છે અને રાષ્ટ્રોદ્ધાર કરવામાં તે જ રાષ્ટ્રપતિ સફળ નીવડે છે કે જે રાષ્ટ્રની પ્રત્યેક વ્યક્તિમાં પોતાના ત્યાગદ્વારા રાષ્ટ્રભાવના પેદા કરે છે રાષ્ટ્રધર્મની મર્યાદાનું પોતે પાલન કરે છે અને બીજા પાસે કરાવે છે અને જે રાષ્ટ્રની ઉન્નતિ માટે તન, મન-ધનની પરવા કર્યા વિના રાષ્ટ્રધર્મના ઉદ્ધાર અને પ્રચાર કરવામાં હમેશાં સંલગ્ન રહે છે તેને શાસ્ત્રમાં રાષ્ટ્રસ્થવિર શબ્દથી સંબોધે છે આપણે વ્યવહારભાષામાં તેમને રાષ્ટ્રપતિ તરીકે ઓળખીએ છીએ.

રાષ્ટ્રસ્થવિર આખા રાષ્ટ્રનો એકમાત્ર પ્રતિનિધિ છે રાષ્ટ્રદેહનો તે હૃદય-સમ્રાટ્ છે રાષ્ટ્રનો સાચો સેવક અને રાષ્ટ્રનો પાલક છે. રાષ્ટ્રસ્થવિરની આજ્ઞા શિરોધાર્ય કરવી એ રાષ્ટ્રના પ્રત્યેક સભ્યની ફરજ છે અને પ્રજાના સુખદુઃખની ચિન્તા કરવી, પ્રજાની સુખ શાન્તિની રક્ષા અર્થે દુઃખનિવારણ માટે જેલમાં જવા જેટલી ક્ષમતા ધારણ કરવી અને રાષ્ટ્રની રક્ષા આગળ પોતાના પ્રાણને પણ તણખલા માનવો એ રાષ્ટ્રસ્થવિરની ફરજ છે જે પ્રજા રાષ્ટ્રપતિની આજ્ઞા શિરોધાર્ય કરતી નથી અને જ્યાં રાષ્ટ્રપતિ પ્રજાના રાષ્ટ્રધર્મનો અનાદર કરે છે તે રાષ્ટ્રની ઉન્નતિ થવાને બદલે અવનતિ થાય છે. એટલા માટે રાષ્ટ્રોદ્ધારનું કામ રાષ્ટ્રસ્થવિર અને રાષ્ટ્રપ્રજા ઉપર રહેલું છે જે રાષ્ટ્રમાં રાષ્ટ્રપતિ અને રાષ્ટ્રપ્રજાનો પારસ્પરિક પ્રેમસંબંધ છે તે રાષ્ટ્ર ઉન્નતિના પથે પ્રસ્થાન કરી રહ્યો છે એમ સમજવું જોઈએ.

રાષ્ટ્રપતિ કેવો હોવો જોઈએ અને તેમનું શું કર્તવ્ય છે એ વિષે કોઈ પ્રાચીન ઉદાહરણ ન લેતાં ભારતહૃદયના સમ્રાટ્ મહાત્મા ગાંધીજીનું પ્રત્યક્ષ ઉદાહરણ લઈએ.

આજે ગાંધીજીના જીવનચરિત્રથી આખી દુનિયા સમજી શકી છે કે રાષ્ટ્રસ્થવિર કેવા હોવા જોઈએ ? ગાંધીજીનુ જીવનચરિત અવલોકવાથી માલુમ પડે છે કે રાષ્ટ્રસ્થવિરે રાષ્ટ્રોદ્ધાર માટે કેટકેટલી મુશ્કેલીઓ સહન કરવી પડે છે।

રાષ્ટ્રસ્થવિરે રાષ્ટ્રના પહેરવેશ, ખાનપાન, રીતરિવાજ આદિનુ પૂરેપૂરુ ધ્યાન રાખવુ પડે છે તે સ્વદેશના વાતાવરણ પ્રમાણે ખાન-પાન, રીતરિવાજ રાખે છે પણ પરદેશના ખાનપાન, ચમકીલા પહેરવેશ અને રીતરિવાજ તરફ લોભાઈ જતા નથી આજ ભારતના કેટલાક લોકોએ રાષ્ટ્રધર્મની પરવા ન કરતા એવી રીતિનીતિ સ્વીકારી છે કે તેઓ ભારતવાસી છે પણ આચારવિચાર અગ્રેજ જેવા રાખે છે તે લોકોને રાષ્ટ્રભાષા કે રાષ્ટ્રના પહેરવેશ અને ખાનપાન પસદ નથી તેઓ તો અગ્રેજોની માફક ટેબલ-ખુરશી ઉપર બેસી ચપ્પુ-ચમચા આદિ સાધનોદ્વારા ખાવાપીવામા પોતાનુ સૌભાગ્ય માને છે ભલે આ રાષ્ટ્રધર્મથી વિરુદ્ધ આચારવિચાર રાખનારા લોકો પરદેશની રીતિનીતિ પ્રમાણે વર્તવામા પોતાનુ સૌભાગ્ય માને પણ રાષ્ટ્રને માટે તો તે દુર્ભાગ્યરૂપ કે શ્રાપરૂપ છે

આ રાષ્ટ્રધર્મથી વિરુદ્ધ રીતિનીતિ રાષ્ટ્રમા જે ખૂબ ફેલાવા પામી છે તેનુ પ્રધાન કારણ રાષ્ટ્રપ્રજાના હૃદયની દુર્બળતા છે પોતાને સમાજના નેતા માનનારા અનેક સજ્જનો પરદેશ જાય છે અને ત્યા રાષ્ટ્રધર્મને ભૂલી જઈ પરદેશી રીતરિવાજને સ્વીકારી પાછા સ્વદેશ પધારે છે અને અહી રાષ્ટ્રવિરોધી એ રીતરિવાજોનુ પ્રચલન શરૂ કરે છે પરદેશમા મનુષ્યને ચારિત્રની રક્ષા માટે કેવી કેવી વિકટ પરિસ્થિતિઓમાથી પસાર થવુ પડે છે એ વાત ગાંધીજીનુ જીવનચરિત્ર વાચવા-વિચારવાથી સ્પષ્ટ જણાય છે —

ગાંધીજી જ્યારે પરદેશ જવા લાગ્યા ત્યારે તેમના માતુશ્રી પોતાનો પુત્ર પરદેશમા કદાચ માસમદિરાના સેવનથી ભ્રષ્ટ ન થઈ જાય

એ સમયથી તેમને બેચર સ્વામી નામના પ્રતિભાવાળા સાધુમાર્ગી જૈનમુનિ પાસે લઈ ગયા અને પ્રભુ કે મહારાજશ્રી! જો આ પરદેશમાં માંસમદિરા તથા પરસ્ત્રીગમન ન સેવવાની પ્રતિજ્ઞા આપની સમક્ષ લે તો હું પરદેશ જવાની આજ્ઞા આપી શકું છું. ગાંધીજીએ એ ત્રણ વાતોની પ્રતિજ્ઞા લીધી અને વિલાયત ગયા. વિલાયતમાં પ્રતિજ્ઞાથી ચ્યુત કરનારાં અનેક પ્રલોભનો તેમને લલચાવવા લાગ્યાં પણ ગાંધીજી પ્રતિજ્ઞાબદ્ધ મન પ્રતિજ્ઞાપાલનમાં દૃઢ હોવાને કારણે ગાંધીજી આજે મહાત્મા બની શક્યા. જો ગાંધીજી પ્રતિજ્ઞાબદ્ધ ન હોત તો એ કહેવું મુશ્કેલ છે કે ગાંધીજી આજે જે ઉચ્ચ કક્ષાએ પહોંચ્યા છે તે કક્ષાએ તે અવસ્થામાં ત્યારે પહોંચ્યા હોત કે નહિ એ એક મહાન પ્રશ્ન છે.

જે વ્યક્તિ પોતાના સર્વસ્વનો ત્યાગ કરી પોતાનો પ્રાણ રાષ્ટ્રના ચરણે ધરી દે છે તે જ વ્યક્તિ રાષ્ટ્રનું નેતૃત્વ કરી શકે છે. ગાંધીજીએ પોતાના આત્મભોગ અને ત્યાગભાવદ્વારા રાષ્ટ્રનું સુંદર રીતે નેતૃત્વ કરી રાષ્ટ્રસ્થવિર તરીકેનું પોતાનું પદ સાર્થક કરી બતાવ્યું છે

કેટલાક ભાઈઓ એવો પ્રશ્ન કરે છે કે ગાંધીજીએ રાષ્ટ્રનું નેતૃત્વ સ્વીકારી અમારુ શું ભલું કર્યું! ઊલટું તેમણે તો આખા દેશને ભૂખ ભેગો કર્યો. અમારી પાસેથી લાખો રૂપિયા સ્વરાજ્યના નામે વસુલ કરી અમારુ કંઈ હિત ન સાધ્યું. એટલા માટે તેમને રાષ્ટ્ર-સ્થવિર કેમ કહી શકાય!

આ પ્રશ્ન કરનારને હું પૂછું છું કે ગાંધીજીએ તમારી પાસેથી જે રૂપિયા વસુલ કર્યા તે રૂપિયાનો તેમણે શેમાં ઉપયોગ કર્યો! શું તેમણે તે રૂપિયાને પોતાના માટે ઘર બનાવવામાં કે વેપાર કરવામાં વાપર્યા!

પ્રશ્નકાર—પોતાના પુત્રને દુકાન કરાવી આપવામા વાપર્યા ? *
આ વાત પ્રમાણુવિનાની અને ગાધીજીને ખોટીરીતે કલકિત કરનારી છે. ગાધીજીની આત્મકથાના વાચન ઉપરથી હુ એ વાતને કદાપિ સત્ય માની ન શકુ કે તેમણે પોતાના પુત્રને દેશના રૂપિયા આપી દુકાન કરાવી આપી હોય।

પ્રશ્નકાર—પણ ગાધીજીના નેતૃત્વથી તો દેશનો વ્યાપાર તો નષ્ટ થઈ રહ્યો છે ને ?

આ પ્રશ્ન ભૂલભરેલો છે ગાધીજીએ દેશનો વ્યાપાર નષ્ટ કરવા માટે અત્યારસુધી દેશવિરોધી કોઈ પગલુ ભર્યું હોય એવુ સાભળવામા આવ્યુ નથી, ઊલટુ એવુ સાભળવામા આવે છે કે તેઓશ્રી તો દેશના વ્યાપારને વધારવા માટે પોતાથી બનતા દરેક પ્રયત્નો કરે છે તેમનુ તો એવુ કહેવુ છે કે 'હમેશા પોતાના દેશનો માલ ઉપયોગમા

* મહાત્મા ગાધીજીના મોટાપુત્ર શ્રી હીરાલાલ ગાધીએ કલકત્તામા એક કપની ખોલી હતી મહાત્માજીએ તેના કેટલાક વ્યવહારો પસદ ન હોવાને કારણે પોતાથી તેને પૃથક્ કરેલ ઉપર્યુક્ત કપની થોડી પોતાની વ્યક્તિગત સપત્તિ અને ભાગીદારોના બળ ઉપર ચાલતી હતી. કપનીની વ્યવસ્થા બરાબર ન હોવાને કારણે ભાગીદારોને અસતોષ રહ્યા કરતો 'ગાધી' શબ્દથી દોરવાઈ જઈ કોઈ નુકશાનમા ન ઊતરે એ માટે મહાત્માજીએ 'નવજીવન' પત્રમા એક ટિપ્પણી લખી લોકોને સાવધાન કર્યા હતા કે ઉક્ત કપની સાથે મારે કશો સબધ નથી, તેમ તેમા કોઈ પ્રકારનો મારો હાથ નથી જો કોઈ કેવળ 'ગાધી' નામ જોઇ એમા રૂપિયા આપશે તો તેમના રૂપિયા માટે હુ કોઇપણ રીતે જવાબદાર નથી. આવી અવસ્થામા જો કોઇ સજ્જન મહાત્માજીને દોષી કહેતા હોય તો તેમની ગભીર ભૂલ છે જે વ્યક્તિએ દેશોદ્ધાર માટે 'આત્મકથા' ના વિશેષાધિકારની કીંમતના એક લાખ રૂપિયા પણ ચરખાસઘને દાનમા આપેલ છે અને જેની પાસે વિપુલ ધનરાશિ હમેશા પોતાના હાથમા રહેવા છતા જે અલ્પ માસિકવ્યયમા પોતાનુ ગુજરાન ચલાવે છે એવા સ્વાર્થત્યાગી મહાત્માજીના માથે આવુ લાછન લગાવવુ—ઘોર કૃતઘ્નતા છે

જેવો જોઈએ એમાં જ રાષ્ટ્રનું કલ્યાણ રહેલું છે. આપણા દેશનો કાચો માલ વિદેશ મોકલી ત્યાં કાચા માલમાંથી તૈયાર કરેલો પાકો માલ વધારે રૂપિયા આપી મંગાવવો તેનો અર્થ એ થયો કે પોતાની એક રૂપિયાની કીમતવાળી ચીજ વિદેશને વેચી તેની જ પાસેથી તે જ તૈયાર કરેલી ચીજ વધારે રૂપિયા આપી ખરીદવી. જેમકે એક રૂપિયાનું બે શેરના ભાવે રૂ અહીંથી પરદેશ મોકલીએ અને પરદેશમાં તે જ રૂમાંથી ગરબી બનાવી વસ્ત્ર તૈયાર કરી પરદેશીઓ ભારતવર્ષમાં દસ રૂપિયે વેચે છે. આનું દુષ્પરિણામ એ આવ્યું કે એક રૂપિયાની ચીજ આપણે પરદેશીઓને વેચીએ છીએ અને પછી એ જ ચીજ આપણે દસ રૂપિયામાં ખરીદીએ છીએ. આથી વ્યાપારિક દૃષ્ટિએ ભારતીયોને આર્થિક હાનિ તો પહોંચે જ છે પણ ધાર્મિક દૃષ્ટિએ પણ અતિ હાનિકારક છે.

સ્વદેશ એટલે આપણો દેશ. આપણા દેશમાં બનેલી ચીજ તે સ્વદેશી. કોણ એવો દેશદ્રોહી મનુષ્ય હશે કે જે પોતાના દેશમાં બનેલી ચીજને ચાહતો ન હોય! સ્વદેશી ચીજનો ઉપયોગ કરવો એ પ્રત્યેક દેશપ્રેમીઓની પવિત્ર ફરજ છે. દેશવાસીઓ સ્વદેશી વસ્તુનો જ ઉપયોગ કરતાં જે દિવસે શીખશે તે દિવસથી સ્વદેશનો ઉદ્ધાર થવો શરૂ થશે.

જો કોઈ પોતે પોતાની માતાનું અપમાન કરે તો બીજા લોકો અપમાન કરવા શા માટે અચકાય! જ્યારે ભારતદેશના જ લોકો સ્વદેશી વસ્તુઓનો તિરસ્કાર કરી અને પરદેશી વસ્તુઓને અપનાવી ભારતમાતાનું જ અપમાન કરે છે તો પરદેશીઓ ભારતમાતાનું અપમાન કરે એમાં શું આશ્ચર્ય!

પરદેશીઓમાં ભલે ગમે એટલા અવગુણો હોય પણ તે લોકોમાં સ્વદેશપ્રેમનો જે સરસ ગુણ રહેલો છે તે ગુણને પ્રત્યેક ભારતીયે પોતાના જીવનમાં અપનાવવો જોઈએ. સ્વદેશપ્રેમ એ રાષ્ટ્રભક્તિ

ચિન્હ છે જે દેશમા સ્વદેશપ્રેમ નથી તે દેશ જીવિત નહિ પણ મરેલો સમજવો જોઈએ રાષ્ટ્રનુ હિત સાધવુ હોય તો સ્વદેશી વસ્તુને વહેલીતકે અપનાવવી જોઈએ, એમા જ રાષ્ટ્રનું કલ્યાણ રહેલુ છે.

જો વિદેશી માલનો વિક્રય બધ થઈ જાય અને સ્વદેશી માલ વાપરવાનો પ્રચાર થઈ જાય તો રાષ્ટ્રના કરોડો ગરીબોને કે જેમને પહેરવાને પૂરતા વસ્ત્ર અને ખાવાને પૂરતું અન્ન પણ મળતુ નથી, તેમને અન્ન અને વસ્ત્ર મળે અને એ રીતે વિદેશી વસ્તુને બદલે સ્વદેશી વસ્તુનો ઉપયોગ કરવાથી કરોડો ભારતીયોને સુખશાન્તિ મળે એવુ રાષ્ટ્રસ્થવિરોનું કથન છે.

વિદેશી વસ્તુઓનો વિક્રય બધ કરવાથી અને સ્વદેશી વસ્તુનો પ્રચાર કરવાથી બડલના બડલ અને ગાસડીની ગાસડી વિદેશી માલ મંગાવનારા કેટલાક વ્યાપારીઓને આર્થિક ક્ષતિ પહોચવાનો સભવ છે પણ વિચારશીલ રાષ્ટ્રનાયકોનુ કહેવુ છે કે એક સાથે બધાને લાભ થાય અને કોઇને હાનિ ન જ પહોચે એ બન્ને વિરોધી વાતો રાષ્ટ્રધર્મમા અશક્ય છે વધારેમા વધારે મનુષ્યોને લાભ પહોચે એ જ રાષ્ટ્ર-ધર્મમા શકય છે રાષ્ટ્રનેતાઓના આ કથન ઉપર વિચાર કરવાથી આ વાત બુદ્ધિગમ્ય અને ઠીક જણાય છે, કારણકે રાષ્ટ્રધર્મ વિષે પહેલા કહેવામા આવ્યુ છે કે, જે ધર્મ રાષ્ટ્રના અધિક મનુષ્યોને લાભ પહોચાડે તે જ રાષ્ટ્રધર્મ છે આવી સ્થિતિમા એ કેવીરીતે બની શકે કે કેવળ થોડાક વિદેશી માલને મંગાવનારા વ્યાપારીઓના કલ્યાણ માટે કરોડો લોકોનુ અકલ્યાણ કરવામા આવે? વિદેશી માલનો વ્યાપાર કરનારાઓએ સ્વય વિચારી લેવુ જોઈએ કે, 'અમે અમારા થોડા વ્યક્તિગત લાભ માટે કરોડોનુ સુખ કેમ લુટી શકીએ? બીજાના અન્ન-વસ્ત્ર ઉપર કેમ તરાપ મારી શકીએ?' વ્યાપારીઓએ પણ પોતાના બીજા ભાઈઓ માટે પણ પોતાનો સ્વાર્થ છોડવો જોઈએ અને ગરીબ ભાઈઓના દુખમા સાથ આપવો

જેઓ રાષ્ટ્રધર્મને ભૂલી જાઇ કે કેવળ પોતાના સ્વાર્થને સાધવા માટે ગાંધીજી જેવા રાષ્ટ્રહિતચિંતક અને રાષ્ટ્રસેવક ઉપર ખોટા અને અનુચિત આક્ષેપો કરે છે તે ખરેખર બહુ જ ખરાબ છે. હા, કોઇને ગાંધીજી સાથે બીજી કોઇ વાતોમાં મતભેદ હોઇ શકે છે પણ રાષ્ટ્રધર્મની દૃષ્ટિએ તેમનો રાષ્ટ્રસેવાનો આદર્શ ન માનવો અને ઊલટું એ આદર્શને અવગણવો એમાં બુદ્ધિમત્તા નથી, તેમ સ્વદેશભાવના પણ નથી.

સાંભળવામાં આવે છે કે પહેલાં આજ ભારતવર્ષમાં એક રૂપિયાના છ મણ ચોખા મળતાં અને એક રૂપિયાનું ત્રીસ શેર ઘી મળતું તો તે સમયે કપડાંનો ભાવ કેવો હશે ! ખૂબ સસ્તો. ખરેખર પ્રાચીન સમયમાં ભારતવર્ષ ધનસંપત્તિથી ખૂબ જ સંપન્ન હતો.

હા ભલે તે વખતે ભારતવર્ષમાં રૂપિયાનો ખન્-ખન્ અવાજ આજની માફક સંભળાતો ન હોય પણ દેશ ત્યારે ધનસંપન્ન અને ધાન્યસંપન્ન હતો. આજની માફક ત્યારે ખાવાનાં ફાંફાં મારવાં ન પડતાં. અત્યારે રાષ્ટ્ર શ્રીસંપન્ન નથી તેમ ધાન્યસંપન્ન પણ નથી. ભારતવાસીઓ પોતાના હાથે ભારતના કલ્પવૃક્ષને વિદેશી માલની કુહાડીથી ઉખેડી નાંખ્યું છે. કલ્પવૃક્ષનાં મીઠાં ફળ આપણે ચાખવા હોય તો આપણે સર્વપ્રથમ વિદેશી માલની કુહાડીને દૂર ફેંકી દેવી પડશે અને જે હાથે કલ્પવૃક્ષને ઉખેડી નાંખ્યું છે તે જ હાથે કલ્પવૃક્ષને સ્વદેશી માલના સિંચનદ્વારા નવપલ્લવિત કરવું પડશે અને ભારતના એ કલ્પવૃક્ષની છત્રછાયા નીચે અનેક શ્રમજીવી પોતાનો જીવનક્રમ ચલાવ્યા કરશે.

પૂજ્યશ્રી શ્રીલાલજી મહારાજ પોતાના વ્યાખ્યાનમાં પ્રાયઃ કહેતા હતા કે જ્યારે અન્ન-વસ્ત્ર સસ્તાં અને સોના ચાંદી મોંઘાં હોય તો તે જમાનો સુખનો અને સોના ચાંદી સસ્તાં અને અન્ન વસ્ત્ર મોંઘાં હોય તો તે જમાનો દુઃખનો સમજવો જોઈએ. કારણ કે સોનાચાંદીદ્વારા કાંઈ આપણા જીવનની આવશ્યકતા પૂરી થતી

નથી, જ્યારે અન્ન અને વસ્ત્ર તો ખાવા પહેરવાના કામમા આવે છે અને તે દ્વારા જીવનની અનિવાર્ય આવશ્યકતાની પૂર્તિ થાય છે જે રાષ્ટ્રમા જીવનની અનિવાર્ય આવશ્યકતા–અન્નવસ્ત્રની પૂર્તિ–થઈ રહે છે તે રાષ્ટ્ર પ્રગતિના પથે જઈ રહ્યો છે અને જે રાષ્ટ્રમા અન્નવસ્ત્રની પૂર્તિ પણ થતી નથી તે દેશ હજી અધોગતિને પથે જઈ રહ્યો છે એમ સમજવુ જોઈએ રાષ્ટ્રોન્નતિ અને રાષ્ટ્ર અવનતિનું માપ કાઢવાની આ ચાવી છે. આપણે રાષ્ટ્રોન્નતિના દ્વારને ખોલવાની આ ચાવી મેળવી લઈશુ ત્યારે ભારતને ઉન્નતિના પથે લઈ જવાનો રસ્તો શોધી લીધો છે એમ સમજવુ જોઈએ અત્યારે રાષ્ટ્રોન્નતિનુ દ્વાર બધ છે એ ઉન્નતિના દ્વારને ખોલવા માટે અન્ન અને વસ્ત્રની આવશ્યકતાની પૂર્તિ માટે ચાવીની શોધ કરવી જોઈએ ગ્રામોદ્ધાર અને નગરોદ્ધાર કરવાથી એ રાષ્ટ્રોદ્ધાર થશે એમ રાષ્ટ્રનાયકોનુ કથન તદ્દન સત્ય જણાય છે, કારણ કે ગ્રામ એ અન્ન અને વસ્ત્રોની ઉત્પત્તિનું સ્થાન છે અને નગર અન્ન અને વસ્ત્રોની વ્યવસ્થા કરનારુ સ્થાન છે જ્યારે ગ્રામ અને નગર–રાષ્ટ્રદેહના હાથપગ–જ્યારે સાજા થઈ જશે ત્યારે રાષ્ટ્રદેહ ઉન્નત મસ્તકે હરતોફરતો થશે. આપણે એ વાત ખૂબ ગભીરતાપૂર્વક સમજી લેવી જોઈએ કે રાષ્ટ્રોદ્ધારમા આપણા ધર્મનો ઉદ્ધાર રહેલો છે અને રાષ્ટ્રના અધ પતનમા આપણુ અને ધર્મનુ અધ.પતન રહેલું છે એ વાત બરાબર સમજી લઈ, તે પ્રમાણે પ્રવૃત્તિ કરવાથી રાષ્ટ્રનુ અવશ્ય હિત થશે અને સાથે આપણુ અને ધર્મનુ પણ પોતાનો અગત સ્વાર્થ છોડી જો કોઈ રાષ્ટ્રોદ્ધાર વિષે વિચાર કરે તો તેને સ્પષ્ટ જણાશે કે, રાષ્ટ્ર સુખી કેમ થાય અને રાષ્ટ્રને સુખી કરવા માટે પોતાનુ શુ કર્ત્તવ્ય છે ? નીચેના એક વ્યાવહારિક દૃષ્ટાન્તથી રાષ્ટ્ર પ્રતિ આપણુ શુ કર્ત્તવ્ય છે તેનું ભાન થશેઃ—

એક ભક્ત મનુષ્ય ઉપર દેવ પ્રસન્ન થયો તેણે કહ્યુ કે “ હે ! ભક્ત ! તારા ભક્તિભાવથી હુ તારી ઉપર પ્રસન્ન થયો છુ તો

નીચેની બે વસ્તુઓમાંથી કોઈ એક વસ્તુ માગી લે. તારી ઇચ્છા હોય તો મોટા મોટા આંબા, નારંગી આદિ મધુર ફળવાળાં વૃક્ષો વરદાનમાં આપું અથવા તારી ઇચ્છા હોય તો ઘઉં–બાજરીના નાનાં નાનાં છોડવાઓ આપું. તારી ઇચ્છા હોય તે માગી લે."

ભક્તે કહ્યું કે "હે દેવ! આપ મારી ઉપર પ્રસન્ન થયા છો તો વરદાનમાં મને ઘઉં બાજરીનાં નાનાં નાનાં છોડવાઓ આપો. મારે એની જરૂર છે મારે મધુર ફળવાળા મોટામોટા વૃક્ષોની જરૂર નથી દેવે આશ્ચર્યપૂર્વક પૂછ્યું કે – હે! ભક્ત! તું મધુર ફળવાળા વૃક્ષોને છોડી ઘઉં બાજરીના નાનાં નાનાં છોડવાઓ કેમ માગે છે?' બુદ્ધિમાન ભક્તે ઉત્તર આપ્યો કે – મોટાં મોટાં વૃક્ષોનાં મીઠાં ફળોથી અમીર–ઉમરાવોનું મોજશોખ માટે નાસ્તાનું કામ ચાલી શકે પરંતુ સાધારણ જનસમાજની તેથી કંઈ ભૂખ મટે નહિ અને ઘઉં બાજરી આદિ નાનાં છોડવાઓથી ગરીબથી લઈ તવંગર સુધી બધાનું ભરણપોષણ થાય છે અને ઘઉં–બાજરીના સાદા ભોજનથી રાયથી રંકસુધી બધાની ક્ષુધા મટે છે અને શાન્તિ મળે છે એટલા માટે મેં થોડા અમીર ઉમરાવોના મોજશોખને માન ન આપતાં સાધારણ જનસમાજનું જેથી કલ્યાણ થાય તે અન્ન વસ્તુની પસંદગી કરી છે" દેવતા ભક્તની બુદ્ધિમત્તાથી ખૂબ પ્રસન્ન થયો અને વરદાન આપી સ્વસ્થાને ચાલ્યો ગયો.

આ પ્રમાણે જ્યાંસુધી મનુષ્ય પોતાનો સ્વાર્થ છોડી બધાની સુખસગવડતા માટે વિચાર કરતો નથી ત્યાંસુધી રાષ્ટ્રના કલ્યાણની શુભ ભાવના તેના હૃદયમાં ઉત્પન્ન થતી નથી. રાષ્ટ્રનું કલ્યાણ તો સાધારણ જનસમાજના કલ્યાણમાં જ રહેલું છે. તવંગરોને સુખ સગવડતા મળે અને ગરીબો બિચારા મજુરીની ઘાણીમાં પીસાયા કરે એ વાતનો રાષ્ટ્રધર્મ વિરોધ કરે છે રાષ્ટ્રધર્મ જનસમાજનું હિત જુએ છે સાધારણ જનસમાજના હિતમાં તવંગર–ગરીબ બધાનું હિત રહેલું છે. રાષ્ટ્રધર્મ સમજાવવાનો [illegible] છે. એને ગરીબ તવંગર

કોઈ પ્રત્યે દ્વેષભાવ કે પક્ષપાત નથી અન્યાય-અત્યાચારનો પ્રતિકાર કરી જનસમાજમા સુખશાન્તિ સ્થાપિત કરવી રાષ્ટ્રધર્મનુ ધ્યેય છે જ્યા સ્વાર્થભાવ પ્રવેશ કરે છે ત્યા રાષ્ટ્રધર્મનુ ધ્યેય ભુલાઈ જાય છે રાષ્ટ્રીય ભાવનાનુ મૂળ નિસ્વાર્થભાવમા રહેલુ છે જ્યા નિસ્વાર્થભાવ, સહૃદયતા, સહાનુભૂતિ, દેશપ્રેમ નથી ત્યા રાષ્ટ્રીય ભાવના જાગૃત થતી નથી

કેટલાક લોકો રાષ્ટ્રીય ભાવનાને સાસારિક વાત કહી, દબાવી દેવા ચાહે છે પરતુ રાષ્ટ્રીય ભાવનાનો સાસારિક પ્રવૃત્તિ સાથે સબધ હોવાથી ત્યાજ્ય છે એમ કહેતી વખતે એમ નથી વિચારતા કે જેટલી ધાર્મિક પ્રવૃત્તિ છે તે બધી પણ સસારના વિચારમાથી પેદા થએલી છે

જે પ્રવૃત્તિથી સસારનું કલ્યાણ થતુ હોય તે ધર્મપ્રવૃત્તિ કહેવાય છે અને જે પ્રવૃત્તિથી સસારનુ અકલ્યાણ-પતન થતુ હોય તે પાપપ્રવૃત્તિ કહેવાય છે આ જ દૃષ્ટિબિન્દુને લક્ષ્યમા રાખી શાસ્ત્રકારોએ ગ્રામધર્મ-નગરધર્મ-રાષ્ટ્રધર્મ આદિ લૌકિક ધર્મ અને સ્થવિરોની વ્યાખ્યા કરી છે અને તેની ઉપયોગિતા સ્વીકારી છે, તો તેની વ્યાખ્યા કરવામા શુ દોષ છે? જો કે પુણ્ય-પાપની પ્રવૃત્તિ સસાર સાથે સબધ ધરાવે છે પણ પુણ્યને પુણ્ય અને પાપને પાપ બતાવવામા કોઈ દોષ નથી અસ્તુ

અત્યારે ભારતવર્ષમા દિનપ્રતિદિન રાષ્ટ્રધર્મનો લોપ થતો જોવામા આવે છે અને તેથી રાષ્ટ્રની અધોગતિ પણ થઈ રહી છે લોકો રાષ્ટ્રધર્મથી દૂર રહેવામા જ પોતાનુ કલ્યાણ માની બેઠા છે, પણ તેમની આ માન્યતા ઘણી ભૂલભરેલી છે. જે દેશમા રાષ્ટ્રધર્મના પ્રતાપે જ્યા પરસ્પર સ્નેહસદ્ભાવ હતો, ઘેર તાળુ મારવાની પણ જરૂર ન હતી, એવો વિશ્વાસ હતો તે જ ભારતવર્ષમા આજે રાષ્ટ્રધર્મના અભાવે આજે ઘેરઘેર કલેશકકાશનો હુતાશન સળગે છે,

અવિશ્વાસ વેરઝેરને વધારતો જાય છે અને પિતાપુત્ર, પતિપત્નીનો
પરસ્પર વિશ્વાસ ખલાસ થતો જાય છે પિતા પુત્રથી અને પુત્ર પિતાથી
અને પતિ પત્નીથી અને પત્ની પતિથી વાત છુપાવે છે. એટલે સુધી
કે ખાદ્ય વસ્તુને પણ તાળાં લગાવે છે જ્યાં જુઓ ત્યાં રાષ્ટ્રધર્મની
બરાબર વ્યવસ્થા ન હોવાને કારણે ચોરી, ખૂન, વ્યભિચાર આદિ
અત્યાચારોની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે પણ એ આનંદનો
વિષય છે કે હવે રાષ્ટ્રમાં જાગૃતિનો જુવાળ આવતો જાય છે રાષ્ટ્રો-
ન્નતિ માટે પરસ્પર વિચારવિનિમય કરવામાં આવે છે જે દિવસે
રાષ્ટ્રધર્મની સમુચિત વ્યવસ્થા કરવામાં આવશે અને રાષ્ટ્રધર્મના
પ્રેમ-સ્વાતંત્ર્ય તથા વિશ્વશાન્તિને પહોંચી વળવા માટે સતત પ્રયત્ન
કરવામાં આવશે તે દિવસે જૈનયુગનો રાષ્ટ્રધર્મ વિશ્વશાન્તિના સાધ્ય
જેમાં રાજ્યવ્યવસ્થા કરતો જોવામાં આવશે

ભારતદેશ ખેતીપ્રધાન દેશ છે ખેતીદ્વારા જગતનું પાલન-
પોષણ કરનારા ખેડુતો ગામડાંઓમાં રહે છે એટલા માટે ભારતદેશ
ગામડાંઓમાં વસેલો છે

જે પ્રમાણે જે બાગમાં હજાર વૃક્ષો આંબાના હોય અને માત્ર
૧-૨ લીમડો કે નકામાં વૃક્ષો હોય તો તે આંબાવાડી કહેવાય
છે તેમ ભારતવર્ષમાં ગરીબ જનતા વધારે છે અને અમીરો શેઠ
શાહુકારો બહુ ઓછા પ્રમાણમાં છે. આવી અવસ્થામાં ભારતવર્ષ
ગરીબોનો દેશ છે શેઠ શાહુકારોનો નહિ

મોટા મોટા શેઠ શાહુકારો પણ ગરીબોની કૃપાથી સુખ માણે
છે આવી અવસ્થામાં ગરીબોની રક્ષા કરવામાં ન આવે અને શેઠ
શાહુકારો પોતાના ધનબળથી ધન એકત્રિત કરતા જાય તો એમ ન
કહી શકાય કે દેશ સુખી થઈ રહ્યો છે કારણ કે દેશ ગરીબોનો છે.
એટલા માટે જ્યાંસુધી ગરીબ લોકો સુખી ન થાય ત્યાંસુધી દેશ
સુખી થયો કહી શકાય નહિ સાચો રાષ્ટ્રધર્મ તો તે છે કે જે રાષ્ટ્ર

ધર્મ ભારતના જીવનધન-ગરીબ ભારતીયોની ખબર લે છે જ્યાસુધી રાષ્ટ્રમા ગરીબ લોકો જે અન્ન-વસ્ત્ર માટે મરે છે, પરસ્પર વિદ્રોહ કરી એક બીજાના વૈરી બને છે, તે જીવનની આવશ્યક વસ્તુઓ-અન્ન અને વસ્ત્રનો પૂરેપૂરો પ્રબંધ કરવામા ન આવે ત્યાસુધી રાષ્ટ્રધર્મ અપૂર્ણ જ છે રાષ્ટ્રધર્મની અવગણના કરી આજના કેટલાક સ્વાર્થી લોકો પોતાની આખે સ્વાર્થના ચશ્મા ચડાવી બીચારા ગરીબોના અન્ન-વસ્ત્ર ઝૂંટવી લઈ, તેમના જીવન-મરણનો વિચાર સરખો પણ કરતા નથી-અને કેવળ પોતાની તીજોરીને સોનાચાદીથી ભરવામા મશગૂલ રહે છે એવા સ્વાર્થી લોકોને હવે રાષ્ટ્રધર્મની 'કકાવલિ' ભણાવવાની અતિ આવશ્યકતા છે જ્યારે એ સ્વાર્થી લોકો રાષ્ટ્રધર્મનો 'ઞ' પણ સમજશે તો સ્વાર્થભાવના થોડેઘણે અશે ઓછી થશે અને રાષ્ટ્રભાવનાનો ઉદય થશે

અત્યારે ભારતવર્ષની સ્થિતિ કેટલી ભયકર બની ગઈ છે તેનો ઘણા લોકોને તો ખ્યાલ સરખો પણ નથી અને કેટલાકને તો તે સ્થિતિ જાણવાની પરવા પણ નથી આખી દુનિયાના ભાવતાલની જેટલી તેને પરવા છે તેટલી પરવા દેશની સ્થિતિ જાણવા પરત્વે નથી પણ જે દિવસે દેશમા ભયકર સ્થિતિની ભયંકરતા ફાટી નીકળશે ત્યારે દેશદેશાન્તરના ભાવતાલો રક્ષા કરી શકવાના નથી તે દિવસે તો જે ગરીબ ભાઈઓને તુચ્છકારી રહ્યા છે તે ગરીબભાઈઓના જ શરણે જવુ પડશે આ સત્ય અને સચોટ વાત મોડે મોડે પણ આપણે બરાબર સમજી લેવાની જરૂર છે રાષ્ટ્રધર્મના શરણે ગયા વિના દેશમા સુખશાન્તિપૂર્વક રહેવુ મુશ્કેલ છે રાષ્ટ્રધર્મ એ જનસમાજનો રક્ષક અને પોષક ધર્મ છે

એક ઘરમા એક મનુષ્ય તો પેટ ભરીને ખૂબ ખાય છે, ભૂખ ન હોવા છતા ઠાસીઠાસીને માલમલીદા ઉડાવે છે, જ્યારે બાકીના દશ માણસોને પેટપૂરતુ ખાવાનુ પણ મળતુ નથી. તો શુ એ ખાઉધર મનુષ્યને સસારમા કોઈ સજ્જન કહેશે ખરે? નહિ

આવી જ અવ્યવસ્થા ભારતવર્ષમાં ચાલી રહી છે આ સાદી સીધી વાતને બહુ ઓછા સમજે છે આજકાલ જ્યાં ગરીબો પ્રત્યે હાર્દભાવ જ રહેવા પામ્યો નથી ત્યાં રાષ્ટ્રધર્મની ભાવના શી રીતે જાગૃત થાય!

ભારતવર્ષમાં આશરે ૭ કરોડથી વધારે મનુષ્યોને કેવળ એક ટંકનું ખાવાનું મળે છે અર્થાત્ પેટપૂરતું ભોજન પણ મળતું નથી. જ્યાં ભોજનની આટલી મુશ્કેલી છે ત્યાં કપડાંની મુશ્કેલી કેટલી હશે તેનું સહેજે અનુમાન થઈ શકે છે. જ્યાં એક બાજુ ગરીબોની આવી કંગાળ સ્થિતિ છે ત્યાં બીજી બાજુ કેટલાક ગરીબોની સહાયતાથી ધનિક બનેલાઓ મોજશોખમાં ખાનપાનમાં, રીતરિવાજોમાં લગ્ન કાર્ય આદિ સામાજિક કાર્યોમાં આંધળા બની દ્રવ્યનો દુર્વ્યય કરે છે. તેમને તેમના ગરીબભાઈઓના હિતની કશી ચિન્તા નથી. આ કેટલી કૃતઘ્નતા છે! જે ગરીબોની સહાયતાથી તેઓ ધનિક બન્યા છે પોતાની તિજોરીઓ ભરી શેઠ શાહુકાર બન્યા છે તે ગરીબ ભાઈઓની દુર્દશા ઉપર જરા પણ વિચાર ન કરવો એ વાસ્તવમાં ઘોર સ્વાર્થીપણું અને અમાનુષિકતા જ છે

કેટલાક સ્વાર્થસાધક એવું કહી પોતાની સ્વાર્થવૃત્તિનો પરિચય આપે છે કે ગરીબોએ કર્મોની એવી અંતરાય બાંધી હોય છે કે તેમણે કર્માનુસાર દુઃખો સહેવાં પડે છે તો ધનવાનોને તેમના પ્રતિ લક્ષ આપવાથી શો લાભ! પારમાર્થિક મનુષ્ય આવું કદાપિ કહી ન શકે. તે તો બરાબર સમજે છે કે જે ગરીબ મનુષ્યો અન્તરાય-કર્મથી દુઃખિત છે તે દુઃખી મનુષ્યો ઉપર જ ભાગ્યવાન પુરુષો દયા કરે છે દીનદુઃખી ઉપર જ દયા કરવામાં આવે છે જો કોઈ દુઃખી ન હોય તો સુખી મનુષ્યોને દાન આપવાનો ઉપદેશ દેવાની શી જરૂર છે! પરન્તુ બુદ્ધિમાન લોકો એવું સમજે છે કે જેમ હું ઉપાયોથી ગરીબો પાસેથી ધન કમાઉં છું તેમ મારે ગરીબો ઉપર દયાભાવ રાખી ધર્મ અને પુણ્યનું ઉપાર્જન કરવું શ્રેયસ્કર છે

ઉપકાર કરવાના સમયે 'એ તો એના કર્મોનું ફલ છે' એમ કહી દુખીઓને સહાયતા ન આપવી એ ઉપકારવૃત્તિને દેશવટો આપવા બરાબર છે. આ દયા નહિ પણ નિર્દયતા છે

શ્રીમંતાઈ અને ગરીબાઈ એ બન્ને પોતપોતાના કર્તવ્યોના ફળ છે શ્રીમંતાઈ એ કોઈ શાહુકારી નથી તેમ ગરીબાઈ એ કોઈ ગુન્હો નથી જે આજે શ્રીમંત છે તે કાયમને માટે શ્રીમંત રહે અને જે ગરીબ છે તે કાયમને માટે ગરીબ રહે એવો કોઈ શાશ્વત નિયમ નથી એ તો સંસારની ઘટમાળની જેમ ફર્યા કરે છે જે રાષ્ટ્રપ્રેમી હોય છે તે શ્રીમંતાઈના સમયમા ફુલાઈ જતો નથી અને ગરીબાઈના સમયમાં ગભરાઈ જતો નથી

રાષ્ટ્રોદ્ધારમા રાષ્ટ્રસંપત્તિનો સદુપયોગ કરવો એ પ્રત્યેક રાષ્ટ્રપ્રેમીનું કર્તવ્ય છે રાષ્ટ્રધર્મનું રહસ્ય રાષ્ટ્રોદ્ધારના કાર્યમા રહેલું છે રાષ્ટ્રધર્મ પ્રત્યેનો પ્રેમ રાષ્ટ્રીયભાવના જાગૃત કરે છે જે દેશમા રાષ્ટ્રપ્રેમ નથી તે દેશનો ઉદ્ધાર જલ્દી થવો મુસ્કેલ છે

વર્તમાન સમયમા અધિકાશ ભારતીયોને રાષ્ટ્રધર્મ પ્રતિ સદ્દભાવ પણ નથી જ્યારે પાશ્ચાત્ય લોકોમા રાષ્ટ્ર પ્રતિ કેવો સદ્દભાવ-પ્રેમ હોય છે તે નીચેની સત્ય ઘટનાથી જણાઈ આવશે. —

'સાગરમા એક શ્રાવક દેશી અને વિદેશી બન્ને પ્રકારની વસ્તુઓનો વેપાર કરતો હતો એક દિવસ એક જાણકાર અગ્રેજે પોતાના નોકરને ચોખા ખરીદી લાવવા તેની દુકાને મોકલ્યો શ્રાવકની પાસે ત્યારે દેશી અને વિદેશી બન્ને પ્રકારના ચોખા હતા પણ વિદેશી ચોખાની અપેક્ષા દેશી ચોખા સારા અને સસ્તા હતા શેઠજીએ વિચાર કર્યો કે, સાહેબને સારા ચોખા આપવા જોઈએ એટલા માટે દેશી ચોખા તેણે નોકરને આપ્યા જ્યારે નોકરે સાહેબને ચોખા બતાવ્યા ત્યારે તે નોકર ઉપર ખૂબ જ નારાજ થયો અને બે ચાર કડવા શબ્દો પણ કહી નાખ્યા તેણે નોકરને હુકમ કર્યો કે આ દેશી

ચોખા પાછા દઈ વિદેશી ચોખા ખરીદ લાવ. બિચારો નોકર દોડતો દોડતો શેઠજી પાસે આવ્યો અને તેને બધી વાત કહી. શેઠજીએ દેશી ચોખા પાછા લઈ લીધા અને વિદેશી ચોખા ચાર ગણી કીંમતે આપ્યા.

કેટલાક દિવસો બાદ શેઠજીની અંગ્રેજ સાહેબ સાથે મુલાકાત થઈ ત્યારે શેઠજીએ તેનું કારણ પૂછ્યું. યુરોપિયને ઉત્તર આપ્યો કે વિલાયતી ચોખા ખરીદવાથી તેની કીંમત અમારા દેશવાસી ભાઈઓને મળે છે અમે એવા મૂર્ખ નથી કે વિદેશમાં આવી પોતાના દેશવાસી ભાઈઓને ભૂલી જઈએ અને પોતાના દેશનો માલ ન ખરીદતાં વિદેશી માલ ખરીદીએ અને તેના પૈસા દેશવાસીઓને ન પહોંચાડતા અહીંના લોકોને આપીએ ? પહેલો અમારો દેશ છે અને પછી વિદેશ. અમે દેશદ્રોહ કરી અમારા જીવનને કલંકિત કરવા માગતા નથી.

શેઠજી અંગ્રેજનો દેશપ્રેમ જોઈ આશ્ચર્યચકિત થઈ ગયા. અને તેણે પોતે નિશ્ચય કર્યો કે આપણે પણ દેશી માલનો જ વેપાર કરવો અને દેશનો પૈસો દેશમાં જ રાખવો.

પાશ્ચાત્ય લોકોના હૃદયમાં દેશપ્રેમ કેવો હોય છે તેનું બીજું એક જ્વલંત ઉદાહરણ પણ જાણવા જેવું છે —

મુંબઈમાં એક અંગ્રેજે પોતાના નોકરને બુટની એક જોડી ખરીદી લાવવાનું કહ્યું નોકર એક દેશી દુકાનેથી એક સુંદર બુટની જોડી (રૂા ૫) ની કિંમતમાં ખરીદી લાવ્યો. અંગ્રેજે બુટની જોડી જોઈ જોતાં જ તને made in India વાંચ્યું. તે નોકર ઉપર ગુસ્સે થયો અને બેચાર કડવા શબ્દો પણ કહી સંભળાવ્યા કે મૂર્ખ ! આ દેશી બુટની જોડી કેમ લાવ્યો ? નોકરે કહ્યું —સાહેબ ! આપ બુટની જોડી પહેરી તો જુઓ ! તે ટકાઉ અને સુંદર છે અંગ્રેજે કહ્યું કે તે દેશી બુટની જોડી ભલે સારામાં સારી હોય પણ મારે તો એ ન જોઈએ. આ બુટની જોડી તું પાછી આપી આવ અને મારા માટે વિલાયતી બુટની જોડી અંગ્રેજ કંપનીમાંથી ખરીદી લાવ. વિલાયતી

બુટની કીંમત ભલે વધારે લાગે નોકર દેશી વેપારી પાસે ગયો અને બુટની જોડી વિષે પોતાની આપવીતી કહી સભળાવી ભલા વેપારીએ બુટની જોડી પાછી લઈ લીધી. નોકર એક યુરોપીયન કપનીમા ગયો અને ચાર ગણી કીમત આપી બુટની જોડી ખરીદી લાવ્યો સાહેબને વિલાયતી બુટ જોયા અને 'made in England' વાચતા તે ઘણો ખુશ થયો નોકરે સાહેબને પૂછ્યુ કે, 'આ બુટની જોડી કીમતમા ભારી, ટકાઉમા હલકી અને દેખાવમા ખરાબ હોવા છતા પણ તમને ગમે છે અને પહેલી બુટની જોડી કીંમતમા સસ્તી, ટકાઉમા મજબૂત અને દેખાવમા સુદર હોવા છતા તમને ગમતી નથી તેનુ શુ કારણ ?, સાહેબે ઉત્તર આપ્યો કે, "યુરોપીયન કપની-માથી ખરીદી લાવેલી બુટની જોડી મારા દેશની બનાવેલી ચીજ છે જે ચીજ મારા દેશની બનેલી છે તે ચીજ ગમે તેવી હોય છતા મને પસદ કેમ ન હોય ? પછી ભલે તે ચીજ કીમતમા મોઘી હોય કે ટકાઉમા હલકી હોય ? મારા દેશની ચીજ ખરીદી હુ મારા દેશ પ્રત્યે પ્રેમ બતાવુ છુ જે દેશે મને પાળ્યો–પોષ્યો છે તે દેશની અવગણના કેમ કરી શકુ ? મારા દેશની ચીજ વાપરતા મારો દેશ, સાત સાગર ઉલ્લઘીને અત્રે હુ આવ્યો છતા, મને યાદ આવી જાય છે અને મારુ મસ્તક મારા દેશના ચરણમા ઢળી પડે છે દેશ એ મારો દેવ છે હુ દેશને દેવની માફક પૂજુ છુ "

ઉપર જે ઉદાહરણો આપવામા આવ્યા છે તે કલ્પિત નથી તે તો ઘટેલા ઉદાહરણો છે એ ઉદાહરણોમાથી આપણને રાષ્ટ્રીય ભાવનાની જે હિતશિક્ષા મળે છે તે હિતશિક્ષા ભારતીઓએ ફરીવાર શીખવાની જરૂર છે એ હિતશિક્ષામાથી આપણા દેશને સ્વતન્ત્રતાનો મૂલમન્ત્ર મળી આવશે. યુરોપીયનોએ 'દેશ એ મારો દેવ છે સ્વદેશી ચીજ એ દેશ-દેવની પ્રસાદી છે' એ રાષ્ટ્રીય ભાવનાને જીવનમા મૂર્ત રૂપ આપ્યુ છે અને તેથી જ તેઓ સ્વાતન્ત્ર્યનુ સાચુ સુખ અનુભવે છે. તેઓ સાત સાગર ઉલ્લઘીને અને હજારો માઇલો કાપીને ભારતવર્ષમા આવી

ગયા છે છતાં પણ પોતાના દેશની બનેલી મોંઘી ચીજ વાપરતાં તેઓ ચૂકી ગયા નથી. એ જ તેમની રાષ્ટ્રભક્તિનો પરિચય આપે છે ત્યારે ભારતીઓ ભારતવર્ષમાં જ રહેવા છતાં, દેશ પરતંત્ર અને પતનની અવસ્થામાં હોવા છતાં પણ વિદેશમાં બનેલાં કપડાં-વસ્ત્રો તથા બીજી અનેક વિદેશી ચીજો વાપરવામાં ગૌરવ માને છે એ ખરેખર દેશ ને માટે મોટું કલંક છે. દેશના આ કાળા કલંકને દૂર કર્યે જ ભારતવર્ષનું મુખ ઉજ્જ્વલ બની શકે એમ છે.

ધાર્મિક દૃષ્ટિએ પણ વિદેશી વસ્ત્ર તથા વિદેશી ચીજો વાપરવી નિષિદ્ધ છે. જે વિદેશી વસ્ત્રમાં ચરબીનો ઉપયોગ કરવા માટે લાખો-કરોડો પશુઓનો નિર્દયતાપૂર્વક વધ કરવામાં આવે છે તે વિદેશી વસ્ત્રનો ઉપયોગ ભારતીયો-જેમનો અહિંસાવાદ આદર્શ છે-તે કેમ કરી શકે ! અને જૈનધર્મની દૃષ્ટિએ તો વિદેશી વસ્ત્ર કે વિદેશી ચીજો કે જેમાં પ્રાણીઓનો વધ કરવામાં આવે છે તેનો નિષેધ કરવામાં આવ્યો હોય તેમાં શંકાને તો જરાય સ્થાન નથી. જૈનધર્મની દૃષ્ટિએ વિદેશી વસ્ત્ર તો ત્યાજ્ય છે. વિદેશી વસ્ત્રના વપરાશમાં ધર્મભ્રષ્ટતા સ્પષ્ટ રહેલી છે.

જે દેશના મનુષ્યો પોતાના દેશ તથા પોતાના દેશની ચીજોની કદર કરી જાણતા નથી તે દેશના મનુષ્યોની કદર બીજા દેશોમાં રહેતી નથી. કોઈ સાધારણ ગામમાં જો કોઈ અંગ્રેજ-પછી ભલે તે બબર્ચી કેમ ન હોય ! તો પણ 'સાહેબ આવ્યા, સાહેબ આવ્યા' કહી આપણે તેને સન્માનીએ છીએ. તેથી વિરુદ્ધ ભારતીયોની વિદેશોમાં કેવી કદર કરવામાં આવે છે તે કહેવાની જરૂર નથી. મહાત્મા ગાંધીજીને દક્ષિણ આફ્રિકામાં કુલી-બેરીસ્ટર શબ્દથી કદર કરવામાં આવતી તે વાત સૌ કોઈ જાણે છે. ભારતના અગ્રગણ્ય નેતાઓને વિદેશોમાં અપમાનિત થવું પડે છે તેનું મૂળ કારણ શોધીશું તો આપણને સ્પષ્ટ જણાશે કે આપણી જ ભૂલ આપણને શૂળની માફક દુઃખ દે છે. જ્યારે ભારતવર્ષનો જનસમાજ પોતાના રાષ્ટ્રધર્મને ભૂલી ગયો

વિદેશી ચીજોને અપનાવે છે ત્યારે તેનુ દુષ્પરિણામ ભારતીય હોવાથી ગાધીજી અને રવીન્દ્રનાથ જેવા આદર્શ નેતાઓને પણ ભોગવવુ પડે છે

રાષ્ટ્રધર્મ જ્યાસુધી હૃદયમાં ઊતરતો નથી ત્યાસુધી રાષ્ટ્રપ્રેમ ઉત્પન્ન થતો નથી અને રાષ્ટ્રપ્રેમ પેદા થયા વિના રાષ્ટ્રોન્નતિ થઈ શકતી નથી રાષ્ટ્રોદ્ધાર માટે ત્યાગભાવના અને સહિષ્ણુતાની બહુ જ અપેક્ષા રહે છે. ભારતીયોના પતનનુ મુખ્ય કારણ રાષ્ટ્રધર્મ અને રાષ્ટ્રધર્મના પ્રચારક રાષ્ટ્રસ્થવિરોનો અભાવ છે રાષ્ટ્રોદ્ધાર માટે રાષ્ટ્ર-સ્થવિરોએ રાષ્ટ્રના ચરણે પોતાની બધી શક્તિઓ સમર્પી દેવી પડે છે સર્વસ્વનુ સમર્પણ કર્યા વિના રાષ્ટ્રોદ્ધાર થઈ શકયો નથી એ વાતની સાક્ષી રાષ્ટ્રનો ઇતિહાસ આપી રહ્યો છે ગામડે ગામડે, નગરે નગરે જે રાષ્ટ્રસેવકોની ખાભીઓ—સ્મારકો—ઉભા કરવામા આવ્યા છે તે સ્મારકો આજે મૂગે મોઢે રાષ્ટ્રોદ્ધાર માટે આત્મસમર્પણનો-શહીદીનો-બોધપાઠ આપી રહ્યા છે

મહારાણા પ્રતાપ એ રાષ્ટ્રનો સાચો તેજોપૂજ હતો સ્વાતન્ત્ર્ય દેવીનો એ સાચો સપૂત હતો એ નરવીરે સ્વાતન્ત્ર્યદેવીની અને ભારતમાતાની રક્ષા અર્થે રાજપાટ, વિલાસવૈભવને તરછોડી, સ્વેચ્છાએ ગરીબી સ્વીકારી અઢાર વર્ષ સુધી અરવલી પહાડોની ખીણોમા દેશની રક્ષા અર્થે અનેક કષ્ટો સહ્યા ટાઢ તડકાને, કડકડતી ઠડીને ન ગણકાર્યા. ખાવા માટે અન્ન ન મળતુ તો ઘાસના બીજ ખાઈ રહ્યા પણ રાષ્ટ્રને વિદેશીઓદ્વારા અપમાનિત થવા ન જ દીધો. મહારાણા પ્રતાપની રાણી જે રાજમહેલોમા સુખપૂર્વક રહેતી હતી તે પણ પ્રાણપ્રિય પતિની સેવાર્થે વનવગડામા સાથે રહેવા લાગી અને પતિના સુખદુખની ભાગીદાર બની અર્ધાગનાપદને સાર્થક કર્યું રાણાના બાળકો રોટલીના એક એક ટૂકડા માટે કરુણ રુદન કરતા હતા, અને જે એક ટૂકડા માટે બાળકો રડતા હતા તે ટૂકડાને પણ જ્યારે જંગલની બિલાડી લઈ ગઈ ત્યારે બાળકો હૃદયફાટ રુદન કરવા લાગ્યા, ત્યારે પ્રતાપી મહારાણા પ્રતાપ જેવા પણ થોડીવાર અધીર થઈ ગયા પણ એ

રાષ્ટ્રોદ્ધારક નરવીર ક્યાં અને મુશ્કેલીઓથી ડરે એવા ક્યાં હતા! એ નરવીર તો પરાધીનતાથી ડરતા હતા. સ્વદેશને સ્વતન્ત્ર રાખવા માટે એ તો હસ્તે મુખે પોતાનો પ્રાણ પણ પાથરવા તૈયાર હતા. જો પ્રતાપી પ્રતાપને સ્વાતન્ત્ર્યની તમન્ના ન હોત તો તેના રસ્તે બધાં આનન્દ-ઉપભોગો પ્રસ્તુત હતાં. રાણા પ્રતાપે તો સ્વદેશની સ્વાતન્ત્ર્ય-રક્ષા માટે આનન્દ-ઉપભોગોને લાત મારી દુઃખો અને કષ્ટોને સ્વેચ્છાએ સ્વીકારી લીધાં હતાં. જ્યાંસુધી સ્વદેશના સ્વાતન્ત્ર્ય માટે ત્યાગવૃત્તિ અને સાથે સાહસવૃત્તિ રાષ્ટ્રપ્રજામાં પેદા થતી નથી ત્યાંસુધી રાષ્ટ્ર-ધર્મનું બરાબર પાલન થતું નથી અને પરિણામે રાષ્ટ્રની ઉન્નતિ કે પ્રતિષ્ઠા પણ જામતી નથી.

જે દેશમાં સ્વાતન્ત્ર્યપુજારી મહારાણા પ્રતાપ જેવા થયા તે જ દેશની પ્રજા આજે રાષ્ટ્ર પ્રતિ પોતાની કર્તવ્યભાવના ભૂલી ગઈ છે!

જે રાષ્ટ્રનું અન્ન આપણે ખાઈએ છીએ તે રાષ્ટ્રને ભૂલી જવો એ ઘોર કૃતઘ્નતા છે એવી એકપણ ચીજ નથી કે જે રાષ્ટ્ર સાથે સીધો સમ્બન્ધ ધરાવતી ન હોય, તો જે રાષ્ટ્રના ઉપકારથી આપણે આપણો જીવનવ્યવહાર ચલાવીએ છીએ એ ઉપકારી રાષ્ટ્ર પ્રતિ અપકાર બતાવવો એ કેટલી અમાનુષિકતા છે!

ભારતવર્ષમાં અજ્ઞાનઅન્ધકાર એટલો બધો ફેલાઈ ગયો છે કે ક્યાંય રાષ્ટ્રીયભાવનાની જ્યોતિ દેખાતી નથી. આ અજ્ઞાનને કારણે આજે ભારતના પગમાં પરતન્ત્રતાની બેડીઓ જકડાયેલી છે એ આનન્દનો વિષય છે કે રાષ્ટ્રસ્થવિરોના સતત પ્રયત્નથી રાષ્ટ્રીય ભાવનાની ચીનગારીઓ સળગતી જોવામાં આવે છે.

કું પણ છું કે સમસ્ત સંસારને અજ્ઞાનઅંધકારથી તારનાર તીર્થંકર પ્રભુ ક્યાં જન્મ્યા હતા! આ જ ભારતભૂમિમાં!

જે ભારતભૂમિને તીર્થંકર ભગવાને પદાર્પણ કરી પવિત્ર કરી જે ભૂમિ ઉપર ઉગ્ર વિહાર કરી જનસમાજને સત્ય ધર્મનો ઉપદેશ

આપ્યો તે પવિત્રભૂમિનુ મહત્ત્વ કેટલુ હશે ? તે સમજવુ જોઈએ ભારતભૂમિ વાસ્તવમા પવિત્રભૂમિ છે—પુણ્યભૂમિ છે.

ભૂશાસ્ત્રવિશારદોએ ભારતભૂમિની પ્રકૃતિનુ બરાબર અધ્યયન કરી કહ્યુ છે કે, ભારતભૂમિ પારસભૂમિ છે આ પુણ્યભૂમિમા માનવીય આવશ્યકાઓની પૂર્તિ માટે દરેક ચીજો ઉત્પન્ન થાય છે. આવશ્યકતાપૂર્તિની દૃષ્ટિએ તો આ દેશ સ્વતંન્ત્ર છે કોઈપણ વસ્તુ માટે ભારતવર્ષને બીજા દેશો પાસે યાચના કરવી પડતી નથી આથી વિરુદ્ધ એવુ સાભળવામા આવે છે કે ઇગ્લેન્ડ આદિ પાશ્ચાત્ય દેશોમા બટેટા આદિ પદાર્થો તો ખૂબ પેદા થાય છે પણ જેના વિના મનુષ્ય-જીવનનો વ્યવહાર ચાલી શકતો નથી તે ઘઉ આદિ ખાદ્ય પદાર્થોની ઉત્પત્તિ ત્યા બહુ ઓછી થાય છે જો ભારત કે બીજા ઉપજાઉ દેશોમાથી ત્યા અનાજનો નિકાસ કરવામા ન આવે તો ઇગ્લેડવાળા-ઓને ખાવાના પણ સાસા પડી જાય પણ જો ભારતમા કોઈપણ ચીજ વિદેશમાથી ન આવે તોપણ ભારતનો બધો જીવનવ્યવહાર સુખપૂર્વક ચાલી શકે એમ છે ભારતભૂમિની આ જ મોટી વિશેષતા છે ભારતભૂમિ આજે સ્વતન્ત્ર હોય તો આખા વિશ્વને સુખશાન્તિ આપવાની શક્તિ તેનામા રહેલી છે પણ પરતન્ત્રતાએ એ શક્તિને ચૂસી લીધી છે

આપણી ભારતભૂમિમા ગગા–યમુના જેવી અનેક સુખદાયક મોટી નદીઓ વહે છે અને હિમાલય જેવો અદ્વિતીય–ઊચો પર્વત ભારતની રક્ષા કરે છે જે ભારતદેવની પ્રકૃતિદેવી સેવા કરે છે ત્યા સ્વાભાવિક સુખશાન્તિ હોય એમા શુ આશ્ચર્ય ? એક કવિએ ઠીક જ કહ્યુ છે કે “જે દેશમા પર્વતો જેવા ઊંચા હોય છે તે દેશના મહા-પુરુષો પણ એવા જ ભાવનામા ઉચ્ચ હોય છે”

ભ૦ મહાવીર, બુદ્ધ, રામ અને કૃષ્ણ જેવા મહાપુરુષોને આ ભારતભૂમિએ વિશ્વને સમર્પ્યા છે એવી રત્નગર્ભા ભારતભૂમિ છે.

આવી પવિત્રભૂમિનું જ્યાં અપમાન થતું હોય તે પવિત્ર ભૂમિના પુત્રો બીજાના બંધનમાં સપડાયા હોય તે કેટલા દુઃખની વાત છે. આ દુઃખનું પ્રધાન કારણ રાષ્ટ્ર પ્રતિ હૃદયમાં મહાભાવ અને ભક્તિભાવનો અભાવ અને રાષ્ટ્રસ્થવિરની આજ્ઞાનો અસ્વીકાર છે યુગધર્મના પ્રતાપે રાષ્ટ્રધર્મ પ્રતિ મહાભાવ અને રાષ્ટ્રસ્થવિર પ્રતિ ભક્તિભાવ પ્રગટ થતા જાય છે એ આનંદનો વિષય છે

દેશના નાયકોનું કહેવું છે કે જે મનુષ્ય પોતાના રાષ્ટ્રના માનાપમાનનું ધ્યાન રાખતો નથી તે મનુષ્યનું માન ત્રિભુવનમાં પણ વધવા પામતું નથી.

રાષ્ટ્રોદ્ધારમાં પોતાનો, સમાજનો અને ધર્મનો ઉદ્ધાર રહેલો છે આ સાચી વાતનો જે રાષ્ટ્રસેવક સ્વીકાર કરે છે તેને નિશ્ચય કરી લેવો જોઈએ કે સ્વદેશી વસ્ત્ર કે સ્વદેશી ચીજો વાપરવામાં સ્વદેશનો, સમાજનો અને ધર્મનો ઉદ્ધાર રહેલો છે અને વિદેશી વસ્ત્ર કે વિદેશી વસ્તુઓના વપરાશમાં સ્વદેશનો સમાજના અને ધર્મનો વિનાશ રહેલો છે ધાર્મિક દૃષ્ટિબિંદુએ આ વાતને વિચારવાથી તમારો નિશ્ચય વધારે દૃઢ થશે.

રાષ્ટ્રનું ગૌરવ સાચવવું અને વધારવું એ પ્રત્યેક રાષ્ટ્રપ્રજાની પવિત્ર ફરજ છે અને આ પવિત્ર કર્તવ્યનું ભાન પ્રજાને પોતાના ત્યાગધર્મદ્વારા કરાવી રાષ્ટ્રને ગૌરવાન્વિત કરવો એ રાષ્ટ્રપતિનું કર્તવ્ય છે.

રાષ્ટ્રધર્મ અને રાષ્ટ્રનાયકની આજ્ઞા શિરોધાર્ય કરવી એમાં જ રાષ્ટ્રોદ્ધાર રહેલો છે.



( ૮ )

# પ્રશાસ્તાસ્થવિર—સંરક્ષકસ્થવિર

[ पसत्था-थेरा ]

गुरुदेवो भव ।

**પ્રશાસ્તા—સ્થવિર માનવસમાજનો સંસ્કર્તા છે. જેની શિક્ષણ-સંસ્કૃતિ માનવહૃદયમાં તે ઉતારશે તેવું માનવસમાજનું ભાવિ ઘડતર ઘડાશે**

**પ્રજાજીવનમાં** ધર્મભાવનાને જાગૃત રાખવા માટે શિક્ષા-પ્રચાર એક અમોઘ સાધન છે. કારણ કે શિક્ષાપ્રચારદ્વારા રાષ્ટ્ર, સમાજ કે ધર્મના બંધનો ઢીલા થાય છે અને તૂટે છે શિક્ષાનુ ધ્યેય* પણ બંધનોમાંથી મુક્ત કરવાનુ છે

માનવસમાજ પરાધીનતા, અજ્ઞાનતા, નિર્બળતા, નિસ્તેજતા, વાસના આદિ બંધનોથી બદ્ધ છે, વિષમ પરિસ્થિતિઓથી જકડાએલો છે અને તેથી એનો અંતરાત્મા દબાયેલો રહે છે.

આ બધા સામાજિક બંધનોમાંથી રાષ્ટ્ર વા સમાજને છોડાવે તેનુ નામ વિદ્યા, તેનુ નામ શિક્ષણ, તેનુ નામ કેળવણી છે

---

* सा विद्या या विमुक्तये ।

આપણી પવિત્રભૂમિનું જ્યાં અપમાન થતું હોય તે પવિત્ર ભૂમિનાં પુત્રો બીજાના બંધનમાં સપડાયા હોય તે કેટલા દુઃખની વાત છે આ દુઃખનું પ્રધાન કારણ રાષ્ટ્ર પ્રતિ હૃદયમાં મહાભાવ અને ભક્તિભાવનો અભાવ અને રાષ્ટ્રસ્થવિરની આજ્ઞાનો અસ્વીકાર છે યુગધર્મના પ્રતાપે રાષ્ટ્રધર્મ પતિ મહાભાવ અને રાષ્ટ્રસ્થવિર પ્રતિ ભક્તિભાવ પ્રગટ થતા જાય છે એ આનંદનો વિષય છે

દેશના નાયકોનું કહેવું છે કે જે મનુષ્ય પોતાના રાષ્ટ્રના માનાપમાનનું ધ્યાન રાખતો નથી તે મનુષ્યનું માન ત્રિભુવનમાં પણ વધવા પામતું નથી.

રાષ્ટ્રોદ્ધારમાં પોતાનો, સમાજનો અને ધર્મનો ઉદ્ધાર રહેલો છે આ સાચી વાતનો જે રાષ્ટ્રસેવક સ્વીકાર કરે છે તેને નિશ્ચય કરી લેવો જોઈએ કે સ્વદેશી વસ્ત્ર કે સ્વદેશી ચીજો વાપરવામાં સ્વદેશનો, સમાજનો અને ધર્મનો ઉદ્ધાર રહેલો છે અને વિદેશી વસ્ત્ર કે વિદેશી વસ્તુઓના વપરાશમાં સ્વદેશનો સમાજના અને ધર્મનો વિનાશ રહેલો છે ધાર્મિક દૃષ્ટિએ તુએ આ વાતને વિચારવાથી તમારો નિશ્ચય વધારે દૃઢ થશે.

રાષ્ટ્રનું ગૌરવ સાચવવું અને વધારવું એ પ્રત્યેક રાષ્ટ્રપ્રજાની પવિત્ર ફરજ છે અને આ પવિત્ર કર્તવ્યનું ભાન પ્રજાને પોતાના ત્યાગધર્મદ્વારા કરાવી રાષ્ટ્રને ગૌરવાન્વિત કરવો એ રાષ્ટ્રપતિનું કર્તવ્ય છે

રાષ્ટ્રધર્મ અને રાષ્ટ્રનાયકની આજ્ઞા શિરોધાર્ય કરવી એમાં જ રાષ્ટ્રોદ્ધાર રહેલો છે.

---

બાળકોને માતાપિતાદ્વારા જે શિક્ષણ આપવામા આવે છે તે બાલ્યજીવનનુ ભાવિ ઘડનારુ હોવાથી ઘણુ જ મહત્ત્વનુ છે

બાલ્યજીવનમા બાળકોના માતાપિતા જ સાચા પ્રશાસ્તા–શિક્ષકો છે. કારણ કે પાઠયપુસ્તકોદ્વારા, શિક્ષકોદ્વારા કે ધર્મગુરુઓદ્વારા જે શિક્ષણ અને સસ્કારો કેળવવામા આવે છે તે શિક્ષણ અને સસ્કારો બાળમાનસને એટલા બધા જીવનસ્પર્શી નથી હોતા જેટલા માતાપિતાના કે ઘરના શિક્ષણસંસ્કારો જીવનસ્પર્શી હોય છે, એવુ અનુભવીઓનું કથન છે

બાળમાનસ એટલુ બધુ નિર્મળ હોય છે કે જેવા શિક્ષણ અને સસ્કારો આપણે તેનામા રેડવા ચાહિયે છીએ તેવા રેડી શકીએ છીએ

બાળજીવનમા શિક્ષણ અને સસ્કારો કેળવવા માટે ઘર એ જ પાઠયપુસ્તક છે માતાપિતા જ તેના સાચા સદ્ગુરુઓ છે અને સારા આચારવિચારો જ તેનુ સાચુ શિક્ષણ છે ગૃહજીવનમા જેવા નીતિ-નિયમો, સદ્વર્તનો, ધાર્મિક–વિચારો માતાપિતા સાચવશે તેવા સસ્કારો બાળજીવનમા અવશ્ય ઊતરવાના ઊગતી પ્રજાનુ જીવન વધુ સસ્કારી બને તેની બધી જવાબદારી માતાપિતા ઉપર છે

"માતાપિતા સો શિક્ષકોની ગરજ સારે છે" આ આર્ષવચન જેટલુ સત્ય છે તેટલુ તે આદરણીય અને આચરણીય છે માતાપિતા સર્વપ્રથમ શિક્ષિત અને સસ્કારી હોય તો જ તેની પ્રજા પણ તેવી બની શકે છે એટલે ઊગતી પ્રજામા સત્શિક્ષણ અને સત્સસ્કાર ઊતારવા માટે માતાપિતાએ શિક્ષિત અને સસ્કારી બનવુ જરૂરી છે

બાળકોનુ જીવન અનુકરણશીલ છે તેઓ બોલતા–ચાલતા, ખાતા–પીતા અને બીજી બધી પ્રવૃત્તિઓમા ઘરનું જ અને ખાસ કરીને માતાપિતાનુ અનુકરણ કરી તે તે પ્રવૃત્તિઓ શીખે છે હવે જ્યારે આપણે તેમને સુસસ્કારી, વિનયી, ધાર્મિક અને સદાચારી

શરીરને રોગો અને દુર્બલતાથી બચાવે, બુદ્ધિને અજ્ઞાન તેમજ ખોટા વિચારોથી બચાવે, હૃદયને કઠોરતા અને ખરાબ લાગણીઓથી બચાવે અને આત્માને કર્મબંધનોથી બચાવે તેનું નામ વિદ્યા શિક્ષણ કે કેળવણી છે

રસવૃત્તિને લોલુપતાથી બચાવે, શક્તિને મદથી બચાવે અને આત્માને કુંઠિતતા તથા અહંકારના બંધનમાંથી બચાવે તેનું નામ સાચી શિક્ષા છે

માનવસમાજને શારીરિક માનસિક બૌદ્ધિક અને આધ્યાત્મિક શિક્ષાદીક્ષા આપવાનું જવાબદારીભર્યું કામ પ્રશાસ્તા અર્થાત્ માતા પિતા, શિક્ષક ધર્મગુરુ આદિ સ્થવિરોના હાથમાં સોંપાએલું છે પ્રશાસ્તાસ્થવિર માનવસમાજનો ઘડનાર છે જેવી શિક્ષણસંસ્કૃતિ માનવહૃદયમાં તે ઉતારશે તેવું માનવસમાજનું ભાવિ ઘડતર થશે. જેમના હાથમાં માનવસમાજનું ભાવિ રહેલું છે તે પ્રશાસ્તાસ્થવિર કોણ હોઈ શકે ? તેમની યોગ્યતા કેવી અને કેટલી હોવી જોઈએ ? તે વિષે વિચાર કરવો જોઈએ શાસ્ત્રકારો પ્રશાસ્તાસ્થવિરની વ્યાખ્યા કરતાં ફરમાવે છે કે —

प्रशासति-शिक्षयन्ति ये ते प्रशास्तारः धर्मोपदेशकास्ते च ते स्थिरीकरणात् स्थविराश्चेति प्रशास्तृस्थविराः ।

અર્થાત્—જે રાષ્ટ્રની ભાવિ પ્રજાને શિક્ષાદીક્ષા આપે છે અને જે ધર્મોપદેશક કે શિક્ષક પોતાની શિક્ષાના પ્રભાવથી શિષ્યોને કર્તવ્યપરાયણ બનાવે છે તે પ્રશાસ્તાસ્થવિર કહેવાય છે શાસ્ત્રકારોએ પ્રશાસ્તા ની જે વ્યાખ્યા કરી છે તેમાં જે ગૂઢાર્થ રહેલો છે તે ખાસ વિચારવા જેવો છે.

રાષ્ટ્રની ભાવિ પ્રજા આજના નાનકડા બાળકો છે બાળકોને નાનપણમાં ઘરમાં માતાપિતાદ્વારા શિક્ષણસંસ્કાર મળે છે. ઘરના શિક્ષણમાં જો કે પ્રામાણિક અભ્યાસક્રમ હોતું નથી પણ બાલ્યકાળમાં

છે આ રીતે બાળકની આખી જીંદગી બરબાદ જાય છે શું આ બધું હિંસારૂપ નથી ?

આવેશને અંકુશમાં રાખવો, બાળકની પરિસ્થિતિ સમજવી અને તેની મનોદશાનો અભ્યાસ કરી તેને સુધારવા ઘરમાં સુંદર વાતાવરણ ઊભું કરવું જેથી માતાપિતા અને બાળક એ બધા શક્તિથી જીવનનો વિકાસ કરી શકે અને નિશ્ચિત ધ્યેયને પણ પાર પાડી શકે, પણ ઘણાખરા માતાપિતા પોતાની ભૂલોને લીધે એવું નથી કરી શકતા એટલે જ તેઓ ડરામણી અને મારફાડના પ્રયોગોથી ટેવાએલા હોય છે તેઓ 'ડરાવવું' એ પણ હિંસા છે, શાસ્ત્રના આ વાક્યથી બરાબર સમજી લે કે તેમની એ પ્રવૃત્તિ ચોકખી હિંસારૂપ છે, અને તેથી તેમનો કે બાળકોનો વિકાસ થવાનો સંભવ નથી આજે એવા અનેક ઉદાહરણો આપણી સામે દિનપ્રતિદિન આવ્યા કરે છે, જેમાં માણસોએ માત્ર ભયને લીધે પોતાના પ્રાણો ગુમાવ્યા હોય જૈનધર્મ ભયથી મુક્ત થઈ નિર્ભય બનવાનો અને બનાવવાનો ઉપદેશ આપે છે

બીવડાવનાર કે બીનારના અંતરંગ કે બહિરંગ મર્મ ઉપર ભય આમ અનેકરીતે ઘા કરે છે માટે હવે ભય એ હિંસારૂપ છે કે કેમ એ પ્રશ્ન જ ઊઠતો નથી

જે પ્રાણી આત્મગુણનો ઘાત થાય એવી પ્રવૃત્તિ કરે તેને જૈનાગમ હિંસક કહે છે.

શાસ્ત્રકારોએ ભયને મોહનું સ્વરૂપ બતાવીને ભાવહિંસાની કોટીનો તો બતાવેલો જ છે અને ઉપર્યુક્ત રીતે તે દ્રવ્ય હિંસા–સ્થૂલ હિંસાની પણ જનક છે માટે ભય હિંસારૂપ છે કે નહિ તે વાચકો પોતે જ વિચારી લેશે.

માતાપિતાએ બાળકો પ્રત્યે કેટલી કાળજી રાખવી જોઈએ તે વિષે આપણે આગળ જોઈ ગયા

બનાવવા માગીએ છીએ તો ઘરમાં કેવું વાતાવરણ હોવું જોઈએ! એ વિષે વિચારવું આવશ્યક નથી?

માતા ઘડીએ ઘડીએ બાળકો તરફ ગાળો ભાંડતી હોય, પિતા ઘડીએ ઘડીએ માતા ઉપર ચીડાતો હોય અને ઉદ્ધતપણે વર્તતો હોય ત્યાં બાળકોને હજાર ભયોથી બીવડાવીએ યા મારકૂટ કરીએ તો પણ તેઓ કદી સુસંસ્કારી વા વિનયી થવાના નથી.

બાળકોને બીવડાવનાર માતાપિતા કે સમાજ પૂછશે કે બીવડાવવામાં હિંસા શું થઈ?

જો કે એ પ્રવૃત્તિમાં ચોખ્ખી બાળહત્યા છે ત્યાં વિશેષ સ્પષ્ટીકરણ માટે ભયની પદ્ધતિનું જરા વિશેષ પૃથક્કરણ કરીએ—

બાળક રડે છે એ કે કહ્યું ન માને તો બાળકનાં હિતચ્છુ-ઓને સૌથી પહેલાં બાળકો તરફ આવેશ આવે છે. આવેશ આવતાં જ મુખથી ગાળોની વૃષ્ટિ વરસે છે અને અન્તે હાથ-પગ વગેરેના-મારથી બીચારાં અસમજુ બાળકો ઉપર હલ્લો કરવામાં આવે છે.

આમાં આવેશવૃત્તિ આવેશવૃત્તિથી થતાં ગાળીપ્રદાન અને હ* એ ત્રણે પ્રત્યક્ષ હિંસારૂપ છે.

આવેશ આવતાં આવેશી મનુષ્ય સારાસારનું ભાન ભૂલી જાય છે. એ ભાન જતાં, બોલવાનો વિવેક ખતમ થાય છે અને સાથે જ ઊગતા છોડને ચૂંથવા જેવું થઈ જાય છે. વળી વધારામાં આ પ્રવૃત્તિથી બાળકને તો લાભને બદલે હાનિ જ થાય છે. બાળક ગાળો ખાતાં શીખે છે અને ભયભીત બાળકનું મગજ કેટલીકવાર ભયથી એવું બહેર મારી જાય છે કે પછી તે હમેશને માટે બીકણ બની જાય છે અને એ બીકણાઈમાંથી બીજા અનેક દુર્ગુણો બાળકમાં પેદા થાય

*પ્રશ્નવ્યાકરણ નામના સૂત્રમાં હિંસાના જુદા જુદા [illegible] શબ્દમાં ભયને હિંસા અને ભય પેદા કરનારને હિંસક તરીકે વર્ણવેલ છે.

છે આ રીતે બાળકની આખી જીંદગી બરબાદ જાય છે શુ આ બધુ હિંસારૂપ નથી ?

આવેશને અકુશમા રાખવો, બાળકની પરિસ્થિતિ સમજવી અને તેની મનોદશાનો અભ્યાસ કરી તેને સુધારવા ઘરમાં સુદર વાતાવરણ ઊભુ કરવુ જેથી માતાપિતા અને બાળક એ બધા શક્તિથી જીવનનો વિકાસ કરી શકે અને નિશ્ચિત ધ્યેયને પણ પાર પાડી શકે, પણ ઘણાખરા માતાપિતા પોતાની ભૂલોને લીધે એવુ નથી કરી શકતા એટલે જ તેઓ ડરામણી અને મારફાડના પ્રયોગોથી ટેવાએલા હોય છે. તેઓ 'ડરાવવુ' એ પણ હિંસા છે, શાસ્ત્રના આ વાકયથી બરાબર સમજી લે કે તેમની એ પ્રવૃત્તિ ચોકખી હિંસારૂપ છે, અને તેથી તેમનો કે બાળકોનો વિકાસ થવાનો સભવ નથી આજે એવા અનેક ઉદાહરણો આપણી સામે દિનપ્રતિદિન આવ્યા કરે છે, જેમા માણસોએ માત્ર ભયને લીધે પોતાના પ્રાણો ગુમાવ્યા હોય જૈનધર્મ ભયથી મુક્ત થઈ નિર્ભય બનવાનો અને બનાવવાનો ઉપદેશ આપે છે

બીવડાવનાર કે બીનારના અતરગ કે બહિરગ મર્મ ઉપર ભય આમ અનેકરીતે ઘા કરે છે માટે હવે ભય એ હિંસારૂપ છે કે કેમ એ પ્રશ્ન જ ઊઠતો નથી.

જે પ્રાણી આત્મગુણનો ઘાત થાય એવી પ્રવૃત્તિ કરે તેને જૈનાગમ હિંસક કહે છે.

શાસ્ત્રકારોએ ભયને મોહનુ સ્વરૂપ બતાવીને ભાવહિંસાની કોટીનો તો બતાવેલો જ છે અને ઉપર્યુક્ત રીતે તે દ્રવ્ય હિસા–સ્થૂલ હિસાની પણ જનક છે માટે ભય હિસારૂપ છે કે નહિ તે વાચકો પોતે જ વિચારી લેશે.

માતાપિતાએ બાળકો પ્રત્યે કેટલી કાળજી રાખવી જોઈએ તે વિષે આપણે આગળ જોઈ ગયા

અત્યારે માતાપિતાએ સ્વધર્મની ઉન્નત ભાવના કેળવવાની જરૂર છે. કારણ કે આપણા સામાજિક જીવનમાં જોઈએ રહ્યા છીએ કે આજના માતાપિતાનાં મન કામવાસનાથી વાસિત થએલાં છે. બન્નેનાં હૃદયો પરસ્પર ક્લેશકંકાસથી ઘવાએલાં છે અને વાતવાતમાં તેઓ પરસ્પર અશ્લીલ વાક્પ્રહાર બચ્ચાં સમક્ષ કરે તો તાડનપ્રહાર પણ કરતાં અચકાતાં નથી ત્યાં ભલા! શિક્ષણ અને સંસ્કારોનું સંરક્ષણ ક્યાંથી થાય!

જ્યાંસુધી માતાપિતાનું જીવન શિક્ષિત, સંસ્કારી અને આદર્શ ન બને ત્યાંસુધી સંસ્કારોનું સિંચન ઊછરતી પ્રજામાં થાય તે માત્ર નિરાશાજનક છે. એટલા માટે અત્યારે માતાપિતાએ પોતાના તેમજ ભાવિ પ્રજાના કલ્યાણ માટે પોતાનું જીવન શિક્ષિત અને સંસ્કારી અવશ્ય બનાવવું જોઈએ.

માતાપિતાએ એ ભૂલી ન જવું જોઈએ કે ઊછરતી પ્રજા એ ભવિષ્યની ભાગ્યવિધાત્રી છે +

બાળકો જેમ મોટાં થતાં જાય છે તેમ તેમ વ્યાવહારિક તેમજ ધાર્મિક શિક્ષણ લેવાને તે યોગ્ય બનતાં જાય છે. બાળક ઘરની નિશાળ છોડી ગામની નિશાળમાં જાય છે અને ત્યાં અક્ષરજ્ઞાન મેળવે છે. એક બાજુ અક્ષરજ્ઞાન મેળવી બાળક વ્યાવહારિક જ્ઞાન મેળવે છે ત્યારે બીજી બાજુ ધર્મસ્થાનકમાં ધર્મગુરુઓદ્વારા નીતિશિક્ષણ અને ધર્મશિક્ષણની પ્રાપ્તિ કરે છે.

નિશાળમાં માતાપિતાનું સ્થાન શિક્ષક લે છે. શિક્ષકોએ બાળકોને પોતાના પુત્રસમાન ગણી શિક્ષાદીક્ષા આપવી જોઈએ એમાં જ શિક્ષકધર્મની સાર્થકતા રહેલી છે. બાળક કિશોર-કુમાર અવસ્થામાં શિક્ષાનો સંગ્રહ કરવાનો હોય છે. કિશોર અને કુમારાવસ્થામાં શિક્ષાને જીવનમાં મૂર્ત સ્વરૂપ આપવાનો પ્રત્યેક કુમારે

+ Child is the father of man.

પ્રયત્ન કરવો જોઈએ એમ કરવામા જ તેના ભાવિજીવનનો ભાગ્યોદય રહેલો છે

બાળકોને ભાવિજીવન સુખમય બનાવવા માટે જેમ વ્યાવહારિક શિક્ષા આપવી જરૂરી છે તેથી વિશેષ ધાર્મિક શિક્ષણને મહત્ત્વનુ સ્થાન આપવાની જરૂર છે કારણકે જીવનમા જેટલુ પ્રવૃત્તિનુ સ્થાન છે તેથી વિશેષ નિવૃત્તિનુ સ્થાન છે કારણ કે જીવનનુ અતિમ ધ્યેય તો નિવૃત્તિ છે નિવૃત્તિધર્મની શિક્ષાદીક્ષા લેવા માટે ધર્મશિક્ષકો પાસે જઈ ધર્મશિક્ષા બાળકોએ લેવી જોઈએ, અને નિવૃત્તિશિક્ષાનુ અક્ષરજ્ઞાન મેળવવા માટે બાળપણથી ધર્મસ્થાનકોમા ધર્મગુરુઓ પાસે ધર્મશ્રવણ કરવા જવાનો અભ્યાસ પાડવો જોઈએ

માતાપિતાના, શિક્ષકના કે ધર્મશિક્ષકોના જે શિક્ષણસસ્કારો બાળપણમા દૃઢ થાય છે તે મોટી ઉંમરે દૃઢ થતા નથી અને તે માટે જ ધર્મસસ્કારો કેળવવા માટે ધર્મશિક્ષણની અનિવાર્ય આવશ્યકતા રહે છે રાષ્ટ્રની ભાવિ પ્રજામા બાળક–બાળિકા, કુમાર–કુમારિકા, પુત્ર–પુત્રીનો સમાવેશ થાય છે જેમ અત્યારે બાળક–કુમાર પુત્રોને વ્યાવહારિક શિક્ષણ તેમજ ધાર્મિક શિક્ષણ જીવનસુધાર માટે આપવાની આવશ્યકતા જણાય છે તેમ બાળિકા, કન્યા, કુમારી, પુત્રીઓ માટે પણ વ્યાવહારિક તેમજ ધાર્મિક શિક્ષણની વ્યવસ્થા અવશ્ય કરવી જોઈએ પુત્ર અને કન્યા વચ્ચે અતર રાખવુ ન જોઈએ. જે માતાપિતા, જે શિક્ષકો પુત્ર અને પુત્રી, બાળક અને બાળિકા વચ્ચે શિક્ષાદીક્ષાના વિષયમા ભેદભાવ રાખે છે, ઉચી–નીચી દૃષ્ટિએ જુએ છે તે પ્રશાસ્તા તરીકે પોતાની ફરજ બરાબર બજાવી શકતા નથી

શિક્ષાનુ યોગ્યતાનુસાર વિભાજન કરવુ અને શિક્ષાનો વિપર્યાસ ન થઈ જાય તેનુ ધ્યાન રાખવુ એ પ્રશાસ્તાસ્થવિરનુ મુખ્ય કર્ત્તવ્ય છે બાળકોને બાળોપયોગી, કુમારોને કુમારોપયોગી, કિશોરોને કિશોરોપયોગી,

યુવાનોને યુવાનોપયોગી, પ્રૌઢોને પ્રૌઢોપયોગી અને વૃદ્ધોને વૃદ્ધોપયોગી તથા બાળાઓને બાલોપયોગી, કન્યાઓને કન્યોપયોગી, યુવતીઓને યુવતી-ઉપયોગી પ્રૌઢાઓને પ્રૌઢા-ઉપયોગી અને વૃદ્ધાઓને વૃદ્ધા-ઉપયોગી શિક્ષાદીક્ષા આપવી, શિક્ષણની સાધનસામગ્રી પૂરી પાડવી અને બધી પ્રકારની શિક્ષાની સમુચિત વ્યવસ્થા કરી આપવી એ વિષે પ્રશાસ્તાસ્થવિરે ખાસ ધ્યાન આપવાની જરૂર છે કારણ કે જો બાળકોને યુવાનોપયોગી, યુવાનોને કિશોરોપયોગી, કુમારોને વૃદ્ધોપયોગી અને વૃદ્ધોને બાલોપયોગી શિક્ષા અને બાળાઓને યુવતી-ઉપયોગી, યુવતીઓને વૃદ્ધા-ઉપયોગી કે પ્રૌઢાઓને કુમારી-ઉપયોગી આ પ્રમાણે યોગ્યતાનુસાર શિક્ષાનું વિભાજન ન કરતાં બધાને એક જ શિક્ષા પ્રણાલીએ શિક્ષાદીક્ષા આપવામાં આવે તો શિક્ષામાં મોટો વિસંવાદ ઊભો થઈ જશે અને શિક્ષણનું સુંદર પરિણામ આવવાને બદલે અનિષ્ટ પરિણામ આવવાનો પૂરેપૂરો સંભવ રહેશે. શિક્ષણમાં જરાપણ વિસંવાદ ન આવે એ રીતે યોગ્યતાનુસાર શિક્ષાનું વિભાજન કરવું એ પ્રશાસ્તાઓનું મુખ્ય કર્તવ્ય છે.

પ્રશાસ્તાઓનું બીજું મહત્ત્વનું કર્તવ્ય એ છે કે જેમ ઊગતી પ્રજાને માનસિક અને ધાર્મિક શિક્ષા આપવી જરૂરી છે તેમ તેમને શારીરિક-વાચસિક, ઔદ્યોગિક શિક્ષા પણ અવશ્ય આપવી જોઈએ. કેવળ માનસિક શિક્ષા આપવાથી શારીરિક અને વાચસિક શક્તિ વિકસિત થઈ શકતી નથી અને તેથી માનસિક શિક્ષા ફળતી પણ નથી.

પ્રશાસ્તાઓનું ત્રીજું કર્તવ્ય એ છે કે કુમાર-કુમારિકાઓને, બૌદ્ધિક શિક્ષાની સાથે ઔદ્યોગિક-શિક્ષા આપવાનો પણ પ્રબંધ કરવો જોઈએ. કારણ કે બૌદ્ધિક શિક્ષા અને ઔદ્યોગિક શિક્ષાનો જ્યારે સુયોગ મળશે ત્યારે શિક્ષાનો વાસ્તવિક ઉદ્દેશ પાર પડશે. કેવળ બૌદ્ધિક શિક્ષા આપવાથી શિક્ષા એકાંગી-પાંગળી બની જશે. શિક્ષાની પ્રત્યેક અંગ સર્વાંગપૂર્ણ હોવું જોઈએ.

પ્રશાસ્તાઓનુ ચોથું કર્ત્તવ્ય એ છે કે, વ્યાવહારિક શિક્ષાની સાથે આધ્યાત્મિક-ધાર્મિક શિક્ષાનો પણ પ્રબધ કરવો જોઈએ. કારણકે જીવનના વ્યાવહારિક કાર્યનો શ્રમ હલકો કરવા માટે આધ્યાત્મિક શાન્તિ મેળવવાની જરૂર રહે છે. અને આત્મિક શાન્તિ ધાર્મિક શિક્ષણદ્વારા મળે છે માટે બાળક-બાળિકાઓના ધાર્મિક સસ્કારો દૃઢ કરવા માટે ધર્મશિક્ષણની સમુચિત વ્યવસ્થા કરવી જોઈએ

પ્રશાસ્તાઓનુ પાંચમુ કર્ત્તવ્ય એ છે કે, શિક્ષાદીક્ષા આપવામા જે કોઈ પ્રકારનો જાતિભેદ કે વર્ણભેદનો સામાજિક અંતરાય હોય તેને દૂર કરવો જોઈએ કારણકે જાતિભેદ કે વર્ણભેદ એ બધા શિક્ષાના બાધક તત્ત્વો છે

પ્રશાસ્તાઓનુ છઠ્ઠુ કર્ત્તવ્ય એ છે કે, શિક્ષાદીક્ષા આપવામા ભય, તર્જના કે મારકૂટને જરાપણ સ્થાન આપવુ ન જોઈએ, કારણકે ભયભીત થએલો કે હતોત્સાહ થએલો શિક્ષાર્થી શિક્ષા ગ્રહણ કરી શકતો નથી અને કદાચ જે શિક્ષા ગ્રહણ કરી શકે છે તે ભયના ભૂતથી ડરી જઈ ભૂલી જાય છે માટે શિક્ષાર્થીઓના હિત માટે પણ ભયનો શિક્ષાક્ષેત્રમાથી બહિષ્કાર કરવો જોઈએ

પ્રશાસ્તાઓનુ સાતમુ કર્ત્તવ્ય એ છે કે, શિક્ષાદીક્ષા મેળવતા બાળકો જે કામોદ્દીપન કરનારા સાધનોનો ઉપયોગ કરતા થઈ જાય છે અને એ રીતે શિક્ષાપ્રાપ્તિમા બાળકોને જે મોટો અંતરાય ઉભો થાય છે તે કામોત્તેજક સાધનોને દૂર કરી કામશામક સાધનોનો વ્યવહાર વિદ્યાર્થીઓમા શરુ કરાવવો જોઈએ કામવૃત્તિના પ્રવાહમા શિક્ષાનો પ્રાણ તણાઈ ન જાય એ વિષે પ્રશાસ્તાઓએ સતર્ક થઈ ધ્યાન આપવુ જોઈએ

પ્રશાસ્તાઓનુ આઠમુ કર્ત્તવ્ય એ છે કે, વિદ્યાથીઓને ભણવામા-સમજવામા-યાદ કરવામા સુગમ, સરલ અને બોધદાયક હોય તેવા

રાજભાષામાં સભાઓમાં પાઠ્યપુસ્તકદ્વારા શિક્ષણ આપવાનો પ્રબંધ કરવા જોઈએ, જેથી થોડા સમયમાં જ્ઞાનનો લાભ વિદ્યાર્થીઓને વિશેષ મળે.

પ્રશાસ્તાઓનું નવમું કર્તવ્ય એ છે કે વિદ્યાર્થીઓના મગજને ભારી ભાર્ઈ જાય એવું પોપટીયું શિક્ષણ આપવું ન જોઈએ. પણ તર્કશક્તિ અને અવલોકનશક્તિ વધે અને સાથેસાથે વિષયનું જ્ઞાન થાય તેવીરીતે શિક્ષા આપવાનો પ્રબંધ કરવો જોઈએ.

પ્રશાસ્તાઓનું દશમું કર્તવ્ય એ છે કે વિદ્યાર્થીઓને પોતાના રાષ્ટ્ર, રાજધર્મ રાષ્ટ્રનેતા પ્રત્યે સન્માન ઉપજે પોતાની માતૃભૂમિ પ્રત્યે પોતાના સમાજ પ્રત્યે પોતાના ધર્મ પ્રત્યે પોતાની શી ફરજ છે તેનું ભાન પ્રગટે અને રાષ્ટ્ર સમાજ અને ધર્મની રક્ષા અને સેવામાં તેમણે કેટલી સહિષ્ણુતા ત્યાગભાવના કેળવવાની છે તેનું જ્ઞાન આપવાનો પ્રબંધ કરવો જોઈએ.

પ્રશાસ્તાઓનું અગિયારમું કર્તવ્ય એ છે કે વિદ્યાર્થીની કયા વિષયમાં વિશેષ રુચિ છે અને એનું માનસિક વલણ કયા વિષય તરફ ઝોક છે એ વિષે બરાબર તપાસ કરી તેને તે વિષય મુખ્ય આપી બાકીના વિષયોને ગૌણ બનાવી તેમાં પારંગત બનાવવો જોઈએ. આ પ્રમાણે એક એક વિષયમાં વિદ્યાર્થીને વિશારદ બનાવવો અને અન્ય વિષયોમાં રસ લેતો કરવો એ આવશ્યક છે આવી શિક્ષા પામ્યાથી વિદ્યાર્થીઓનો જીવનવ્યવહાર સુંદર રીતે ચાલી શકશે એમ લાગે છે

સંક્ષેપમાં કુમાર–કુમારીઓને કેવી શિક્ષા ક્યારે અને કઈરીતે આપવી જોઈએ ? કેવા શિક્ષક કેવી યોગ્યતાવાળા હોવા જોઈએ ? તે વિષે પૂર્વાપર સૂક્ષ્મ વિચાર કરવાનું કામ પ્રશાસ્તાઓનું છે

પ્રશાસ્તા–સ્થવિર ઉપર આખા રાષ્ટ્ર, સમાજ અને ધર્મની કેટલી ગંભીર જવાબદારી રહેલી છે તેનું ભાન તેમને સતત રહેવું જોઈએ.

ઊગતી પ્રજાને પોતાના દેશ પ્રતિ શ્રદ્ધાભાવ પેદા થાય તેવી શિક્ષાપ્રણાલી હોવી જોઈએ દેશદેશાન્તરોના ઇતિહાસ ગોખાવવામા આવે અને પોતાના દેશના અને પોતાના ગામના ઇતિહાસની કશી ખબર ન હોય એ શિક્ષાપ્રણાલીનુ દૂષણ છે રાષ્ટ્રહિત સાધનારી જે શિક્ષા હોય તે જ વાસ્તવમા શિક્ષા છે રાષ્ટ્રોન્નતિ પણ શિક્ષા ઉપર જ આધાર રાખે છે જે શિક્ષા રાષ્ટ્રહિત ન સાધે તે કોઈ શિક્ષા છે ?

અત્યારે ભારતદેશમા શિક્ષાશૈલી અને શિક્ષાપ્રણાલી એટલી બધી દૂષિત છે કે ઊગતી પ્રજામા રાષ્ટ્રીય ભાવના જ નષ્ટ થઈ જાય છે શિક્ષણશાળાના અધિકારીઓ પણ એ જ ચાહે છે કે ઊગતી પ્રજા પરદેશી જીવન ગાળે અને રાષ્ટ્રીય ભાવનાથી ભીના ન થાય. અને આ હેતુને બર લાવવા માટે શિક્ષણશાળાના અધિકારીઓ રાષ્ટ્રીય ભાવનાને પોષે એવુ શિક્ષણ ન આપતા પરદેશના જ ગુણગાન ગાવામાં પોતાનુ ગૌરવ માને છે, ખરેખર રાષ્ટ્ર માટે આ દુર્ભાગ્યનો વિષય છે. જે ભવિષ્યમા ભારતના ભાગ્યવિધાતાઓ બનવાના છે તેમને રાષ્ટ્રીય ભાવનાથી મુક્ત રાખવાનુ જે શિક્ષણ આપવામા આવે છે તે વાસ્તવમા શિક્ષણ જ નથી એ તો ઊગતી પ્રજાને ગુલામીની બેડીમા જકડાવવાની જાળ છે. આ જાળને તોડીફાડી ફેંકી દેવાનુ કામ પ્રશાસ્તા–સ્થવિરનુ છે જે વિદેશીઓ, જે દેશને પોતાના પગ તળે દબાવવા ચાહે છે ભલા ! તે દેશને તેઓ રાષ્ટ્રીય શિક્ષા શા માટે આપે ! તેઓ જે ધ્યેય માટે ભારતમા આવ્યા છે તે ધ્યેયની પૂર્તિ માટે ગુલામી શિક્ષા આપે એમા શુ આશ્ચર્ય ?

પહેલા આખા ભારતવર્ષમા ઊગતી પ્રજાને રાષ્ટ્રીય શિક્ષા આપવામા આવતી હતી એ કારણે રાષ્ટ્રનુ મસ્તક ઊચુ રહેવુ હતુ અને જનતા પણ સુખશાન્તિમાં રહેતી હતી.

શ્રોતા–પહેલાના વ્યાપારીઓની પાસે એટલી ધનસપત્તિ ન હતી જેટલી આજે છે. મારવાડ પ્રાન્તમા હજારો લખપતિ રહે છે

અને મજુર લોકો પણ સોનાનાં ઘરેણાં પહેરે છે. પહેલાના સમયમાં લોકો પોતાના જ ગામમાં રહેતા અને મીઠું-મરચું વેચી પોતાનું ગુજરાન ચલાવતા, પણ અત્યારે અંગ્રેજી શિક્ષણના પ્રતાપે લોકો મુંબઈ કલકત્તા, મદ્રાસ, જેવા મોટા શહેરોમાં જઈ મોટો મોટો વ્યાપાર કરે છે શું આ અંગ્રેજી શિક્ષણનો પ્રતાપ નથી?

આ પ્રશ્નના જવાબમાં હું પૂછું છું કે મારવાડના મોટા મોટા વ્યાપારીઓએ મુંબઈ કલકત્તા વગેરે શહેરોમાં જઈ જે ધનસંપત્તિ મેળવી તે ધનસંપત્તિ ભારતની છે કે પરદેશની? ભારતની છે તો આનો અર્થ એ થયો કે જે લોહી આખા શરીરમાં ફરતું હતું તે લોહી એકઠું થઈ એક જગ્યાએ જામી ગયું. અર્થાત્ એક પગ તો થાંભલા જેવો જાડો થઈ ગયો અને બીજો પગ નેતરની સોટી જેવો પાતળો. જો કોઈ મનુષ્યના શરીરની આવી દશા હોય તો તે મનુષ્ય સુંદર અને સ્વસ્થ ગણાશે ખરો? નહિ. જો શરીરમાં નવું લોહી આવે તો તે જુદી વાત છે. પણ જ્યારે શરીરના એક અંગનું લોહી ખાલી થઈ બીજા અંગમાં ચાલ્યું જાય તો તે શરીરનો વિકાસ નહિ પણ વિકાર જ કહેવાય. શરીરમાં વિકાસને બદલે વિકાર થવાથી પરિણામ એ આવે છે કે જે શરીર પહેલાં સશક્ત હતું તે નિર્બળ બની જાય છે.

આ જ પ્રમાણે ગરીબોનું ભોજન લૂટી ધન એકઠું કરવામાં આવે તો તે ધનનો લાભ શું થઈ શકે? જો ધન વધવાની સાથે બીજાનું કલ્યાણ કરવાની ભાવના વધે તો વાસ્તવમાં ધન વધ્યું છે એમ કહી શકાય. જ્યાં રૂપિયા-પૈસા વધે છે પણ સાથે સાથે કલ્યાણબુદ્ધિ વધતી નથી ત્યાં ધન વધે કે ઘટે તે બન્ને બરાબર છે

આજકાલ તન મન વેચીને મનુષ્યો ધન એકત્રિત કરે છે અને પોતાને પૈસાદાર થતો જોઈ ફુલાઈ જાય છે પણ જ્યારે તન-મન બહુ જ નિર્બળ બની જાય છે ત્યારે કોઈ ગરીબ પણ સબળ મનુષ્ય

તેની સામે ઊભો થાય છે અને પૈસાની માગણી કરે છે ત્યારે નિસ્તેજ પૈસાવાળો ગભરાય છે અને બીજાની રક્ષા ચાહે છે ત્યારે ધન તેનુ રક્ષણુ કરી શકતુ નથી.

ધનવાન પુરુષો માને છે કે, ધનના બળે અમે અમારુ રક્ષણ કરી શકીશુ પણ વાસ્તવમા તન-મનને સબળ બનાવ્યા વિના કેવળ ધન રક્ષણ કરી શકતુ નથી તન-મનને સબળ બનાવવા માટે શિક્ષણની અતિ જરૂર રહે છે આપણી પૌર્વાત્ય શિક્ષણસંસ્કૃતિ તન-મનને સબળ-સ્વસ્થ બનાવવાની સર્વપ્રથમ શિક્ષાદીક્ષા આપે છે જ્યારે આજની પાશ્ચાત્ય શિક્ષણસસ્કૃતિ તન-મનને વેચીને ધનને સર્વપ્રથમ પ્રાપ્ત કરવાની શિક્ષાદીક્ષા આપે છે જો તન-મન સ્વસ્થ અને સબળ હશે તો ધન દોડતુ આવશે, પણ જો તન-મન નિર્બળ હશે તો ધનરાશિ પણ હાથમા રહી શકવાની નથી જે રાષ્ટ્રમા તન-મનને સ્વસ્થ અને સબળ બનાવવાની શિક્ષાદીક્ષા આપવામા આવતી નથી પણ કેવળ ધનપ્રાપ્તિ માટે તનમનને વેચી નાખવાની શિક્ષા આપવામા આવે છે તે રાષ્ટ્રનુ ઉત્થાન થવાને બદલે પતન જ થાય છે ભારતદેશને ગુલામ બનાવવાની આ ચાવી મેકોલે જેવા શાસન-કારોએ ઉપયોગમા લીધી અને ભારતમાતાના સપૂતોને ગુલામીની શિક્ષા આપી ગુલામગીરીનો શિરપાવ આપ્યો આજે ભારતના ખૂણે ખૂણે જે બેકારીનુ ભયંકર ભૂત ભારતીયોને ડરાવી ત્રાસ આપી રહ્યુ છે તેનુ મુખ્ય કારણ આજની દૂષિત શિક્ષાપ્રણાલી જ છે. આજે ભારતમાતાનુ જીવનધન યુવકહૃદય પાશ્ચાત્ય શિક્ષણસસ્કૃતિની પછવાડે પાયમાલ થઈ ગયુ છે આજનો નવલોહિયો જુવાનજોધ પુરુષ નિર્બળ, નિસ્તેજ, સાહસશૂન્ય, અકર્મણ્ય, હતોત્સાહ અને નિરાશ જણાય છે તેનું કારણુ આજની દૂષિત શિક્ષાપ્રણાલી સિવાય બીજુ શુ છે। આજની શિક્ષાપ્રણાલીમા માનસિક શિક્ષા અને ઔદ્યોગિક શિક્ષાને જરાપણુ સ્થાન નથી જ્યારે પ્રાચીન સમયમા શારીરિક, માનસિક, ઔદ્યોગિક, સગીત, વાદ્ય, આદિ ૭૨ કલાને શિક્ષા

માનવામાં આવતી અને ૭૨ કલાનો અધિકારી શિક્ષિત તરીકે ઓળખાતો હશે! જેણે ૭૨ કલાને હસ્તગત કરી છે તે કોઈ દિવસ ધનપ્રાપ્તિ માટે બીજાનું મુખ તાકે ખરો! નોકરી માટે દુકાને દુકાને ફરે ખરો! જે ૭૨ કલાનો વિશારદ હોય છે તે હમેશાં સ્વતંત્ર ધંધો જ કરે છે તેનું માનસ જ કલાશિક્ષણથી એવું ઘડાઈ જાય છે કે તે કોઈની નોકરી કે ગુલામી કરી શકતો નથી. કલાવિશારદનું માનસ હમેશાં સ્વતંત્ર જ હોય છે તે કોઈને પરાધીન રહેવા માંગતો જ નથી. આજનો M. A. પાસ થયેલ કે B. A. પાસ થએલ ભલે ભણી કલાનો વિશારદ–Master of Arts ગણાતો હોય પણ વાસ્તવમાં તે એક પણ કલાનો સંપૂર્ણ વિશારદ હોતો જ નથી. કલા શબ્દની વ્યાખ્યા કરવામાં તેઓ પુસ્તકની પુસ્તક ભલે લખી નાંખે પણ તેમના જીવનમાં કલાનો સ્પર્શ સુદ્ધાં થયો હોતો નથી. અને તે જ કારણ છે કે આજનો કલાવિશારદ–Master of Arts–નોકરી માટે ૫૦–૬ રૂપિયાની કમાણી માટે–દુકાને દુકાને હાથ લંબાવતો ફરે છે અત્યારે કલાનું શિક્ષણ જ આપવામાં આવતું નથી, કેવળ ગુલામીનું શિક્ષણ આપવામાં આવે છે ગુલામી શિક્ષણને બદલે કલાનું શિક્ષણ ઊગતી પ્રજાને આપવાનો પ્રબંધ કરવો એ પ્રશાસ્તા સ્થવિર–સંરક્ષકસ્થવિરનું પ્રાથમિક અને આવશ્યક કર્તવ્ય છે

આજની ઊગતી પ્રજા એ ભવિષ્યની ભાગ્યવિધાત્રી છે એ સૌ કોઈ જાણે છે. પણ એ ઊગતી પ્રજાને ઉન્નત બનાવી ભાગ્યવિધાત્રી બનાવવી એ સંરક્ષકોનું કર્તવ્ય છે ઊગતી પ્રજા એટલે આજની ઊગતી પુત્ર–પુત્રી કુમાર કુમારિકા, બાળક–બાળિકા છે. જેમ બાળકને સંસ્કારી અને શિક્ષિત બનાવવા માટે દરેક ઉપાયો લેવામાં આવે છે તેમ કુમારિકા કે બાળિકાને સુસંસ્કારી અને શિક્ષિત બનાવવા માટે સંરક્ષકોએ પ્રયત્ન કરવો જોઈએ–ઉપેક્ષા જરાપણ કરવી ન જોઈએ. જે રાષ્ટ્રમાં સ્ત્રીજાતિને સંસ્કારી અને શિક્ષિત બનાવવા માટે ઉપેક્ષાભાવ સેવવામાં આવે છે તે રાષ્ટ્ર ઉન્નત બની શકતો નથી.

यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता.—જ્યા નારી જાતિની પૂજા થાય છે ત્યા દેવતાઓ રમે છે એ ઋષિવચન પાછળ સ્ત્રીજાતિને સન્માન આપવાની જે ઉન્નત ભાવના રહેલી છે તે ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવાની પ્રત્યેક રાષ્ટ્રપ્રેમીની પવિત્ર ફરજ છે

સ્ત્રી અને પુરુષ એ બન્ને જીવનરથના ચક્રો છે એ બન્ને ચક્રોમાથી કોઈ પણ ચક્ર અસમાન, ભાગેલુ કે તૂટેલુ હોય તો જીવન-રથ આગળ ચાલી ન શકે અત્યારે આપણા વ્યવહાર–જીવનમા જે અસમાનતા જોવામા આવે છે તેનુ પ્રધાન કારણ જીવનરથના બન્ને ચક્રો અસમાન છે

જેમ પુરુષ જાતિને શિક્ષાદીક્ષા આપવા માટે સમુચિત વ્યવસ્થા કરવામા આવે છે તેમ સ્ત્રીજાતિને માટે પણ શિક્ષાદીક્ષા આપવા માટે યોગ્ય વ્યવસ્થા કરવી આવશ્યક છે.

આજની બાળિકાઓ ભવિષ્યની માતાઓ છે રાષ્ટ્રોદ્ધારમા માતાનુ સ્થાન કેટલુ બધુ મહત્ત્વનું છે એ કહેવાની હવે જરૂર નથી જે ભવિષ્યની માતાઓ બનવાની છે તે આજની બાળિકાઓને કેવી શિક્ષા આપવી જોઈએ એ વિષે વિચાર કરવાનુ કામ પ્રશાસ્તાસ્થવિરનું છે બાળાઓને શિવણુ–ગૂથણુ, ભરતકામ, અક્ષરજ્ઞાન, ભાષાજ્ઞાન, વ્યવહારજ્ઞાન આપવાની આવશ્યકતા છે તેથી વિશેષ પાકવિદ્યા બાળઉછેર, બાળપોષણ આદિનુ સક્રિય જ્ઞાન આપવાની અતિ આવશ્યકતા છે સ્ત્રીજાતિમા સહિષ્ણુતા, કોમળતા અને સેવા એ ગુણો પ્રાકૃતિક હોય છે આ ગુણોને વિકસાવવાની તક આપી એ ગુણોનો માનવજાતિના વિકાસમા સદુપયોગ કરવો એ પ્રશાસ્તાસ્થવિરનું કર્તવ્ય છે

સ્ત્રીશક્તિ એ જગતને જીતવાની મહાશક્તિ છે આ શક્તિનો સદુપયોગ કરવામા આવે તો જગત માત્રનું કલ્યાણ થઈ શકે પણ જ્યાસુધી નારીજાગરણ ન થાય ત્યાસુધી રાષ્ટ્રોદ્ધાર પણ થઈ ન

શકે. જે મહાશક્તિ આખા રાષ્ટ્રનો ઉદ્ધાર કરી શકે એમ છે એ શક્તિને ગોંધી નાંખવાથી ઉદ્ધાર થવાને બદલે કેટલો અધઃપાત થાય છે તે આજનું સ્ત્રીજીવન જોવાથી સ્પષ્ટ જણાય છે આજનું સ્ત્રી જીવન પુરુષોના પોલાદી પંજાથી પામર બન્યું છે. જાણે પુરુષોની વાસના તૃપ્ત કરવાનું કેવળ એક જીવતું પુતળું ન હોય તેવું સ્ત્રી જીવન બની ગયું છે અને સ્ત્રી જીવનનું તેજ સામાજિક રૂઢિઓના અંધકારમાં છુપાઈ ગયું છે. સ્ત્રીજાતિમાં પણ પુરુષ જેટલી બુદ્ધિ શક્તિ અને તેજસ્વિતા રહેલી છે જૈનસૂત્રોમાં સ્ત્રીજાતિએ બતાવેલાં ત્યાગ અને સેવાનાં આબેહૂબ દૃષ્ટાન્તો નોંધાયેલાં છે સ્ત્રીજાતિની ઉપેક્ષા કરીને કોઈ પણ રાષ્ટ્ર સમુન્નત બની શક્યો નથી અને બની પણ શકે નહિ. સ્ત્રીજાતિનો સહકાર સાધીને જ પુરુષજાતિ પોતાનું અને પરનું હિત સાધી શકે. સ્ત્રીજાતિની શક્તિને વિકસાવવાનાં દરેક પ્રકારનાં સાધનો પૂરાં પાડવાં અને સ્ત્રીશક્તિનો રાષ્ટ્રોદ્ધારમાં સદુપયોગ કરવો એ પ્રશાસ્તાસ્થવિરનું કર્તવ્ય છે

આજે જ્યારે સ્ત્રીજાતિની હીનાવસ્થા ઉપર દૃષ્ટિપાત કરીએ છીએ ત્યારે કોઈ પણ રાષ્ટ્રપ્રેમીને દુઃખ થયા વિના ન રહે! સ્ત્રીજાતિની આ હીનાવસ્થાનું મુખ્ય કારણ તપાસીએ તો સ્પષ્ટ જણાશે કે સ્ત્રીજાતિને જેઈએ તેવી શિક્ષાદીક્ષા આપવાનો પ્રબંધ કરવામાં આવ્યો નથી.

બાળાઓ–કુમારિકાઓ માટે ભલે શહેરોમાં શિક્ષા આપવાની થોડી ઘણી વ્યવસ્થા હોય પણ ગામડામાં કે જ્યાં સ્ત્રીજાતિનું સેવા પર જીવન ટકી રહ્યું છે ત્યાં બાળા–કુમારિકા માટે શિક્ષાની કશી વ્યવસ્થા હોતી નથી. અને આ જ કારણને લીધે સ્ત્રીઓ એક ગામથી બીજે ગામ એકલી જઈ શકતી નથી એટલું જ નહિ પણ નાના કાર્યથી લઈ મોટા કાર્ય સુધી તે પુરુષજાતિની અપેક્ષા રાખે છે અને બીજાનું મુખ તાકી બેસી રહે છે. સ્ત્રીઓને કેવળ અક્ષરજ્ઞાન, ભાષાજ્ઞાન જ આપવા કરતાં, સાથે દરેક પ્રકારનું વ્યાવહારિક જ્ઞાન અવશ્ય આપવું જોઈએ.

અત્યારે શહેરોમા બાળા-કન્યાઓને જે શિક્ષા આપવામા આવે છે તે શિક્ષા જીવનવિકાસની નહિ પણ જીવનવિકારની આપવામા આવે છે આજે સ્ત્રીશિક્ષામા વિલાસિતાએ પગપેસારો કરી શિક્ષાનો હેતુ હણી નાખ્યો છે આજે શિક્ષિત થએલી કન્યા સેવાની મૂર્તિ બનવાને બદલે વિલાસિતાની મૂર્તિ બની જાય છે એનુ પ્રધાન કારણ પણ સ્ત્રીશિક્ષાની દુર્દશા જ છે પ્રાચીન સમયમા સ્ત્રીશિક્ષા ન હતી એમ ન હતુ તે વખતે પણ સ્ત્રીઓ સ્ત્રીશિક્ષા પ્રાપ્ત કરી 'પડિતા' બની જીવનવ્યવહાર સુદર ચલાવતી અને આદર્શ દપતીજીવનનો બોધપાઠ સર્વને આપતી, એટલુ જ નહિ પણ મોટા મોટા પડિતોના શાસ્ત્રાર્થમા 'નિર્ણાયિકા' બનવા જેટલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરતી સાભળવામા આવે છે કે મડનમિશ્ર અને શકરાચાર્યના શાસ્ત્રાર્થમા મડનમિશ્રની પત્ની ભારતી 'નિર્ણાયિકા' બની હતી અને ઘણા દિવસો સુધી બન્નેનો શાસ્ત્રાર્થ સાભળી તેણીએ એવો નિર્ણય આપ્યો હતો કે, 'શકરાચાર્ય જીત્યા અને મારા પતિદેવ હાર્યા' તે વખતની સ્ત્રીઓમા વિનીતતા અને પ્રામાણિકતા કેટલી બધી હતી તે ઉપરના દૃષ્ટાન્ત ઉપરથી સહેજે સમજી શકાય એમ છે

આજે સ્ત્રીઓ થોડુ ઘણુ વાચતા-લખતા શીખી લે છે ત્યા તો તેઓ ખાવાપીવામા, રહેલીકરણીમા, પહેરવેશમા પરિવર્તન કરી નાખે છે અને પોતે બહુ જ શિક્ષિત છે એમ જનસમાજને બતાવવા માટે વિદેશી વનિતાઓની માફક વિલાસિતા અને ફેન્સી રીતરિવાજમા તણાઈ જાય છે અંધ અનુકરણવૃત્તિ એ શિક્ષાનુ દુષ્પરિણામ છે

દામ્પત્યજીવનને સુખમય બનાવવા સ્ત્રીઓએ સ્નેહસદ્‌ભાવ, સાદગી, નમ્રતા, સસ્કારિતા આદિ સદ્‌ગુણોને કેળવવા જોઈએ આપણી પ્રાચીન સસ્કૃતિ સ્ત્રીજાતિને સસ્કાર અને શિક્ષણદ્વારા સ્ત્રી-જીવનને સુખમય બનાવવાની હિતસલાહ આપે છે. આજે પાશ્ચાત્ય શિક્ષણસસ્કૃતિએ આપણી પ્રાચીન ભારતીય સંસ્કૃતિનો આદર્શ હણી નાખ્યો છે અને તેને સ્થાને સ્ત્રીજાતિને સ્ત્રીધર્મનુ શિક્ષણ

આપવાને બદલે જીવનના આદર્શને હણનારું શિક્ષણ આપવું શરૂ કર્યું છે. આ શિક્ષણ નથી પણ શિક્ષણનું દુષ્પરિણામ છે.

આજની પ્રચલિત શિક્ષાપ્રણાલી બદલીને જ્યાંસુધી રાષ્ટ્રીય શિક્ષાપ્રણાલીદ્વારા ઊગતી પ્રજાને શિક્ષાદીક્ષા આપવામાં ન આવે ત્યાંસુધી રાષ્ટ્રના કલ્યાણની આશા શી રીતે રાખી શકાય ! અને આ ત્યારે જ બની શકે કે જ્યારે રાષ્ટ્રનો આખો શિક્ષાવિભાગ શિક્ષાશાસ્ત્રવિજ્ઞોના હાથમાં હોય અને તેમની સૂચનાનુસાર ઊગતી પ્રજાને શિક્ષાદીક્ષા આપવામાં આવે. જ્યારે રાષ્ટ્રના સૂત્રધારોના હાથમાં શિક્ષાવિભાગ આવશે ત્યારે ઊગતી પ્રજા રાષ્ટ્રીય શિક્ષણનું મહત્ત્વ અને વિદેશીઓની કુશિક્ષાનું દુષ્પરિણામ સમજી શકશે. આ પ્રમાણે શિક્ષાશાસ્ત્રવિદોની પ્રેરણાથી ઊગતી પ્રજા રાષ્ટ્રોદ્ધારના માર્ગમાં જોડાશે ત્યારે રાષ્ટ્રોદ્ધાર અવશ્ય થવાનો જ એમાં શક નથી.

( ૫ )

# કુળસ્થવિર

## [ कुल-थेरा ]

ભારતવર્ષ એક મોટા દેશ છે એટલે અહી હમેશા વિભાજિત શાસનપ્રણાલી ચાલતી આવી છે એક જ શાસક બધા કાર્યોને ઠીક રીતિએ પાર પાડી શકે નહિ એ દૃષ્ટિએ શાસ્ત્રમા કુલધર્મ અને તેની વ્યવસ્થા કરનાર કુલસ્થવિરની વ્યાખ્યા કરવામા આવી છે

કુલસ્થવિર બે પ્રકારના છે એક લૌકિક કુલસ્થવિર અને બીજા લોકોત્તર કુળસ્થવિર

લૌકિક કુળધર્મની જે સમુચિત વ્યવસ્થા કરે છે એટલે કેવા કાર્યો કરવાથી કુળની ઉન્નતિ થાય છે અને કેવા કાર્યો કરવાથી કુળનું પતન થશે એ વાતનો પૂર્વાપર વિચાર કરનાર કુળસ્થવિર કહેવાય છે જે સાચો કુળસ્થવિર હોય છે તે કુળધર્મની રક્ષા માટે પ્રાણ પણ અર્પી દે છે પણ કુળને કલંક લગાડવા દેતો નથી કુળસ્થવિર કુળને ઉજાળનાર સાચો કુળદીવો હોય છે.

જેમ દીવો પોતે બળે અને બીજાને બાળે નહિ પણ પોતાના પ્રકાશથી બધાને ઉજાળે છે તેમ જે કુળના દરેક પ્રકારના દુઃખ-

સહ્યો યત્ન કરે છે પણ કુળનાં માણસોને જરા પણ દુઃખ કે કષ્ટ આપતો નથી અને પોતાના જીવનપ્રકાશથી આખા કુળને ઉજાળે છે તે ખરેખર કુળદીપક છે. કુળદીપક બનવું એ સરલ નથી. કુળદીપક બનવા માટે તો દીવાની માફક તનને તાવવું પડે છે અને આખા કુળને ઉજાળવા માટે આત્મજ્ઞાનનો પ્રકાશ પ્રગટાવવો પડે છે. જે કુળની મોટાઈ મેળવવા માટે કુળસ્થવિર બની જાય છે પણ કુળોદ્ધારનું કામ કરતો નથી તે વ્યક્તિ કુળદીપક નહિ પણ કુળાંગાર બને છે. કુળાંગાર કુળને ભસ્મીભૂત કરી નાખે છે જ્યારે કુળદીપક આખા કુળને ઉજાળે છે. જે સાચો કુળસ્થવિર હોય છે તે કુળદીપક હોય છે.

આખા કુળમાં કુટુમ્બભાવનાનું બીજ રોપવું એ કુળસ્થવિરનું મુખ્ય કર્તવ્ય છે. જે કુળમાં કુટુમ્બભાવના હોતી નથી તે કુળ વધારે આયુષ્ય ભોગવી શકતું નથી. કુટુમ્બભાવના એ કુળોદ્ધારનું મૂળ છે. કુળમાં કુટુમ્બભાવના કેળવવા માટે કુળસ્થવિરે આખા કુળના પ્રત્યેક સભ્યની સારસંભાળ રાખવી પડે છે. પહેલાના સમયમાં ઓસવાલોમાં પંચ કુળસ્થવિરનું કામ કરતું. ઓસવાલોએ કેવી રીતે રહેવું, કેવો વ્યવહાર રાખવો અને કુળધર્મની રક્ષા માટે ક્યા ક્યા ઉપાયો યોજવા વગેરેનો નિર્ણય તે લોકો જ કરતા હતા. આ કુળવ્યવસ્થાને જે લોકોએ તોડી છે તે લોકોને એનું દુષ્પરિણામ સહેવું પડ્યું છે. કુળસ્થવિરની ઉપસ્થિતિમાં કુળના સિદ્ધાન્તોની વિરુદ્ધ જઈ માંસ, શરાબ આદિ દુર્વ્યસનોનું સેવન કરવાનું તથા કુળમર્યાદા તોડી બાલ-વિવાહ, વૃદ્ધવિવાહ, અનમેલ વિવાહ કરવાનું કોઈ સાહસ કરતું નહિ. જે કોઈ કુળમર્યાદાનું ઉલ્લંઘન કરતું તેને કુળસ્થવિર યોગ્ય દંડ આપતા અને તેનો પૂરેપૂરો અમલ કરવામાં આવતો. કુળની મર્યાદા બરાબર સચવાય અને કુળની શ્રેષ્ઠ રીતરિવાજોનું બરાબર પાલન થાય તે માટે કુળસ્થવિર પૂરેપૂરી સાવચેતી રાખતા. કુળસ્થવિરના આ મહત્ત્વપૂર્ણ પદના ભારને વહન કરવો સાધારણ મનુષ્ય માટે સરલ

નથી જે વ્યક્તિએ કુળની પ્રતિષ્ઠા સાચવવા જેટલુ વ્યક્તિત્વ કેળવ્યુ છે તેજ વ્યક્તિ કુળસ્થવિર બની શકે છે અને કુલોદ્ધાર કરી કુળને દીપાવી શકે છે

આજે પહેલાના જેવી કુળસ્થવિરની વ્યવસ્થા ન હોવાને કારણે અત્યારે કન્યાવિક્રય, વરવિક્રય, બાલવિવાહ, વૃદ્ધવિવાહ, અનમેલવિવાહ થાય છે એટલુ જ નહિ પણ આ કુળનાશક વિવાહોમા ઘણું આંધળુ ખર્ચ પણ થાય છે અત્યારે સમાજની જે અધોદશા જોવામા આવે છે તેનુ મૂળ કારણ શોધશુ તો સ્પષ્ટ જણાશે કે યોગ્ય કુળસ્થવિર ન હોવાને કારણે જ કન્યાવિક્રય, બાલવિવાહ, વૃદ્ધવિવાહ આદિ રાક્ષસી રીતરિવાજો જીવી રહ્યા છે, અને બીજા નવા રીતરિવાજો પેદા થતા જાય છે કે જેથી કુળધર્મનો નાશ થાય છે

આજે કુળસ્થવિરના અભાવે દરેક કુળમા ખોટા ખર્ચો, ખોટા વ્યવહારો, અને બહારના આડબરો વધતા જોવામા આવે છે અને એ જ કારણે પહેલા બસો કે ત્રણસો રૂપિયામા વિવાહનો ખર્ચ થતો હતો તે કુળવ્યવસ્થા ન હોવાને કારણે અત્યારે બે હજાર કે ત્રણ હજાર જેટલો ખર્ચ કરવા છતા વિવાહનુ કામ બરાબર પાર પડતુ નથી. કુળમા ખોટા ખર્ચો વધવાને કારણે સમાજમા અત્યધિક બેકારી વધી છે અને આજે સમાજનો મોટો સાધારણ વર્ગ ગરીબ હોવાને કારણે વિવાહનો મોટો ખર્ચ ઉપાડી શકતો ન હોવાથી તેને અવિવાહિત રહેવુ પડે છે આ પ્રમાણે ફરજીયાત રહેવુ પડતુ અવિવાહિત જીવન ભ્રષ્ટ થયા વિના રહેતુ નથી અને પરિણામે સમાજમા પાપાચાર વધે છે આ પાપાચારનું દુષ્પરિણામ સમાજ અને કુળને સહેવુ પડે છે

જો કુળની બરાબર વ્યવસ્થા હોય તો કુળમા બાલવિવાહ, વૃદ્ધવિવાહ, અનમેલવિવાહ કેમ થઈ શકે? કુળને ઉજાળનાર કુળસ્થવિર હોય તો કુળમા હજારો રૂપિયાનુ પાણી કરી વિલાસિતાના બીજ રોપે એવા વેશ્યાનૃત્ય, રડીનાચ જેવા કઢગા રીતરિવાજો કેમ

ચાલી શકે ! આજની ઊગતી પ્રજામાં જ્યાં આવાં ખરાબ કુળસંસ્કારો સીંચાતાં હોય ત્યાં કુળોદ્ધારની આશા કેમ રાખી શકાય ! ઊગતી પ્રજામાં સારાં કુળસંસ્કારો સીંચવાનું કામ કુળસ્થવિરનું છે આખા કુળની બરાબર વ્યવસ્થા કરવી અને કુળ ઉન્નતિને પંથે ચડે એવાં રીતરિવાજ પ્રચલિત કરવાં એ કુળસ્થવિરે જોવાનું છે કુળમાં ખાનપાન, રીતરિવાજ આચારવિચાર શુદ્ધ રહે અને કુળધર્મનું બરાબર પાલન થાય તેની સાવચેતી કુળસ્થવિરે રાખવી પડે છે. અત્યારે કુળધર્મનું બરાબર પાલન ન થવાને કારણે જ વિવાહેચ્છુક યુવકોને ફરજિયાત અવિવાહિત જીવન વ્યતીત કરવું પડે છે અને ૬૦-૬૫ વર્ષના વૃદ્ધો ધનસત્તાનાં બળે આશાભરી કુમારિકાઓ સાથે વિવાહ કરી લે છે અને પરિણામે થોડાં વર્ષ ગૃહવાસમાં રહીને પોતે મૃત્યુને ભેટે છે અને અબોધ બાલિકાનું જીવન પણ દુઃખી બનાવતો જાય છે એક બાજુ વૃદ્ધવિવાહ થાય છે જ્યારે બીજી બાજુ નાના નાના અબોધ બાળકોને વિવાહના બંધનમાં સપડાવવામાં આવે છે આ બે કારણોને લીધે સમાજમાં વિધવાઓની વૃદ્ધિ થાય છે આ વિધવાઓમાં કેટલીક વિધવાઓ એવી પણ હોય છે કે જેમને પોતે કેવું છે કેવી અવસ્થામાં છે ! એટલું પણ ભાન હોતું નથી. આ નાની ઉંમરમાં કુમળી કુમારિકાઓને વિધવા બનવાનું કારણ કુળમર્યાદાનું ઉલ્લંઘન અને કુળસ્થવિરની સંરક્ષણનો અભાવ છે

આજે જ્યાં જોઈએ માલમતાલ ખાવા માટે મોટી મોટી બડાઈ મારનારા સ્થવિરો બહાર નીકળી પડે છે પણ વિવાહ ન્યાયયુક્ત છે કે નહિ ! એ જોનારા વધુ થોડા હોય છે પ્રીતિભોજ તો પહેલાં પણ થતાં પણ તે પ્રીતિવૃદ્ધિ માટે. ત્યારે કોઈ કોઈને બળાત્કારથી પ્રીતિ ભોજ કરાવવામાં ન આવતું અત્યારે જે જાતિભોજ કરાવાવમાં આવે છે તે જાતિનો કર વસૂલ કરવા માટે કરાવવામાં આવતું હોય છે લોકો જાતિભોજ કરવા માટે ભોગવું કરે છે પણ પાછળથી તેઓની શી દુર્દશા થશે તેનું ધ્યાન રાખતા નથી. જે સ્થિતિ જાતિભોજની છે તેથી ખરાબ સ્થિતિ મૃત્યુભોજની છે મૃત્યુભોજથી કુળની

ધનસંપત્તિ, શરીરસંપત્તિનો ઘણો જ હ્રાસ થાય છે પણ આ બધું કુળસ્થવિર વિના કોણ સમજાવે ? અત્યારે કુળસ્થવિરના અભાવે જ્યાં જુઓ ત્યાં કુળમર્યાદાનું ઉલ્લંઘન કરવામાં આવે છે, ખોટા રીવાજો, ખોટા ખર્ચો વધારવામાં આવે છે કુળવ્યવસ્થા ન હોવાને કારણે સમાજના ટૂકડે-ટૂકડા થઈ ગયા છે અને સામાજિક જીવન દુ:ખી બનતું જાય છે અને કુળધર્મનો નાશ થતો જોવામાં આવે છે

લૌકિક કુળના ઉદ્ધાર માટે જેમ કુળસ્થવિરની આવશ્યકતા રહે છે તેમ લોકોત્તર કુળના ઉદ્ધાર માટે લોકોત્તર કુળસ્થવિરની પણ જરૂર રહે છે સાધુસમાજ એ લોકોત્તર કુળ છે સાધુસમાજના નિયમપાલનની બધી જવાબદારી ગુરુ ઉપર રહે છે એટલે ગુરુ એ લોકોત્તર કુળના સ્થવિર છે શિષ્યવર્ગને આચારધર્મનું શિક્ષણ આપવું, ઉચિત આવશ્યકતાઓની પૂર્તિ માટે યોગ્ય સાધનો પૂરા પાડવા એ ગુરુનું કર્ત્તવ્ય છે શિષ્યોને ભણાવીગણાવી વિદ્વાન્ બનાવવા એ પણ ગુરુનું જ કર્ત્તવ્ય ગણાવામાં આવ્યું છે જે કોઈ ગુરુ પોતાના ૧૦-૨૦ યોગ્ય શિષ્યોને જ ભણાવે અને બાકીના શિષ્યોને શિક્ષા ન આપે તો તે ગુરુ કુલસ્થવિર કહેવાય નહિ જે કુળસ્થવિર બાળકોને બાળકયોગ્ય અને વૃદ્ધોને વૃદ્ધયોગ્ય શિક્ષા આપે છે અને તેમની યોગ્યતાનુસાર સારસંભાળ રાખે છે તે કુળસ્થવિરનું કુળ હમેશાં પવિત્ર રહે છે

જે પ્રમાણે લૌકિક કુળસ્થવિર કુળધર્મના પાલન કરવા-કરાવવાની બધી વ્યવસ્થા કરે છે તે જ પ્રમાણે જે ગુરુ પોતાના કુળના બધા સાધુઓને કુળધર્મના પાલનમાં દૃઢ બનાવે છે, તે લોકોત્તર કુલસ્થવિર છે લોકોત્તર કુલસ્થવિરના બનાવેલા નિયમોનો ભંગ કરનાર માટે દંડવિધાન પણ બતાવવામાં આવેલ છે એ પ્રાયશ્ચિત્તમાં દશમું પ્રાયશ્ચિત્ત અન્તિમ સજા છે આ છેલ્લું પ્રાયશ્ચિત્ત એને જ દેવામાં આવે છે કે જે મનુષ્ય કુળમાં રહી કુળનો નાશ કરે છે, સંઘમાં રહી સંઘનો નાશ કરે છે અથવા ગણમાં રહી ગણનો નાશ કરે છે

સાધુ જો મહાવ્રતોનો મૂળથી ભંગ કરે તો તેની અધિકમાં અધિક સજા નવી દીક્ષા છે પરન્તુ જો ગણમાં ભેદ પાડે તો તેને બમણું પ્રાયશ્ચિત્ત છે. આનું પ્રધાન કારણ એ છે કે જો કોઈ સાધુ વ્યક્તિગત અપરાધ કરે તો તે એકલો જ કષ્ટ પામે પણ જો કુળ, સંઘ કે ગણમાં ભેદ પાડે તો આખા કુળને કે સંઘને હાનિ પહોંચે છે માટે એ ભૂલેચૂકે પણ થવું ન જોઈએ કે જે વ્યક્તિ કુળને છિન્નભિન્ન કરે છે તે કુધર્મ આચરે છે અને આખા કુળનો અપરાધી બને છે.

કુળમાં કુલીનતા પ્રગટાવવી અને કુળને ઉજ્જવલ બનાવવું એ કુળસ્થવિરનો ધર્મ છે. કુળદીપક બનવા માટે કુળસ્થવિરે આત્મભોગ આપી બીજાને પોતાના જ્ઞાનપ્રકાશ વડે પ્રકાશિત કરવા જેટલું વ્યક્તિત્વ પ્રગટાવવું જોઈએ.

( ૬ )

## ગણુસ્થવિર–ગણુનાયક

### [ गण–थेरा ]

**માનવકુળ** અનેક નાના મોટા કુટુમ્બોમા વહેચાએલુ છે આ બધા કુટુમ્બોમા પરસ્પર પ્રેમસબધ, સ્નેહસદ્‌ભાવ તથા યોગ્ય વ્યવસ્થા જળવાય તે માટે બધા કુટુમ્બોનુ એક મધ્યસ્થ મડળ સ્થાપવામા આવે છે જે 'ગણુ' અથવા ' કુટુમ્બ સમૂહ ' એ નામથી ઓળખાય છે આ 'ગણુ' નુ મુખ્ય કામ કુળની મર્યાદા સાચવવાનું અને કુળની યોગ્ય વ્યવસ્થા કરવાનુ હોય છે જે વ્યક્તિ આ ગણુ-તત્રનુ બરાબર નિયત્રણુ અને સચાલન કરે છે તે 'ગણુસ્થવિર' કે ગણુનાયક તરીકે ઓળખાય છે

પ્રાચીન સમયમા ગણુતત્ર–પ્રજાતત્રની પ્રણાલી બહુ પ્રચલિત હતી ભ મહાવીરના સમયમા અઢાર ગણુરાજ્યો હતા અને એ ગણુ-રાજ્યો પરસ્પર બહુ જ સલાહસપથી રહેતા અને ગણુરાજ્યોની યોગ્ય વ્યવસ્થા કરતા. આ અઢાર ગણુરાજ્યોનો ગણુસ્થવિર ચેટક હતો.

જૈનસૂત્રોમા ગણુનાયક ચેટકનો જે કાઈ જીવનપરિચય મળે છે તે ઉપરથી ગણુસ્થવિર કેવો હોવો જોઈએ તેનો સ્પષ્ટ ખ્યાલ આવે છે

મગધદેશ જે વર્તમાન સમયમાં બિહાર નામે ઓળખાય છે તેની ઉત્તરે વૈશાલી નામે એક પ્રસિદ્ધ નગરી હતી. આ વૈશાલીનગરી ગણરાજ્યમાં હતી. આ ગણરાજ્યનો અધિનાયક ચેટક હતો. તે વખતે વૈશાલી ગણરાજ્ય જેવાં બીજાં પણ ઘણાં ગણરાજ્યો હતાં જેમાં કુસીનારા પાવા, કુંડપુર આદિ પ્રધાન ગણરાજ્યો હતાં, આ બધાં ગણરાજ્યો ગણતંત્ર કે પ્રજાતંત્ર (Republic) રાજ્યો હતાં. આ ગણરાજ્યોનું નિયંત્રણ અને સંચાલન ગણનાયક ચેટક કરતો હતો.

આ ગણતંત્રોનું સંચાલન આધુનિક પ્રજાતંત્ર રાજ્યોની જેમ જ આ બધાં ગણરાજ્યોમાં ક્ષત્રિય કુળના અધીશ્વરોની કૌંસીલ (સભા) મુખ્ય કામ કરતી હતી. આ ગણતંત્રમાં જે જે જાતિઓ સમ્મિલિત હતી તે પોતાનો એક પ્રતિનિધિ ચૂંટી ગણતંત્રમાં મોકલતી.

ગણતંત્રની સભાની વ્યવસ્થા એકદમ સુંદર હતી. એ સભામાં એક આસન-પ્રજ્ઞાપક નિયુક્ત કરવામાં આવતો કે જે આવેલા સદસ્યોને તેમનું સ્થાન બતાવતો. સદસ્યોની ઉપસ્થિતિ પર્યાપ્ત થયે કાર્યપણ પ્રસ્તાવ સભા સમક્ષ મૂકવામાં આવતો. આ ક્રિયાને નપ્તિ (જ્ઞપ્તિ) કહેવામાં આવતી. વિજ્ઞપ્તિ કર્યા પછી પ્રસ્તુત પ્રસ્તાવ ઉપર વિચાર કરવામાં આવતો અને પ્રસ્તાવ સ્વીકૃત કરવામાં આવે કે નહીં એ વિષે ગણપૂર પ્રત્યેક સદસ્યને પૂછવામાં આવતું. જો બધા સદસ્યો પ્રસ્તાવને સ્વીકૃત કરવામાં સહમત થતા તો પ્રસ્તાવ પાસ કરવામાં આવતો અને જો તેમાં મતભેદ થતો તો મતગણના કરવામાં આવતી. આ ગણતંત્રની સભાનાં નિયમોપનિયમો પણ ઘડવામાં આવતાં અને તેનું બરાબર પાલન કરવામાં આવતું.

ગણતંત્રની સભા બહુમતિથી કામ કરતી હતી. સભામાં જે પ્રસ્તાવ સ્વીકૃત કરવામાં આવતો તે પ્રસ્તાવને કાર્યરૂપમાં પરિણત કરનાર ગણનાયક Chief Magistrate કહેવામાં આવતો. ગણનાયકને સહકાર આપવા માટે ઉપરાજ, ભંડારી, સેનાપતિ વગેરે ગણ

નિયુક્ત કરવામા આવતા ગણુતત્રનુ ન્યાયાલય એક આદર્શ ઢગનુ હતું, કે જ્યા સસ્તો અને સાચો ન્યાય આપવામા આવતો ગણુતંત્રના સદસ્યોનો જ્યા દરબાર ભરવામા આવતો તે સ્થાન Town hallના નામે ઓળખાતુ

ગણુનાયક ચેટક ગણુરાજ્યોની સુવ્યવસ્થા કરવામા કુશળ હતો બધા ગણુરાજ્યોના અધિનાયકો તેનુ નેતૃત્વ સ્વીકારતા અને તેની આજ્ઞાને શિરોધાર્ય કરતા ચેટક પોતે આઢય, દીપ્ત અને અપરાભૂત–કોઈથી ગાજ્યો ન જાય એવો–હતો તેની અપ્રતિમ પ્રતિભાશક્તિ આગળ બધા નમતુ આપતા પ્રજાને સુખી બનાવવા માટે પોતાથી તે શક્ય પ્રયત્નો કરતો અન્યાય સામે તે જેહાદ જગવતો અને ન્યાયની આગળ નમતુ આપતો આ તેની ગણુનાયક તરીકેની ખાસ વિશેષતા હતી મહારાજ ચેટક ગણુનાયકના ગુણોથી સપન્ન હતો અને તેથી જ બીજાં ગણુરાજ્યોના અધિનાયકો તેની આજ્ઞા શિરોધાર્ય કરતા

એક વખત મહારાજ ચેટકને ગણુનાયક તરીકેની કડવી ફરજ બજાવવાનુ જોખમભર્યું કામ માથે આવી પડયુ પ્રસગ એવો હતો કે, મહારાજ ચેટકના ભાણેજ મગધાધિપતિ કોણિકે પોતાના ભાઈ વિહલ્લકુમારના ભાગમા આવેલા હાર–હાથી ઝૂટવી લેવા માટે વિહલ્લ કુમારની સાથે અન્યાય કર્યો વિહલ્લકુમાર ગભરાયો અને મહારાજ ચેટકની શરણે આવ્યો. ગણુનાયક ચેટકે વિહલ્લકુમારની બધી વાત શાન્તિપૂર્વક સાભળ્યા બાદ કહ્યું કે, મહારાજ કોણિકનો આ અન્યાય છે હાર–હાથી ઉપર તેનો જરાપણુ અધિકાર નથી. મગધાધિપતિ કોણિક અને વિહલ્લકુમાર બને ગણુનાયક ચેટકના ભાણેજ હતા એક અન્યાયને પથે હતો અને બીજો ન્યાયને પથે હતો અન્યાયનો પ્રતિકાર કરવો અને ન્યાયનો પ્રચાર કરવો એ ગણુતત્રનુ ધ્યેય હોય છે આજે ગણુતત્રના ધ્યેયને સિદ્ધ કરવાનો શુભ પ્રસગ સાપડયો હતો ગણુ-નાયક ચેટકે બધા ગણુરાજ્યોના અધિનાયકોને એકઠા કર્યા અને ગણુધર્મ ઉપર આવેલી ફરજને બજાવવાનો હેતુ સમજાવ્યો બધા

ગણરાજ્યોના અધિનાયકે અને તે લોકે મહારાજા કોણિકના અન્યાયનો પ્રતિકાર કરવા અને આશ્રયે આવેલા વિહલ્લકુમારને ન્યાય અપાવવા ગણનાયક ચેટકને આગ્રહ કર્યો

ગણનાયક ચેટક ઉપર આજે બેવડી ફરજ આવી પડી હતી. ગણધર્મની રક્ષા અને બીજી આશ્રિતોની રક્ષા. મગધપતિ કોણિક પણ ભાણેજ હતો અને વિહલ્લકુમાર પણ ભાણેજ હતો. પણ મગધપતિ કોણિક અન્યાયને પંથે હોવાથી તેનો પક્ષ ન લેતાં નિઃસહાય વિહલ્લ કુમારનો પક્ષ લીધો. ચેટક કેટલો બધો નિષ્પક્ષ અને ન્યાયપ્રિય હશે તેનો પરિચય અને આપણને મળે છે. ગણનાયક ચેટકે સર્વપ્રથમ તો મગધપતિ કોણિકને બે ત્રણ વાર ન્યાયને માર્ગે આવી સમાધાની કરવાના સંદેશાઓ પાઠવ્યા, પણ સત્તાના ઉન્માદમાં ભ્રાતૃપ્રેમને ભૂલેલા મગધપતિ કોણિક ગણનાયક ચેટકની શુભ સલાહને અવગણી કાઢી અને યુદ્ધ માટે તૈયારી કરવાનું કહેણ મોકલ્યું. મહારાજ ચેટકે બધાં ગણરાજ્યોના અધિનાયકોને યુદ્ધ માટે તૈયારી કરવાની આજ્ઞા કરી. આખરે ભયંકર યુદ્ધ* થયું. જો કે દૈવી સહાયથી મગધપતિ કોણિક એ યુદ્ધમાં જીત્યો પણ ગણનાયક ચેટક તથા તેના સહાયક બીજા ગણનાયકોએ પ્રાણના ભોગે પણ ગણધર્મની પ્રતિષ્ઠા જાળવી અને પોતાની ગણનાયક તરીકેની ફરજ બજાવી

ઉપરના શાસ્ત્રીય દૃષ્ટાન્ત ઉપરથી ગણનાયક કેવો હોવો જોઈએ અને તેના ઉપર કેટલી બધી ગંભીર જવાબદારીઓ હોય છે તેનો સામાન્ય પરિચય મળે છે કે —

ગણનાયકે ગણતંત્રની વ્યવસ્થા અને પ્રતિષ્ઠા સાચવવા માટે સમય અને શક્તિનો ભોગ આપવો પડે છે

ગણનાયકે પોતાના સહકારી ગણરાજ્યોના અધિનાયકોનાં હૃદય જીતવા માટે પ્રેમભાવ અને વ્યક્તિત્વ પ્રગટાવવાં પડે છે.

* જુઓ: નિરયાવલિ સૂત્ર અને ભગવતીસૂત્રમાં આવેલ રથમૂસલ અને મહાશિલાકંટક યુદ્ધનું વર્ણન.

ગણુનાયકે અન્યાયના પ્રતિકાર અને ન્યાયના પ્રચલન માટે હમેશા સક્રિય પ્રયત્ન કરવા પડે છે

ગણુનાયકે ગણુધર્મની રક્ષાર્થે પ્રાણુાર્પણુ જેટલુ આત્મબળ કેળવવુ પડે છે

ગણુનાયકે ગણુધર્મની પ્રતિષ્ઠા આગળ સ્વજનનો સબધ તોડવો પડે છે

ગણુનાયકે ગણુતંત્રને આશ્રયે આવેલા કોઈપણુ આશ્રિતને તન, મન અને ધનથી રક્ષા કરવી પડે છે

ગણુનાયકે કોઈપણુ પ્રકારનો પક્ષપાત છોડી નિષ્પક્ષ અને ન્યાયપ્રિય થઈ રહેવુ પડે છે

ગણુનાયકે ગણુધર્મની રક્ષા અને પ્રતિષ્ઠા પ્રાણુના ભોગે પણુ સાચવવી પડે છે.

ગણુનાયકે પ્રજાના સુખદુ ખની દિનરાત ચિન્તા કરવી પડે છે.

ગણુધર્મની પ્રતિષ્ઠા અર્થે ગણુનાયકે કેટલો આત્મભોગ આપવો પડે છે તે આપણે જોયુ પણુ આ સિવાય ગણુનાયક ગણુધર્મને વધારે વ્યવસ્થિત અને વ્યવહાર્ય કરવા માટે ઘણીવાર તેમા યોગ્ય પરિવર્તન પણુ કરવુ પડે છે ‘ગણુ’ના નિયમોમા પરિવર્તન અને પરિવર્દ્ધન કરવાથી ઘણીવાર ગણુતત્રના રાજ્યો નારાજ પણુ થાય છે, પણુ જે સાચો ગણુનાયક હોય છે તે કોઈની રાજીખુશીથી ફુલાતો નથી તેમ કોઈની નારાજીથી ગભરાતો નથી તે તો ગણુધર્મ વ્યવસ્થિત કેમ થાય અને ગણુતત્રનુ સચાલન અને નિયન્ત્રણુ બરાબર કેમ થાય અને તેથી પ્રજાને વિશેષ સુખશાન્તિ કેમ પહોચે એ જ ચિન્તા હમેશા ગણુનાયકને રહ્યા કરે છે જે ગણુનાયક ગણુતત્રમા ‘આમ કરવાથી અમુક નારાજ થશે તો’ એમ ધારી યોગ્ય પરિવર્તન કરતા ડરે છે તે ગણુસ્થવિરપદને શોભાવી શકતો નથી માટે સાચો ગણુનાયક તો તે જ છે કે, જે દેશકાલાનુસાર ગણુધર્મના નિયમોપનિયમોમા યોગ્ય

પરિવર્તન કરી ગણતંત્રને વ્યવસ્થિત બનાવે છે અને તે દ્વારા પ્રજાને સુખશાન્તિ પહોંચાડે છે.

જેમ લોકો ગરમીના દિવસોમાં ઝીણાં કપડાં પહેરે છે અને ઠંડીના દિવસોમાં ગરમ કપડાં પહેરે છે. ઋતુ અનુસાર આ પરિવર્તન આવશ્યકારી માનવામાં આવે છે તેમ દેશકાલાનુસાર ગણતંત્રમાં યોગ્ય પરિવર્તન કરવું અતિ આવશ્યક છે. એક પુસ્તકમાં એમ વાંચવામાં આવ્યું હતું કે જે વસ્તુમાં પરિવર્તન થતું નથી તે વસ્તુ ટકતી નથી તે નષ્ટ થઈ જાય છે. આ વાત સત્ય લાગે છે. કારણ કે એ પ્રત્યક્ષ દેખાય છે કે વૃક્ષ પણ જૂનાં પાંદડાં ફેંકી દે છે અને નવાં પાંદડાં ધારણ કરે છે. જો આ પરિવર્તન વૃક્ષમાં ન થાય તો વૃક્ષ વૃક્ષરૂપે ટકી ન શકે. જૈનશાસ્ત્રોમાં પણ પ્રત્યેક વસ્તુ ઉત્પાદવ્યયધ્રૌવ્યાત્મક માનવામાં આવી છે. સારાંશ કે ગણનાયકે સમયાનુસાર ગણધર્મમાં યોગ્ય પરિવર્તન કરવું જોઈએ.

જો ગણનાયક સમયધર્મી અને સમજદાર ન હોય તો ગણધર્મમાં કરવામાં આવેલું પરિવર્તન ગણધર્મમાં વ્યવસ્થા કરવાને બદલે અવ્યવસ્થા કરી નાખે છે. એટલા માટે ગણનાયકને દેશકાળનું જ્ઞાન અવશ્ય હોવું જોઈએ.

જે વ્યક્તિ ગણતંત્રની વીખરાયેલી શક્તિનું સંગઠન કરી તેનો ગણધર્મને વ્યવસ્થિત કરવામાં સદુપયોગ કરે છે અને તે દ્વારા પ્રજાજીવનને સુખી બનાવે છે તે વ્યક્તિ ગણસ્થવિર બની શકે છે અને આત્મસંયમ તથા કર્તવ્યપાલનદ્વારા તે ગણસ્થવિરપદને દીપાવી શકે છે.

( ૭ )

## સંઘસ્થવિર

### [ संघ-थेरा ]

**જૈનશાસનમાં** સંઘનુ સ્થાન અતિ મહત્ત્વનુ છે સઘ એટલે જૈનશાસન સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એમ ચતુર્વિધ સઘ છે. આ ચતુર્વિધ સઘની પ્રતિષ્ઠામા ધર્મની પ્રતિષ્ઠા રહેલી છે કારણ કે આ ચતુર્વિધ સઘના પાયા ઉપર જ જૈનશાસન ટકી રહ્યુ છે જે સઘના આધારે ધર્મ ટકી રહેલો છે તે સઘ જો શિથિલ હોય તો ધર્મ કેમ ટકી શકે ? એટલા માટે સઘની સુવ્યવસ્થા જાળવવા માટે સઘસ્થવિરની આવશ્યકતા શાસ્ત્રકારોએ બતાવી છે.

સકળ સઘનુ સચાલન કરવુ એટલે ચતુર્વિધ સઘની સમુચિત વ્યવસ્થા કરવી, એ સઘસ્થવિરનું મુખ્ય કર્ત્તવ્ય છે

સઘ બે પ્રકારનો છે લૌકિક સઘ અને લોકોત્તર સઘ. શ્રાવક અને શ્રાવિકા લૌકિક સઘના સભ્યો છે અને સાધુ અને સાધ્વી એ લોકોત્તર સઘના સભ્યો છે લૌકિક સઘસ્થવિર લૌકિક સઘની વ્યવસ્થા કરે છે અને લોકોત્તર સઘસ્થવિર લોકોત્તર સઘની વ્યવસ્થા કરે છે.

શ્રાવક તથા શ્રાવિકા બન્નેને સંઘમાં સમાન અધિકાર છે બન્નેના પરસ્પરના સહકાર વિના સંઘનું કોઈપણ કામ વ્યવસ્થિત ચાલી ન શકે. લૌકિક સંઘના આ બે મહત્ત્વના અંગોમાંનું કોઈ એક અંગ પાંગળુ બને અથવા બનાવવામાં આવે તો લૌકિક સંઘ આગળ ચાલી ન શકે

જ્ઞાન, દર્શન, ચારિત્રને જીવનમાં ઉતારવા માટે જો શ્રાવક શ્રાવિકા બન્ને સક્રિય પ્રયત્ન કરે તો લૌકિકસંઘની ઉન્નતિ થયા વિના ન રહે. લૌકિક સંઘનો મુખ્ય આદર્શ લૌકિક જીવનને વ્યવસ્થિત અને આદર્શ બનાવવાનો છે પણ જીવનનો આદર્શ સંઘસ્થવિર વિના કોણ સમજાવે ?

જો સંઘસ્થવિર સંઘના નિયમોપનિયમો અનુસાર સંઘની વ્યવસ્થા કરે તો સંઘની ઉન્નતિ અવશ્ય થાય. પણ સંઘની બરાબર વ્યવસ્થા કરવા માટે સંઘસ્થવિરે જ્ઞાન, દર્શન અને ચારિત્રને જીવનમાં સ્થાન આપી વ્યક્તિત્વ કેળવવું પડે છે જ્યારે સંઘસ્થવિર પ્રભાવશાળી અને દૂરદર્શી બને છે ત્યારે સંઘ પ્રગતિના પંથે અવશ્ય જાય છે. અત્યારે સાચા સંઘસ્થવિરના અભાવે સંઘનું જોઈએ તેવું બંધારણ જોવામાં આવતું નથી અને તેથી સંઘજીવન પણ વ્યવસ્થિત ચાલતું નથી. અત્યારે સંઘસ્થવિરના અભાવે શ્રાવક અને શ્રાવિકાનું જીવન ક્ષીણ બની ગયું છે બન્નેનો જોઈએ તેવો વિકાસ થતો નથી એટલા માટે શ્રાવક અને શ્રાવિકાનું જીવન વિકસિત થાય એ માટે સંઘનું બંધારણ બરાબર થઈ વિકાસનાં ક્ષેત્રો ખોલવાની સંઘસ્થવિરે વ્યવસ્થા કરવાની જરૂર છે. સંઘનું હિત્તમાં કલ્યાણ રહેલું છે એ એક માત્ર દૃષ્ટિબિંદુ સંઘસ્થવિરની સમક્ષ હોવું જોઈએ. સંઘસ્થવિરે દ્રવ્ય, ક્ષેત્ર કાલ પ્રમાણે સંઘના બંધારણમાં પરિવર્તન કરી સંઘના નિયમોને વ્યવહારમાં લાવવા જોઈએ અને સંઘોન્નતિ માટે સક્રિય પ્રયત્નો કરવા જોઈએ.

સંઘોન્નતિ માટે સંઘસ્થવિરે સર્વપ્રથમ સંઘમાં સુંદર સંગઠન કરવું જોઈએ. જો સંઘમાં સુંદર સંગઠન હશે તો સંઘનું સંચાલન

બરાબર ચાલશે, એમા શકાને સ્થાન નથી જો સઘસ્થવિર સમયજ્ઞ અને ધર્મજ્ઞ નહિ હોય તો સઘનું સચાલન બરાબર થશે નહિ અને પરિણામે સઘને ક્ષતિ પહોચશે

સઘસ્થવિરે એ ભૂલેચૂકે પણ ભૂલવુ ન જોઈએ કે તેની જવાબદારી એક સેનાપતિથી પણ વિશેષ છે. જેમ સેનાપતિ સમયજ્ઞ ન હોય તો સેનાને પોતાના કાબુમા બરાબર રાખી શકતો નથી તેમ જો સઘસ્થવિર સમયજ્ઞ અને ધર્મજ્ઞ ન હોય તો આખો સઘ અવળે માર્ગે ચડી જાય અને તેથી સઘને ઘણો જ ધક્કો પહોચે. એટલા માટે સંઘસ્થવિર પ્રભાવશાળી, દૂરદૃષ્ટા અને નિસ્વાર્થી હોવો જોઈએ જેમ લૌકિક સઘસ્થવિરનુ કામ લૌકિક સઘની વ્યવસ્થા કરવાનુ છે તેમ લોકોત્તર સઘસ્થવિરે લોકોત્તર સઘની સમુચિત વ્યવસ્થા કરવાની હોય છે. સઘમા કોઈ પ્રકારનો અસતોષ પેદા ન થાય, વિગ્રહ પેદા ન થાય, મનોમાલિન્ય ન વધે તે માટે સઘસ્થવિરે ખૂબ જ સાવચેતી રાખવી પડે છે જે કોઈ સઘમા ભેદ પાડે, વિગ્રહ કરે તેને યોગ્ય દડ દેવાનો સઘસ્થવિરને અધિકાર છે સઘમા શાન્તિ સ્થાપવા માટે દરેક પ્રકારના પ્રયત્નો કરવા એ સઘસ્થવિરનુ મુખ્ય કામ છે જે ત્યાગ અને સેવાભાવદ્વારા સકળ સઘનુ સચાલન કરે છે અને સઘોન્નતિ કરે છે તે સઘસ્થવિર તરીકે પોતાનુ પદ દીપાવી શકે છે

## (૮)

# જાતિસ્થવિર—સમાજસ્થવિર

### [ जाति थेर ]

માનવસમાજ, પશુસમાજ, પક્ષીસમાજ અને પ્રાણીસમાજ એ બધા સમાજોનું સૂક્ષ્મ અવલોકન કરવામાં આવે તો સ્પષ્ટ જણાશે કે મનુષ્ય, પશુ, પક્ષી દરેક પ્રાણીઓ પોતાનો સજાતીય સહચાર શોધે છે, સજાતીઓનું સંગઠન કરી સમાજ ઊભો કરે છે અને તે સમાજમાં સહાયકરૂપથી રહી સુખમય જીવન ગાળે છે. આવી સમાજવ્યવસ્થા બહુ લાંબા કાળથી ભારતમાં ચાલી આવે છે અને તેથી ભારતીય સંસ્કૃતિમાં તેનું સ્થાન પણ મહત્ત્વનું છે.

માનવજાતિ એક છે, પશુજાતિ એક છે અને પક્ષીજાતિ પણ એક છે પણ પશુપક્ષી જાતિમાં જેમ મોર, પોપટ, ગાય, ભેંસ આદિ. અનેક પેટાજાતિઓનો સમાજ જુદો જુદો હોય છે તેમ માનવજાતિ એક છે પણ તેમાં પણ વર્ણભેદ અને જાતિભેદને લીધે અનેક પેટાજાતિઓ છે અને એ દરેક પેટાજાતિઓનો સમાજ પણ જુદો જુદો છે. સમાજ એ કોઈ વ્યક્તિવિશેષ નથી પણ એ વ્યક્તિઓએ પોતાના સામાજિક હિત માટે સંગઠન કરી બાંધેલું તંત્ર છે. પોતાનું

અને પોતાની જાતિનુ તત્ર વ્યવસ્થિત ચાલી શકે અને પોતે ઉભો કરેલો સમાજ સુખી બને તે માટે સમાજની વ્યવસ્થા કરવામા આવી છે

વ્યક્તિ અને સમાજ એ બન્નેનો તાદાત્મ્ય સબધ છે વ્યક્તિના આધારે સમાજ ટકેલો છે કે સમાજને આધારે વ્યક્તિ જીવી રહી છે એ કહેવુ કઠણુ છે એટલા જ માટે વ્યક્તિના ઉત્થાનમા સમાજનુ ઉત્થાન અને વ્યકિતના વિનાશમા સમાજનો વિનાશ રહેલો છે.

આખા સમાજનુ તત્ર વ્યકિતના હાથમા રહેલુ છે પ્રત્યેક વ્યકિત સમાજનું એક પ્રધાન અગ છે અને સમાજ એ વ્યકિતઓનો છે પ્રત્યેક વ્યકિતએ વિચારવુ જોઈએ કે, 'હુ સમાજનો છુ અને સમાજ એ મારો છે' આ પ્રકારની સમાજભાવના-જ્ઞાતિભાવના જ્યાં પ્રવર્તે છે તે સમાજ કે જ્ઞાતિ હમેશા પ્રગતિના પથે છે એમ સમજવુ જોઈએ

કુટુમ્બ, સમાજ કે જ્ઞાતિની બરાબર વ્યવસ્થા જાળવવા માટે પ્રત્યેક વ્યકિતઓ વર્ગો ઊભા કરે છે પણ જો તે વર્ગો કુટુમ્બ, સમાજ કે જ્ઞાતિમા વર્ગવિગ્રહ કે વાડાવાડી ઊભા કરે તો માનવુ જોઈએ કે એ વર્ગો કુટુમ્બની, સમાજની કે જ્ઞાતિની વ્યવસ્થા કરવાને બદલે અવ્યવસ્થા કરે છે અને રક્ષણુ કરવાને બદલે ભક્ષણુ કરે છે આવી અવસ્થામા સમાજ કે જ્ઞાતિનુ બંધારણુ સુધારવુ અથવા નવુ ઘડવુ એ જાતિસ્થવિરનું મુખ્ય કામ છે જે મનુષ્ય સમાજોત્થાન માટે તન, મન અને ધનથી સતત પ્રયત્ન કરે છે અને સમાજનુ નિયન્ત્રણુ અને સંચાલન બરાબર કરે છે તે વ્યકિત સમાજસ્થવિર કહેવાય છે. સમાજસ્થવિરે એ ભૂલવુ ન જોઈએ કે, એ સમાજનો સેવક છે તેમ નાયક પણુ છે

સમાજ અને જ્ઞાતિમા કેવા રીતરિવાજોનુ પ્રચલન કરવાથી જ્ઞાતિનુ હિત થાય અને કયા રિતરિવાજોનો નાશ કરવાથી જ્ઞાતિ કે સમાજનુ કલ્યાણુ થાય એ વિષે દેશકાળ પ્રમાણે વિચાર કરવાનુ અને વિચારને કાર્યમા પરિણુત કરવાનુ કામ સમાજસ્થવિરનુ છે

સમાજ કે જ્ઞાતિમાં કેટલા જ્ઞાતિજનો બેકાર છે કેટલા દુઃખી છે કેટલા અજ્ઞાન છે અને આ માર્ગે એ જ્ઞાતિજનોમાં જ્ઞાન, ઉદ્યોગ અને ધંધારોજગારનો પ્રચાર થાય વગેરે સમાજનાં વ્યવહારવિષયક તેમજ ધર્મવિષયક અનેક વિચારણીય પ્રશ્નો વિષે ઊંડો વિચાર કરી તેનો ઉકેલ લાવવો એ જાતિસેવકની ખાસ ફરજ છે

જે કેવલ બુદ્ધિવાળો, કર્તવ્યપરાયણ અને વિચારશીલ હોય છે તે જ જાતિની સેવા બજાવી શકે છે જે ઉતાવળીઓ, વાતોડીઓ અને બડાઈખોર જાતિની સેવા કરવા માટે બહાર પડે છે તે જાતિની સેવા કરી શકતો નથી. કારણ કે સમાજમાં એવા ઘણા માણસો હોય છે કે જે જાતિસેવા કરનારને હતોત્સાહ પણ કરી નાંખે છે. પણ એવા સમયે ક્ષમતા ધારણ કરી કર્તવ્યપરાયણ રહેવું એમાં જ જાતિસેવકની શોભા છે.

પ્રત્યેક જાતિમાં અનુભવી જાતિસેવકોની આવશ્યકતા બહુ રહે છે કારણ કે જો જાતિસેવક અનુભવી ન હોય તો સમાજમાં અને જ્ઞાતિમાં અનેક અનર્થો પેદા થવાની આશંકા રહે છે. યુવાવસ્થા એનું કાર્ય પણ હાથ ધરી બેસે છે કે જે કાર્યને સમાજ અપનાવવા તૈયાર ન હોય એટલા માટે જે વ્યક્તિએ ૬ વર્ષ સુધી સમાજ કે જ્ઞાતિનો અનુભવ મેળવ્યો તે જ વ્યક્તિ સમાજસેવક તરીકે સાર્થક નીવડી શકે છે એમ શાસ્ત્રકારો કહે છે.

આજે અનુભવહીન માણસો સમાજસેવકનું પદ લેવા તૈયાર થઈ જાય છે. પણ જ્યારે સમાજવ્યવસ્થા કરવાનું દુઃસાધ્ય કામ માથે આવી પડે છે ત્યારે દૂર ખસી જાય છે એટલે આજે અનુભવી જાતિસેવક ન હોવાને કારણેજ સમાજ અને જાતિની વ્યવસ્થા બરાબર જોવામાં આવતી નથી.

આ કે યુવાનો ઉપર એવો આરોપ લગાવવામાં આવે છે કે તેઓ સમાજસ્થિતિના અજ્ઞાનને કારણે સમાજોદ્ધારને નામે સમાજહાનિ

કરી રહ્યા છે. પણ આ વાત એકાન્ત સાચી નથી. ઊલટું કેટલાક વૃદ્ધો યુવકોની અપેક્ષા અધિક અવિચારી અને ઉચ્છૃંખલ જોવામા આવે છે તેઓ ખરાબ રૂઢિઓને પકડી રાખે છે અને વાવા વાક્ય પ્રમાણમ્‌ને મહત્ત્વ આપી સમાજહાનિ કરતા રહે છે અને યુવાનો ખરાબ રૂઢિઓનો ઉચ્છેદ કરવાનુ કહે છે તો તેઓ નારાજ થઈ જાય છે. પણ તેઓ એમ નથી સમજતા કે ખરાબ રૂઢિઓને કારણે સમાજ કે જ્ઞાતિનુ કેટલુ બધુ અધ પતન થતુ રહે છે જો સાચા સમાજ-સેવકો અને જાતિસેવકો હોય તો તેઓ યુવાનો અને વૃદ્ધોને સમાજોદ્ધારનો માર્ગ બતાવે, પણ જ્યા સાચો સમાજસેવક જ ન હોય ત્યા સમાજ-સુધારની વાત જ ક્યા રહી ?

આજે સમાજસેવકના અભાવે જ્યા જુઓ ત્યા યુવકો બેકાર બની આદર્શહીન થઈ અહીતહી ભટકયા કરે છે સમાજની ખરેખર બહુ દુર્વ્યવસ્થા છે જ્યાસુધી સમાજની આ દુર્વ્યવસ્થા દૂર કરી સુવ્યવસ્થા કરવામા ન આવે ત્યાસુધી સમાજસુધારની આશા રાખવી નકામી છે લૌકિક જાતિસ્થવિરની માફક લોકોત્તર જાતિસ્થવિર પણ હોય છે લોકોત્તર જાતિના નિયમોપનિયમો ઘડી તેનું બરાબર પાલન કરાવવુ અને દેશકાલાનુસાર લોકોત્તરજાતિમા સશોધન કરી સાધુ-સમાજને પ્રગતિ પથે લઈ જવો અને તે દ્વારા માનવસમાજનુ કલ્યાણ સાધવુ એ તેમનું મુખ્ય કર્ત્તવ્ય હોય છે

સમાજ કે જ્ઞાતિના સુધાર માટે દરેક શકય ઉપાયો લઈ સમાજોદ્ધાર કરવો એ સમાજસેવકનું કર્ત્તવ્ય છે આ કર્ત્તવ્યપાલનમા સમાજ, જ્ઞાતિ અને ધર્મનું કલ્યાણ રહેલુ છે.

## (૯)

# સૂત્રસ્થવિર

[ સુત્ત-થેરા ]

**न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**

આખી દુનિયામાં જ્ઞાન જેવી કોઈ બીજી પવિત્ર વસ્તુ નથી. જળથી શરીરશુદ્ધિ કરી શકાય છે પણ જીવનશુદ્ધિ કરવા માટે તો જ્ઞાનની આવશ્યકતા રહે છે. જ્ઞાન એ અંતરચક્ષુ છે એ અંતરચક્ષુના પ્રકાશથી અજ્ઞાનાંધકાર દૂર ભાગે છે અને જ્ઞાનજ્યોતિ પ્રગટે છે. જે વ્યક્તિ પોતાના જ્ઞાનચક્ષુનો પ્રકાશ અજ્ઞાનાંધકારમાં ભટકતાં પ્રાણીઓને આપી જ્ઞાનનો માર્ગ બતાવે છે તે વ્યક્તિ જ્ઞાનમાર્ગનો બતાવનાર ગણાય છે શાસ્ત્રના શબ્દોમાં તે સૂત્રસ્થવિર કહેવાય છે. સૂત્ર એટલે કેવળ સૂત્રવાચન કે સૂત્રનું પઠન નહિ પણ સૂત્ર એટલે સત્ય વસ્તુને અનુભવમાં ઉતારી તેનો વિવેક કરવો. જે વ્યક્તિ સત્યકથિત વસ્તુને અનુભવમાં ઉતારી વિવેક કરે છે અને પોતાના સત્ય અનુભવ જ્ઞાનનો જનસમાજમાં પ્રચાર કરે છે તે સૂત્રસ્થવિર કહેવાય છે. સૂત્રજ્ઞાનનો વાંચન કરવું અને તેને અનુભવમાં ઉતારવું એ બન્ને ભિન્ન વસ્તુ છે

સૂત્રજ્ઞાનનું વાચન કરવું સરલ છે પણ એને અનુભવમાં ઉતારવું કઠિન છે. વર્ષોના વર્ષો સુધી અનુભવોના અખતરાઓ કર્યા પછી સૂત્રજ્ઞાનનો વિવેક પ્રગટે છે ત્યારે સૂત્રજ્ઞાનનો સાર સમજાય છે.

સૂત્રજ્ઞાનનો સાર જનસમાજને સમજાવવો અને તેના પ્રચાર માટે સક્રિય બધા પ્રયત્નો કરવા એ સૂત્રસ્થવિરની ફરજ છે સૂત્રસ્થવિર સૂત્રજ્ઞાનનો પ્રચાર કરવા માટે સર્વપ્રથમ જનસમાજને શ્રદ્ધા-આત્મવિશ્વાસની ઉપયોગિતા સમજાવે છે. જ્યારે સૂત્રસ્થવિરને લાગે છે કે જનસમાજે જ્ઞાનને ધારવાની ભૂમિકા બાંધી લીધી છે ત્યારે જ્ઞાનની મહત્તા સમજાવે છે અને જ્ઞાનને સક્રિય રૂપ આપવા માટે પ્રેરણા આપે છે. કારણ કે સૂત્રસ્થવિર બરાબર સમજે છે કે —'श्रद्धावाँल्लभते ज्ञानं' અર્થાત્ શ્રદ્ધાવાન્ વ્યક્તિ જ સૂત્રજ્ઞાનનો અધિકારી બની શકે છે જે વ્યકિતની જિજ્ઞાસાવૃત્તિ જાગ્રત થઈ નથી, જે સાંભળવા ઉત્સુક નથી, જે ખરો શ્રાવક થયો નથી તે વ્યકિત જ્ઞાનોપાર્જન કેમ કરી શકે ? એટલા માટે સૂત્રસ્થવિર જ્ઞાનનો પ્રચાર કરવા માટે જનસમાજમા સર્વપ્રથમ શ્રદ્ધાબુદ્ધિ અને જિજ્ઞાસાવૃત્તિ જાગ્રત કરે છે અને પછી જ્ઞાનોપદેશ આપે છે બાકી જે અજ્ઞાની, અશ્રદ્ધાળુ અને સશયાત્મા હોય છે તે જ્ઞાનપ્રાપ્તિ કરી શકતો નથી

જે અનુભવવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ સૂત્રસ્થવિર હોય છે એ સૂત્રધર્મનો પ્રચાર અને તેનું પાલન બરાબર કેમ થાય એની હમેશા ચીવટ રાખે છે અને સૂત્રજ્ઞાનનો પ્રચાર વિશેષ થાય તે માટે જગ્યાજગ્યાએ ધર્મોપદેશ આપે છે જો કોઈ જિજ્ઞાસુ શ્રાવક સૂત્રધર્મમા શ્રદ્ધાબુદ્ધિએ કોઈ પ્રકારની શકા કરે તો તે શકાનુ સમુચિત સમાધાન કરે છે. શાસ્ત્રના મર્મજ્ઞ સૂત્રસ્થવિરનુ એ કર્ત્તવ્ય છે વર્તમાન સમયમા અજ્ઞાનાધકાર એટલો બધો ફેલાઈ ગયો છે કે જનસમાજમા અજ્ઞાનતાને કારણે ધર્મ પ્રતિ ઉદાસીનતા વધતી જતી જોવામા આવે છે ધર્મોદ્યોત કરવા માટે અજ્ઞાનાધકારને દૂર કરી જ્ઞાનપ્રકાશ ચારે બાજુ ફેલાવવાની અતિ આવશ્યકતા છે. જ્યા જ્ઞાનજ્યોતિ પ્રગટશે ત્યા અજ્ઞાન, અશ્રદ્ધા એક ક્ષણ પણ ટકી નાહ શકે, પણ સૂત્રસ્થવિર વિના જ્ઞાનજ્યોતિ કોણ પ્રગટાવે ?

સૂત્રસ્થવિર એ જ્ઞાનજ્યોતિર્ધર છે. સૂર્યના પ્રકાશથી જેમ અધકાર એક ક્ષણ પણ ટકી શકતો નથી તેમ જ્ઞાનસૂર્યના ઉદયથી અજ્ઞાન અને અશ્રદ્ધારૂપ અધકાર એકક્ષણ પણ ટકી શકવાનો નથી.

# ૧૦

# ગંગદત્ત દેવ

તે કાળે ઉલ્લુકતીર નામે નગર હતું તેની બહાર એક-જંબૂક નામે ચૈત્ય હતું એક વખત મહાવીરસ્વામી ત્યાં પધાર્યા તે વખત શક્ર દેવેન્દ્ર મહાવીર ભગવાનને આવી સંક્ષિપ્ત આઠ પ્રશ્નો પૂછી ઉતાવળપૂર્વક ભગવાનને વંદન કરી, દિવ્ય વિમાન ઉપર પાછો ચઢી, જ્યાંથી આવ્યો હતો ત્યાં પાછો ચાલ્યો ગયો તે પ્રશ્નો આ પ્રમાણે હતા હે ભગવન્! મોટી ઋદ્ધિવાળો દેવ બહારના પુદ્ગલો ગ્રહણ કરીને જેમ અહીં આવવાને સમર્થ છે, તેમ બહારના પુદ્ગલોને ગ્રહણ કરીને જવા–બોલવા–ઉત્તર દેવા–આંખ ઉઘાડવા મીંચવા –શરીરના અવયવોને સંકોચવા પહોળા કરવા–સ્થાન શય્યા કે સ્વાધ્યાય ભૂમિ (નિષદ્યા) ભોગવવાને–વૈક્રિયરૂપ ધારણ કરવાને–અને વિષયોપભોગ કરવાને સમર્થ છે?

તેના જવાબમાં મહાવીરસ્વામીએ કહ્યું કે, હે શક્ર, મોટી ઋદ્ધિવાળો દેવ બહારના પુદ્ગલો ગ્રહણ કરીને એ

કંપ્યુ કરવા સમર્થ છે પણ તેમને ગ્રહણ કર્યા વિના સમર્થ નથી[1]

પછી ગૌતમે ભગવાનને વંદન કરી પ્રશ્ન પૂછ્યો કે હે ભગવન્! ઇંદ્ર આ પ્રમાણે સંક્ષિપ્ત પ્રશ્ન પૂછી ઉત્સુકતાપૂર્વક નમન કરી કેમ ઉતાવળો ચાલ્યો ગયો?

ત્યારે ભગવાને ઉત્તર આપ્યો — હે ગૌતમ! મહાશુક્ર કલ્પના મહાસામાન્ય નામના વિમાનમાં મોટી ઋદ્ધિવાળા બે દેવો એક જ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયા. તેમાં એક માયી મિથ્યાદૃષ્ટિરૂપે ઉત્પન્ન થયો અને એક અમાયી સમ્યગ્દૃષ્ટિરૂપે ઉત્પન્ન થયો. પછી પેલા માયી દેવે અમાયી દેવને કહ્યું કે પરિણામ પામતી વસ્તુને પરિણત ન કહેવાય કારણ કે હજી તે પરિણમે છે માટે પરિણત નથી પણ અપરિણત છે. ત્યારે પેલા અમાયી દેવે કહ્યું કે પરિણામ પામતા પુદ્ગલો પરિણમે છે માટે પરિણત કહેવાય પણ અપરિણત ન કહેવાય. પછી તે સમ્યગ્દૃષ્ટિદેવે અવધિજ્ઞાન વડે મને અહીં આવેલો જોઈ એ બાબતની ખાતરી કરવા આવવાનો વિચાર કર્યો અને તેથી પોતાના મોટા પરિવાર સાથે તે અહીં આવવા નીકળ્યો છે. પણ દેવરાજ શક્ર મારી તરફ આવતા તે દેવની તેવા પ્રકારની દિવ્ય દેવદ્યુતિ ઋદ્ધિ અને પ્રભાવને ન સહન કરતો આઠ સંક્ષિપ્ત પ્રશ્નો પૂછી ઉત્સુકતાપૂર્વક વંદીને ચાલ્યો ગયો.

---

૧ સર્વ સંસારી જીવ (શ્વાસરૂપે આહારાદિરૂપે કે કર્મરૂપે) બાહ્ય પુદ્ગલો ગ્રહણ કર્યા વિના કોઈ ક્રિયા કરી નથી શકતા પણ કદાચ મહાઋદ્ધિવાળો દેવ કરી શકતો હોય એવી આશંકાથી શંકાનો પ્રશ્ન છે

આ વાત ચાલે છે તેટલામા તો પેલો સમ્યગ્દૃષ્ટિ દેવ શીઘ્ર ત્યા આવ્યો અને ભગવાનની પ્રદક્ષિણાપૂર્વક તેણે પેલા પ્રશ્ન તેમને પૂછ્યો. ત્યારે ભગવાને તેનુ મતવ્ય જ સાચુ કહ્યુ આથી હર્ષિત થઈ તે દેવ ત્યા જ બેસી ભગવાનની પર્યુપાસના કરવા લાગ્યો પછી ભગવાને તે દેવને અને સભાજનોને ધર્મકથા કહી તેથી સતુષ્ટ તથા આરાધક બની તે દેવ ઊભો થયો અને ભગવાનને વદન કરીને બોલ્યો: 'હે ભગવત' હુ ભવસિદ્ધિક છુ કે અભવસિદ્ધિક[1] ? સમ્યગ્દૃષ્ટિ છુ કે મિથ્યાદૃષ્ટિ ? પરિમિત સસારવાળો છુ કે અપરિમિત સસારવાળો ? સુલભબોધિક છુ કે દુર્લભબોધિક ? આરાધક છુ કે વિરાધક ? (ચરમ) અતિમ શરીરવાળો છુ કે અચરમ શરીરવાળો ?

ત્યારે ભગવાને તેને જવાબ આપ્યો 'હે ગગદત્ત' તુ ભવસિદ્ધિક છે, તથા ચરમશરીરવાળો છે

પછી ગગદત્ત દેવ ગૌતમાદિને બત્રીસ પ્રકારના નાટક દેખાડીને જ્યાથી આવ્યો હતો ત્યા પાછો ચાલ્યો ગયો

ગૌ૦—હે ભગવન્' ગગદત્ત દેવની તે બધી દિવ્ય ઋદ્ધિ ક્યા ચાલી ગઈ?

મ૦—હે ગૌતમ' તે તેના શરીરમા સમાઈ ગઈ

ગૌ૦—હે ભગવન્' ગગદત્તે તે દિવ્ય ઋદ્ધિ કેવી રીતે મેળવી ?

મ૦—હે ગૌતમ' હસ્તિનાપુરમા જૂના સમયમા ગગદત્ત નામનો ગૃહસ્થ રહેતો હતો તે વખતે આદિકર, સર્વજ્ઞ,

---

૧ કદી મોક્ષ ન પામનાર

ભવથી આકાશગત ચાલનારા, તથા દેવો વડે ઘેરાયેલા ધર્મ ધ્વજયુક્ત શ્રી મુનિ સુવ્રત તે નગરમાં સહસ્રામ્રવન નામના ઉદ્યાનમાં ફરતા ફરતા આવીને ઊતર્યા. તેમને આવેલા જાણી પ્રજાજનો સાથે ગંગદત્ત પણ તેમના દર્શને ગયો અને તેમની ધર્મકથા સાંભળી, પોતાના પુત્રને ઘરનો કારભાર સોંપી પ્રવ્રજિત થયો. પછી તે અગિયાર અંગો ભણ્યો અને અનેક તપ આચરવા લાગ્યો. અંત સમયે ૬ ૮ કનો ઉપવાસ કરી તે મરણ પામ્યો અને મહાશુક્ર કલ્પમાં દેવપણે ઉત્પન્ન થયો. તેની ત્યાં સ્થિતિ સત્તર સાગરોપમ વર્ષની છે. ત્યાંથી ચ્યુત થયા પછી તે મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધ બુદ્ધ અને મુક્ત થશે.*

— શતક ૧૬ ઉદ્દે ૫

---

* એક પ્રસંગે વિશાખા નગરીમાં બહુપુત્રિક ચૈત્યમાં ભગવાન પધાર્યા હતા ત્યારે શક્રદેવ આવીને ૩૨ પ્રકારનો નાટ્યવિધિ બતાવી ગયો. તેણે તે ઋદ્ધિ કેવી રીતે પ્રાપ્ત કરી એવા પ્રશ્નના જવાબમાં ભગવાને હસ્તિનાપુરના ૧ ૮ વાણિયાઓના નાયક કાર્તિક શેઠની વાત કહી. તે પણ મુનિ સુવ્રતનો ઉપદેશ સાંભળી ૧ ૮ વાણિયાઓ સાથે પ્રવ્રજિત થયો હતો, ૧૪ પૂર્વ ભણ્યો હતો, તથા બાર વર્ષ સાધુપણે રહી અંતે ૧ [illegible] રહી મરણ પામ્યો હતો અને બે સાગરોપમ આયુષ્યવાળો દેવરાજ થયો હતો. તે અંતે મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધિ પામશે.

— શતક ૧૮ ઉદ્દે ૨

## ૧૧

# મદ્રુક શ્રાવક

તે કાલે રાજગૃહ નામે નગર હતુ તેની પાસે ગુણશીલ નામે ચૈત્ય હતુ તે ચૈત્યની પાસે થોડે દૂર કાલોદાયી, શૈલોદાયી, સેવાલોદાયી, ઉદય, નામોદય, નર્મોદય અન્યપાલક, શૈલપાલક, શખપાલક અને સુહસ્તી ગૃહસ્થ નામના અન્ય-તીર્થિકો[1] રહેતા હતા એક વખત તેઓ એકઠા થઈ સુખપૂર્વક બેઠા હતા, ત્યારે તેમનામા આ પ્રકારનો વાર્તાલાપ થયો 'શ્રમણ જ્ઞાતપુત્ર (મહાવીર) પાચ અસ્તિકાયો જણાવે છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને જીવાસ્તિકાય તેમા જીવાસ્તિકાયને તે જીવકાય જણાવે છે વળી પુદ્ગલ સિવાયના અસ્તિકાયોને અરૂપીકાય (અમૂર્ત) જણાવે

---

૧ અન્યના તીર્થને – સપ્રદાયને – મતને અનુસરનાર

છે અને પુદ્ગલાસ્તિકાયને રૂપીકાય ( મૂર્ત ) જણાવે છે એ પ્રમાણે કેમ માની શકાય * !

હવે તે નગરમાં મદ્દુક નામનો ધનવાન શ્રાવક રહેતો હતો. એક વખત મહાવીરને રાજગૃહમાં આવેલા જાણી મદ્દુક તેમને દર્શને જતો હતો. તેટલામાં પેલા અન્યતીર્થિકોએ તેને જોયો. એટલે તેમણે તેને બોલાવીને પોતાનું ઉપરનું મંતવ્ય જણાવ્યું. ત્યારે તેણે જવાબ આપ્યો: જો કોઈ વસ્તુ કામ કરે તો આપણે તેને કાર્ય દ્વારા જાણી શકીએ કે જોઈ શકીએ. પણ જો તે પોતાનું કામ ન કરે તો આપણે તેને જાણી શકતા નથી તેમ જોઈ શકતા નથી. પવન વાય છે, પણ આપણે તેનું રૂપ જોઈ શકતા નથી. ગંધગુણવાળા પુદ્ગલો છે, છતાં તેમનું રૂપ આપણે જોઈ શકતા નથી. અરણિના કાષ્ઠમાં અગ્નિ છે, છતાં તે અગ્નિનું

---

* જેનો બીજો ભાગ ન થઈ શકે એવા અંશને – ખંડને અસ્તિકાયના પ્રદેશ કહે છે; અને એના સમુદાયને કાય કહે છે; અર્થાત્ અસ્તિકાય એટલે પ્રદેશોનો સમૂહ. એ દ્રવ્યો એવા એક અખંડ સ્કંધરૂપ છે કે જેના અવિભાજ્ય સૂક્ષ્મ અંશ બુદ્ધિથી કલ્પી શકાય છે. પુદ્ગલ દ્રવ્યના પ્રદેશ પોતાના સ્કંધથી જુદા થઈ શકે છે; પણ બીજા ચાર દ્રવ્યના તેમ થઈ શકતા નથી. કારણ કે તે ચારે અમૂર્ત છે. વધુ માટે જુઓ આગળ ખંડ ૩ અસ્તિકાય વિભાગ. ધર્મ અને અધર્મનો અહીં પ્રસિદ્ધ અર્થ નથી લેવાનો. આ બે દ્રવ્યો ગતિ અને સ્થિતિમાં સહાયક છે. પાણી વિના જેમ માછલી ગતિ કે સ્થિતિ ન કરી શકે તેમ આ બે દ્રવ્યો અન્ય દ્રવ્યોની ગતિ તથા સ્થિતિમાં સહાયક છે. પુદ્ગલ અસ્તિકાય એટલે જેને અન્ય દર્શનો પ્રકૃતિ કે જડ તત્ત્વ કહે છે તે

રૂપ આપણે જોતા નથી, સમુદ્રને પેલે પાર રૂપો છે, પણ આપણે તેમને જોતા નથી દેવલોકમા પણ પદાર્થો છે, પણ તેમને આપણે જોતા નથી એ પ્રમાણે તમે કે હુ કે એવા અજ્ઞાની[1] જેને ન જાણીએ કે ન દેખીએ, તે બધુ ન હોય, તો ઘણી વસ્તુઓનો અભાવ થઈ જાય'"

આમ કહીને મદ્રુકે તેમને નિરુત્તર કર્યા પછી તે આગળ ચાલ્યો અને ભગવાન પાસે જઈ તેમને વદનાદિ કર્યા ત્યારે ભગવાને તેને એ બધુ બનેલુ કહી સભળાવીને જણાવ્યુ કે, હે મદ્રુક' જે કોઈ પુરુષ. પોતે નહિ જોયેલી, નહિ સાભળેલી, નહિ સ્વીકારેલી કે નહિ જાણેલી વસ્તુને, હેતુને, પ્રશ્નને કે ઉત્તરને ઘણા માણસો વચ્ચે કહે છે, તે અર્હતોની અને તેમણે કહેલા ધર્મની આશાતના (અવમાનના) કરે છે માટે તે પેલાઓને એ પ્રમાણે ઠીક કહ્યુ છે, સારુ કહ્યુ છે' જ્યારે ભગવાને મદ્રુકને એમ કહ્યુ, ત્યારે તે અતિ સતુષ્ટ થયો પછી ભગવાને તેને અને સભાજનોને ધર્મકથા કહી પછી મદ્રુકે પણ ભગવાનને ઘણા પ્રશ્નો પૂછ્યા અને અર્થો જાણ્યા પછી તે તેમને વદનાદિ કરી પાછો ચાલ્યો ગયો

ગૌ૦—હે ભગવન્' તે મદ્રુક શ્રાવક આપની પાસે પ્રવ્રજ્યા લેશે?

મ૦—હે ગૌતમ' એ અર્થ સમર્થ નથી પણ તે ઘણા શીલવ્રતાદિ વડે તથા યથાયોગ્ય સ્વીકારેલા તપકર્મ વડે આત્માને ભાવિત કરતા અતે સાઠ ટક ઉપવાસ કરી, મરણ પામી સૌધર્મ કલ્પમા અરુણાભ વિમાનમા દેવપણે

---

૧ એટલે કે કેવલજ્ઞાન વિનાના —છદ્મસ્થ

ઉત્પન્ન થશે. પછી ચાર પલ્યોપમ કાળ સુધી ત્યાં રહી અને તે મહાવિદેહ ક્ષેત્રમાં સિદ્ધિપદ પામશે.

— શતક ૧૮ ઉદ્દે૦ ૭

*　　*　　*　　*

કાલોદાયી વગેરેએ આ પ્રકારનો જ પ્રશ્ન રાજગૃહમાં ભિક્ષા માગવા નીકળેલા ગૌતમને પૂછ્યો હતો. ત્યારે તેમણે જણાવ્યું હતું : 'હે દેવાનુપ્રિયો ! અમે જે વસ્તુ ન હોય તેને 'છે' એમ નથી કહેતા, અને હોય તેને અવિદ્યમાન નથી કહેતા. માટે તમે જ્ઞાન વડે સ્વયમેવ તે વસ્તુનો વિચાર કરો.

પછી એક વાર મહાવીર ભગવાન ઘણા માણસોને ધર્મોપદેશ કરતા હતા ત્યારે કાલોદાયી ત્યાં આવ્યો. એટલે ભગવાને તેને બોલાવીને ઉપરનો પ્રસંગ કહી સંભળાવ્યો અને જણાવ્યું કે હું પંચાસ્તિકાયોની પ્રરૂપણા કરું છું.

ત્યારે કાલોદાયીએ તેમને પૂછ્યું : હે ભગવન્ ! અરૂપી ચાર અસ્તિકાયોમાં કોઈ બેસવા-સૂવા-આળોટવા શક્તિમાન છે ?

મ૦ — ના. પરંતુ રૂપી અજીવકાય પુદ્ગલાસ્તિકાયમાં તેમ કરવા શક્તિમાન છે.

કાલો૦ — હે ભગવન્ ! રૂપી અજીવકાય પુદ્ગલાસ્તિકાયને જીવના પાપકર્મ લાગે ?

મ૦ — ના. અરૂપી જીવકાયને પાપકર્મો લાગે છે.

પછી કાલોદાયી બોધ પામ્યો અને સ્કંદકની પેઠે તેણે ભગવાન પાસે પ્રવ્રજ્યા લીધી અને અગિયાર અંગોનું

અધ્યયન વગેરે કર્યા પછી મહાવીર ભગવાન રાજગૃહથી બહારના દેશોમાં ચાલ્યા ગયા પછી જ્યારે તે ફરી પાછા આવ્યા, ત્યારે કાલોદાયી તેમને વંદનાદિ કરવા ગયો અને ત્યાં તેને તેમની સાથે આ પ્રમાણે પ્રશ્નોત્તર થયા :

કા૦—હે ભગવન્ ! પાપકર્મો અશુભ ફળવાળાં કેમ હોય ?

મ૦—હે કાલોદાયિ ! જેમ કોઈ પુરુષ સુંદર થાળીમાં સુંદર તથા અઢાર પ્રકારના શાકદાળાદિ યુક્ત પરંતુ વિષમિશ્રિત ભોજન કરે, તો તે ભોજન શરૂઆતમાં સારું લાગે, પણ પછી તેનું પરિણામ બૂરું આવે, તેમ જીવોનાં પાપકર્મો અશુભ ફળવાળાં હોય છે. તથા જેમ ઔષધમિશ્રિત ભોજન શરૂઆતમાં સારું ન લાગે, પણ પછી સુખપણે પરિણામ પામે છે, તેમ જીવોને હિંસાદિ મહાપાપનો ત્યાગ, તેમ જ ક્રોધાદિ પાપસ્થાનોનો ત્યાગ પ્રારંભમાં સારો નથી લાગતો, પણ પછી પરિણામે સુરૂપપણે પરિણત થાય છે.

—શતક ૭, ઉદ્દે૦ ૧૦

૧૨

# સોમિલ બ્રાહ્મણ

તે વખતે વાણિજ્યગ્રામ નગરમાં દૂતિપલાશ નામનું ચૈત્ય હતું. તે નગરમાં સોમિલ નામે ધનિક તેમજ ઋગ્વેદાદિ બ્રાહ્મણશાસ્ત્રોમાં કુશળ બ્રાહ્મણ રહેતો હતો. એક વખત ભગવાન મહાવીર તે નગરમાં આવ્યા. ત્યારે સોમિલને વિચાર આવ્યો કે હું તેમને આવા પ્રકારના અર્થો તથા ઉત્તરો પૂછું, જો તેઓ મને તે અર્થો અને ઉત્તરો યથાર્થ રીતે કહેશે તો તેમને વંદન કરીશ પરંતુ નહિ કહે તો તેમને નિરુત્તર કરીશ.

એમ વિચારી તે મહાવીર પાસે આવ્યો અને થોડે દૂર બેસી તેણે આ પ્રમાણે કહ્યું:

પ્ર૦ — હે ભગવન્! તમને યાત્રા[1] યાપનીય[2] અવ્યાબાધ અને પ્રાસુક[3] વિહાર છે?

---

૧ સારી રીતે સંયમનો નિર્વાહ કરવો તે.
૨. સુખેથી સમય વિતાવવો તે.
૩. નિર્દોષ, નિર્જીવ.

ઉ૦—હે સોમિલ ! મને તે બધુ છે

પ્ર૦—હે ભગવન્ ! તમને યાત્રા શુ છે ?

ઉ૦—હે સોમિલ ! તપ, નિયમ, સયમ, સ્વાધ્યાય, અને ધ્યાનાદિમા જે મારી પ્રવૃત્તિ છે, તે મારી યાત્રા છે

પ્ર૦—હે ભગવન્ ! તમને યાપનીય શુ છે ?

ઉ૦—હે સોમિલ ! યાપનીય બે પ્રકારનુ છે ઇન્દ્રિયયાપનીય અને નોઇન્દ્રિયયાપનીય શ્રોત્રાદિ પાચ ઇન્દ્રિયો મને આધીન વર્તે છે, એ મારે ઇન્દ્રિયયાપનીય છે, અને મારા ક્રોધ, માન, માયા, અને લોભ એ ચારે કષાયો વ્યુચ્છિન્ન થયેલા છે અને ઉદયમા આવતા નથી, એ મારે નોઇન્દ્રિયયાપનીય છે

પ્ર૦—હે ભગવન્ ! તમને અવ્યાબાધ શુ છે ?

ઉ૦—હે સોમિલ ! મારા વાત, પિત્ત, કફ અને સનિપાતજન્ય અનેક પ્રકારના શરીરસબધી દોષો ઉપશાત થયા છે અને ઉદયમા આવતા નથી, એ મને અવ્યાબાધ છે

પ્ર૦—હે ભગવન્ ! તમારે પ્રાસુકવિહાર શુ છે ?

ઉ૦—હે સોમિલ ! આરામો, ઉદ્યાનો, દેવકુલો, સભાઓ પરબો તથા સ્ત્રી-પશુ નપુસક રહિત વસતિઓમા નિર્દોષ અને સ્વીકારવાયોગ્ય પીઠ (સૂવાનુ પાટિયુ), ફલક (પીઠ પાછળ ઓઠિગણ રાખવાનુ પાટિયુ) શય્યા અને પથારીને પ્રાપ્ત કરી હુ વિહરુ છુ, તે મારો પ્રાસુક વિહાર છે

પ્ર૦—હે ભગવન્ ! સરિસવો આપને ભક્ષ્ય છે કે અભક્ષ્ય ?

ઉ૦—હે સોમિલ તારા બ્રાહ્મણના શાસ્ત્રોમા સરિસવ શબ્દના બે અર્થ કહ્યા છે ૧ સદૃશવયા – એટલે કે મિત્ર

અને સર્ષપ—એટલે કે સરસવ તેમાં જે મિત્રસરિસવ છે તે ત્રણ પ્રકારના છે સાથે જન્મેલા સાથે ઉછરેલા અને સાથે ધૂળમાં રમેલા તે ત્રણે શ્રમણ-નિર્ગ્રંથને અભક્ષ્ય છે પરંતુ ધાન્યસરિસવ બે પ્રકારના છે શસ્ત્રાદિથી નિર્જીવ થયેલા (શસ્ત્રપરિણત) અને શસ્ત્રાદિથી નિર્જીવ ન થયેલા (અશસ્ત્રપરિણત) તેમાં અશસ્ત્રપરિણત તો નિર્ગ્રંથને અભક્ષ્ય છે શસ્ત્રપરિણતના પાછા બે પ્રકાર છે એષણીય (ઇચ્છવા લાયક નિર્દોષ) અને (ન ઇચ્છવાલાયક સદોષ) તેમાં અનેષણીય તો નિર્ગ્રંથને અભક્ષ્ય છે જે એષણીય છે તે બે પ્રકારના છે યાચિત (માગેલા) અને અયાચિત (ન માગેલા) તેમાં જે અયાચિત છે તે તો શ્રમણને અભક્ષ્ય છે અને યાચિત બે પ્રકારના છે મળેલા અને નહિ મળેલા તેમાં જે નહિ મળેલા છે તે નિર્ગ્રંથને અભક્ષ્ય છે અને મળેલા ભક્ષ્ય છે

પ્ર —હે ભગવન્! માસ તમારે ભક્ષ્ય છે કે અભક્ષ્ય?

ઉ —હે સોમિલ! માસ એટલે મહિના તો અભક્ષ્ય છે તેમજ માષ એટલે સોનું રૂપું તોળવાનું માપ તે પણ અભક્ષ્ય છે પરંતુ માસ એટલે અડદ જો શસ્ત્રાદિપરિણત, યાચિત વગેરે હોય તો ભક્ષ્ય છે

પ્ર —હે ભગવન્ આપને કુલત્થા ભક્ષ્ય છે કે અભક્ષ્ય?

ઉ —હે સોમિલ કુલીન સ્ત્રી એ અર્થમાં કુલત્થા અમારે અભક્ષ્ય છે પણ કળથી એ અર્થમાં કુલત્થા અમારે શસ્ત્રાદિપરિણતાદિ હોય તો ભક્ષ્ય છે

પ્ર૦—હે ભગવન્! આપ એક છો, બે છો, અક્ષય છો, અવ્યય છો, અવસ્થિત છો, કે અનેક ભૂત-વર્તમાન-ભાવી પરિણામને યોગ્ય છો?

ઉ૦—હે સોમિલ! હું એક પણ છું, અને તે કહ્યું તે બધું ભૂત-વર્તમાન-ભાવી પરિણામોને યોગ્ય (સુધી પણ) છું દ્રવ્યરૂપે હું એક છું, અને જ્ઞાનરૂપે તથા દર્શનરૂપે બે છું, પ્રદેશ (આત્મપ્રદેશ) રૂપે હું અક્ષય છું, અવ્યય છું અને અવસ્થિત પણ છું, તથા ઉપયોગની દૃષ્ટિએ હું અનેક ભૂત-વર્તમાન-ભાવી પરિણામને યોગ્ય છું

અહીં સોમિલ બ્રાહ્મણ પ્રતિબોધ પામ્યો અને પ્રવ્રજ્યા લેવાની પોતાની અશક્તિ હોવાથી બાર પ્રકારનો શ્રાવક ધર્મ અંગીકાર કરી વિહરવા લાગ્યો બાકીનું બધું શંખ શ્રાવકની જેમ જાણવું.

— શતક ૧૮, ઉદ્દે૦ ૧૦

## ૧૩

# નાનો અતિમુક્તક

તે સમયે શ્રમણભગવંત મહાવીરના શિષ્ય અતિમુક્તક નામના કુમારશ્રમણ[1] હતા. તે ભોળા અને વિનયી હતા. એક વખત ભારે વરસાદ વરસતો હતો ત્યારે પોતાની કાખમાં પાત્ર અને રજોહરણ લઈને મલત્યાગ માટે તે બહાર ગયા. રસ્તામાં તેમણે વહેતા પાણીનું એક ખાબોચિયું જોયું. તેમણે તેના ફરતી એક માટીની પાળ બાંધીને તેમાં પોતાનું પાત્ર તરતું મૂક્યું અને 'આ મારી નાવ છે' એમ કહી રમત રમવા માંડી. કેટલાક સ્થવિરોએ એ બધું જોયું. તેઓએ આવીને મહાવીર ભગવાનને પૂછ્યું:

'હે દેવાનુપ્રિય! આપના અતિમુક્તક નામના કુમાર-શ્રમણ કેટલા ભવો કર્યા બાદ સિદ્ધ થશે?'

મ.— હે આર્યો! તે આ ભવ પૂરો કરીને જ સિદ્ધ થશે. માટે હે આર્યો! તમે તેની અવહેલના, નિંદા, તિરસ્કાર અને અપમાન કરો નહિ પણ ગ્લાનિ રાખ્યા વિના તેને સાચવવા સહાય કરો અને તેની સેવા કરો. કારણ કે તે આ છેલ્લા શરીરવાળો છે. પછી તે સ્થવિરો તે અતિમુક્તકને વગર ગ્લાનિએ સાચવવા લાગ્યા તથા તેની સેવા કરવા લાગ્યા.

— શતક ૫ ઉદ્દે. ૪

---

૧. તે છ વર્ષની ઉંમરે નિર્ગ્રંથ પ્રવચન ઉપર રુચિ કરીને પ્રવ્રજિત થયા હતા. સામાન્ય રીતે આઠ વર્ષ પહેલાં દીક્ષા હોવી સંભવતી નથી.

# ૧૪

## કેટલા શિષ્યો સિદ્ધ થશે ?

એક વખત મહાશુક્ર નામના દેવલોકમાંથી, મહાસર્ગ નામના મોટા વિમાનમાંથી મોટી ઋદ્ધિવાળા બે દેવો શ્રમણ-ભગવંત મહાવીરની પાસે પ્રાદુર્ભૂત થયા તેમણે મનથી જ ભગવાનને વંદનાદિ કરી, પ્રશ્ન પૂછ્યા, તથા ભગવાને પણ તેમને મનથી જ જવાબ આપ્યા, તે સાંભળી સંતુષ્ટ થઈ તેઓ ફરી મનથી જ તેમને વંદનાદિ કરી તેમની પર્યુપાસના કરવા લાગ્યા

તે વખતે ભગવાનના મોટા શિષ્ય ગૌતમ મહાવીર-સ્વામીની પાસે ઉભડક બેસીને ધ્યાન ધરતા હતા ધ્યાન પૂરું થયા પછી તેમને સંકલ્પ થયો કે, બે દેવો ભગવાન પાસે પ્રાદુર્ભૂત થયા હતા, તે ક્યાંથી શા માટે આવ્યા હતા તે હું ભગવાનને પૂછું

ભગવાને તેમનો ઇરાદો તેમને પ્રથમથી જ કહી બતાવીને તેમને તે દેવો પાસે જ શંકા ટાળવા મોકલ્યા દેવો તેમને

આવતા જોઈ હર્ષિત થયા તથા ઝટ ઊભા થઈ ગયા. પછી ગૌતમને તેમણે કહ્યું કે હે ભગવન્! અમે મહાશુક્ર કલ્પમાંથી મહાસર્ગ વિમાનમાંથી આવ્યા છીએ. અમે ભગવાનને મનથી જ પૂછયું હતું કે હે ભગવન્! આપ દેવાનુપ્રિયના કેટલા શિષ્યો સિદ્ધ થશે? ત્યારે ભગવાને પણ મનથી જ અમને જવાબ આપ્યો કે હે દેવાનુપ્રિયો! મારા સાતસેં શિષ્યો સિદ્ધ થશે. એ રીતે અમે મનથી જ પૂછેલા પ્રશ્નના જવાબ પણ અમને શ્રમણભગવંત તરફથી મન દ્વારા જ મળ્યા, તેથી અમે તેમની પર્યુપાસના કરીએ છીએ. એમ કહીને તે દેવો ગૌતમને વંદન કરી જે દિશામાંથી પ્રગટયા હતા, તે દિશામાં જ અંતર્ધાન થઈ ગયા.

—શતક ૫ ઉદ્દે૦ ૪

## ૧૫

# ગૌતમને આશ્વાસન

તે સમયે ભગવાન રાજગૃહમાં પધાર્યા હતા. તે અરસામાં ગૌતમસ્વામી પોતાને કેવલજ્ઞાનની પ્રાપ્તિ ન થવાથી ખિન્ન રહેતા હતા. એટલે ધર્મકથા પૂરી થયા પછી લોકો વીખરાઈ ગયા બાદ મહાવીરસ્વામી ગૌતમને સંબોધીને કહેવા લાગ્યા:

હે ગૌતમ! તું મારી સાથે ઘણા કાળ સુધી સ્નેહથી બંધાયેલ છે, હે ગૌતમ! તેં ઘણા લાંબા કાળથી મારી પ્રશંસા કરી છે, હે ગૌતમ! તારો મારી સાથે ઘણા લાંબા કાળથી પરિચય છે, હે ગૌતમ! તેં ઘણા લાંબા કાળથી મારી સેવા કરી છે, હે ગૌતમ! તું ઘણા લાંબા કાળથી મને અનુસર્યો છે, હે ગૌતમ! તું ઘણા લાંબા કાળથી મારી સાથે અનુકૂળપણે વર્ત્યો છે, હે ગૌતમ! તુરતના દેવભવમાં અને તુરતના મનુષ્યભવમાં તારી સાથે મારો સંબંધ છે

વધારે તો શું ? પણ મરણ પછી શરીરનો નાશ થયા બાદ અહીંથી ચ્યવી આવશે અને સરખા, એક પ્રયોજનવાળા (એક સિદ્ધિક્ષેત્રમાં રહેવાવાળા) તથા વિશેષતા અને ભેદરહિત (સિદ્ધ) થઈશું

ગૌ — હે ભગવન્ ! આ વાત અનુત્તરૌપપાતિક દેવો પણ જાણે છે અને જુએ છે ?

મ — હા ગૌતમ ! તે દેવોએ અનંત મનોદ્રવ્યની વર્ગણાઓને લબ્ધરૂપે પ્રાપ્ત કરી છે તથા વ્યાપ્ત કરી છે તેથી તેઓ આ વાત જાણે છે અને જુએ છે

—શતક ૧૪ ઉદ્દે ૭

## ૧૬

# મહાશિલાકંટક સંગ્રામ

## ઐતિહાસિક નોંધ

આ યુદ્ધમા તે વખતના મુખ્ય રાજવંશોનો ઉલ્લેખ છે. મગધદેશના રાજગૃહ નગરમા રાજા શ્રેણિક (બૌદ્ધ ગ્રંથોનો બિંબિસાર) રાજ્ય કરતો હતો તેના પુત્ર કૂણિકે (બૌદ્ધ ગ્રંથોના અજાતશત્રુએ) શ્રેણિકના મરણ[1] પછી ચંપાનગરીને[2] પોતાની રાજધાની બનાવી કોણિક પછી તેના પુત્ર ઉદાયિએ પાટલિપુત્રને રાજધાની બનાવી, અને તેના પછી નવ નંદોએ રાજ્ય કર્યું પછી મૌર્યવંશી ચંદ્રગુપ્ત આવ્યો

1 રાજ્યલોભને કારણે અજાતશત્રુએ બિંબિસારને કેદ કરી મારી નાખ્યો હતો જુઓ આ માળાનુ 'બુદ્ધચરિત' પુસ્તક, પા ૧૭૯

2 ચંપા એ અંગદેશની રાજધાની હતી પરંતુ મગધદેશના રાજાએ અંગદેશ જીતી લીધા પછી 'અંગ-મગધા' એ દ્વંદ્વસમાસથી અંગનો મગધ સાથે ઉલ્લેખ કરવામા આવતો જુઓ 'બુદ્ધચરિત' પુસ્તક, પા ૧૨૮

તે સમયમાં મહાજનસત્તાક રાજ્યો પણ અસ્તિત્વમાં હતા તેવું એક રાજ્ય વજ્જી–વિદેહનું હતું. વિદેહાનું રાજ્ય વજ્જીઓ સાથે જોડાઈ ગયું હતું[1] વજ્જીઓની રાજધાની વૈશાલી હતી તેનો રાજા ચેટક હતો. મહાવીરની માતા ત્રિશલા, ચેટકની સગી બહેન થતી હતી ચેટકને સાત પુત્રીઓ હતી તેમાં જયેષ્ઠી જ્યેષ્ઠાને મહાવીરના મોટાભાઈ નંદીવર્ધન સાથે પરણાવવામાં આવી હતી મામાની કન્યા સાથે ભાણેજનું લગ્ન થવાનો રિવાજ આજે કેટલાક ભાગોમાં છે તેમ તે વખતે પણ પ્રચલિત હતો મહાવીરની પુત્રી પ્રિયદર્શનાના લગ્ન પણ મહાવીરની સગી બહેન સુદર્શનાના પુત્ર જમાલિ વેરે થયા હતા

ચેટકની બીજી પુત્રીઓ (એક સિવાય)[2] પણ તે વખતના પ્રસિદ્ધ રાજાઓ સાથે પરણી હતી પ્રભાવતીને ઉદાયન સાથે પરણાવવામાં આવી હતી તે ઉદાયનની કથા આ ગ્રંથમાં આગળ પા. ૨૨૯ ઉપર આપેલી છે પદ્માવતીને ચંપાના દધિવાહન સાથે મૃગાવતીને કૌશાંબીના શતાનીક સાથે શિવાને ઉજ્જયિનીના પ્રદ્યોત સાથે અને ચેલ્લણાને મગધના શ્રેણિક સાથે પરણાવવામાં આવી હતી[3]

---

૧ જુઓ આ માળાનું 'બુદ્ધચરિત' પા. ૧૩૨.

૨ સુજ્યેષ્ઠા કુમારિભાવસ્થામાં જ જૈન ભિક્ષુણી થઈ ગઈ હતી

૩ તેમનો બાપ તો શ્રાવક હોવાથી પુત્રીઓને પરણાવતો ન હતો; ચેલ્લણા સિવાય બાકીનીને તેમની તેમની માતાઓએ રાજાની સંમતિથી પરણાવી હતી ચેલ્લણાને મેળવવા શ્રેણિકને મોટો લોગ આપવો પડ્યો હતો. (જુઓ હેમચંદ્રાચાર્યરચિત 'મહાવીરચરિત')

ચેલ્લણાનો પુત્ર તે જ કોણિક રાજા

તેને હલ્લ અને વિહલ્લ નામે બે નાના ભાઈઓ હતા તે બન્ને હમેશા સેચનક નામના ગંધહસ્તી[1] ઉપર બેસી વિલાસ કરતા તે જોઈને કૂણિકની પત્ની પદ્માવતીએ અદેખાઈથી તેમની પાસેથી તે હસ્તી લઈ લેવા માટે કૂણિકને કહ્યુ કૂણિકે તેઓની પાસે હાથીની માગણી કરી ત્યારે વેહલ્લે[2] જણાવ્યુ કે એ હાથી તથા હાર બને શ્રેણિક રાજા જીવતા હતા ત્યારે તેમની મારફતે અમને મળેલા છે, માટે તારે તે હાથી જોઈતો હોય તો અર્ધું રાજ્ય મને બદલામા આપ પરતુ તેમ કરવુ કબૂલ ન રાખતા કોણિકે તો પોતાની માગણી ચાલુ રાખી પછી તેના ભયથી બને ભાઈઓ પોતાનો હાથી તથા હાર લઈને દાદા ચેટકને ત્યા વૈશાલી નગરીમા નાસી આવ્યા કોણિકે દૂત મોકલી તે બને ભાઈઓને સોપી દેવાની ચેટક પાસે માગણી કરી, પણ ચેટક રાજાએ તેમ કરવાની ના પાડી પછી કોણિકે પોતાના કાલ વગેરે દશ ભાઈઓને ચેટક સાથે યુદ્ધ કરવા બોલાવ્યા ચેટકે પણ નવ મલ્લકિ અને નવ લેચ્છકિ એમ અઢાર ગણ-રાજાઓને એકઠા કર્યા યુદ્ધ શરૂ થયુ ચેટક રાજાને એવુ વ્રત હતુ કે દિવસમા એક વાર બાણુ ફેકવુ દશ દિવસમા ચેટકે કૂણિકના કાલાદિ દશ ભાઈઓનો નાશ કર્યો અગિયારમે

---

૧ ઉત્તમ હાથી, જેના ગંધથી જ બીજા હાથી ભાગી જાય છે

૨. નિરયાવલિ સૂત્રમા માત્ર વેહલ્લનો જ ઉલ્લેખ છે, ભગવતીની ટીકામા બને ભાઈઓનો ઉલ્લેખ છે

દિવસે ચેટકને જીતવા કુણિકે દેવનું આરાધન કરવા અષ્ટમ (આઠ ટંકના ઉપવાસ) નું તપ કર્યું. તેથી શક્ર અને ચમરેન્દ્ર આવ્યા. શક્રે કહ્યું કે ચેટક પરમ શ્રાવક છે માટે તેને હું મારીશ નહીં પણ તારું રક્ષણ કરીશ. પછી શક્રે કુણિકનું રક્ષણ કરવા સારુ વજ્રના જેવું અભેદ્ય કવચ કર્યું —ટી પૃ ૩૧૬

ગૌ —હે ભગવન્! મહાશિલાકંટક સંગ્રામ થતો હતો ત્યારે કોણ જીત્યા અને કોણ હાર્યા?

મ —હે ગૌતમ! વજ્જીવિદેહપુત્ર કોણિક જીત્યો અને નવ મલ્લકિ અને નવ લેચ્છકિ જેઓ કાશી અને કોશલ દેશના અઢાર ગણરાજાઓ હતા, તેઓ પરાજય પામ્યા. તે સંગ્રામ માટે કોણિકે પોતાના પટ્ટહસ્તી ઉદાયિન તથા ચતુરંગ સેનાને તૈયાર કરાવી. પછી કોણિક સ્નાન કરી બલિકર્મ (પૂજા) કરી પ્રાયશ્ચિત્તરૂપ (વિઘ્નોનો નાશ કરનાર) કૌતુક (મષીતિલકાદિ) અને મંગલો કરી સર્વાલંકારથી વિભૂષિત થઈ બખ્તર ધારણ કરી ધનુર્દંડ ગ્રહણ કરી માથે કોરંટક ફૂલની માળાવાળા છત્ર સહિત બહાર નીકળ્યો અને પોતાના ઉદાયિ હસ્તી ઉપર સવાર થઈને મહાશિલાકંટક સંગ્રામમાં આવ્યો. તેની આગળ દેવરાજ શક્ર એવું વજ્ર સરખું અભેદ્ય કવચ વિકુર્વીને ઊભો હતો. તે કુણિક રાજા એકલો હાથી વડે પણ શત્રુપક્ષનો પરાભવ કરવા સમર્થ હતો. તેણે નવ મલ્લકિ અને નવ લેચ્છકિ જેઓ કાશી અને કોશલના અઢાર ગણરાજાઓ હતા તેઓના મહાન યોદ્ધાઓને હણ્યા, ઘાયલ કર્યા અને મારી નાખ્યા, તેઓની ચિહ્નયુક્ત ધ્વજાઓ અને પતાકાઓ પાડી નાખી તથા

જેઓના પ્રાણ મુશ્કેલીમા છે એવા તેઓને ચારે દિશાએ નસાડી મૂકયા

તે સગ્રામમા જે ઘોડા, હાથી, યોદ્ધા અને સારથિઓ તૃણ, કાષ્ટ, પાદડા કે કાકરાવતી હણાયા, તેઓ સઘળા એમ જાણતા હતા કે હું મહાશિલાથી હણાયો, તે હેતુથી તે મહાશિલાકટક સગ્રામ કહેવાય છે[૧] તે સગ્રામમા ૮૪ લાખ માણસો હણાયા, તથા નિઃશીલ, રોષે ભરાયેલા, ગુસ્સે થયેલા, યુદ્ધમા ઘાયલ થયેલા અને અનુપશાત એવા તેઓ ઘણે ભાગે નરક અને તિર્યંચ યોનિમા ઉત્પન્ન થયા છે

પછી રથમુશલ નામે બીજો સગ્રામ થયો તેમા કોણિક અને દેવેન્દ્ર શક્ર ઉપરાત અસુરેન્દ્ર ચમર રાજાએ પણ ભાગ લીધો હતો, તે એક મોટુ લોઢાનુ કિઢીન (તાપસોનુ વાસનુ પાત્ર) જેવુ કવચ વિકુર્વીને ઊભો રહ્યો હતો કોણિક તે વખતે ભૂતાનદ નામના હાથી ઉપર હતો તે સગ્રામમા અશ્વરહિત, સારથિરહિત, યોદ્ધાઓ રહિત, અને મુશલસહિત એક રથ ઘણો જનસહાર કરતો ચારે બાજુ દોડતો હતો માટે તે રથમુશલ સગ્રામ કહેવાય છે તેમા પણ કોણિક જીત્યો અને નવમલકિ અને નવ લેચ્છકિ પરાજય પામ્યા અને ચારે દિશામા ભાગી ગયા

---

૧ પછી આવતા 'રથમુશલ' યત્ર જેવુ આ 'મહાશિલાકટક' પણ એક યુદ્ધયત્ર હશે, જે મોટી શિલાઓ ફેકતુ હશે પછીના વખતમા ઇરાનીઓ તલવારોવાળો રથ શત્રુસૈન્યમા મોકલતા, જેની વીઝાતી તલવારો દારુણ કતલ ચલાવતી, તેવુ આ 'રથમુશલ' યત્ર લાગે છે

તે સંગ્રામમાં ૯૬ લાખ માણસો મરાયા. તેમાંથી દસ હજાર એક માછલીના ઉદરમાં ઉત્પન્ન થયા, એક દેવલોકમાં ઉત્પન્ન થયો, એક ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયો, અને બાકીના ઘણે ભાગે નરક અને તિર્યંચ યોનિમાં ઉત્પન્ન થયા.

ગૌ૰ — હે ભગવન્! દેવના ઇંદ્ર શક્ર અને અસુરરાજે કૂણિકને કેમ સહાય આપી?

મ૰ — હે ગૌતમ! દેવોનો ઇંદ્ર શક્ર કૂણિક રાજાનો પૂર્વભવસંબંધી મિત્ર હતો અને ચમર પણ કૂણિક રાજાનો તાપસની અવસ્થામાં મિત્ર હતો; તેથી તેમણે તેને મદદ કરી હતી.

ગૌ૰ — હે ભગવન્! ઘણા માણસો એમ કહે છે કે સંગ્રામમાં હણાયેલા મનુષ્યો દેવલોકમાં ઉત્પન્ન થાય છે[1]; એ પ્રમાણે કેમ હોય?

મ૰ — હે ગૌતમ! એમનું એ કહેવું મિથ્યા છે. હું તો એમ કહું છું કે —

તે કાળે વૈશાલી નગરીમાં વરુણ નામે નાગનો પૌત્ર રહેતો હતો. તે શ્રાવક હતો તથા ધનાઢ્ય હતો અને નિરંતર છ ટંકના ઉપવાસ કર્યા કરતો હતો. પછી જ્યારે તેને ગણ રાજા અને રાજાના આદેશથી તથા બળજબરીથી રથમુશલ સંગ્રામમાં જવા માટે આજ્ઞા થઈ ત્યારે તેણે છ ટંકના ઉપવાસ વધારી આઠ ટંકના કર્યા અને પછી તે ચાર ઘંટાવાળા અશ્વરથમાં બેસી સંગ્રામમાં ઊતર્યો. ત્યાં તેણે એવો નિયમ લીધો કે આ સંગ્રામમાં મને જે પહેલો

૧ જુઓ ગીતા અ. ૨, શ્લો ૩૭.

મારે તેને મારે મારવો, બીજાને નાહ પછી એક પુરુષ રથમા બેસી તેની સામે આવ્યો અને તેને પ્રહાર કરવાનુ કહેવા લાગ્યો, ત્યારે વરુણે તેને પોતાનો નિયમ કહી સભળાવ્યો એટલે પેલાએ બાણથી વરુણને સખત ઘાયલ કર્યો પછી વરુણે પણ તેને બાણથી હણ્યો પછી પોતાનો પણ અતકાળ આવ્યો જાણી તે એકાંત સ્થાનમા ચાલ્યો ગયો અને ઘોડાઓને છૂટા કરી, ડાભના સથારા ઉપર પૂર્વ દિશામા પર્યંકાસને (પદ્માસને) બેઠો, અને આ પ્રમાણે બોલ્યો

'પૂજ્ય અર્હંતોને નમસ્કાર થાઓ, જેઓ સિદ્ધિગતિને પ્રાપ્ત થયા છે શ્રમણભગવાન મહાવીરને નમસ્કાર થાઓ, જે તીર્થના આદિકર છે, સિદ્ધિને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા છે, તથા જે મારા ધર્માચાર્ય અને ધર્મના ઉપદેશક છે ત્યા રહેલા ભગવાનને અહીં રહેલો હુ વદુ છુ ત્યા રહેલા ભગવાન મને જુઓ' પછી તે આ પ્રમાણે બોલ્યો 'પહેલા મે શ્રમણભગવાન મહાવીર પાસે જીવનપર્યંત સ્થૂલ હિંસા વગેરે પાચ મહાપાપોના ત્યાગનો નિયમ લીધો હતો પરતુ હવે અત્યારે તો સર્વ પ્રકારના હિંસાદિ મહાપાપોનો ત્યાગ કરુ છુ — વગેરે સ્કદક મુનિની કથાની પેઠે જાણવુ પછી તેણે બખ્તર છોડી નાખ્યુ અને બાણને ખેચી કાઢયુ પછી આલોચનાદિ કરી સમાધિને પ્રાપ્ત થયેલો તે મરણ પામ્યો

હવે તે નાગના પૌત્ર વરુણનો એક પ્રિય બાલમિત્ર પણ તે યુદ્ધમા સામેલ હતો તે પણ જ્યારે ઘાયલ થયો ત્યારે તેણે નાગના પૌત્ર વરુણને સગ્રામમાથી બહાર નીકળતો જોયો એટલે તેણે પોતાના ઘોડાઓને થોભાવ્યા અને

વરુણની પેઠે વિસર્જિત કર્યો પછી વસ્ત્ર પાથરી તે ઉપર બેસી તે પૂર્વદિશા તરફ અન્જલિ કરીને બોલ્યો કે હે ભગવન્ મારા પ્રિય બાલમિત્ર વરુણને જે શીલવ્રતાદિ હોય તે મને પણ હો એમ કહી તેણે બખ્તર કાઢ્યું અને બાણને ખેંચી કાઢ્યું પછી તે પણ અનુક્રમે મરણ પામ્યો.

વરુણને મરણ પામેલો જોઈ પાસે રહેલા વાનવ્યંતર દેવોએ તેના ઉપર દિવ્ય સુગંધી ગંધોદકની વૃષ્ટિ કરી પાંચ વર્ણનાં ફૂલ તેની ઉપર નાખ્યાં અને દિવ્ય ગીતગાંધર્વનો શબ્દ પણ કર્યો તે પ્રમાણે નાગના પૌત્ર વરુણની દિવ્ય ઋદ્ધિ અને પ્રભાવ સાંભળીને તથા જોઈને ઘણા માણસો (ઉપર જણાવ્યા પ્રમાણે) પરસ્પર એમ કહે છે કે સંગ્રામમાં ઘાયલ થયેલા દેવલોકને પામે છે?

ગૌ —હે ભગવન્ તે વરુણ મરીને ક્યાં ગયો?

મ —હે ગૌતમ તે સૌધર્મ દેવલોકને વિષે અરુણાભ વિમાનમાં દેવપણે ઉત્પન્ન થયો છે તેની આયુઃસ્થિતિ ચાર પલ્યોપમ વર્ષની છે ત્યાંથી મરીને તે મહાવિદેહક્ષેત્રમાં સિદ્ધિ પામશે.

—શતક ૭ ઉદ્દે ૯

## ૧૭

# દેવાનંદા બ્રાહ્મણી

તે કાલે બ્રાહ્મણકુંડગ્રામ[1] નામે નગર હતુ તેમા બહુશાલક નામે ચૈત્ય હતુ તે નગરમા ઋષભદત્ત નામે બ્રાહ્મણ રહેતો હતો તે ધનિક તેમ જ ચારે વેદોમા નિપુણ હતો તે શ્રમણોનો ઉપાસક હતો તેની પત્ની દેવાનદા પણ શ્રમણોની ઉપાસિકા હતી

---

૧ તે વખતે વૈશાલિ શહેરમા (અત્યારનુ બસાર પટણાથી ૨૭ માઈલ ઉત્તરે) તેની પાસેના બે ત્રણ પરાનો પણ સમાવેશ થતો હતો કુંડગ્રામ તેનુ પરુ હોય તેમ લાગે છે તેમા ક્ષત્રિયોનો મહોલ્લો ક્ષત્રિયકુંડગ્રામ તરીકે પ્રસિદ્ધ હતો, તેનો બ્રાહ્મણોનો મહોલ્લો બ્રાહ્મણકુંડગ્રામ નામે પ્રસિદ્ધ હશે

એક વખત મહાવીરસ્વામી તે ગામમાં પધાર્યા. તે વાત જાણી ઋષભદત્ત અને દેવાનંદા[1] પણ ખુશ થઈ રથમાં બેસી મહાવીર ભગવાનના દર્શને ગયાં. ઋષભદત્ત ભગવાનને વિધિસર પ્રણામ કરી ઊભો રહ્યો. દેવાનંદા પણ ત્રણ વાર પ્રદક્ષિણા કરી, વંદન કરી ઋષભદત્તને આગળ કરી પોતાના પરિવારસહિત હાથ જોડી વિનયપૂર્વક ઊભી રહી.

તે વખતે દેવાનંદા બ્રાહ્મણીના સ્તનમાંથી દૂધની ધારા છૂટી. તેનાં લોચન આનંદાશ્રુથી ભીનાં થયાં. તેનું શરીર હર્ષથી પ્રફુલ્લ થતાં તેના કંચુક વિસ્તીર્ણ થયા, તેનાં રોમકૂપ ઊભા થયા, તથા તે શ્રમણભગવાન મહાવીરને અનિમિષ દૃષ્ટિથી જોતી જોતી ઊભી રહી.

એ જોઈ ગૌતમે મહાવીરસ્વામીને પૂછ્યું : હે ભગવન્! આ દેવાનંદા બ્રાહ્મણીને આપને જોઈ સ્તનમાંથી દૂધની ધારા કેમ છૂટી?

---

૧ મૂળમાં દેવાનંદાની તૈયારીનું બ્રાહ્મણીને શોભે તેવાં અતિશયવાળાં વર્ણન છે. જેમકે – આભરણો પહેર્યાં, ચીનાંશુક વસ્ત્ર પહેર્યું, ઉપર રેશમી વસ્ત્ર ઓઢ્યું, સુગંધિત પુષ્પોથી કેશ ગૂંથ્યા, કપાળમાં ચંદન લગાડ્યું, કાલાગુરુના ધૂપ વડે સુગંધિત થઈ. પછી કુબ્જ દાસીઓ, ચિલાત દેશની દાસીઓ એમ અનેક દેશ વિદેશથી આવીને ભેગી થયેલી પોતાના દેશના પહેરવેશ જેવા વેશને ધારણ કરનારી, કુશળ અને વિનયવાળી દાસીઓનો પરિવાર સાથે લીધો; તથા પોતાના દેશની દાસીઓ, ખોજાઓ, વૃદ્ધ કંચુકીઓ અને માન્ય પુરુષોના વૃંદ સાથે રથ આગળ આવી છે.

મ૦—હે ગૌતમ ! આ દેવાનંદા મારી ખરી માતા છે, અને હુ તેનો પુત્ર છુ[1], માટે તેને તેમ થયુ છે

પછી ભગવાને ઋષભદત્તને, દેવાનંદાને અને ત્યા ભેગા થયેલા લોકોને ધર્મ કહ્યો ત્યાર પછી તુષ્ટ થઈ ઋષભદત્તે સ્કંદકની પેઠે ભગવાન પાસે પ્રવ્રજ્યા લીધી, ૧૧ અંગોનુ અધ્યયન કર્યું, અનેક તપકર્મો કર્યા અને અંતે સાઠ ટકના અનશન વડે મરણ પામી, તે સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થયો

દેવાનંદાએ પણ ભગવાન પાસે દીક્ષા લીધી ત્યારબાદ મહાવીરે તેમને આર્યચંદના નામની આર્યાને શિષ્યાપણે સોંપ્યા તેમણે પણ ૧૧ અંગોનુ અધ્યયન કર્યું, અનેક તપ કર્યાં અને અંતે સાઠ ટકના ઉપવાસ વડે મરણ પામી સિદ્ધિ પ્રાપ્ત કરી

—શતક ૫, ઉદ્દે૦ ૩૩

---

૧ શક્રેંદ્રની આજ્ઞાથી તેના સેનાપતિ હરિણેગમેસિ દેવે મહાવીરના ગર્ભાધાન પછી ૮૩મા દિવસે તેમને દેવાનંદાની કૂખમાથી ઉપાડી ત્રિશલા ક્ષત્રિયાણીની કૂખમા મૂકી દીધા હતા, અને ત્રિશલાનો ગર્ભ દેવનંદાની કૂખમા મૂક્યો હતો જુઓ આચારાગ સૂત્ર શ્રુ૦ ૨, અ૦ ૧૫. આ માળાનુ 'આચારધર્મ' પુસ્તક, પા ૧૬૮ દેવાનંદાને આવા ગર્ભરત્નની હાનિ થઈ તેના કારણમા એમ જણાવવામા આવે છે કે પૂર્વજન્મમા તે અને ત્રિશલા જેઠાણી દેરાણી હતા તે વખતે દેવાનંદાએ ત્રિશલાનો રત્નકરંડ ચોર્યો હતો તીર્થંકર અંત્યકુલોમા, દરિદ્રકુલોમા, ભિક્ષુકકુલોમા કે બ્રાહ્મણકુલોમા ન અવતરી શકે મહાવીરને બ્રાહ્મણીના પેટે અવતરવુ પડ્યું તેનુ કારણ એ હત કે, પોતાના આગલા જન્મમા તેમણે ગોત્રમદ કર્યો હતો

# ૧૮

# જમાલિ

બ્રાહ્મણકુંડગ્રામની પશ્ચિમ દિશાએ એ જ સ્થળે ક્ષત્રિયકુંડગ્રામ નગર હતું. તેમાં જમાલિ નામનો ક્ષત્રિયકુમાર રહેતો હતો.[1] તે ધનિક હતો તથા પોતાના મહેલમાં અનેક પ્રકારની સુંદર યુવતીઓ વડે ભજવાતાં બત્રીસ પ્રકારનાં નાટકો વડે નૃત્ય અનુસાર નાચતો, ખુશ થતો, તથા ઋતુ અનુસાર ભોગ ભોગવતો વિહરતો હતો.

એક વખત ભગવાન મહાવીર તે ગામમાં પધાર્યા. તેમને આવ્યા જાણી મોટો જનસમુદાય આનંદિત થતો તથા કોલાહલ કરતો તે તરફ જવા લાગ્યો. તે જોઈ જમાલિએ કંચુકિને બોલાવીને પૂછ્યું : આજે ઇંદ્ર રુદ્ર વાસુદેવ

૧ તે જમાલિ મહાવીરની સગી બહેન સુદર્શનાનો પુત્ર અને મહાવીરની પુત્રી પ્રિયદર્શનાનો પતિ હતો. જુઓ વિશેષાવશ્યકસૂત્ર ૨૩૦૭.

નાગ, યક્ષ, ભૂત, કૂવો, તળાવ, નદી, ધરો, પર્વત, વૃક્ષ, મંદિર, સ્તૂપ કે શાનો ઉત્સવ છે કે જેથી બધા આમ કોલાહલ કરતા બહાર જાય છે? ત્યારે કંચુકિએ તેને મહાવીર ભગવાનના આવ્યાની વાત કરી તે જાણી જમાલિ પણ સ્નાનાદિથી પવિત્ર થઈ રથમાં બેસી ત્યાં જવા નીકળ્યો પછી ચૈત્ય પાસે આવતાં રથમાંથી ઊતરી, તેણે પુષ્પ, તાંબૂલ, આયુધાદિ તથા પગરખાં દૂર કર્યાં, ખેસને જનોઈની પેઠે વીંટાળ્યો, અને કોગળો કરી, ચોખ્ખો થઈ, અંજલિ વડે હાથ જોડી તે મહાવીર પાસે ગયો, અને વંદનાદિ કરી ધર્મોપદેશ સાંભળવા લાગ્યો

ભગવાનનો ધર્મોપદેશ સાંભળ્યા બાદ સંતુષ્ટ થઈ, તેણે ઊભા થઈને ભગવાનને ત્રણ વાર પ્રદક્ષિણા કરી, તથા નમસ્કાર કરી આ પ્રમાણે કહ્યું, "હે ભગવન્! હું નિર્ગ્રંથના પ્રવચન ઉપર શ્રદ્ધા કરું છું, વિશ્વાસ કરું છું, રુચિ કરું છું, તથા હે ભગવન્! હું તે પ્રવચન અનુસાર વર્તવાને તૈયાર થયો છું હે ભગવન! તમે જે ઉપદેશ આપો છો તે તેમ જ છે, સત્ય છે, તથા અસંદિગ્ધ છે, પરંતુ, હે દેવાનુપ્રિય! મારા માતપિતાની રજા માગીને હું આપની પાસે દીક્ષિત થઈ, ગૃહવાસનો ત્યાગ કરી, સાધુપણું સ્વીકારવા ઇચ્છું છું

પછી તે પોતાને ઘેર ગયો અને માતપિતાને ભગવાનના ધર્મોપદેશની અને તેમાં પોતાને થયેલી રુચિની વાત કરી તે જાણી તેના માતપિતા તેના પુણ્યશાળીપણાથી ખુશ થયા પરંતુ જ્યારે તેણે સંસારભયથી ઉદ્વિગ્ન થઈ સાધુ થવાની વાત કરી, ત્યારે તેની માતા એકદમ પરસેવાથી ભીના શરીરવાળી થઈ ગઈ, તેના અંગો શોકભારથી કંપવા લાગ્યા, તે નિસ્તેજ

તથા શોભા વિનાની થઈ ગઈ. તેનાં આભૂષણો ઢીલાં થઈ
ગયાં. તેનું ઉત્તરીય વસ્ત્ર સરી ગયું અને વીખરાયેલા કેશપાશ
વાળી તે મૂર્છિત થઈને તે કુહાડાથી છેદાયેલી ચંપકલતાની પેઠે
કે ઉત્સવ પૂરો થતાં ઇંદ્રધ્વજની જેમ નીચે પડી ગઈ. તરત
તેના ઉપર પાણી છાંટવામાં આવ્યું અને તેને પંખો
નાખવામાં આવ્યો. પછી કાંઈક સ્વસ્થ થતાં તે આક્રંદ કરવા
લાગી : "હે જાત ! તું મારો ઇષ્ટ, કાંત, અને પ્રિય છે;
આભરણની પેટી જેવો, અને જીવિતના ઉત્સવ જેવો
આનંદજનક છે. ઉંબરાના પુષ્પની પેઠે તારા નામનું શ્રવણ
પણ દુર્લભ છે, તો તારું દર્શન તો દુર્લભ હોય તેમાં નવાઈ
શી ? તારો વિયોગ અમારાથી એક ક્ષણ પણ સહન નહિ
થઈ શકે. માટે અમે જીવીએ છીએ ત્યાં સુધી તું ઘેર જ
રહે. પછી કુલવંશતંતુની વૃદ્ધિ કરીને વૃદ્ધાવસ્થામાં તું
સાધુ થજે."

ત્યારે જમાલિએ તેમને કહ્યું : "હે માતપિતા ! આ
મનુષ્યભવ અનેક જન્મ-જરા-મરણ-રોગ વગેરે શારીરિક અને
માનસિક દુઃખોની અત્યંત વેદનાથી અને સંકડો વ્યસનોથી
પીડિત, અધ્રુવ અને સંધ્યાના રંગ જેવો, પરપોટા જેવો,
ડાભની અણી ઉપર રહેલા જલબિંદુ જેવો, સ્વપ્નદર્શન જેવો
અને વીજળીના ચમકારા જેવો ચંચળ છે; સડવું, પડવું
અને નાશ પામવો એ તેનો ધર્મ છે. પહેલાં કે પછી તેનો
અવશ્ય ત્યાગ કરવાનો છે; તો હે માતપિતા ! કોણ જાણે છે
કે કોણ પ્રથમ જશે અને કોણ પછી જશે ? માટે હે
માતપિતા ! હું તમારી અનુમતિથી ભગવાન પાસે પ્રવ્રજ્યા
ગ્રહણ કરવા ઇચ્છું છું."

માતપિતા—હે પુત્ર ! તારુ શરીર ઉત્તમ રૂપ, લક્ષણ, વ્યંજન (મસા-તલ વગેરે) અને ગુણોથી યુક્ત છે, તથા ઉત્તમ બળ, વીર્ય અને સત્ત્વસહિત છે તુ વિજ્ઞાનમા વિચક્ષણ છે, સૌભાગ્યગુણથી ઉન્નત છે, કુલીન છે, અત્યત સમર્થ છે, અનેક પ્રકારના વ્યાધિ અને રોગથી રહિત છે, નિરુપહત, ઉદાત્ત અને મનોહર છે માટે હે પુત્ર ! જ્યા સુધી તારા શરીરમા રૂપ-યૌવનાદિ ગુણો છે, ત્યા સુધી તુ તેનો અનુભવ કર, પછી અમારા મરણ પામ્યા બાદ, કુલતતુની વૃદ્ધિ કરી, વૃદ્ધાવસ્થામા તુ સાધુ થજે

જમાલિ—હે માતપિતા ! આ શરીર દુખનુ ઘર છે, અનેક વ્યાધિઓનુ સ્થાન છે, અસ્થિ, સ્નાયુ અને નાડીના સમૂહનુ બનેલુ છે, માટીના વાસણ જેવુ દુર્બલ છે, અશુચિથી ભરેલું છે, તેની સારવાર નિરતર કરવી પડે છે, તથા જીર્ણ ઘરની પેઠે સડવુ, પડવુ અને નાશ પામવો એ તેના સહજ ધર્મો છે વળી એ શરીર પહેલા કે પછી અવશ્ય છોડવાનુ છે તો હે માતાપિતા ! કોણ જાણે છે કે કોણ પહેલા જશે અને કોણ પછી જશે ?

માતપિતા—હે પુત્ર ! તારે આ આઠ સ્ત્રીઓ છે તે વિશાળ કુળમા ઉત્પન્ન થયેલી બાળાઓ છે તે રૂપ, લાવણ્ય અને યૌવનથી યુક્ત છે વળી તે સમાન કુલથી આણેલી, કલામા કુશલ અને સર્વકાલ લાડસુખને યોગ્ય છે તે માર્દવગુણથી યુક્ત, નિપુણ, વિનયોપચારમા પડિત અને વિચક્ષણ છે સુદર, મિત્ત અને મધુર બોલવામા, તેમ જ હાસ્ય, કટાક્ષ, ગતિ, વિલાસ અને સ્થિતિમા વિશારદ છે, ઉત્તમ કુલ અને શીલથી સુશોભિત છે, વિશુદ્ધ કુલરૂપ

છે. માટે તેના વડે માનુષિક કામભોગો ભોગવ, અને પછી સુખનો અનુભવ કરી દીક્ષા લેજે

જમાલિ—હે માતાપિતા ! એ હિરણ્ય વગેરે અગ્નિને સાધારણ છે, ચોરને સાધારણ છે, રાજાને સાધારણ છે, મૃત્યુને સાધારણ છે, તથા દાયાદ (ભાયાત)ને સાધારણ છે વળી તે અધ્રુવ, અનિત્ય અને અશાશ્વત છે કોણ જાણે છે કે પહેલા કોણ જશે અને પછી કોણ જશે માટે હુ પ્રવ્રજ્યા લેવા ઇચ્છુ છુ.

આ પ્રમાણે જ્યારે વિષયને અનુકૂલ ઉક્તિઓથી તેને મનાવી ન શકાયો, ત્યારે વિષયને પ્રતિકૂલ અને સયમને વિષે ભય અને ઉદ્વેગ કરનારી ઉક્તિઓથી તેના માતપિતાએ તેને આ પ્રમાણે સમજાવવા માડ્યો 'હે પુત્ર' એ નિર્ગ્રંથ-પ્રવચન ખરેખર સત્ય, અદ્વિતીય, ન્યાયયુક્ત, શુદ્ધ, શલ્યને કાપનાર, સિદ્ધિમાર્ગરૂપ, મુક્તિમાર્ગરૂપ, નિર્યાણમાર્ગરૂપ અને નિર્વાણમાર્ગરૂપ છે, તેમ જ અમત્સરરહિત તથા નિરતર અને સર્વ દુખના નાશનુ કારણ છે તેનામા તત્પર થયેલા જીવો સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થઈ, નિર્વાણને પ્રાપ્ત થાય છે તથા સર્વ દુખોનો નાશ કરે છે પરતુ તે સર્પની પેઠે એકાત—નિશ્ચિત દૃષ્ટિવાળુ, અસ્ત્રાની પેઠે એકાત ધારવાળુ, લોઢાના જવને ચાવવાની પેઠે દુષ્કર, અને વેળુના કોળિયા જેવું નિસ્વાદ છે, વળી તે ગગા નદીને સામે પ્રવાહે જવાની પેઠે અને બે હાથથી સમુદ્ર તરવા જેવુ મુશ્કેલ છે, તીક્ષ્ણ તલવારની ધાર ઉપર ચાલવા જેવુ દુષ્કર છે, તથા મોટી શિલા ઉચકવા બરાબર છે નિર્ગ્રંથોને આધાકર્મિક (સાધુને ખ્યાલમા રાખીને તૈયાર કરેલો આહાર), ઔદ્દેશિક (સાધુને

ઉકાળીને કહી ગોળ વગેરેથી સ્વાદુ કરેલો) મિશ્રજાત (થોડોક પોતાને માટે અને થોડોક સાધુ માટે એમ પહેલેથી બનો રાંધેલો આહાર) અધ્યવપૂરક (પોતાને માટે રાંધવા માડયુ હોય તેમાં સાધુને આવ્યો જાણી નવો ઉમેરેલો) પૂતિકૃત (આધાકર્મિક વગેરેના અંશોથી મિશ્રિત) ક્રીત (સાધુ માટે ખરીદેલો), પ્રામિત્યક (સાધુને માટે ઉછીનો આણેલો) આચ્છેદ્ય (બીજાનો ઝૂટવીને આપેલો) અનિસૃષ્ટ (ઘણાનો સહિયારો બધાની રજા વિના આપેલો) અભ્યાહૃત (ઘર અથવા ગામથી સાધુ માટે આણેલો) કાંતારભક્ત (વનમાં સાધુ માટે મૂકેલા સદાવ્રતનો) દુર્ભિક્ષભક્ત (દુકાળમાં મૂકેલા સદાવ્રતનો) ગ્લાનભક્ત (રોગી માટે તૈયાર કરેલો) વાર્દલિકાભક્ત (વાદળ ચઢી આવ્યાં હોય ત્યારે સાધુથી બહાર ભિક્ષા માટે ત્યારે નહિ જાય માટે તૈયાર કરેલો) અને પ્રાઘૂર્ણકભક્ત (મહેમાન માટે તૈયાર કરેલો) આહાર તથા શય્યાતરપિંડ (જેને ત્યાં ઉતારો કર્યો હોય તેનો પિંડ) રાજપિંડ તેમ જ મૂળ કંદ ફળ બીજ અને હરિયાળીનું ભોજન ખાવું કે પીવું કલ્પતું નથી વળી હે પુત્ર તું સુખને યોગ્ય છે પણ દુઃખને યોગ્ય નથી તેમ જ ટાઢ તડકો ભૂખ તરસ ચોર, શ્વાપદ (જંગલી જાનવર) ડાંસ અને મચ્છરના ઉપદ્રવોને વાતપિત્તાદિ જન્ય રોગોને અને તેમના દુઃખોને તેમ જ તેવા વિવિધ પરિષહો (સંકટો) અને ઉપસર્ગો (વિઘ્નો)ને સહવાને તું સમર્થ નથી

જમાલિ—હે માતપિતા ખરેખર, નિર્ગ્રંથ પ્રવચન ક્લીબ (મંદશક્તિવાળા) કાયર અને હલકા પુરુષોને તથા આ લોકમાં આસક્ત, અને પરલોકથી પરાઙ્મુખ એવા વિષયતૃષ્ણાવાળા

સામાન્ય પુરુષોને દુષ્કર છે. પણ ધીર નિશ્ચિત અને પ્રયત્નવાન પુરુષને તેનુ અનુપાલન જરા પણ દુષ્કર નથી

આમ જ્યારે તેઓ જમાલિને કોઈ રીતે સમજાવવાને સમર્થ ન થયા, ત્યારે વગર ઇચ્છાએ તેઓએ તેને દીક્ષા લેવા અનુમતિ આપી પછી બે લાખ સોનૈયા વડે તેઓએ મહાદુકાનમાંથી[1] એક રજોહરણ અને પાત્ર મગાવ્યુ, તથા એક લાખ સોનૈયા આપીને હજામને બોલાવ્યો અને જમાલિના ચાર આગળ જેટલા ભાગમા વાળ છોડી બાકીના વાળ કપાવી નખાવ્યા[2] તે કેશ તેની માતાએ સફેદ વસ્ત્રમા યત્નપૂર્વક ગ્રહણ કર્યા તથા તેમને ગંધોદકથી ધોઈને ગંધમાલ્ય વડે પૂજ્યા અને શુદ્ધ વસ્ત્ર વડે બાંધીને રત્નકરંડમા મૂક્યા, પછી હાર, પાણીની ધાર, સિંદુવારના પુષ્પ અને તૂટી ગયેલી મોતીની માળા જેવા દુઃસહ આસુ પાડતી તે બોલી કે, ઉત્સવો, તિથિઓ અને પર્વોમા હવે મારે માટે આ કેશ જ જમાલિકુમારના દર્શનરૂપ થશે ત્યારબાદ તે કેશ તેણે પોતાને ઓશિકે મુકાવ્યા

પછી જમાલિના માતપિતાએ ઉત્તર દિશા તરફ બીજુ સિંહાસન મુકાવ્યુ, અને તેના ઉપર બેસાડીને જમાલિને નવરાવ્યો, પછી તેને સફેદ રેશમી વસ્ત્ર પહેરાવ્યુ, તથા મુકુટ,

---

૧ કુત્રિકાપણ—જેમા ત્રણે ભુવનની વસ્તુ મળી શકે, તેવી દુકાન

૨ મૂળમા, હજામે પ્રથમ સુગંધી ગંધોદકથી હાથ ધોયા અને શુદ્ધ આઠ પડવાળા વસ્ત્રથી મોઢાને બાંધ્યુ — એટલુ વધારે છે.

હાર વગેરે મહામૂલ્ય આભૂષણો[1] પહેરાવ્યાં. પછી હજાર પુરુષોથી ઊંચકાતી એક પાલખી સજાવીને તેમાં જમાલિને પૂર્વ દિશા તરફ સિંહાસન ઉપર બેસાડ્યો. પછી તેમાં જમાલિની માતા તેને જમણે પડખે ભદ્રાસન ઉપર બેઠી. પછી તેની ધાવમાતા રજોહરણ અને પાત્ર લઈ તેને ડાબે પડખે ભદ્રાસન ઉપર બેઠી. પછી તેની પાછળ એક સુંદર યુવતી સફેદ છત્ર હાથમાં લઈને ઊભી રહી. પછી જમાલિને બંને પડખે બે યુવતીઓ ધોળાં ચમર ગ્રહણ કરીને ઊભી રહી. પછી તેની ઉત્તરપૂર્વ દિશાએ એક ઉત્તમ યુવતી કલશને ગ્રહણ કરીને ઊભી રહી. પછી તેની દક્ષિણપૂર્વે એક રમણી વીંઝણો લઈને ઊભી રહી. પછી તે પાલખીને એક સરખા વર્ણ અને કદવાળા ૧ પુરુષોએ ઊંચકી. સૌ પહેલાં સ્વસ્તિક શ્રીવત્સ દર્પણ વગેરે મંગલો અનુક્રમે ચાલ્યા. પછી પૂર્ણ કલશ ચાલ્યો. પછી ગગનતલને પણ સ્પર્શતી વૈજયંતી ધજા ચાલી. પછી ઉત્તમ ઘોડાઓ, હાથીઓ તથા રથોથી વીંટળાયેલો જમાલિકુમાર સર્વ ઋદ્ધિ સહિત વાદિત્રોના શબ્દ સહિત ચાલ્યો. તેને ચક્કલા પચોડીઓ વગેરે રસ્તાઓમાં ઘણા ધનના અર્થીઓ તથા કામના અર્થીઓ અભિનંદન આપતા તથા સ્તુતિ કરતા કહેવા લાગ્યા: હે નંદ! તારો ધર્મ વડે જય થાઓ, તારો તપ વડે જય થાઓ, તારું ભદ્ર થાઓ. અખંડિત અને ઉત્તમ જ્ઞાન-દર્શન-ચારિત્ર વડે અજિત ઇંદ્રિયોને તું જીત તથા શ્રમણધર્મનું પાલન

૧ તેમાં ગ્રથિમ (ગૂંથેલી), વેષ્ટિમ (વીંટેલી), પૂરિમ (પૂરેલી) અને સંઘાતિમ (પરસ્પર સંઘાત કરી તૈયાર થતી) એમ ચાર પ્રકારની માળાઓનું પણ વર્ણન છે.

કર હે દેવ! વિઘ્નોને જીતી તું સિદ્ધિગતિમાં નિવાસ કર ધૈર્યરૂપ કચ્છને મજબૂત બાંધી, તપ વડે રાગદ્વેષરૂપ મલ્લોનો તું ઘાત કર ઉત્તમ શુક્લધ્યાન વડે અષ્ટ કર્મરૂપ શત્રુનું તું મર્દન કર હે ધીર! તું અપ્રમત્ત થઈ, ત્રણ લોકરૂપ રંગમંડપ મધ્યે આરાધનાપતાકાને ગ્રહણ કરી, નિર્મળ અને અનુત્તર એવા કેવલજ્ઞાનને પ્રાપ્ત કર તથા જિનવરે ઉપદેશેલ સરલ સિદ્ધિમાર્ગ વડે પરમપદરૂપ મોક્ષને પ્રાપ્ત કર તું પરિષહરૂપ સેનાને હણીને ઇંદ્રિયોને પ્રતિકૂલ ઉપસર્ગોનો પરાજય કર, તને ધર્મમાર્ગમાં અવિઘ્ન થાઓ!'

પછી ચૈત્ય નજીક આવતાં, જમાલિ શિબિકાથી નીચે ઊતર્યો પછી તેને આગળ કરી તેના માતપિતા શ્રમણ-ભગવાન મહાવીર પાસે આવ્યા પછી તેમને ત્રણ વાર પ્રદક્ષિણા કરીને તેઓ બોલ્યા 'હે ભગવન્! આ અમારો એક ઇષ્ટ અને પ્રિય પુત્ર છે જેમ કોઈ કમળ કાદવમાં ઉત્પન્ન થાય અને પાણીમાં વધે, તો પણ તે પંકની રજથી તેમ જલના કણથી લેપાતું નથી, તેમ આ જમાલિ ક્ષત્રિયકુમાર પણ કામથી ઉત્પન્ન થયો છે અને ભોગોથી વૃદ્ધિ પામ્યો છે, તો પણ તે કામરજથી અને ભોગરજથી લેપાતો નથી તેમ જ મિત્ર, જ્ઞાતિ, સ્વજન, સંબંધી અને પરિજનથી પણ લેપાતો નથી હે દેવાનુપ્રિય! આ જમાલિ ક્ષત્રિયકુમાર સંસારના ભયથી ઉદ્વિગ્ન થયો છે, જન્મ-મરણથી ભયભીત થયો છે, અને આપની પાસે મુંડ — દીક્ષિત થઈને સાધુપણું સ્વીકારવા ઇચ્છે છે, તો આપ દેવાનુપ્રિયને અમે આ શિષ્યરૂપ ભિક્ષા આપીએ છીએ તો હે દેવાનુપ્રિય! આપ આ શિષ્યરૂપ ભિક્ષાનો સ્વીકાર કરો.'

પછી ભગવાનની અનુમતિ મળતાં જમાલિએ ઉત્તર પૂર્વ દિશા તરફ જઈ પોતાની મેળે આભરણ, માળા અને અલંકારાદિ ઉતારી નાખ્યાં તે તેની માતાએ સફેદ વસ્ત્રમાં ઝીલી લીધાં. પછી ધારબંધ આંસુથી રડતાં રડતાં તેણે કહ્યું : હે પુત્ર! સંયમને વિષે પ્રયત્ન કરજે! હે પુત્ર! યત્ન કરજે! હે પુત્ર! પરાક્રમ કરજે! સંયમ પાળવામાં પ્રમાદ ન કરીશ! એ પ્રમાણે કહીને જમાલિનાં માતપિતા મહાવીરને વંદન કરી પાછાં ચાલ્યાં ગયાં.

પછી જમાલિ પંચમુષ્ટિક લોચ[1] કરી ભગવાન પાસે આવી પ્રવ્રજ્યા લે છે. તે વખતે તેની સાથે બીજા પાંચસો પુરુષોએ પણ દીક્ષા લીધી. ત્યારબાદ અગિયાર અંગો ભણી તે વિચિત્ર તપકર્મ કરતો વિહરે છે.

એક દિવસ તેણે મહાવીરસ્વામી આગળ આવીને જણાવ્યું કે, હે ભગવન્! હું આપની અનુમતિથી પાંચસો સાધુઓની સાથે બહારના દેશોમાં વિહાર કરવા ઇચ્છું છું. ત્યારે ભગવાને તેની આ વાતનો આદર તેમ જ સ્વીકાર ન કર્યો, પરંતુ તે મૌન રહ્યા. ત્યારે જમાલિએ તેમને તે પ્રમાણે જ ત્રણ વાર કહ્યું, છતાં ભગવાન તો મૌન જ રહ્યા. પછી જમાલિ પાંચસો સાધુઓની સાથે બહારના દેશોમાં ચાલી નીકળ્યો.

એક વખત જમાલિ એક ગામથી બીજે ગામ પાંચસો સાધુ સાથે ફરતો ફરતો શ્રાવસ્તીમાં કોષ્ઠક ચૈત્યમાં આવીને ઊતર્યો. ભગવાન મહાવીર તે વખતે ચંપાનગરીમાં પૂર્ણભદ્ર ચૈત્યમાં ઊતર્યા હતા.

---

૧. પાંચ મૂઠી વતી બધા વાળ ખેંચી કાઢવા તે.

હવે કોઈ દિવસે જમાલિને રસસહિત, લૂખુ, તુચ્છ, ભૂખ–તરસનો કાળ વીતી ગયા પછીનુ, પ્રમાણથી વધારે કે ઓછુ એવુ તથા શીત પાનભોજન વારવાર ખાવામા આવ્યાથી શરીરમા મોટો વ્યાધિ થયો તનુ શરીર પિત્તજ્વરથી વ્યાપ્ત હોવાથી તે દાહયુક્ત હતો વેદનાથી પીડિત થઈ તણે પોતાના શ્રમણનિર્ગ્રંથોને બોલાવીને કહ્યુ, "હે દેવાનુપ્રિયો! તમે મારે માટે પથારી પાથરો' પેલાઓ તે વાતનો વિનયપૂર્વક સ્વીકાર કરી પથારી પાથરવા લાગ્યા પરતુ જમાલિએ અત્યત વેદનાથી વ્યાકુલ થઈ તેમને ફરી બોલાવીને પૂછ્યુ, 'હે દેવાનુપ્રિયો! મારે માટે પથારી પાથરી?' ત્યારે તેઓએ કહ્યુ કે, હજુ પાથરી નથી, પણ પથરાય છે ત્યારે જમાલિને એવો સકલ્પ થયો કે, "શ્રમણ ભગવાન મહાવીર તો એમ કહે છે કે, 'ચાલતુ હોય તે ચાલ્યુ કહેવાય[1] ૪૦' પણ આ તો સ્પષ્ટ દેખાય છે કે, જ્યા સુધી પથારી પથરાતી હોય, ત્યા સુધી તેને પાથરી એમ ન કહેવાય" એમ વિચારી તણે શ્રમણનિર્ગ્રંથોને બોલાવીને કહ્યુ, "હે દેવાનુપ્રિયો! શ્રમણભગવાન મહાવીર કહે છે કે, 'ચાલતુ તે ચાલ્યુ કહેવાય ૪૦' પરતુ મને તો પ્રત્યક્ષ દેખાય છે કે, ચાલતુ હોય ત્યા સુધી ચાલ્યુ ન કહેવાય ૪૦"

તેની આ વાત કેટલાકોએ માની, અને કેટલાકોએ ન માની તેથી તે ન માનનારા તેનો ત્યાગ કરી ભગવાન પાસે ચાલ્યા ગયા જમાલિ પણ વખત જતા નીરોગ થયો ત્યારે ત્યાથી નીકળી ચપામા આવ્યો, તથા ભગવાન પાસે

૧ જુઓ આગળ સિદ્ધાતખડ વિભાગ ૭, પ્રકરણ ૧

પછી ભગવાનની અનુમતિ મળતાં જમાલિએ ઉત્તરપૂર્વ દિશા તરફ જઈ પોતાની મેળે આભરણ, માળા અને અલંકારાદિ ઉતારી નાખ્યાં તે તેની માતાએ સફેદ વસ્ત્રમાં ઝીલી લીધાં. પછી ધારબંધ આંસુથી રડતાં રડતાં તેણે કહ્યું: 'હે પુત્ર! સંયમને વિષે પ્રયત્ન કરજે! હે પુત્ર! યત્ન કરજે! હે પુત્ર! પરાક્રમ કરજે; સંયમ પાળવામાં પ્રમાદ ન કરીશ!' એ પ્રમાણે કહીને જમાલિનાં માતપિતા મહાવીરને વંદન કરી પાછાં ચાલ્યાં ગયાં.

પછી જમાલિ પંચમુષ્ટિક લોચ[1] કરી ભગવાન પાસે આવી પ્રવ્રજ્યા લે છે. તે વખતે તેની સાથે બીજા પાંચસો પુરુષોએ પણ દીક્ષા લીધી. ત્યારબાદ અગિયાર અંગો ભણી તે વિચિત્ર તપકર્મ કરતો વિહરે છે.

એક દિવસ તેણે મહાવીરસ્વામી આગળ આવીને જણાવ્યું કે, 'હે ભગવન્! હું આપની અનુમતિથી પાંચસો સાધુઓની સાથે બહારના દેશોમાં વિહાર કરવા ઇચ્છું છું.' ત્યારે ભગવાને તેની આ વાતનો આદર તેમ જ સ્વીકાર ન કર્યો, પરંતુ તે મૌન રહ્યા. ત્યારે જમાલિએ તેમને તે પ્રમાણે જ ત્રણ વાર કહ્યું; છતાં ભગવાન તો મૌન જ રહ્યા. પછી જમાલિ પાંચસો સાધુઓની સાથે બહારના દેશોમાં ચાલી નીકળ્યો.

એક વખત જમાલિ એક ગામથી બીજે ગામ પાંચસો સાધુ સાથે ફરતો ફરતો શ્રાવસ્તીમાં કોષ્ઠક ચૈત્યમાં આવીને ઊતર્યો. ભગવાન મહાવીર તે વખતે ચંપાનગરીમાં પૂર્ણભદ્ર ચૈત્યમાં ઊતર્યા હતા.

---

૧ પાંચ મૂઠી ભરી ભરી માથાના વાળ ખેંચી કાઢવા તે.

હવે કોઈ દિવસ જમાલિને રસસહિત, લૂખુ, તુચ્છ, ભૂખ–તરસનો કાળ વીતી ગયા પછીનુ, પ્રમાણથી વધારે કે ઓછુ એવુ તથા શીત પાનભોજન વારવાર ખાવામા આવ્યાથી શરીરમા મોટો વ્યાધિ થયો તનુ શરીર પિત્તજ્વરથી વ્યાપ્ત હોવાથી તે દાહયુક્ત હતો વેદનાથી પીડિત થઈ તેણે પોતાના શ્રમણનિર્ગ્રંથોને બોલાવીને કહ્યુ, "હે દેવાનુપ્રિયો! તમે મારે માટે પથારી પાથરો' પેલાઓ તે વાતનો વિનયપૂર્વક સ્વીકાર કરી પથારી પાથરવા લાગ્યા પરંતુ જમાલિએ અત્યત વેદનાથી વ્યાકુલ થઈ તેમને ફરી બોલાવીને પૂછ્યુ, 'હે દેવાનુપ્રિયો! મારે માટે પથારી પાથરી?' ત્યારે તેઓએ કહ્યુ કે, હજુ પાથરી નથી, પણ પથરાય છે ત્યારે જમાલિને એવો સકલ્પ થયો કે, "શ્રમણ ભગવાન મહાવીર તો એમ કહે છે કે, 'ચાલતુ હોય તે ચાલ્યુ કહેવાય[1] ૪૦' પણ આ તો સ્પષ્ટ દેખાય છે કે, જ્યા સુધી પથારી પથરાતી હોય, ત્યા સુધી તેને પાથરી એમ ન કહેવાય" એમ વિચારી તેણે શ્રમણનિર્ગ્રંથોને બોલાવીને કહ્યુ, "હે દેવાનુપ્રિયો! શ્રમણભગવાન મહાવીર કહે છે કે, 'ચાલતુ તે ચાલ્યુ કહેવાય ૪૦' પરતુ મને તો પ્રત્યક્ષ દેખાય છે કે, ચાલતુ હોય ત્યા સુધી ચાલ્યુ ન કહેવાય ૪૦"

તેની આ વાત કેટલાકોએ માની, અને કેટલાકોએ ન માની તેથી તે ન માનનારા તેનો ત્યાગ કરી ભગવાન પાસે ચાલ્યા ગયા જમાલિ પણ વખત જતા નીરોગ થયો ત્યારે ત્યાથી નીકળી ચપામા આવ્યો, તથા ભગવાન પાસે

---

૧ જુઓ આગળ સિદ્ધાતખડ વિભાગ ૭, પ્રકરણ ૧

આવીને કહેવા લાગ્યો, આપના ઘણા શિષ્યો હજુ છદ્મસ્થ છે કેવળજ્ઞાની નથી પરંતુ હું તો ઉત્પન્ન થયેલા જ્ઞાન અને દર્શનને ધારણ કરનારો અર્હત્ જિન અને કેવળી થઈને વિહરું છું.

ત્યારે ગૌતમે તેને કહ્યું કે કેવળજ્ઞાનીનું જ્ઞાન કે દર્શન પર્વત વગેરેથી આવૃત કે નિવારિત થતું નથી. તો તું જો કેવળજ્ઞાની હોય તો મને આ બે પ્રશ્નોનો ઉત્તર આપ. હે જમાલિ! લોક શાશ્વત છે કે અશાશ્વત? તથા જીવ શાશ્વત છે કે અશાશ્વત?

ત્યારે જમાલિ આ પ્રશ્નોનો ઉત્તર આપી શક્યો નહીં અને ચૂપ રહ્યો. ત્યારે ભગવાન મહાવીરે કહ્યું "હે જમાલિ! મારા ઘણા છદ્મસ્થ શિષ્યો આ બે પ્રશ્નોનો મારી પેઠે ઉત્તર આપવા સમર્થ છે છતાં તેઓ તારી પેઠે એમ કહેતા નથી કે અમે સર્વજ્ઞ અને જિન છીએ. હે જમાલિ! લોક શાશ્વત છે કારણ કે તે કદાપિ ન હતો એમ નથી તેમ જ તે કદાપિ નથી અને હશે નહીં એમ પણ નથી. પરંતુ લોક હતો છે અને હશે. તે શાશ્વત અવ્યય, અવસ્થિત અને નિત્ય છે. વળી હે જમાલિ! લોક અશાશ્વત પણ છે કારણ કે અવસર્પિણી થઈને ઉત્સર્પિણી થાય છે અને ઉત્સર્પિણી થઈને અવસર્પિણી થાય છે. તે જ પ્રમાણે જીવ પણ નિત્ય છે તેમ જ અશાશ્વત પણ છે કારણ કે તે નૈરયિક થઈને તિર્યગ્યોનિક પણ થાય છે અને તિર્યગ્યોનિક થઈને મનુષ્ય, તથા મનુષ્ય થઈને દેવ પણ થાય છે.

પરંતુ જમાલિને આ વાત ગમી નહીં. તેથી તે ત્યાંથી બીજી વાર ચાલી નીકળ્યો. ત્યાર બાદ તે અસત્ય ભાવો

પ્રગટ કરીને તથા મિથ્યાત્વના અભિનિવેશ વડે પોતાને તથા પરને ભ્રાંત કરતો અને મિથ્યાજ્ઞાનવાળા કરતો, ઘણાં વર્ષ સાધુપણે રહ્યો, અને અંતે ત્રીશ ટંકના ઉપવાસ કરી પોતાના પાપસ્થાનકને આલોચ્યા–પ્રતિક્રમ્યા વિના મરણ પામી લાન્તક દેવલોકમાં તેર સાગરોપમ સ્થિતિવાળો કિલ્બિષિક[1] દેવ થયો.

જમાલિને મરણ પામેલા જાણી ગૌતમે મહાવીર ભગવાનને તેની ગતિ વિષે પ્રશ્ન પૂછ્યો અને તેની વિગત જાણી તેમણે કિલ્બિષિક દેવો વિષે વધુ પ્રશ્નો પૂછ્યા.

પ્ર૦—હે ભગવન્! કિલ્બિષિક દેવો કેટલા પ્રકારના છે?

ઉ૦—હે ગૌતમ! ત્રણ પ્રકારના છે. ત્રણ પલ્યોપમની સ્થિતિવાળા, ત્રણ સાગરોપમની સ્થિતિવાળા, અને તેર સાગરોપમની સ્થિતિવાળા. તેમાં પહેલા પ્રકારના દેવો જ્યોતિષ્ક દેવોની ઉપર અને સૌધર્મ અને ઈશાન દેવલોકની નીચે રહે છે. બીજા પ્રકારના દેવો સૌધર્મ અને ઈશાન દેવલોકની ઉપર, તથા સનત્કુમાર અને મહેન્દ્ર દેવલોકની નીચે રહે છે. તથા ત્રીજા પ્રકારના દેવો બ્રહ્મલોકની ઉપર અને લાંતક કલ્પની નીચે રહે છે.

જે જીવો આચાર્યના દ્વેષી, ઉપાધ્યાયના દ્વેષી, કુલ, ગણ અને સંઘના દ્વેષી, તથા તે બધાનો અયશ અને અકીર્તિ કરનારા હોય, તથા ઘણા અસત્ય અર્થો પ્રગટ કરવાથી અને મિથ્યા કદાગ્રહથી પોતાને અને પરને ભ્રાન્ત કરતા મરણ પામે, તેઓ કિલ્બિષિક દેવ તરીકે જન્મે છે.

---

૧ દેવોમાં અંત્યજ જેવી એ હીન કોટી છે.

ત્યાંથી ચ્યવ્યા બાદ કેટલાક તો નારક, તિર્યંચ, મનુષ્ય અને દેવના ચાર કે પાંચ ભવો કરી પછી સિદ્ધ બુદ્ધ અને મુક્ત થાય છે. પરંતુ કેટલાક તો અનાદિ અનંત અને દીર્ઘમાર્ગવાળા ચાર ગતિયુક્ત સંસારમાં ભમ્યા જ કરે છે.

જમાલિ જો કે રસરહિત આહાર કરતો હતો, ઉપશાંત જીવનવાળો હતો તથા પવિત્ર અને એકાંત જીવનવાળો હતો છતાં તે આચાર્ય અને ઉપાધ્યાયનો દ્વેષી તથા અકીર્તિ કરનારો હતો, તેમ જ પોતાને તથા બીજાને ભ્રાન્ત કરતો હતો. માટે તે કિલ્બિષિક દેવ થયો. પરંતુ ત્યાંથી ચ્યવ્યા બાદ તિર્યંચ મનુષ્ય અને દેવના ચાર પાંચ ભવો કરી તે સિદ્ધ થશે અને સર્વ દુઃખોનો અંત કરશે.

— શતક ૯, ઉદ્દે૦ ૩૩

સંયમ વડે પરિવૃત થઈ આજીવિકના સિદ્ધાંત વડે આત્માને ભાવિત કરતો વિહરે છે. તે વખતે તે મંખલિપુત્ર ગોશાલકની પાસે અન્ય કોઈ દિવસે આ છ દિશાચરો[1] આવ્યા : શાન, કલંદ, કર્ણિકાર, અચ્છિદ્ર, અગ્નિવેશ્યાયન અને ગોમાયુપુત્ર. તે છ દિશાચરોએ પૂર્વશ્રુતમાં કહેલ આઠ પ્રકારનાં નિમિત્ત, નવમાં ગીતમાર્ગ અને દશમા નૃત્યમાર્ગને હસ્તગત કર્યાં હતાં. તેમણે મંખલિપુત્ર ગોશાલકનો શિષ્યભાવે આશ્રય કર્યો. ત્યારથી તે મંખલિપુત્ર ગોશાલક તે અષ્ટાંગ મહાનિમિત્તના[2] કોઈક જ્ઞાન વડે સર્વ પ્રાણીઓને આ છ બાબતના સાચા ઉત્તર આપે છે : લાભ વિષે, અલાભ વિષે, સુખ વિષે, દુઃખ વિષે, જીવિત વિષે અને મરણ વિષે. ત્યાર પછી તે મંખલિપુત્ર ગોશાલક એ અષ્ટાંગ મહાનિમિત્તના કોઈક જ્ઞાન વડે શ્રાવસ્તી નગરીમાં અજિન છતાં હું જિન છું એમ પ્રલાપ કરતો, અર્હત નહિ છતાં હું અર્હત છું એમ મિથ્યા બકવાદ કરતો, કેવલી નહિ છતાં હું કેવલી છું એમ નિરર્થક બોલતો, સર્વજ્ઞ નહિ છતાં હું સર્વજ્ઞ છું એમ મિથ્યાવચન કરતો અને અજિન છતાં જિન શબ્દનો પ્રકાશ કરતો વિચરે છે.

એક વખત ભગવાન મહાવીર શ્રાવસ્તીમાં આવ્યા. ત્યાં ભિક્ષા માગવા જતા મહાવીરના જ્યેષ્ઠ શિષ્ય ગૌતમે ઉપરની

---

૧. આ છ દિશાચરો પતિત થયેલા મહાવીરના શિષ્ય હતા એમ પ્રાચીન ટીકાકાર કહે છે; અને તેઓ પાર્શ્વનાથની પરંપરામાં થયેલા છે એમ ચૂર્ણિકાર કહે છે.

૨. નિમિત્તનાં આઠ અંગ : દિવ્ય, ઔત્પાત, આંતરિક્ષ, ભૌમ, આંગ, સ્વર, લક્ષણ અને વ્યંજન.

હકીકત લોકોને મોઢે સાભળી આથી તેમણે પાછા ગયા બાદ મહાવીરને ગોશાલકનો જન્મથી માડીને વૃત્તાત પૂછ્યો એટલે મહાવીરે કહ્યું, હે ગૌતમ! એ ગોશાલક જે કહે છે કે 'હુ જિન છુ' ઇત્યાદિ, તે મિથ્યા–અસત્ય છે હે ગૌતમ! આ મખલિપુત્ર ગોશાલકનો મખલિ નામે મખ જાતિનો[1] પિતા હતો તે મખલિને ભદ્રા નામે સુદર સ્ત્રી હતી તે ભદ્રા અન્ય કોઈ દિવસે ગર્ભિણી થઈ તે સમયે શરવણ ગામમા ગોબહુલ નામે બ્રાહ્મણ રહેતો હતો તે ધનિક તથા ઋગ્વેદાદિ બ્રાહ્મણશાસ્ત્રોને વિષે નિપુણ હતો તે બ્રાહ્મણને એક ગોશાલા હતી પેલો મખલિ ગર્ભિણી ભદ્રા સાથે ચિત્રનુ પાટિયુ હાથમા લઈ ભિક્ષાચરપણાવડે આત્માને ભાવિત કરતો એક ગામથી બીજે ગામ ફરતો ફરતો શરવણ ગામમા આવ્યો ત્યા તેણે ગોબહુલ બ્રાહ્મણની ગોશાલાના એક ભાગમા પોતાનુ ગચરચીલુ મૂક્યુ, તથા પછી શરવણ ગામમા ભિક્ષાચર્યા માટે ફરતો ફરતો તે પોતાને રહેવા માટેના સ્થાનની શોધ કરવા લાગ્યો ચોતરફ તપાસ કરવા છતા કોઈ સ્થળે રહેવાનુ સ્થળ નહિ મળતા તેણે તે ગોશાળામા જ વર્ષાઋતુ માટે નિવાસ કર્યો તે વખતે ભદ્રાએ પૂરા નવ માસ અને સાડાસાત દિવસ વીત્યા બાદ એક સુદર પુત્રને જન્મ આપ્યો તેના માતપિતાએ ૧૨ મે દિવસે તેનુ ગોશાલક નામ પાડ્યુ, કારણકે તેનો જન્મ ગોશાલામા થયો હતો ક્રમે ક્રમે ગોશાલક પણ બાલ્યાવસ્થાનો ત્યાગ કરી, વિજ્ઞાન વડે પરિણત મતિવાળો થઈ, યૌવનને પ્રાપ્ત થયો અને પોતે જ સ્વતત્ર

---

૧ ચિત્રનુ પાટિયુ હાથમા રાખી, તે બતાવીને આજીવિકા ચલાવનાર ભિક્ષુક

ચિત્રપટ હાથમાં લઈ આજીવિકા ચલાવતો વિહરવા લાગ્યો.

તે અરસામાં હું ત્રીસ વર્ષ ગૃહવાસમાં રહી માતપિતા દેવગત થયા પછી સુવર્ણાદિનો ત્યાગ કરી એક દેવદૂષ્ય-વસ્ત્રને ગ્રહણ કરી પ્રવ્રજિત થયો હતો. તે વખતે હે ગૌતમ! પહેલા વર્ષને વિષે અર્ધા-અર્ધા મહિનાના ઉપવાસ કરતો હું અસ્થિકગ્રામમાં પ્રથમ વર્ષાકાલમાં રહ્યો. પછી મહિના-મહિનાના ઉપવાસ કરતો હું એક ગામથી બીજે ગામ ફરતો ફરતો રાજગૃહની બહાર નાલંદામાં વણકરોના કારખાના (તંતુવાયશાળાના) એક ભાગમાં વર્ષાઋતુ રહ્યો. તે વખતે ગોશાલક પણ ફરતો ફરતો ત્યાં આવ્યો અને વણકરોના કારખાનાના એક ભાગમાં રાચરચીલું મૂકી ઉતારો માગવા નીકળ્યો. પણ બીજે ઉતારો ન મળતાં ત્યાં જ રહેવા લાગ્યો.

હું મહિનાના પ્રથમ ઉપવાસનું પારણું કરવા રાજગૃહ નગરમાં ગયો. ત્યાં ભિક્ષા માગતા ફરતા ફરતા વિજય નામે ગૃહસ્થના ઘરમાં મેં પ્રવેશ કર્યો. મને જોઈ તે અત્યંત પ્રસન્ન તથા સંતુષ્ટ થયો અને ઊભો થઈ અંજલિ જોડી ઉત્તરીય વસ્ત્રને જનોઈની પેઠે વીંટી સાત આઠ પગલાં મારી સામે આવ્યો અને મને ત્રણ વાર પ્રદક્ષિણા કરીને નમસ્કાર કર્યો. પછી તેણે મને પુષ્કળ અશન, પાન, ખાદિમ (મુખવાસ) અને સ્વાદિમ (મેવો-મીઠાઈ) એમ ચતુર્વિધ આહારથી સત્કાર્યો. આમ કરવાથી તેને દેવ આયુષ બંધાયું, તેનો સંસાર અલ્પ થયો અને તેના ઘરમાં આ પાંચ દિવ્યો પ્રગટ થયાં: વસુધારાની વૃષ્ટિ, પાંચ વર્ણનાં પુષ્પોની વૃષ્ટિ, ધ્વજારૂપ વસ્ત્રની વૃષ્ટિ, દેવદુંદુભિનું વાગવું, અને આકાશને વિષે 'અહો દાન! અહો દાન!'

એવી ઘોષણા થોડી વારમા નગરના લોકોમા એ વાત ફેલાઈ ગઈ, અને લોકો વિજયને અને તેના મનુષ્યજન્મને ધન્યવાદ દેવા લાગ્યા, તથા તેના પુણ્યશાળીપણાને અભિનંદવા લાગ્યા

આ વાત સાભળી ગોશાલક નવાઈ પામી વિજયને ઘેર આવ્યો, ત્યા તેણે વરસેલી વસુધારા, પુષ્પવૃષ્ટિ અને ઘરમાથી બહાર નીકળતા મને તથા વિજયને જોયા તે જોઈ પ્રસન્ન થઈ તે મારી પાસે આવ્યો અને મને પ્રદક્ષિણા તથા વંદનાદિ કરી પોતાને શિષ્ય બનાવવા વિનવવા લાગ્યો, પરંતુ હું મૌન રહ્યો પછી બીજા મહિનાના ઉપવાસના પારણા વખતે આનંદ ગૃહપતિને ત્યા, ત્રીજી વખતે સુનંદને ઘેર અને ચોથી વખતે નાલંદા પાસેના કોલ્લાક સંનિવેશમા વેદવાદી બહુલ બ્રાહ્મણને ઘેર પણ તેમ જ બન્યુ * હું બહુલને ત્યા જ હતો તેવામા ગોશાલક મને શોધતો શોધતો વણકરોના ડહેલામા ગયો પણ ત્યા મને ન જોતા તેણે શાટિકા (અંદરના વસ્ત્ર), પાટિકા (ઉપરના વસ્ત્ર), કુંડીઓ, પગરખા અને ચિત્રપટ બ્રાહ્મણોને આપી દઈ, દાઢી મૂછનુ મૂંડન કરાવ્યુ અને પછી તે કોલ્લાક સંનિવેશ તરફ ચાલી નીકળ્યો રસ્તામા તેણે લોકો દ્વારા બહુલને ત્યા થયેલી વૃષ્ટિ આદિનુ વર્ણન સાભળ્યુ આથી, "ઋદ્ધિ-દ્યુતિ-તેજ-યશ-બલ વીર્ય-પરાક્રમ વાળા મારા ધર્માચાર્ય અને ધર્મોપદેશક શ્રમણભગવાન મહાવીરને જ આવા પ્રકારની ઋદ્ધિ વગેરે સભવે છે, બીજા કોઈ શ્રમણ-

* આનંદને ત્યા 'અનેક પ્રકારનો ભોજનવિધિ,' સુનંદને ત્યા 'સર્વ કામનાગુણયુક્ત ભોજન,' અને બહુલને ત્યા, 'પુષ્કળ મધુ-ખાંડ અને ઘી સંયુક્ત પરમાન્ન-ખીર' એટલો વિશેષ છે

આજીવકને તેવા ઋદ્ધિ આદિ પ્રાપ્ત થયા નથી માટે અવશ્ય ત્યાં મારા ધર્માચાર્ય અને ધર્મોપદેશક મહાવીર ભગવાન જ હશે એમ નિશ્ચય કરી તે ત્યાં આવ્યો અને મારી શોધ કરવા લાગ્યો. પછી કોલ્લાકની બહારના ભાગમાં મનોજ્ઞ ભૂમિ વિષે તે મને મળ્યો, અને સંતુષ્ટ થઈ મને ત્રણ વાર પ્રદક્ષિણા કરી 'તમે મારા ધર્માચાર્ય છો અને હું તમારો શિષ્ય છું' એમ બોલ્યો. મેં મંખલિપુત્ર ગોશાલકની એ વાત સ્વીકારી. પછી હે ગૌતમ! હું ગોશાલકની સાથે છ વર્ષ સુધી લાભ-અલાભ, સુખ-દુઃખ આદિનો અનુભવ કરતો અને તેની અનિત્યતાનો વિચાર કરતો પણિયભૂમિમાં[1] વિહરવા લાગ્યો.

એક વખત પ્રથમ શરદ કાળના સમયમાં વૃષ્ટિ થતી નહોતી ત્યારે હું તથા ગોશાલક સિદ્ધાર્થગ્રામ નામે નગરમાંથી નીકળી કૂર્મગ્રામ નામે નગર તરફ જતા હતા. તેવામાં રસ્તામાં એક મોટો પત્ર-પુષ્પાદિવાળો તલનો છોડ આવ્યો. તેને જોઈ ગોશાલકે મને પૂછ્યું કે હે ભગવન્! આ તલનો

૧ કલ્પસૂત્રમાં તો પણિયભૂમિમાં એક જ ચોમાસું ગાળેલું જણાવ્યું છે; જ્યારે અહીં છ વર્ષ ત્યાં રહ્યાનો ઉલ્લેખ છે. એનો ખુલાસો એમ સંભવે છે કે 'પણિયભૂમિએ' શબ્દ પંચમી વિભક્તિનો હોઈ પણિયભૂમિમાં ગોશાલકને મળ્યા બાદ (એટલે કે પણિયભૂમિથી માંડીને) મહાવીર ગોશાલક સાથે છ વર્ષ રહ્યા એવો અર્થ છે. ટીકાકાર તે શબ્દને સાતમી વિભક્તિનો ગણી તથા વિશેષણ ગણી પ્રણીત એટલે કે મનોજ્ઞ-સુંદર ભૂમિમાં (મિથિલામાં) તે છ વર્ષ રહ્યા એવો પણ અર્થ કરે છે. પરંતુ કલ્પસૂત્રમાં તો તે વિશેષનામ છે અને ટીકાકાર તેને અનાર્યદેશ ગણે છે.

છોડ નીપજશે કે નહિ નીપજે? તેમ જ આ સાત તલના પુષ્પના જીવો મરીને ક્યાં જશે અને ઉપજશે?' ત્યારે મેં જવાબ આપ્યો, 'આ તલનો છોડ નીપજશે, અને આ સાત તલના પુષ્પના જીવો મરીને આ જ તલના છોડની એક તલફળીને વિષે સાત તલરૂપે ઉપજશે'

પછી મને ખોટો પાડવાના ઇરાદાથી, તેણે મારાથી છૂપી રીતે તે તલના છોડને માટી સહિત મૂળથી ઉખાડી નાખ્યો અને એક બાજુએ મૂકી દીધો પછી અમે કૂર્મગ્રામ નગર તરફ આગળ ચાલ્યા એ દરમ્યાન આકાશમાં દિવ્ય વાદળ થયું, અને ક્ષણ વારમાં ત્યાં અત્યંત કાદવ ન થાય તેવી થોડા પાણીના બિંદુવાળી તથા રજ અને ધૂળને શાંત કરનાર દિવ્ય વૃષ્ટિ થઈ તેથી તે તલનો છોડ જમીનમાં ચોંટી ગયો અને ક્રમેક્રમે બદ્ધમૂલ થઈ ગયો તે સાત તલપુષ્પના જીવો પણ મરણ પામી તે જ તલના છોડની એક તલફળીમાં સાત તલરૂપે ઉત્પન્ન થયા

આ તરફ અમે ચાલતા ચાલતા કૂર્મગ્રામ પાસે આવી પહોંચ્યા ત્યાં ગામ બહાર વૈશ્યાયન નામે બાલતપસ્વી નિરંતર છ છ ટંકના ઉપવાસ કરતો, પોતાના બંને હાથ ઊંચા રાખી, સૂર્યની સામે ઊભો રહી તાપ તપતો હતો. તે વખતે સૂર્યના તેજથી તપેલી જૂઓ તેના શરીર ઉપરથી ચોતરફ બહાર નીકળતી હતી અને પેલો તપસ્વી તે જૂઓને પાછી પોતાના શરીર ઉપર મૂકતો હતો આ જોઈ ગોશાલક તેને કહેવા લાગ્યો કે, તમે મુનિ છો કે, ચસકેલ (મુનિક) છો, અથવા જૂઓના મિજમાન છો? આમ જ્યારે ગોશાલકે એ ત્રણ વાર કહ્યું, ત્યારે પેલાએ ગુસ્સે થઈ ગોશાલકને

તે પ્રમાણે પેલા તલને ગણતા તેને એવો વિચાર આવ્યો કે, આ પ્રમાણે બધા જીવો પણ મરીને તે જ શરીરમા ઉત્પન્ન થતા હોવા જોઈએ[1] હે ગૌતમ ! મખલિપુત્ર ગોશાલકનો આ પરિવર્તવાદ છે અને હે ગૌતમ ! મારી પાસેથી તેજોલેશ્યાનો ઉપદેશ ગ્રહણ કરીને મખલિપુત્ર ગોશાલકનુ આ જુદા પડવુ છે

ત્યાર પછી મખલિપુત્ર ગોશાલક મે બતાવેલ વિધિ વડે હાથ ઊચા રાખીને તેજોલેશ્યા સિદ્ધ કરવા માટે પ્રયત્ન કરવા લાગ્યો, અને છ માસને અતે તેને તે પ્રાપ્ત થઈ પણ ખરી ત્યાર પછી તે ગોશાલકને પેલા છ દિશાચરો આવી મળ્યા અને હવે તે પોતે જિન નહિ છતા જિન શબ્દને પ્રકાશિત કરતો વિહરે છે

પછી મહાવીર ભગવાને ત્યા ભેગી થયેલી પરિષદને ધર્મકથા કહી ત્યારબાદ રસ્તામા ચૌટામા વગેરે ઠેકાણે એ વાત ફેલાઈ ગઈ કે, ‘ગોશાલક તો મખનો દીકરો છે, તથા તે જિન નથી છતા પોતાને જિન કહેવરાવતો ફરે છે, વાસ્તવિક રીતે તો મહાવીર જિન છે ૪૦’ આ બધુ ગોશાલકના સાભળવામા આવતા તે ખૂબ ગુસ્સે થયો

એક વખત મહાવીર ભગવાનના આનદ નામે શિષ્ય મહાવીરની પરવાનગીથી છ ટકના ઉપવાસનુ પારણુ કરવા ગામમા ભિક્ષા માટે ગયા ત્યા તે હાલાહલા કુભારણના હાટ પાસે આવી પહોચ્યા તેમને જોઈ ગોશાલકે કહ્યુ, “હે આનદ ! અહી આવ, અને મારુ દૃષ્ટાત સાભળ આજથી

---

૧ મૂળમા ‘પ્રવૃત્તપરિહાર’ એટલે કે શરીરાતરપ્રવેશ છે પણ ટીકાકારે અહીં આવો અર્થ સૂચવ્યો છે

ઘણા કાળ પહેલાં કેટલાક ધનાથી વણિકો પુષ્કળ ગાડી ને ગાડાંઓમાં ભરી અનાજ-પાણીનું ભાથું સાથે લઈ વેપાર માટે નીકળ્યા. રસ્તામાં એક નિર્જન તથા નિર્જળ વન આવ્યું તેમાં થોડે દૂર ગયા પછી તેમની પાસેનું પાણી ખૂટી ગયું આથી તેઓ તે વનમાં ચોતરફ પાણીની શોધ કરવા લાગ્યા. ત્યાં તેમને એક મોટો વનખંડ પ્રાપ્ત થયો. તેના મધ્યભાગમાં એક મોટો રાફડો હતો. તેને ચાર ઊંચાં શિખર હતાં. તેમાંનું એક શિખર ફોડતાં તેમાંથી સ્વચ્છ ઉત્તમ અને સ્ફટિક જેવું પાણી પ્રાપ્ત થયું. તે તેમણે તથા તેમનાં બળદ વગેરે વાહનોએ પીધું, તથા પાણીનાં વાસણોમાં ભરી પણ લીધું. પછી લોભથી તેમણે બીજું શિખર ફોડ્યું તો તેમાંથી તેમને ઉત્તમ સુવર્ણ પ્રાપ્ત થયું. પછી વધેલા લોભથી ત્રીજું શિખર ફોડતાં તેમને ઉત્તમ મણિરત્ન પ્રાપ્ત થયાં. પછી વધુ કીમતી વસ્તુ મેળવવાના લોભમાં તેમણે ચોથું શિખર ફોડવાનો પણ વિચાર કર્યો. ત્યારે તેઓમાંનો એક જ્ઞાની તથા હિત સુખ અને કલ્યાણની ઇચ્છાવાળો વણિક બોલ્યો કે હવે આપણે આ ચોથું શિખર ફોડવું યોગ્ય નથી; કારણ કે ચોથું શિખર કદાચ આપણને ઉપદ્રવ કરનારું થાય. આપણને જેટલું મળ્યું છે તેટલું પણ ઘણું છે. પરંતુ તેનું કહ્યું ન સાંભળી પેલાઓએ તો ચોથું શિખર પણ ફોડ્યું. તો તેમાંથી મહાભયંકર દૃષ્ટિવિષ[1] સર્પ નીકળ્યો. તેની ગુસ્સાવાળી નજર પડતાં જ પેલા બધા વણિકો બળીને રાખ થઈ ગયા. માત્ર ચોથું શિખર ન ફોડવાની સલાહ આપનાર પેલા વણિકને તે સર્પે તેના પોતાના નગરે પહોંચા

૧ નજર પડતાં જ બાળી નાખે તેવો.

સહિત પહોંચાડયો એ પ્રમાણે હે આનંદ ! તારા ધર્માચાર્ય અને ધર્મોપદેશક શ્રમણ જ્ઞાતપુત્રે ઉદાર અવસ્થા પ્રાપ્ત કરી છે, અને દેવ-મનુષ્યાદિમા તેમની કીર્તિ અને પ્રશંસા થયેલી છે, પણ જો તે મારી બદબોઈ કર્યા કરી મને ગુસ્સે કરશે, તો મારા તપના તેજ વડે પેલા વાણિયાઓની પેઠે તેમને હુ બાળીને ભસ્મ કરીશ, માત્ર પેલા હિતકર સલાહ આપનાર વાણિયાની પેઠે તને હુ બચાવી લઇશ માટે જઈને તુ તારા ધર્માચાર્યને એ પ્રમાણે કહે"

આ સાભળી, ભય પામી, આનંદ ઝટપટ પોતાને ઉતારે પાછા ગયા અને ત્યા મહાવીરને એ બધી વાત કહી, તથા ગોશાલક તેમને બાળી શકે કે કેમ તે પૂછ્યુ ત્યારે મહાવીરે કહ્યુ કે, તે પોતાના તપના તેજ વડે ગમે તેને એક ઘાએ પાષાણમય મારણ મહાયંત્રના આઘાતની પેઠે જલદી ભસ્મરાશિ કરવાને સમર્થ છે, પરંતુ અર્હિત ભગવંતને બાળી ભસ્મ કરવા સમર્થ નથી, અલબત્ત, તે તેમને પરિતાપ-દુ ખ-ઉત્પન્ન કરવા સમર્થ છે ગોશાલકનુ જેટલુ તપસ્તેજ છે, તેનાથી અનગાર (સાધુ) ભગવંતનુ અનંતગુણ વિશિષ્ટ તપસ્તેજ છે, કારણ કે અનગાર ભગવંત ક્ષમા-ક્રોધનો નિગ્રહ-કરવામા સમર્થ છે હે આનંદ ! અનગાર ભગવંતોનુ જેટલુ તપોબલ છે, તેથી અનંતગુણ વિશિષ્ટ તપોબલ, ક્ષમાના કારણથી સ્થવિર ભગવંતોનુ[1] છે, અને સ્થવિર ભગવંતોના તપોબલથી

---

૧ તેમના ત્રણ પ્રકાર છે વય સ્થવિર-ઉમરમા વૃદ્ધ, શ્રુતસ્થવિર-શાસ્ત્રજ્ઞાનમા વધેલા, અને પર્યાય સ્થવિર-જેને દીક્ષા લીધે ૩૦ વર્ષથી વધુ સમય થયો હોય તે

પણ કાળ પહેલાં કેટલાક ધનાથી વણિકો પુષ્કળ ચીજો ગાડાંઓમાં ભરી અનાજ-પાણીનું ભાથું સાથે લઈ વેપાર માટે નીકળ્યા. રસ્તામાં એક નિર્જન તથા નિર્જળ વન આવ્યું તેમાં થોડે દૂર ગયા પછી તેમની પાસેનું પાણી ખૂટી ગયું આથી તેઓ તે વનમાં ચોતરફ પાણીની શોધ કરવા લાગ્યા. ત્યાં તેમને એક મોટો વનખંડ પ્રાપ્ત થયો. તેના મધ્યભાગમાં એક મોટો રાફડો હતો. તેને ચાર ઊંચાં શિખર હતાં તેમાનું એક શિખર ફોડતાં તેમાંથી સ્વચ્છ ઉત્તમ અને સ્ફટિક જેવું પાણી પ્રાપ્ત થયું. તે તેમણે તથા તેમનાં બળદ વગેરે વાહનોએ પીધું તથા પાણીનાં વાસણોમાં ભરી પણ લીધું પછી લોભથી તેમણે બીજું શિખર ફોડ્યું તો તેમાંથી તેમને ઉત્તમ સુવર્ણ પ્રાપ્ત થયું પછી વધેલા લોભથી ત્રીજું શિખર ફોડતાં તેમને ઉત્તમ મણિરત્ન પ્રાપ્ત થયાં પછી વધુ કીમતી વસ્તુ મેળવવાના લોભમાં તેમણે ચોથું શિખર ફોડવાનો પણ વિચાર કર્યો. ત્યારે તેઓમાંનો એક ડાહ્યો તથા હિત સુખ અને કલ્યાણની ઇચ્છાવાળો વણિક બોલ્યો કે હવે આપણે આ ચોથું શિખર ફોડવું યોગ્ય નથી કારણ કે ચોથું શિખર કદાચ આપણને ઉપદ્રવ કરનારું થાય. આપણને જેટલું મળ્યું છે તેટલું પણ ઘણું છે પરંતુ તેનું કહ્યું ન સાંભળી પેલાઓએ તો ચોથું શિખર પણ ફોડ્યું તો તેમાંથી મહાભયંકર દૃષ્ટિવિષ[1] સર્પ નીકળ્યો. તેની ગુસ્સાવાળી નજર પડતાં જ પેલા બધા વાણિયા બળીને રાખ થઈ ગયા માત્ર ચોથું શિખર ન તોડવાની સલાહ આપનાર પેલા વાણિયાને તે સર્પે તેના પોતાના નગરે પાછો

૧ નજર પડતાં જ બાળી નાખે તેવો.

શરીરમા પ્રવેશ કર્યો છે એ મારો સાતમો (પ્રવૃત્તપરિહાર) શરીરાન્તરપ્રવેશ છે

હે આયુષ્યમન્ કાશ્યપ ! જે કોઈ મારા સિદ્ધાત અનુસારે મોક્ષે ગયેલા છે, જાય છે અને જશે, તે સર્વે ચોરાશી લાખ મહાકલ્પ[1] (કાલવિશેષ), સાત દેવભવો, સાત સયૂથ નિકાયો,[2] સાત સઞ્ઞીગર્ભ (મનુષ્યગર્ભવાસ), અને સાત પ્રવૃત્તપરિહાર (શરીરાન્તરપ્રવેશ) કરી, તથા પાચ લાખ, સાઠ હજાર, છસો ત્રણ કર્મના ભેદોનો[3] અનુક્રમે ક્ષય

---

૧ સરખાવો બૌદ્ધગ્રથોમા વર્ણવેલ ગોશાલકનો મત '૮૪ લાખ મહાકલ્પના ફેરામા ગયા પછી ગાડા અને ડાહ્યા બન્નેના દુ ખનો નાશ થાય છે '

૨ આનો શો અર્થ છે તે નક્કી નથી આગળ જ્યા સાત દેવભવો અને સઞ્ઞીગર્ભોનો ક્રમ બતાવે છે, ત્યા સયૂથ શબ્દ ત્રીજી કોટીને બદલે દેવોનો 'નિકાય' એ અર્થમા વપરાયો લાગે છે

૩ આ શબ્દનો અર્થ ટીકાકારે જરા છૂટ લઈને કર્યો છે મૂળમા 'पञ्च कम्मणि सयसहस्साइ सट्ठिं च सहस्साइ छच्च सए तिन्नि य कम्मसे' છે તેનો સીધો શબ્દાર્થ પાચ કર્મો, એક લાખ, સાઠ હજાર (અને) છસો (જન્મો), તથા ત્રણ કર્માશો – એમ થાય દીઘનિકાય ૨–૨૦ ઉપરની સુમગલવિલાસિની ટીકામા બુદ્ધઘોષાચાર્ય મક્ખલિ ગોસાલના સિદ્ધાતનો અર્થ કરે છે, ત્યા 'યોનિપમુખસતસહસ્સાનિ' — એક લાખ મુખ્ય જન્મો, ૬૦,૦૦૦ (તિબેટન પાઠ પ્રમાણે) બીજા જન્મો, અને ૬૦૦ બીજા જન્મોનો ઉલ્લેખ છે, તથા 'પાચ પ્રકારના કર્મો અને ત્રણ પ્રકારના કર્મો' નો ઉલ્લેખ છે અલબત્ત, બુદ્ધઘોષાચાર્યને પણ આ બધાનો અર્થ કરવાનુ મુશ્કેલ (નિરર્થક) લાગે છે, અને ચૂર્ણિકાર પણ ગોશાલકના સિદ્ધાતને 'સદિગ્ધ' કહી તેનો અર્થ કરવાનુ માડી વાળે છે

અનંતગુણ વિશિષ્ટ તપોબલ, ક્ષમાના કારણથી અણગાર ભગવંતોનું છે. તેમને તે બાળવાને સમર્થ નથી, પણ તેમને દુઃખ ઉત્પન્ન કરવાને શક્તિમાન છે.

હે આનંદ! માટે તું જા અને ગૌતમાદિને આ વાત કહે કે, હે આર્યો! તમે કોઈ ગોશાલકની સાથે ધર્મ સંબંધી પ્રતિચોદના — તેના મતથી પ્રતિકૂલ વચન — ન કહેશો, ધર્મ સંબંધી પ્રતિસારણા — તેના મતથી પ્રતિકૂલપણે અર્થનું સ્મરણ — તેને ન કરાવશો, અને ધર્મ સંબંધી પ્રત્યુપચાર — તિરસ્કાર ન કરશો. કારણ કે મંખલિપુત્ર ગોશાલકે શ્રમણનિર્ગ્રંથો સાથે મિથ્યાત્વ — મ્લેચ્છપણું અથવા અનાર્યપણું વિપ્રતિપન્ન આદર્યું છે.

આનંદ હજુ ગૌતમાદિને આ વાત કહે છે તેટલામાં તો કુંભારણના હાટમાંથી નીકળી પોતાના સંઘસહિત ગોશાલક વેગે ચાલતો કોષ્ઠક ચૈત્યમાં મહાવીર પાસે આવ્યો અને તેમને કહેવા લાગ્યો, "હે આયુષ્મન્ કાશ્યપગોત્રીય! મંખલિપુત્ર ગોશાલક મારો ધર્મસંબંધી શિષ્ય છે એમ તમે જે કહો છો, તે ઠીક કહો છો. પરંતુ તમારો તે શિષ્ય તો શુક્લ અને શુક્લાભિજાતીય[1] (પવિત્ર પરિણામવાળો) થઈને મરણ સમયે મરણ પામી કોઈ પણ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થયો છે. પરંતુ હું તો કૌડિન્યાયનગોત્રીય ઉદાયી નામે છું. મેં ગૌતમપુત્ર અર્જુનના શરીરનો ત્યાગ કરી મંખલિપુત્ર ગોશાલકના

---

૧ લેશ્યાના કૃષ્ણાદિ છ પ્રકાર પ્રમાણે ગોશાલકને મતે પણ આ માના કૃષ્ણ કૃષ્ણાભિજાતીય નીલ નીલાભિજાતીય વગેરે છ પ્રકારો હોય એમ લાગે છે.

અનત જીવના સમુદાયરૂપ નિકાયથી જીવ ચ્યવીને સયૂથ દેવભવ વિષે ઉત્તમ માનસ–સર પ્રમાણ આયુષ્ય વડે ઉત્પન્ન થાય છે ૧ ત્યા તે દિવ્ય અને ભોગ્ય એવા ભોગોને ભોગવતો વિહરે છે પછી ત્યાથી આવીને તે પ્રથમ સજ્ઞી ગર્ભજ પચેદ્રિય મનુષ્યપણે ઉત્પન્ન થાય છે (૧) પછી ત્યાથી ચ્યવીને મધ્યમ માનસ–સર પ્રમાણ આયુષ વડે સયૂથ દેવનિકાય વિષે ઉત્પન્ન થાય છે ૨ ત્યા દિવ્ય ભોગો ભોગવીને બીજા સજ્ઞીગર્ભજ મનુષ્યને વિષે જન્મે છે. (૨) પછી ત્યાથી નીકળી કનિષ્ઠ માનસ-સર પ્રમાણ આયુપ વડે સયૂથ દેવનિકાયને વિષે ઊપજે છે ૩ ત્યાથી ત્રીજા સજ્ઞી ગર્ભજ મનુષ્યમા, (૩) ત્યાથી ઉત્તમ માનસોત્તર—મહામાનસ આયુષ વડે સયૂથ–દેવનિકાયને વિષે, ૪ ત્યાથી ચોથા સજ્ઞી ગર્ભજ મનુષ્યમા, (૪) ત્યાથી મધ્યમ માનસોત્તર આયુપ વડે સયૂથ-દેવનિકાયમા, ૫ ત્યાથી પાચમા સજ્ઞીગર્ભજ મનુષ્યમા, (૫) ત્યાથી કનિષ્ટ માનસોત્તર આયુપ સહિત સયૂથ-દેવનિકાયમા, ૬ ત્યાથી છઠ્ઠા સજ્ઞી ગર્ભજ મનુષ્યમા, (૬) ત્યાથી બ્રહ્મલોક નામે કલ્પ–દેવલોક–મા તે દેવલોક પૂર્વ તથા પશ્ચિમ લાબો છે અને ઉત્તર તથા દક્ષિણ વિસ્તારવાળો[1] છે ૭ ત્યા દશ સાગરોપમ વર્ષો સુધી દિવ્ય ભોગો ભોગવી તે સાતમા સજ્ઞી ગર્ભજ મનુષ્યમા ઊપજે છે (૭) ત્યા નવ માસ બરોબર પૂર્ણ થયા પછી અને સાડાસાત દિવસ વીત્યા બાદ હુ સુકુમાર, ભદ્ર, મૃદુ અને દર્ભના કુડલની પેઠે વાકડિયા કેશવાળો અને કર્ણના આભૂષણ વડે ગાલને સ્પર્શાતો એવો દેવકુમાર સમાન

૧ જુઓ પ્રજ્ઞાપના પદ ૨,૫ ૧૦૨-૨

ત્યાં પછી સિદ્ધ થાય છે મુક્ત થાય છે અને નિર્વાણ પામે છે

તેમાં ૮૪ લાખ મહાકલ્પનું પરિમાણ[1] નીચે પ્રમાણે છે ગંગાનદી લંબાઈમાં પાંચસો યોજન છે વિસ્તારમાં અર્ધો યોજન છે અને ઊંડાઈમાં પાંચસો ધનુષ છે એવી સાત ગંગાઓ મળીને એક મહાગંગા થાય છે તેવી સાત મહાગંગાઓ = એક સાદીન ગંગા સાત સાદીન ગંગા = એક મૃત્યુગંગા સાત મૃત્યુગંગા = એક લોહિતગંગા સાત લોહિત ગંગા = એક અવતીગંગા સાત અવતીગંગા = એક પરમાવતીગંગા એ પ્રમાણે પૂર્વાપર મળીને એક લાખ સત્તર હજાર અને છસો ઓગણપચાસ ગંગાનદીઓ થાય છે તે ગંગાનદીની રેતીના કણોનો બે પ્રકારે ઉદ્ધાર કહેલો છે ૧ સૂક્ષ્મ બોંદિકલેવરરૂપ – એટલે કે જેમાં સૂક્ષ્મ આકારવાળા અસંખ્યાત ખંડો કલ્પ્યા છે તે અને ૨ બાદર બોંદિકલેવરરૂપ (જેમાં બાદર આકારવાળા રેતીના કણો છે તે). તેમાં બાદર બોંદિકલેવરરૂપ ઉદ્ધાર મુજબ સો સો વર્ષે એક રેતીનો કણ ઉપાડીએ અને ઉપર જણાવેલો ગંગાનો સમુદાય ખાલી — રેતી વિનાનો — થાય ત્યારે માનસ-સર પ્રમાણ કાલ થયો કહેવાય. એવા ત્રણ લાખ સર પ્રમાણકાળ વડે એક મહાકલ્પ થાય છે અને ચોરાશીલાખ મહાકલ્પે એક મહામાનસ થાય છે

[ ઉપર જણાવેલા માનસ-સરના ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણ પ્રકાર છે ] અનંત સંયૂથ એટલે કે

---

૧ ઉપર જણાવેલ [illegible] પરિમાણ આપ્યું છે

કરનાર, ઉષ્ણને સહન કરનાર, ક્ષુધાને સહન કરનાર, વિવિધ ડાસ મચ્છર વગેરે પરિષહ અને ઉપસર્ગને સહન કરનાર તથા સ્થિર બાધાવાળુ છે એમ સમજી, મે તેમા ૧૬ વર્ષથી પ્રવેશ કર્યો છે"

આ સાભળી ભગવાન મહાવીરે કહ્યુ, 'હે ગોશાલક' જેમ કોઈ ચોર ગામના લોકોથી ભાગતો, કોઈ ખાડો, ગુફા કે આડ ન મળવાથી એક મોટા ઊનના તાતણાથી, શણના તાતણાથી, કપાસના તાતણાથી, અને તૃણના અગ્રભાગથી પોતાને ઢાકવા પ્રયત્ન કરે, અને પોતે નહિ ઢકાયેલો છતા પોતાને ઢકાયેલ માને, તેમ તુ અન્ય નહીં છતા પોતાને અન્ય દેખાડે છે એમ કરવુ તને યોગ્ય નથી પરતુ તારી એ જ પ્રકૃતિ છે, બીજી નથી'

આ સાભળી ગોશાલક ગુસ્સે થઈ ગાળાગાળી કરવા લાગ્યો અને બૂમબરાડા પાડવા લાગ્યો તે બોલ્યો 'તુ આજે નષ્ટ, વિનષ્ટ અને ભ્રષ્ટ થયો લાગે છે, તુ આજે હતો-નહતો થઈ જવાનો છે, તને મારાથી સુખ થવાનુ નથી'

આ સાભળી પૂર્વ દેશમા ઉત્પન્ન થયેલા, ભગવાનના શિષ્ય સર્વાનુભૂતિ અનગાર ગોશાલકને વારવા લાગ્યા 'હે ગોશાલક' કોઈ શ્રમણબ્રાહ્મણ પાસે એક પણ આર્ય વચન સાભળ્યુ હોય તો પણ તેને વદન અને નમસ્કાર કરવા ઘટે છે, તો ભગવાને તો તને દીક્ષા આપી છે, શિક્ષિત કર્યો છે, અને બહુશ્રુત કર્યો છે, છતા તે ભગવાન પ્રત્યે જે અનાર્યપણુ આદર્યુ છે, તે યોગ્ય નથી પરતુ તારી એ જ પ્રકૃતિ છે બીજી નથી'

પછી શ્રાવસ્તી ગામમા જ્યા ત્યા લોકો વાતો કરે છે કે, હવે આ એમાથી કોણ મિથ્યાવાદી છે અને કોણ સત્યવાદી છે તેની પ્રત્યક્ષ પરીક્ષા થશે

પછી ભગવાન મહાવીરે પોતાના નિર્ગ્રંથોને બોલાવીને કહ્યુ કે, જેમ તૃણ, કાષ્ઠ, પાદડા વગેરેનો ઢગલો અગ્નિથી સળગી ગયા પછી નષ્ટતેજ થાય, તેમ ગોશાલક મારો વધ કરવા તેજોલેશ્યા કાઢીને નષ્ટતેજ થયો છે માટે હે આર્યો ! હવે તમે ખુશીથી ગોશાલકની સામે તેના મતથી પ્રતિકૂલ વચન કહો, તેના મતથી પ્રતિકૂલપણે વિસ્મૃત અર્થનુ તેને સ્મરણ કરાવો અને ધર્મ સબધી તેનો તિરસ્કાર કરો, તથા અર્થ, હેતુ, પ્રશ્ન, ઉત્તર અને કારણ વડે પૂછેલા પ્રશ્નનો ઉત્તર ન આપી શકે તેમ તેને નિરુત્તર કરો

આમ થવાથી ગોશાલક વળી વધુ ગુસ્સે થયો, પણ તે નિર્ગ્રંથોના શરીરને કાંઈ પીડા કરવા શક્તિમાન ન થયો આથી ઘણા આજીવિક સ્થવિરો ગોશાલકની પાસેથી નીકળી શ્રમણ ભગવતને આશ્રયે આવ્યા

ત્યારબાદ ગોશાલક દિશાઓ તરફ લાબી દૃષ્ટિથી જોતો, ઉષ્ણ નિસાસા નાખતો, દાઢીના વાળ ખેચતો, ડોકને પાછળથી ખજવાળતો, ઢગડા ઉપર હાથથી ફડાકા બોલાવતો, હાથ હલાવતો તથા બને પગ જમીન ઉપર પછાડતો, 'હા હા ! હુ હણાયો' એમ વિચારી કુભારણના હાટમા પાછો આવ્યો, અને દાહની શાતિ માટે હાથમા કેરીનો ગોટલો રાખી, મદ્યપાન કરતો, વારવાર ગાતો, વારવાર નાચતો, વારવાર હાલાહલા કુભારણને અજલિ કરતો અને માટીના વાસણમાથી માટીવાળા ઠડા પાણી વડે શરીરને સિચતો વિહરવા લાગ્યો

આ સાંભળી ગોશાલકે ગુસ્સે થઈ પોતાના તપના તેજથી તેમને એક જ પ્રહાર વડે બાળીને ભસ્મ કરી નાખ્યા. તે જ પ્રમાણે તેને સમજાવવા આવેલા ભગવાનના બીજા શિષ્ય અયોધ્યાવાસી સુનક્ષત્ર, પણ તેઓ દાઝી ગયા અને તે પણ આલોચનાદિ કરી સર્વની ક્ષમા માગી તત્કાળ મરણ પામ્યા. ત્યારે ભગવાન મહાવીરે પણ ગોશાલકને તે જ પ્રમાણે કહ્યું. એટલે ગોશાલકે અત્યંત ગુસ્સે થઈ તૈજસ સમુદ્ઘાત કરી સાત આઠ પગલાં પાછા ખસી ભગવાનના વધ માટે શરીરમાંથી તેજોલેશ્યા કાઢી. પણ જેમ કોઈ વંટોળિયો પર્વત ભીંત કે સ્તૂપને કાંઈ કરી શકતો નથી તેમ તે તેજોલેશ્યા, ભગવાન વિષે સમર્થ થતી નથી પણ ગમનાગમન કરે છે પ્રદક્ષિણા કરે છે અને ઊંચે આકાશમાં ઊછળી ત્યાંથી સ્ખલિત થઈ મંખલિપુત્ર ગોશાલકના શરીરને બાળતી બાળતી તેના શરીરમાં જ પેસી જાય છે. ત્યારે ગોશાલકે કહ્યું, "હે આયુષ્મન્ કાશ્યપ, મારી તપોજન્ય તેજોલેશ્યાથી પરાભવને પ્રાપ્ત થઈ તું છ માસને અંતે પિત્તજ્વરના દાહની પીડાથી છદ્મસ્થ અવસ્થામાં જ (કેવળજ્ઞાન પ્રાપ્ત કરી જિન બન્યા વિના) મરણ પામીશ."

ત્યારે ભગવાને તેને કહ્યું, "હે ગોશાલક ! હું તારી તપોજન્ય તેજોલેશ્યાથી પરાભવ પામી છ માસને અંતે મરણ પામવાનો નથી પણ બીજાં ૧૬ વર્ષ સુધી જિનતીર્થંકરપણે વિચરીશ. પણ તું પોતે જ તારા તેજથી પરાભવ પામી સાત રાત્રીને અંતે પિત્તજ્વરથી પીડિત શરીરવાળો થઈને છદ્મસ્થાવસ્થામાં જ મરીશ."

પછી શ્રાવસ્તી ગામમા જ્યા ત્યા લોકો વાતો કરે છે કે, હવે આ બેમાથી કોણ મિથ્યાવાદી છે અને કોણ સત્યવાદી છે તેની પ્રત્યક્ષ પરીક્ષા થશે

પછી ભગવાન મહાવીરે પોતાના નિર્ગ્રંથોને બોલાવીને કહ્યુ કે, જેમ તૃણ, કાષ્ઠ, પાદડા વગેરેનો ઢગલો અગ્નિથી બળી ગયા પછી નષ્ટતેજ થાય, તેમ ગોશાલક મારો વધ કરવા તેજોલેશ્યા કાઢીને નષ્ટતેજ થયો છે માટે હે આર્યો' હવે તમે ખુશીથી ગોશાલકની સામે તેના મતથી પ્રતિકૂલ વચન કહો, તેના મતથી પ્રતિકૂલપણે વિસ્મૃત અર્થનુ તેને સસ્મરણ કરાવો અને ધર્મ સબધી તેનો તિરસ્કાર કરો, તથા અર્થ, હેતુ, પ્રશ્ન, ઉત્તર અને કારણ વડે પૂછેલા પ્રશ્નનો ઉત્તર ન આપી શકે તેમ તેને નિરુત્તર કરો

આમ થવાથી ગોશાલક વળી વધુ ગુસ્સે થયો, પણ તે નિર્ગ્રંથોના શરીરને કાંઈ ઈજા કરવા શક્તિમાન ન થયો આથી ઘણા આજીવિક સ્થવિરો ગોશાલકની પાસેથી નીકળી શ્રમણ ભગવતને આશ્રયે આવ્યા

ત્યારબાદ ગોશાલક દિશાઓ તરફ લાબી દૃષ્ટિથી જોતો, ઉષ્ણ નિસાસા નાખતો, દાઢીના વાળ ખેચતો, ડોકને પાછળથી ખજવાળતો, ઢગડા ઉપર હાથથી કડાકા બોલાવતો હાથ હલાવતો તથા બને પગ જમીન ઉપર પછાડતો, 'હા હા' હુ હણાયો' એમ વિચારી કુભારણના હાટમા પાછો આવ્યો, અને દાહની શાતિ માટે હાથમા કેરીનો ગોટલો રાખી, મદ્યપાન કરતો, વારવાર ગાતો, વારવાર નાચતો, વારવાર હાલાહલા કુભારણને અજલિ કરતો અને માટીના વાસણમાથી માટીવાળા ઠડા પાણી વડે શરીરને સિચતો વિહરવા લાગ્યો

બાદ મને સુગંધી ગંધોદક વડે નવરાવજો, સુગંધી ભગવા વસ્ત્ર વડે મારી શરીરને લૂછજો, ગોશીર્ષચંદનનો લેપ કરજો, સફેદ મહામૂલ્ય પછેડી પહેરાવજો, સર્વાલંકારથી વિભૂષિત કરજો અને હજાર પુરુષોએ ઊંચકેલ પાલખીમાં મને બેસાડી શ્રાવસ્તીના રાજમાર્ગમાં 'ર૪મા છેલ્લા તીર્થંકર મંખલિપુત્ર ગોશાલક, જિન થયા, સિદ્ધ થયા, મુક્ત થયા અને સર્વ દુખથી રહિત થયા,' એ પ્રમાણે ઘોષણા કરતા કરતા મારા શરીરને બહાર કાઢજો

પરંતુ સાત રાત્રી પૂરી થવા આવતાં ગોશાલકનું મિથ્યાત્વ દૂર થયું અને તેને ખ્યાલ આવ્યો કે, 'હું ખરેખર જિન નથી છતાં જિન કહેવડાવતો ફર્યો છું, મેં શ્રમણોનો ઘાત કર્યો છે અને આચાર્યનો દ્વેષ કર્યો છે શ્રમણ ભગવાન જ સાચા જિન છે' આથી તેણે પેલા સ્થવિરોને પાછા બોલાવ્યા અને કહ્યું કે, "હું જિન નથી, પણ જૂઠો જ જિન કહેવરાવતો ફર્યો છું મહાવીર ભગવાન જ સાચા જિન છે, હું તો શ્રમણઘાતી, અને આચાર્યદ્વેષી છું માટે મર્યા બાદ મારા ડાબા પગે દોરડું બાંધી તમે ત્રણ વાર મારા મોંમાં થૂંકજો અને પછી શ્રાવસ્તી નગરીના રાજમાર્ગમાં, 'ગોશાલક જિન નથી, મહાવીર જ જિન છે' એમ ઘોષણા કરતા કરતા મારા શરીરને ઢસડજો"

પછી તે આજીવિક સ્થવિરોએ ગોશાલકને મરણ પામેલો જાણી, કુંભારણના હાટનાં બારણાં બંધ કર્યાં અને જમીન ઉપર શ્રાવસ્તી નગરીનું ચિત્ર કાઢી, ગોશાલકના શરીરને, ડાબે પગે દોરડું બાંધીને, ત્રણ વાર મોંમાં થૂંકી ઢસડ્યું અને ધીમો અવાજ કર્યો કે, 'ગોશાલક જિન નથી,

ધર્માચાર્ય ગોશાલકને પૂછવા ને બીજે દિવસ હાલાહલાના
હાટમાં આવ્યો ત્યાં તેણે ગોશાલકને ગોપવા હઈ નામનો
ગાના મદ્યપાન કરતો હાલાહલાને અંજલિ કરતો, તથા
માટીના વાસણના માગીવાળા શીતલ પાણી વડે પોતાના
શરીરને છાંટતો જોયો. આ જોઈ તે લજ્જિત થઈ ધીમે ધીમે
પાછો ફરવા લાગ્યો ત્યારે ત્યાં રહેલા આજીવિક સ્થવિરોએ
તેને બોલાવ્યો અને તેના મનનો વિભાગ તેને કહી સંભળાવ્યા
તથા તેને આશ્વાસન આપ્યું કે ગોશાલક જે કરે છે તે તો
આઠ ચરમ વસ્તુઓમાંની છે માટે લજ્જિત થવા વિના તું
ગોશાલક પાસ જઈ તારો પ્રશ્ન પૂછ. આથી અયંપુલ
ગોશાલક પાસ ગયો. પેલા આજીવિક સ્થવિરોના સંકેતથી
ગોશાલકે હાથમાંનો ગોટલો એક બાજુ મૂકી દીધો. તથા
અયંપુલને કહ્યું કે અયંપુલ તને મધ્યરાત્રીએ હલાના
આકાર સારી પાસ તપાસવાની ઇચ્છા થઈ હતી કે? તો
જાણ કે તે વાસના ગળી જેવી હોય. વળી તું મારો
વ્યવહાર જોઈ લજ્જિત થઈ પાછો જતો હતો પણ આ મારા
હાથમાં છે તે કેરી નથી પણ કેરીની છાલ છે અને તેનું
પીવું નિર્વાણ સમયે પીવા યોગ્ય છે ને ૮ પ્રમાણે આ
નૃત્યગીતાદિ પણ નિર્વાણ સમયે માટે કરવાની છેલ્લી વસ્તુઓ
છે માટે હે વીર ! વીણા વગાડ.

આ સાંભળી સંતુષ્ટ તુષ્ટ, તથા આકંપિત થઈને
અયંપુલ ગોશાલકને બીજા પણ પ્રશ્નો પૂછે છે અને તેમનો
અર્થ ગ્રહણ કરી ગોશાલકને વંદન કરી જાય છે.

પછી ગોશાલકે પોતાનું મરણ નજીક જાણી આજીવિક
સ્થવિરોને પાસે બોલાવ્યા અને કહ્યું કે હું મરી જાઉં ત્યારે

દેવઆયુષ્યની પ્રાપ્તિ થઈ, તથા 'રેવતીએ જન્મ અને જીવિતવ્યનું ફલ પ્રાપ્ત કર્યું છે' એવી આકાશવાણી થઈ

પછી મહાવીર ભગવાને તે ભિક્ષાને આસક્તિરહિતપણે, તથા સાપ દરમાં પેસે તેમ (મોમાં સ્વાદ માટે મમળાવ્યા વિના) શરીરરૂપી કોઠામાં નાખી પછી તેમનો તે પીડાકારી રોગ તરત શાંત થયો આથી દેવ–મનુષ્ય વગેરે સહિત સમગ્ર વિશ્વ અત્યંત સંતુષ્ટ થયું

ગૌ૦—હે ભગવન્! આપના સર્વાનુભૂતિ અનગાર, જેમને ગોશાલકે બાળી નાખ્યા, તે મરીને ક્યાં ગયા છે?

મ૦—હે ગૌતમ! તે ઊર્ધ્વ લોકમાં ચંદ્ર અને સૂર્યને તથા બ્રહ્મ, લાંતક અને મહાશુક્ર સ્વર્ગોને ઓળંગી સહસ્રાર કલ્પમાં અઢાર સાગરોપમ આયુષ્યવાળા દેવ થયા છે ત્યાંથી ચ્યવીને મહાવિદેહક્ષેત્રમાં તે સિદ્ધ, બુદ્ધ, અને મુક્ત થશે

ગૌ૦—હે ભગવન્! તે પ્રમાણે ગોશાલકે બાળેલા સુનક્ષત્ર અનગાર ક્યાં ગયા છે?

મ૦—હે ગૌતમ! તે આણત, પ્રાણત અને આરણ કલ્પને ઓળંગી, અચ્યુત દેવલોકમાં ૨૨ સાગરોપમ આયુષ્યવાળા દેવ થયા છે [બાકી બધું સર્વાનુભૂતિ પ્રમાણે]

ગૌ૦—હે ભગવન્! આપનો કુશિષ્ય ગોશાલક ક્યાં ગયો છે

મ૦—હે ગૌતમ! તે પણ અચ્યુતકલ્પમાં ૨૨ સાગરોપમ આયુષ્યવાળો દેવ થયો છે ત્યાંથી ચ્યવીને તે વિંધ્યાચલની તળેટીમાં પુંડ્ર નામે દેશ વિષે શતદ્વાર નામે નગરમાં સન્મૂર્તિ નામે રાજાની ભદ્રા નામની ભાર્યાની કુક્ષિને વિષે પુત્રરૂપે ઉત્પન્ન થશે તે વખતે તે નગરમાં અને બહાર ભારપ્રમાણ

પણ મહાવીર જિન છે એમ કરી સપથમાથી મુક્ત થઈ નામણે પછીથી દોરડ છાણી નાખી દાટનાં બારણાં ઉઘાડી નાખ્યા અને પછી ગોશાલકે પહેલાં કહ્યું હતું તેમ મોટી ધામધૂમથી તેના શરીરને બહાર કાઢયું

ત્યા પછી શ્રમણભગવાન મહાવીર શ્રાવસ્તી નગરીથી નીકળી મેંઢિકગ્રામ નામે નગરની બહાર આવેલા સાણકોષ્ઠક નામે ચૈત્યમાં આવીને ઉતર્યા ત્યાં મહાવીરને મહાન પીડાકારી પિત્ત જ્વ ના દાહ ઉપડયો અને લોહીના ઝાડા થવા માંડયા. એટલે લોકોમાં ખાનગી થવા લાગી કે હવે ગોશાલકના કથા પ્રમાણે મહાવીર મૃત્યુ પામશે ત વખતે ભગવાનના શિષ્ય સિંહ નામે અનગા ચોડે દૂર હાથ ઊંચો રાખી છ ટકના નિ તર ઉપવાસરૂ ી તપ કરતા હતા. તમને લોકોનું આમ કહેવુ સાંભળી ખેદ થયો આવ્યુ અને તેમણે રુદન કરવા માંડયું ત્યારે ભગવાન મહાવીરે એ વસ્તુ દૂરથી જાણી લઈ પોતાના શિષ્યોને તેમને બોલાવી લાવવા મોકલ્યા. તે આવ્યા બાદ મહાવીરે આશ્વાસન આપતાં કહ્યું કે હું હમણા મરણ પામવાનો નથી પણ ૧૬ વર જીવવાનો છું. માટે તું મેઢક નગરમા રેવતી ગૃહપત્ની છે તેને ત્યા જા. તેણે મારે માટે બે કબૂત ાધીને તૈયા કર્યા છે પણ તેને કહેજે કે મારે તેમનું કામ નથી પરન્તુ ગઈ કાલે બિલાડાએ મારેલા કૂકડાનું માંસ તેણે તૈયાર કરેલ છે તે મારે માટે લઈ આવ. આ સાંભળી સિંહ રેવતીને ઘેર ગયા, અને મહાવીરના કહ્યા મુ બ તેની પાસે ભિક્ષા માગી પોતાની ગુપ્ત વાત આમ દૂરથી જાણી લેનારા સાધુ પ્રત્યે તે ઘણુ ખુશ થઈ અને તેણે ખુશીથી તે ભિક્ષા આપી. આથી તેને

મહાવીરે સમર્થ હોવા છતા તારો અત્યાચાર સહન કર્યો છે, પણ હુ તો નહી સહન કરુ, હુ તો તને બાળી મૂકીશ' પણ તે ચેતવણીને ધ્યાનમા લાવ્યા વિના રાજા તો ત્રીજી વાર પણ રથની ઠોકરથી તેમને પાડી નાખશે એટલે સુમગલ તેને રથ અને ઘોડાસહિત બાળી નાખશે પછી તે સુમગલ અનેક તપકર્મ કરતા કરતા ઘણા વરસ સાધુપણુ પાળી, અતે સાઠ ટકનો ઉપવાસ વડે (આલોચના અને પ્રતિક્રમણ-પૂર્વક સમાધિ પ્રાપ્ત કરીને) મરણ પામી, સૌ ગ્રૈવેયક વિમાનાવાસને ઓળગી, સર્વાર્થસિદ્ધ મહાવિમાનમા ૩૩ સાગરોપમ આયુષ્યવાળા[1] થઈ, તથા આયુષ્ય પૂરુ થયે ત્યાથી ચ્યવી, મહાવિદેહક્ષેત્રમા સિદ્ધ, બુદ્ધ અને મુક્ત થશે

આ બાજુ પેલો વિમલવાહન તો નરકની સાતમી[2] પૃથ્વીમા લાબામા લાબા આયુષ્યવાળો નારક થશે, ત્યાથી ચ્યવીને મત્સ્ય થશે, ત્યાથી ફરી સાતમા નરકમા નારક થશે ત્યાથી ચ્યવીને પણ મત્સ્ય થશે ત્યાથી છઠ્ઠી પૃથ્વીમા નારક થશે ત્યાથી ચ્યવીને સ્ત્રી થશે, ત્યાથી ફરી છઠ્ઠી પૃથ્વીમા નારક થશે ત્યાથી બીજી વાર સ્ત્રી થશે, ત્યાંથી પાચમીમા નારક થશે ત્યાથી પેટે ચાલનાર (સાપ વગેરે)

---

1 આ મહાવિમાનમા વધારેમા વધારે કે ઓછામા ઓછુ તેટલુ જ આયુષ્ય છે આ પહેલા બીજા જે આયુષ્ય જણાવ્યા છે તે ત્યા ત્યા બધાને નથી હોતા, પણ કેટલાકને હોય છે એમ જાણવુ તે દેવલોકની આયુષ્યસ્થિતિ માટે જુઓ આ માળાનુ 'અતિમ ઉપદેશ' પુસ્તક, પા ૨૬૬

2 સાત નરક પૃથ્વીઓના નામ માટે જુઓ આગળ સિદ્ધાતખડ લોકવિભાગ

અને અનેક કુંભપ્રમાણ[1] પદ્મની અને રત્નની વૃષ્ટિ થશે. તેથી તેનાં માતપિતા તેનું નામ મહાપદ્મ રાખશે. તે રાજા થશે ત્યારે તેની તહેનાતમાં રહી પૂર્ણભદ્ર અને મણિભદ્ર એ બે દેવો સેનાકર્મ કરશે માટે તેનું નામ દેવસેન પણ પડશે. પછી તેને ચાર દાંતવાળું શ્વેત હસ્તિરત્ન પ્રાપ્ત થશે તેથી તેનું ત્રીજું નામ વિમલવાહન પડશે.

તે રાજા શતદ્વારમાં તો શ્રમણનિર્ગ્રંથો સાથે અનુચિત બુદ્ધિ રાખશે અને અનાર્યપણું આચરશે પણ પછી તેના માંડલિક રાજાઓ અને યુવરાજાઓની સલાહથી તેમ કરતું છોડી દેશે. પછી એક વખત શતદ્વાર નગરની બહાર ઉત્તરપૂર્વ દિશામાં આવેલા સુભૂમિભાગ નામે ઉદ્યાનથી થોડે દૂર વિમલ નામે તીર્થંકરના પ્રપૌત્ર સુમંગલ નામે અનગાર નિરંતર છ ટંકનો ઉપવાસ કરતા તથા તડકો તપતા વિહરશે. તેમને ત્રણ જ્ઞાન તેમ જ તેજોલેશ્યા પ્રાપ્ત થયેલી હશે. એક વખત વિમલવાહન રાજા રથમાં બેસી ફરવા નીકળ્યો હશે ત્યારે તે સુમંગલને જોશે અને ગુસ્સે થઈ રથના આગલા ભાગની ઠોકરથી તેમને જમીન ઉપર પાડશે. પરંતુ સુમંગલ તો ધીમે ધીમે ઊઠીને ફરી હાથ ઊંચા કરી તડકો તપવા માંડશે. ત્યારે રાજા તેમને બીજી વાર પાડી નાખશે. ત્યારે સુમંગલ અવધિજ્ઞાન વડે રાજાના પૂર્વ ભવો જોશે અને રાજાને કહેશે કે આજથી ત્રીજા ભવમાં સર્વાનુભૂતિએ સુનક્ષત્રે અને

1. બીસ પલ બરાબર સો પલનો એક ભાર કહેવાય અને સાત બેસી તથા સો આઢક (પા. ૩૯૬?) પ્રમાણ માનને અનુક્રમે જઘન્ય મધ્યમ અને ઉત્કૃષ્ટ કુંભ કહે છે

બળી નાશ પામશે, ત્યાંથી દક્ષિણ દિશાના અગ્નિકુમાર દેવોમાં, તથા ત્યાંથી મનુષ્યદેહમાં પરંતુ ત્યાં તે સમ્યગ્-દર્શન (સાચી શ્રદ્ધા) પામશે પછી ફક્ત સમ્યગ્દર્શન પામી, સાધુ થઈને તે દીક્ષા લેશે, પણ તેને વિરાધી, તે દક્ષિણ દિશાના અસુરકુમાર દેવોમાં ઉત્પન્ન થશે. પછી ફરી મનુષ્યજન્મ – દીક્ષા – અને વિરાધનાના ક્રમથી દક્ષિણ નિકાયના નાગકુમાર દેવોમાં, પછી એ જ ક્રમથી સુપર્ણકુમારમાં, વિદ્યુત્કુમારમાં, એમ અગ્નિકુમાર સિવાયના ભવનવાસીઓમાં [1] પછી ત્યાંથી નીકળી તે પુન મનુષ્યશરીર પ્રાપ્ત કરશે, ત્યાં શ્રમણપણું વિરાધી જ્યોતિષિક દેવમાં ઉત્પન્ન થશે, ત્યાંથી પુન મનુષ્યશરીર પ્રાપ્ત કરશે, પરંતુ પછી શ્રમણપણું વિરાધ્યા વિના મરણ પામી, તે સૌધર્મ દેવલોકને વિષે દેવપણે ઉત્પન્ન થશે ત્યાંથી ચ્યવીને તે મનુષ્યશરીર પ્રાપ્ત કરશે, અને માત્ર સમ્યગ્દર્શનનો અનુભવ કરશે ત્યાંથી પણ શ્રમણપણું વિરાધ્યા વિના મરણ પામી ઈશાન દેવલોકમાં ઉત્પન્ન થશે ત્યાંથી ચ્યવી મનુષ્યશરીર પ્રાપ્ત કરશે ત્યાં પણ શ્રમણપણું વિરાધ્યા વિના મરણ પામી સનત્કુમાર દેવલોકમાં ઉત્પન્ન થશે, [સનત્કુમારને વિષે કહ્યું તેમ બ્રહ્મ દેવ-લોક, મહાશુક્ર, આનત અને આરણ દેવલોકને વિષે જાણવું ] ત્યાંથી ચ્યવી મનુષ્ય થઈ, ત્યાં શ્રમણપણાને વિરાધ્યા સિવાય મરણ પામી, તે સર્વાર્થસિદ્ધ મહાવિમાન વિષે દેવપણે ઉત્પન્ન

૧ ભવનવાસીના અસુરકુમાર, નાગકુમાર, વિદ્યુત્કુમાર, સુપર્ણકુમાર, અગ્નિકુમાર, વાયુકુમાર, સ્તનિતકુમાર, ઉદધિકુમાર, દ્વીપકુમાર અને દિક્કુમાર એમ ૧૦ વર્ગો છે તત્ત્વાર્થ ૪–૧૧

પ્રાણીઓમા ઉત્પન્ન થશે (તે પ્રમાણે ફરીવાર મર્યા પછી) ચોથી પૃથ્વીમા નારક થશે, ત્યાથી સિંહ થશે, (તે પ્રમાણે ફરીવાર મર્યા પછી) ત્યાથી ત્રીજીમા, ત્યાથી પક્ષીઓમા (તે પ્રમાણે બીજીવાર મર્યા પછી) બીજીમા, ત્યાંથી શિકારી પશુઓમા (તે પ્રમાણે ફરી મર્યા પછી) પહેલી રત્નપ્રભા પૃથ્વીમા ત્યાથી સંજ્ઞી પ્રાણીઓમા ત્યાંથી અસંજ્ઞી પ્રાણીઓમાં ત્યાંથી ફરી રત્નપ્રભા પૃથ્વીમા, ત્યાથી અનેક લાખ વાર ખેચર પ્રાણીઓમાં ત્યાથી અનેક લાખ વાર હાથવડે ચાલનાર ઘો-નોળિયા વગેરેમા ત્યાંથી પેટે ચાલનાર સાપ અજગર વગેરેમાં અનેક લાખ વાર, ત્યાંથી ચાર ઇંદ્રિયવાળાંમા અનેક લાખ વાર ત્યાંથી ત્રણ ઇંદ્રિયવાળામા અનેક લાખ વાર ત્યાંથી બે ઇંદ્રિયવાળાંમા અનેક લાખ વાર, ત્યાથી વનસ્પતિજીવોમાં અનેક લાખ વાર, ત્યાથી વાયુકાયમા અનેક લાખ વાર, ત્યાથી અગ્નિકાયમાં અનેક લાખ વાર, ત્યાથી જલકાયમા અનેક લાખવાર, ત્યાંથી પૃથ્વીકાયમા[1] અનેક લાખ વાર ત્યાંથી રાજગૃહનગરની બહાર વેશ્યાપણે ત્યાથી રાજગૃહ નગરની અંદર વેશ્યાપણે, ત્યાંથી વિંધ્યાચલ પર્વતની પાસે બિભેલ નામે ગામમા બ્રાહ્મણ કુળને વિષે પુત્રીપણે કે જે પરણ્યા અને ગર્ભિણી થયા બાદ પિયેર જતાં દાવાગ્નિમા

---

૧ એ બધા જલચર, ખેચર વગેરેના પેટાવિભાગો મૂળમાં વર્ણવ્યા છે તે માટે જુઓ આ ભાગનું અંતિમ ટિપ્પણ પુરવણી પા. ૨૧ આ બધી યોનિઓમાં તે શસ્ત્ર વડે વધ થવાથી દાહની પીડા વડે મરે છે એમ સમજવું તેમ જ તે યોનિઓમાં પણ તે હીનમાં હીન કોટીમા જન્મે છે

બળી નાશ પામશે, ત્યાંથી દક્ષિણ દિશાના અગ્નિકુમાર દેવોમાં, તથા ત્યાંથી મનુષ્યદેહમાં પરંતુ ત્યાં તે સમ્યગ્‌દર્શન (સાચી શ્રદ્ધા) પામશે પછી ફક્ત સમ્યગ્‌દર્શન પામી, બાહ્ય થઈને તે દીક્ષા લેશે, પણ તેને વિરાધી, તે દક્ષિણ દિશાના અસુરકુમાર દેવોમાં ઉત્પન્ન થશે, પછી ફરી મનુષ્યજન્મ – દીક્ષા – અને વિરાધનાના ક્રમથી દક્ષિણ નિકાયના નાગકુમાર દેવોમાં, પછી એ જ ક્રમથી સુપર્ણકુમારમાં, વિદ્યુત્‌કુમારમાં, એમ અગ્નિકુમાર સિવાયના ભવનવાસીઓમાં [1] પછી ત્યાંથી નીકળી તે પુન મનુષ્યશરીર પ્રાપ્ત કરશે, ત્યાં શ્રમણપણું વિરાધી જ્યોતિષિક દેવમાં ઉત્પન્ન થશે, ત્યાંથી પુન મનુષ્યશરીર પ્રાપ્ત કરશે, પરંતુ પછી શ્રમણપણું વિરાધ્યા વિના મરણ પામી, તે સૌધર્મ દેવલોકને વિષે દેવપણે ઉત્પન્ન થશે ત્યાંથી ચ્યવીને તે મનુષ્યશરીર પ્રાપ્ત કરશે, અને માત્ર સમ્યગ્‌દર્શનનો અનુભવ કરશે ત્યાંથી પણ શ્રમણપણું વિરાધ્યા વિના મરણ પામી ઈશાન દેવલોકમાં ઉત્પન્ન થશે ત્યાંથી ચ્યવી મનુષ્યશરીર પ્રાપ્ત કરશે ત્યાં પણ શ્રમણપણું વિરાધ્યા વિના મરણ પામી સનત્કુમાર દેવલોકમાં ઉત્પન્ન થશે, [સનત્કુમારને વિષે કહ્યું તેમ બ્રહ્મ દેવલોક, મહાશુક્ર, આનત અને આરણ દેવલોકને વિષે જાણવું ] ત્યાંથી ચ્યવી મનુષ્ય થઈ, ત્યાં શ્રમણપણાને વિરાધ્યા સિવાય મરણ પામી, તે સર્વાર્થસિદ્ધ મહાવિમાન વિષે દેવપણે ઉત્પન્ન

---

૧ ભવનવાસીના અસુરકુમાર, નાગકુમાર, વિદ્યુત્કુમાર, સુપર્ણકુમાર, અગ્નિકુમાર, વાયુકુમાર, સ્તનિતકુમાર, ઉદધિકુમાર, દ્વીપકુમાર અને દિક્કુમાર એમ ૧૦ વર્ગો છે. તત્ત્વાર્થ ૪–૧૧

થશે. ત્યાંથી ચ્યવી તે મહાવિદેહ ક્ષેત્રને વિષે ધનિક કુળમાં પુત્રરૂપે ઉત્પન્ન થશે અને પછી તેને ઉત્તમ કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રાપ્ત થશે. તેનું નામ તે વખતે દૃઢપ્રતિજ્ઞ હશે. તે પોતાનો અતીત કાળ જોઈને શ્રમણનિર્ગ્રંથોને બોલાવીને કહેશે : હે આર્યો! આજથી ઘણા કાળ પહેલાં હું મંખલિપુત્ર ગોશાલક નામે હતો અને શ્રમણોનો ઘાત કરી છદ્મસ્થાવસ્થામાં મરણ પામ્યો હતો. હે આર્યો! તે નિમિત્તે હું અનાદિ અનંત અને દીર્ઘમાર્ગવાળી ચાર ગતિરૂપ સંસારાટવીમાં ભમ્યો છું. માટે તમે કોઈ આચાર્યના દ્વેષી ન થશો, ઉપાધ્યાયના દ્વેષી ન થશો તથા આચાર્ય અને ઉપાધ્યાયના અપયશ કરનારા, તેમ જ અકીર્તિ કરનારા ન થશો.

ત્યાર પછી તે શ્રમણનિર્ગ્રંથો દૃઢપ્રતિજ્ઞ કેવલીની એ વાત સાંભળી ભય પામી, સંસારના ભયથી ઉદ્વિગ્ન થઈ દૃઢપ્રતિજ્ઞ કેવલીને વંદન કરશે, અને તે પાપસ્થાનકની આલોચના અને નિંદા કરશે.

ત્યાર પછી દૃઢપ્રતિજ્ઞ કેવલી ઘણાં વર્ષ પર્યંત કેવલી-પર્યાય પાળી પોતાનું આયુષ થોડું બાકી જાણીને આહાર ત્યાગ (ભક્તપ્રત્યાખ્યાન કરશે[૧]) – અને સર્વ દુઃખોનો અંત લાવશે.

— શતક ૧૫

૧. વિગતો માટે જુઓ ઔપપાતિક સૂ. ૫. ૯૯– (અંબડ પરિવ્રાજકની કથા)

થશે. ત્યાંથી ચ્યવી તે મહાવિદેહ ક્ષેત્રને વિષે ધનિક કુળમાં પુત્રરૂપે ઉત્પન્ન થશે, અને પછી તેને ઉત્તમ કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રાપ્ત થશે. તેનું નામ તે વખતે દૃઢપ્રતિજ્ઞ હશે. તે પોતાનો અતીત કાળ જોઈને શ્રમણનિર્ગ્રંથોને બોલાવીને કહેશે : હે આર્યો ! આજથી ઘણા કાળ પહેલાં હું મંખલિપુત્ર ગોશાલક નામે હતો અને શ્રમણોનો ઘાત કરી છદ્મસ્થાવસ્થામાં મરણ પામ્યો હતો. હે આર્યો ! તે નિમિત્તે હું અનાદિ અનંત અને દીર્ઘમાર્ગવાળી ચાર ગતિરૂપ સંસારાટવીમાં ભમ્યો છું. માટે તમે કોઈ આચાર્યના દ્વેષી ન થશો, ઉપાધ્યાયના દ્વેષી ન થશો, તથા આચાર્ય અને ઉપાધ્યાયના અપયશ કરનારા તેમ જ અકીર્તિ કરનારા ન થશો.

ત્યાર પછી તે શ્રમણનિર્ગ્રંથો દૃઢપ્રતિજ્ઞ કેવલીની એ વાત સાંભળી ભય પામી સંસારના ભયથી ઉદ્વિગ્ન થઈ દૃઢપ્રતિજ્ઞ કેવલીને વંદન કરશે અને તે પાપસ્થાનકની આલોચના અને નિંદા કરશે.

ત્યાર પછી દૃઢપ્રતિજ્ઞ કેવલી ઘણાં વર્ષ પર્યંત કેવલીપર્યાયને પાળી પોતાનું આયુષ થોડું બાકી જાણીને આહારત્યાગ (ભક્તપ્રત્યાખ્યાન કરશે[1]) – અને સર્વ દુઃખોનો અંત સાધશે.

— શતક ૧૫

૧ વિગતો માટે જુઓ ઔપપાતિક સૂ. ૫. ૯૯-૧ ([illegible] પરિવ્રાજકની કથા)

१

# દ્રવ્યવિભાગ

## ૧ દ્રવ્યો

૧

ગૌ૦—હે ભગવન્ ! દ્રવ્યો કેટલા પ્રકારના કહ્યા છે?

મ૦—હે ગૌતમ ! દ્રવ્યો બે પ્રકારના કહ્યા છે. જીવદ્રવ્ય અને અજીવદ્રવ્ય

વિવરણ સતના સ્વરૂપ વિષે ભિન્નભિન્ન દર્શનોના ભિન્ન ભિન્ન મત છે કોઈ દર્શન સંપૂર્ણ સત્ પદાર્થને (બ્રહ્મને) કેવળ ધ્રુવ–નિત્ય જ માને છે કોઈ દર્શન સત્ પદાર્થને ક્ષણિક (માત્ર ઉત્પાદવિનાશશીલ) માને છે કોઈ દર્શન ચેતનતત્ત્વરૂપ સતને તો કેવળ ધ્રુવ (કૂટસ્થ નિત્ય) અને પ્રકૃતિતત્ત્વરૂપ સતને પરિણામી નિત્ય (નિત્યાનિત્ય) માને છે કોઈ દર્શન અનેક સત્ પદાર્થોમાંથી પરમાણુ, કાળ, આત્મા આદિ કેટલાક સત્ તત્ત્વોને કૂટસ્થ નિત્ય, અને ઘટ વસ્ત્ર આદિ કેટલાક સતને માત્ર ઉત્પાદવ્યયશીલ (અનિત્ય) માને છે

મ૦—હે ગૌતમ! બે પ્રકારના કહ્યા છે રૂપી અને અરૂપી

ગૌ૦—હે ભગવન્! અજીવ દ્રવ્યો સંખ્યાત છે, અસંખ્યાત છે કે અનંત છે?

મ૦—હે ગૌતમ! અનંત છે કારણકે પરમાણુ પુદ્ગલો અનંત છે, દ્વિપ્રદેશિક સ્કંધો અનંત છે, તથા અનંતપ્રદેશિક-સ્કંધો પણ અનંત છે,

ગૌ૦—હે ભગવન્! જીવદ્રવ્યો સંખ્યાત છે, અસંખ્યાત છે કે અનંત છે?

મ૦—હે ગૌતમ! જીવો અનંત છે કારણ કે નૈરયિકો અસંખ્ય છે, એમ વાયુકાયિક સુધીના જીવો અસંખ્ય છે, વનસ્પતિકાયિકો અનંત છે, બે ઇંદ્રિયો અને એ પ્રમાણે વૈમાનિકો સુધીના જીવો અસંખ્યાત છે, તથા સિદ્ધો અનંત છે

ગૌ૦—હે ભગવન્! અજીવદ્રવ્યો જીવદ્રવ્યોના પરિભોગમાં તરત આવે કે જીવદ્રવ્યો અજીવદ્રવ્યોના પરિભોગમાં તરત આવે?

મ૦—હે ગૌતમ! અજીવદ્રવ્યો જીવદ્રવ્યોના પરિભોગમાં તરત આવે, પણ જીવદ્રવ્યો અજીવદ્રવ્યોના પરિભોગમાં તરત આવતા નથી કારણકે, જીવદ્રવ્યો અજીવદ્રવ્યોને ગ્રહણ કરે છે, અને ગ્રહણ કરી, તેમને ઔદારિકાદિ પાંચ શરીરરૂપે, શ્રોત્રેંદ્રિયાદિ પાંચ ઇંદ્રિયરૂપે, મનોયોગાદિ ત્રણ યોગરૂપે, તથા શ્વાસોચ્છ્વાસપણે પરિણમાવે છે

—શતક ૨૫, ઉદ્દે૦ ૨

પરંતુ જૈન દર્શનનું માનવું છે કે સત્ વસ્તુ માત્ર કૂટસ્થ નિત્ય નથી અથવા માત્ર વિનાશી નથી, કે અમુક ભાગમાં નિત્ય અને અમુક ભાગમાં અનિત્ય નથી. તેને મતે ચેતન અથવા જડ મૂર્ત અથવા અમૂર્ત બધી સત્ કહેવાતી વસ્તુઓ ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યરૂપે ત્રિરૂપ છે. પ્રત્યેક વસ્તુમાં એક અંશ એવો છે કે જે ત્રણે કાળે શાશ્વત છે અને બીજો અંશ અશાશ્વત છે. તે શાશ્વત અંશના કારણથી પ્રત્યેક વસ્તુ ધ્રૌવ્યાત્મક (સ્થિર) અને અશાશ્વત અંશના કારણથી ઉત્પાદ-વ્યયાત્મક (અસ્થિર) કહેવાય છે.

દ્રવ્યો સત્ છે એમ કહીએ એનો અર્થ એ થયો કે તે ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યસ્વરૂપ છે. જેમાં ગુણ અને પર્યાય (પરિણામ) હોય તે દ્રવ્ય કહેવાય છે. પ્રત્યેક દ્રવ્ય પોતાના પરિણામી સ્વભાવના કારણથી સમયે સમયે નિમિત્ત પ્રમાણે ભિન્ન ભિન્ન રૂપમાં પરિણામ પામ્યા કરે છે. આવા પરિણામ ઉત્પન્ન કરવાની જે શક્તિ છે તે જ તેનો ગુણ છે અને ગુણજન્ય પરિણામ પર્યાય કહેવાય છે. એક દ્રવ્યમાં શક્તિરૂપે અનંત ગુણ છે. તેઓ વસ્તુત આશ્રયભૂત દ્રવ્યથી અથવા પરસ્પર અવિભાજ્ય છે. પ્રત્યેક ગુણ-શક્તિના ભિન્ન ભિન્ન સમયમાં થતા ત્રૈકાલિક પર્યાયો અનંત છે. દ્રવ્ય અને એના અંશરૂપ શક્તિઓ ઉત્પન્ન તથા વિનષ્ટ થતા ન હોવાને કારણે નિત્ય અર્થાત્ અનાદિ અનંત છે. પરંતુ બધા પર્યાયો પ્રતિક્ષણ ઉત્પન્ન તથા નષ્ટ થવાના કારણે અનિત્ય અર્થાત્ સાદિ સાંત છે.

ગૌ.—હે ભગવન્! અજીવદ્રવ્યો, કેટલા પ્રકારના કહ્યા છે?

સ્નિગ્ધતા (ચીકાશ) વાળા પરમાણુઓનો કે એ સરખી રૂક્ષતા (લૂખાપણા) વાળા પરમાણુઓનો બંધ ન થઈ શકે પરંતુ વિષમ સ્નિગ્ધતાવાળા એનો કે વિષમરૂક્ષતાવાળા એનો બંધ થઈ શકે પરંતુ તેમાં પણ નિયમ એ છે કે બે અંશથી માંડીને અનંત અંશ સુધી અધિક સ્નિગ્ધત્વ કે રૂક્ષત્વવાળા એનો સંબંધ થઈ શકે, પણ એક અંશ અધિક હોય તો ન થાય તથા જ્યારે સ્નિગ્ધનો રૂક્ષ સાથે સંબંધ થાય, ત્યારે પણ બેગણા સ્નિગ્ધાદિ તથા બેગણા રૂક્ષાદિનો સંબંધ થાય છે

ગતિપરિણામ બે પ્રકારનો છે સ્પૃશત્, અને અસ્પૃશત્ બીજી વસ્તુને સ્પર્શ કરતો જે ગતિપરિણામ — જેમ કે તળાવમાં ઠીકરીને તીરછી નાખી હોય તો તે પાણીની સપાટીને સ્પર્શ કરતી ચાલી જાય છે — તે સ્પૃશત્ ગતિપરિણામ અને બીજી કોઈ વસ્તુને સ્પર્શ કર્યા વિનાનો જે ગતિપરિણામ, તે અસ્પૃશત્ ગતિપરિણામ

સંસ્થાન (આકૃતિ), વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને શબ્દ વિષે માહિતી આગળ પુદ્ગલવિભાગમાં આવવાની છે અગુરુલઘુ પરિણામ એટલે કે, ન ભારે કે ન હળવું એવો પરિણામ કર્મદ્રવ્યો, મનોદ્રવ્યો, અને ભાષાદ્રવ્યો અગુરુલઘુ છે આકાશાદિ અમૂર્ત દ્રવ્યો પણ અગુરુલઘુ છે ઔદારિક વૈક્રિય, આહારક, અને તૈજસ એ દ્રવ્યો ગુરુલઘુ છે

— શતક ૧૪, ઉદ્દે૦ ૪

ભેદના પાંચ પ્રકાર છે[1]

---

[1] જુઓ આગળ પા ૧૩૦

૨

ગૌ૦—હે ભગવન્! પર્યવો કેટલા પ્રકારના છે?

મ૦—હે ગૌતમ! પર્યવો બે પ્રકારના છે: જીવપર્યવો અને અજીવપર્યવો.[1]

—શતક ૨૫, ઉદ્દે૦ ૫

૩

ગૌ૦—હે ભગવન્! દ્રવ્યની અવસ્થાન્તરપ્રાપ્તિરૂપ પરિણામ કેટલા પ્રકારનો છે?

મ૦—હે ગૌતમ! પરિણામ બે પ્રકારનો કહ્યો છે: જીવપરિણામ, અને અજીવપરિણામ.

તેમાં જીવપરિણામ દશ પ્રકારનો છે: (નૈરયિકાદિ) ગતિ, ઇંદ્રિય, કષાય, લેશ્યા, યોગ, ઉપયોગ, જ્ઞાન, દર્શન, ચારિત્ર, અને વેદ.[2]

અજીવપરિણામ પણ દશ પ્રકારનો છે: બંધન, ગતિ, સંસ્થાન, ભેદ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, અગુરુલઘુ અને શબ્દ.

બંધપરિણામના બે પ્રકાર છે: સ્નિગ્ધબંધપરિણામ, અને રૂક્ષબંધપરિણામ. તેમાં નિયમ એ છે કે બે સરખી

1. અહીંથી આગળ પ્રજ્ઞાપના સૂત્રનું સમગ્ર પર્યવપદ અહીં ઉતારવાનું મૂળમાં કહ્યું છે. અહીં પર્યવ એટલે વિશેષ ધર્મ— એમ સમજવો.

2. આ બધા શબ્દોની વ્યાખ્યાઓ વગેરે આ વિભાગમાં જ આગળ આવશે.

ઉત્થાન, પરાક્રમાદિમા વર્તતો જીવ અન્ય છે, અને જીવાત્મા તેથી અન્ય છે, દેવમનુષ્યાદિપણામા વર્તમાન જીવ અન્ય છે, અને જીવાત્મા તેથી અન્ય છે, જ્ઞાનાવરણીયાદિ કર્મમા વર્તમાન જીવ અન્ય છે, અને જીવાત્મા તેથી અન્ય છે, કૃષ્ણાદિ લેશ્યામા, સમ્યગ્દર્શનમા, મિથ્યાદર્શનમા, મતિઆદિ જ્ઞાન – અજ્ઞાનમા, આહારાદિ સંજ્ઞાઓમા,[1] ઔદારિકાદિ શરીરોમા, મન – વાણી – કાયાના યોગમા, તથા સાકારાદિ ઉપયોગમા[2] વર્તમાન જીવ અન્ય છે, અને જીવાત્મા તેથી અન્ય છે તો હે ભગવન્ ! તે કેમ સત્ય હોય ?

મ૦—હે ગૌતમ ! તેમનુ તે કહેવુ મિથ્યા છે હુ તો આ પ્રમાણે કહુ છુ કે, એ હિંસાદિમા વર્તમાન પ્રાણીનો તે જ જીવ છે અને તે જ જીવાત્મા છે[3]

—શતક ૧૭, ઉદ્દે૦ ૨

૨

રાજગૃહનગરનો પ્રસંગ છે

ગૌ૦—હે ભગવન્ ! ગોશાલકના શિષ્ય આજીવિકોએ

---

૧ આહાર, ભય, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, વિશેષ બોધ (લોક), અને સામાન્ય બોધ (ઓઘ) એમ દશ સંજ્ઞાઓ છે

૨ વિશેષ જ્ઞાન અને સામાન્ય જ્ઞાન અનુક્રમે સાકાર અને નિરાકાર ઉપયોગ કહેવાય છે

૩ સાંખ્યદર્શન ચિત્ત અને અહંકારના ધર્મોથી અલિપ્ત એવો પુરુષ ભિન્ન માને છે, અને વેદાંતદર્શન કર્તા – ભોક્તા જીવથી ફૂટસ્થ કે બ્રહ્મને અન્ય માને છે જૈનદર્શન તેવો ભેદ નથી પાડતુ

## ૨

# જીવવિભાગ

## ૧ જીવ

### ૧

રાજગૃહનગરનો પ્રસંગ છે

ભગવાનના દર્શને આવેલી બધી પરિષદ ધર્મકથા સાંભળીને વેરાઈ ગયા બાદ ગૌતમસ્વામી ભગવાનને જઈને પ્રશ્ન પૂછે છે

ગૌ — હે ભગવન્ અન્યતીર્થિકો એમ કહે છે કે હિંસાદિ પાપકર્મોમાં વર્તતા પ્રાણીનો જીવ અન્ય છે અને જીવાત્મા તેથી અન્ય છે તે જ પ્રમાણે હિંસાદિના ત્યાગમાં વર્તતો જીવ અન્ય છે અને જીવાત્મા તેથી અન્ય છે ઔત્પત્તિકી (સ્વાભાવિક ઉત્પન્ન થયેલી) વૈનયિકી (શાસ્ત્રાદિ દ્વારા થયેલી) કાર્મિકી (કર્મ દ્વારા થયેલી) અને પારિણામિકી (લાંબા કાળના અભ્યાસથી થયેલી) બુદ્ધિમાં વર્તમાન પ્રાણીનો જીવ અન્ય છે અને જીવાત્મા તેથી અન્ય છે

ઉત્થાન, પરાક્રમાદિમા વર્તતો જીવ અન્ય છે, અને જીવાત્મા તેથી અન્ય છે, દેવમનુષ્યાદિપણામા વર્તમાન જીવ અન્ય છે, અને જીવાત્મા તેથી અન્ય છે, જ્ઞાનાવરણીયાદિ કર્મમા વર્તમાન જીવ અન્ય છે, અને જીવાત્મા તેથી અન્ય છે, કૃષ્ણાદિ લેશ્યામા, સમ્યગ્દર્શનમા, મિથ્યાદર્શનમા, મતિઆદિ જ્ઞાન – અજ્ઞાનમા, આહારાદિ સજ્ઞાઓમા,[1] ઔદારિકાદિ શરીરોમા, મન – વાણી – કાયાના યોગમા, તથા સાકારાદિ ઉપયોગમા[2] વર્તમાન જીવ અન્ય છે, અને જીવાત્મા તેથી અન્ય છે તો હે ભગવન્ ! તે કેમ સત્ય હોય ?

મ૦—હે ગૌતમ ! તેમનુ તે કહેવુ મિથ્યા છે હુ તો આ પ્રમાણે કહુ છુ કે, એ હિંસાદિમા વર્તમાન પ્રાણીનો તે જ જીવ છે અને તે જ જીવાત્મા છે[3]

—શતક ૧૭, ઉદ્દે૦ ૨

૨

રાજગૃહનગરના પ્રસગ છે

ગૌ૦—હે ભગવન્ ! ગોશાલકના શિષ્ય આજીવિકોએ

---

૧ આહાર, ભય, મૈથુન, પરિગ્રહ, ક્રોધ, માન, માયા, લોભ, વિશેષ બોધ (લોક), અને સામાન્ય બોધ (ઓઘ) એમ દશ સજ્ઞાઓ છે

૨ વિશેષ જ્ઞાન અને સામાન્ય જ્ઞાન અનુક્રમે સાકાર અને નિરાકાર ઉપયોગ કહેવાય છે

૩ સાખ્યદર્શન ચિત્ત અને અહકારના ધર્મોથી અલિપ્ત એવો પુરુષ ભિન્ન માને છે, અને વેદાતદર્શન કર્તા – ભોક્તા જીવથી કૂટસ્થ કે બ્રહ્મને અન્ય માને છે જૈનદર્શન તેવો ભેદ નથી પાડતુ

સ્થવિર[1] ભગવંતોને એમ પૂછ્યું કહ્યું શ્રમણના ઉપાશ્રયમાં સામાયિક સ્વીકારીને (અહંમમત્વ ત્યાગીને) બેઠેલા શ્રાવકના વસ્ત્રાદિ કોઈ હરી જાય તો હે ભગવન્! સામાયિક પૂરું કરી તે વસ્તુનું અન્વેષણ કરનાર તે શ્રાવક શું પોતાની વસ્તુને શોધે છે કે અન્યની?

મ —હે ગૌતમ! તે શ્રાવક પોતાની વસ્તુ શોધે છે પણ અન્યની વસ્તુ નથી શોધતો. કારણ કે સામાયિક કરતી વખતે જો કે તે શ્રાવકના મનમાં એવો ભાવ હોય છે કે મારે હિરણ્ય નથી મારે સુવર્ણ નથી મારે વસ્ત્ર નથી મારે વિપુલ ધન રત્ન મણિ, મોતી રત્ન આદિ સારભૂત દ્રવ્ય નથી પરંતુ તેણે મમત્વભાવ ત્યાગ્યો નથી તેથી હે ગૌતમ એમ કહેવાય છે કે તે પોતાની વસ્તુને શોધે છે પણ પારકાની વસ્તુને શોધતો નથી.

તે જ પ્રમાણે સામાયિક કરતા શ્રમણોપાસકની સ્ત્રીને કોઈ પુરુષ સેવે તો તે તેની સ્ત્રીને સેવે છે પણ અન્યની સ્ત્રીને નહીં

—શતક ૮ ઉદ્દે ૫

૩

ગૌ —હે ભગવન્! ખરેખર હાથી અને કુંથુનો એ બેનો જીવ સમાન છે?

મ —હા ગૌતમ હાથી અને કુંથુવાનો જીવ સમાન છે જેમ કોઈ પુરુષ એક દીપકને મોટા ઓરડામાં મૂકે

---

૧ ઉમર જ્ઞાન દીક્ષાનો સમય વિગેરે જાણવામાં વડીલ સાધુ

તો તેનો પ્રકાશ તે ઓરડા જેટલો થાય છે, વાસના ટોપલા નીચે મૂકે તો ટોપલા જેટલો થાય છે, તથા નાના કૂડા નીચે મૂકે તો કૂડા જેટલો થાય છે, તેમ જીવે જ પોતાના કર્મો વડે નાનુ અથવા મોટુ જે શરીર પ્રાપ્ત કર્યું હોય છે, તે આખા શરીરને જીવ પોતાના પ્રદેશોથી સચિત્ત કરી દે છે

' શતક ૭, ઉદ્દે૦ ૮

૪

ગૌ૦—હે ભગવન્' જીવો સ્વત પ્રવૃત્તિશીલ (આત્મારભ)[1] છે, પરત પ્રવૃત્તિશીલ (પરારભ) છે, ઉભયત પ્રવૃત્તિશીલ (ઉભયારભ) છે, કે ઉભયત અપ્રવૃત્તિશીલ (અનારભ) છે?

મ૦—હે ગૌતમ' જીવો બે પ્રકારના છે સસાર-સમાપન્નક (સસારી) અને અસસારસમાપન્નક (મુક્ત) તેમા જે અસસારસમાપન્નક જીવો છે, તેઓ આત્મારભ, પરારભ કે ઉભયારભ નથી, પરતુ અનારંભ છે તથા જે સસાર-સમાપન્નક જીવો છે, તે સયત અને અસયત એમ બે પ્રકારના છે તેમા જે સયતો છે, તે બે પ્રકારના છે પ્રમત્તસયત, અને અપ્રમત્તસયત તેમા જે અપ્રમત્તસયત છે, તેઓ આત્મારભ, પરારભ કે ઉભયારભ નથી, પણ અનારભ છે પરતુ જે પ્રમત્તસયતો છે, તે જ્યારે કાળજીપૂર્વક પ્રવૃત્તિ કરે છે, ત્યારે તો અનારભ જ છે, પરતુ કાળજી વિના પ્રવૃત્તિ કરે છે, ત્યારે આત્મારભ, પરારભ કે ઉભયારભ છે, પણ અનારભ નથી

---

૧ આરભ એટલે આશ્રવદ્વારે પ્રવૃત્તિ કરવી તે

સ્થવિર[1] ભગવંતોને એમ પૂછ્યું હતું – શ્રમણના ઉપાશ્રયમાં સામાયિક સ્વીકારીને (અહંમમત્વ ત્યાગીને) બેઠેલા શ્રાવકનાં વસ્ત્રાદિ કોઈ હરી જાય, તો હે ભગવન્! સામાયિક પૂરું કરી તે વસ્તુનું અન્વેષણ કરતો તે શ્રાવક શું પોતાની વસ્તુને શોધે છે કે અન્યની?

મ૦ — હે ગૌતમ! તે શ્રાવક પોતાની વસ્તુ શોધે છે, પણ અન્યની વસ્તુ નથી શોધતો. કારણકે સામાયિક કરતી વખતે જો કે તે શ્રાવકના મનમાં એવો ભાવ હોય છે કે "મારે હિરણ્ય નથી, મારે સુવર્ણ નથી, મારે વસ્ત્ર નથી, મારે વિપુલ ધન, રત્ન, મણિ, મોતી, રત્ન આદિ સારભૂત દ્રવ્ય નથી." પરંતુ તેણે મમત્વભાવ ત્યાગ્યો નથી, તેથી હે ગૌતમ! એમ કહેવાય છે કે તે પોતાની વસ્તુને શોધે છે પણ પારકાની વસ્તુને શોધતો નથી.

તે જ પ્રમાણે સામાયિક કરતા શ્રમણોપાસકની સ્ત્રીને કોઈ પુરુષ સેવે, તો તે તેની સ્ત્રીને સેવે છે પણ અન્યની સ્ત્રીને નહીં.

— શતક ૮ ઉદ્દે૦ ૫

૩

ગૌ૦ — હે ભગવન્! ખરેખર હાથી અને કુંથવો એ બેનો જીવ સમાન છે?

મ૦ — હા ગૌતમ! હાથી અને કુંથવાનો જીવ સમાન છે. જેમ કોઈ પુરુષ એક દીપકને મોટા ઓરડામાં મૂકે

---

૧. ઉપર જ્ઞાન દીક્ષાનો સમય વિગેરે બાબતમાં વર્ણન આપ્યું

મ૦—હે ગૌતમ! જીવો વીર્યવાળા પણ છે અને વીર્ય વિનાના પણ છે

ગૌ૦—હે ભગવન્! તેનું શું કારણ?

મ૦—હે ગૌતમ! જીવો બે પ્રકારના છે સંસારી, અને મુક્ત (સિદ્ધ) તેમાં મુક્ત જીવો તો વીર્યરહિત છે સંસારી જીવો બે પ્રકારના છે શુકલધ્યાનથી શૈલ જેવી નિશ્ચલ (શૈલેશી) દશામાં સ્થિત થયેલા, અને તેવી દશા વિનાના તેમાં જેઓ શૈલેશી દશામાં સ્થિત છે, તેઓમાં સત્તા રૂપે તો વીર્ય (લબ્ધિવીર્ય) છે પરંતુ ક્રિયા કરતું વીર્ય (કરણવીર્ય) નથી, પણ શૈલેશી દશામાં સ્થિત નહિ એવા જીવોમાં સત્તારૂપે વીર્ય તો હોય છે, પણ ક્રિયા કરતું વીર્ય હોય પણ ખરું અને ન પણ હોય [એટલે કે જ્યારે તેઓ ઉત્થાનાદિ ક્રિયાવાળા હોય ત્યારે તેઓ સવીર્ય છે, અને ઉત્થાનાદિ ક્રિયા વિનાના હોય ત્યારે અવીર્ય છે વળી અપર્યાપ્તાદિ[1] અવસ્થા વખતે પણ તેઓ અવીર્ય જ હોય છે]

—શતક ૧, ઉદ્દે૦ ૮

## ૨ જીવનાં જ્ઞાન

### ૧

ગૌ૦—હે ભગવન્! જ્ઞાન ઐહભવિક (આ ભવમાં જ રહેનારું) છે? પારભવિક (ચાલતા ભવમાં ભણાયેલું બીજા

---

૧ પોતાની યોનિને યોગ્ય શરીર, ઇંદ્રિયાદિ પર્યાપ્તિઓ હજુ પ્રાપ્ત ન કરી હોય તે અવસ્થામાં

જે અસંયતો[1] છે તેઓ અવિરતિની અપેક્ષાએ આત્મારંભ પણ છે પરારંભ પણ છે અને ઉભયારંભ પણ છે પરંતુ અનારંભ નથી

—શતક ૧ ઉદ્દે ૧

૫

ગૌ — હે ભગવન્ જીવો સ્વયંકૃત કર્મને વેદે છે?

મ — હે ગૌતમ! કર્મ કરનારો જ કર્મને વેદે છે બીજાએ કરેલું કર્મ બીજાથી વેદાતું નથી, તેમ જ કરેલ કર્મનો ભોગવ્યા વિના છુટકારો નથી તો પણ કર્મને બાંધ્યા પછી તરત જ કે સામટું તે બધું જ વેદતો નથી, પરંતુ તેનો જે ભાગ ઉદયમુખ થયો હોય તેટલો જ વેદે છે અન્ય નહિ.

— શતક ૧, ઉદ્દે ૨

૬

ગૌ — હે ભગવન્! જીવો વીર્યવાળા છે કે વીર્ય વિનાના છે

---

૧ અસંયત એટલે જેમણે સંયમ સ્વીકાર્યો નથી તેવા. હવે સૂક્ષ્મ એકેન્દ્રિયાદિ જીવોની પ્રવૃત્તિ બુદ્ધિપૂર્વક ન હોવાથી તેઓ અસંયત જ છે; પરંતુ તેમને એમ ને એમ તો આરંભી ન કહેવાય; કારણ કે તેઓ જાતે શુભ કે અશુભ કાંઈ જ કરતા નથી. જ્યાં સુધી તે જીવોએ વિરતિ સ્વીકારી નથી ત્યાં સુધી તેઓ મૂર્છામાં પણ જે કાંઈ કરે છે તે તેમનો આત્મારંભ જ ગણાય છે આ વિષયની વધુ ચર્ચા માટે જુઓ આ માળાનું સંયમધર્મ પુસ્તક પા. ૨૧૨-૬

અને નિશ્ચિત જ્ઞાન), શ્રુતજ્ઞાન (અર્થાત્ ઇંદ્રિય અને મનથી શ્રુત-શાસ્ત્ર-ગ્રંથાનુસારે થતુ જ્ઞાન), અવધિજ્ઞાન (અર્થાત્ ઇંદ્રિય-મનની સહાયતા વિના આત્માની વિશિષ્ટ યોગ્યતાથી થતુ સર્વ મૂર્ત દ્રવ્યોનુ પ્રત્યક્ષ જ્ઞાન), મન પર્યવજ્ઞાન (અર્થાત્ મનોદ્રવ્યના આકારવિશેષનુ જ્ઞાન — એટલે કે બીજાના મનનુ જ્ઞાન), અને કેવલજ્ઞાન (અર્થાત્ સર્વ દ્રવ્ય-પર્યાયનુ સંપૂર્ણ જ્ઞાન)

ગૌ૦—હે ભગવન્! આભિનિબોધિક જ્ઞાન કેટલા પ્રકારનુ છે?

મ૦—હે ગૌતમ? આભિનિબોધિક જ્ઞાનના ચાર ભેદો છે અવગ્રહ, ઈહા, અવાય અને ધારણા

[વિવરણ ૧ નામ-જાતિ આદિની વિશેષ કલ્પનાથી રહિત, માત્ર જે સામાન્યનુ જ્ઞાન તે અવગ્રહ કહેવાય જેમ કે, ગાઢ અંધકારમા કાંઈક સ્પર્શ થતા, 'આ કાંઈક છે,' એવુ જ્ઞાન

૨ અવગ્રહથી ગ્રહણ કરેલા સામાન્ય વિષયનો વિશેષરૂપે નિશ્ચય કરવા માટે જે વિચારણા થાય છે, તે ઈહા જેમકે, 'આ દોરડાનો સ્પર્શ છે કે સાપનો?' એવો સંશય થતા એવી વિચારણા થાય છે કે, 'આ દોરડાનો સ્પર્શ હોવો જોઈએ, સાપ હોત તો ફૂફાડો મારત'

૩ ઈહા દ્વારા ગ્રહણ કરેલા વિશેષનો કાંઈક અધિક એકાગ્રતાથી જે નિશ્ચય થાય છે, તે અવાય જેમકે, થોડોક સમય તપાસ કર્યા પછી એવો નિશ્ચય થાય કે, 'આ સાપનો સ્પર્શ નથી, દોરડાનો જ છે'

ભવમાં સાથે જાય તેવું) છે ? કે તદુભયભવિક (ચાલતા ભવમાં ભણેલું પરભવમાં તથા પરતર ભવમાં જાય તેવું) છે ?

મ —હે ગૌતમ ! જ્ઞાન ઐહભવિક પણ છે, પારભવિક પણ છે અને તદુભયભવિક પણ છે. દર્શન પણ એ પ્રમાણે જાણવું.

ગૌ —હે ભગવન્ ! ચારિત્ર ઐહભવિક છે, પારભવિક છે કે તદુભયભવિક છે ?

મ —હે ગૌતમ ! ચારિત્ર ઐહભવિક છે, પણ પારભવિક કે તદુભયભવિક નથી. એ પ્રમાણે તપ અને સંયમ પણ જાણવાં.

[જીવ આ ભવમાં ચારિત્રવાળો થઈને એ જ ચારિત્ર વડે બીજા ભવમાં ચારિત્રવાળો થતો નથી. કારણ કે ગ્રહણ કરેલું ચારિત્ર જીવતાં સુધી જ હોય છે. વળી અહીં અલ્પારી ચારિત્ર પાળવાથી દેવલોકમાં ઉત્પત્તિ થાય ત્યારે ત્યાં વિરતિનો તદ્દન અસંભવ હોવાથી ચારિત્રનો પણ અભાવ છે. તેમ જ સંપૂર્ણ ચારિત્ર પાળવાથી મોક્ષગતિ જ થઈ હોય, ત્યારે તે ગતિમાં ચારિત્રનો અસંભવ છે. કારણ કે ચારિત્રનો અંગીકાર કર્મના ક્ષય માટે છે. મોક્ષમાં ચારિત્રનું કાંઈ પ્રયોજન નથી.—ટીકા]

—શતક ૧ ઉદ્દે ૧

૨

ગૌ —હે ભગવન્ ! જ્ઞાન કેટલા પ્રકારે કહ્યું છે ?

મ —હે ગૌતમ ! જ્ઞાન પાંચ પ્રકારે કહ્યું છે : આભિનિબોધિક જ્ઞાન (અર્થાત્ ઇંદ્રિય-મનથી થતું યથાર્થ

—તેનુ સામાન્યરૂપે જ્ઞાન—થઈ જાય છે છ ઇંદ્રિયોમાથી નેત્ર અને મન વડે વ્યજનાવગ્રહ નથી થતો, કારણુ કે એ અને વિષય સાથે સયોગ વિના જ માત્ર યોગ્ય સનિધાનથી પોતપોતાના ગ્રાહ્ય વિષયોને જાણે છે, તેથી તે બેને 'અપ્રાપ્યકારી' કહે છે, અને તેમનાથી થતી જ્ઞાનધારાને પટુક્રમિક કહે છે. પરતુ કર્ણ, જિહ્વા, ઘ્રાણ અને સ્પર્શન એ ચાર ઇંદ્રિય મદક્રમિક જ્ઞાનધારાનુ કારણ છે, કેમ કે એ ચારે પ્રાપ્યકારી, અર્થાત્ ગ્રાહ્ય વિષય સાથે સયુક્ત થઈને જ એને ગ્રહણ કરે છે જ્યા સુધી શબ્દ, સાકર, પુષ્પકણ વગેરે કાન, જીભ, નાક વગેરેને અડકે નહીં ત્યા સુધી તેની ખબર પડતી નથી

શ્રુતજ્ઞાનના અગબાહ્ય અને અગપ્રવિષ્ટ એવા બે પ્રકાર છે તીર્થંકરો દ્વારા પ્રકાશિત જે જ્ઞાનને એમના સાક્ષાત્ શિષ્ય ગણધરોએ ગ્રહણ કરી દ્વાદશ અગરૂપે સૂત્રબદ્ધ કર્યું, તે અગપ્રવિષ્ટ, અને દ્વાદશાગીમાથી ભિન્ન ભિન્ન વિષયો ઉપર ગણધરો પછીના શુદ્ધબુદ્ધિ આચાર્યોએ જે શાસ્ત્રો રચ્યા, તે અંગબાહ્ય

અવધિજ્ઞાનના બે પ્રકાર છે ભવપ્રત્યય, અને ગુણ-પ્રત્યય જે અવધિજ્ઞાન જન્મતાની સાથે જ પ્રગટ થાય છે (નારક અને દેવોને) તે ભવપ્રત્યય, અને જે જન્મસિદ્ધ નથી, પરતુ જન્મ લીધા બાદ વ્રત, નિયમ આદિ ગુણોના અનુષ્ઠાનના બળથી પ્રગટ થાય છે, તે ગુણપ્રત્યય કહેવાય છે

મનપર્યવજ્ઞાનના ઋજુમતિ અને વિપુલમતિ એવા બે ભેદ છે વિષયને સામાન્યરૂપે જાણનારુ તે ઋજુમતિ, અને વિશેષરૂપથી જાણનારુ તે વિપુલમતિ મનવાળા સજ્ઞી

૪ અવાયરૂપ નિશ્ચય કેટલાક સમય સુધી કાયમ રહ્યા બાદ મન બીજા વિષયોમાં ચાલ્યું જતા લુપ્ત થઈ જાય છે પણ તે પાછળ એવો સંસ્કાર મૂકતો જાય છે કે જેથી યોગ્ય નિમિત્ત મળતા એ નિશ્ચિત વિષયનું પુન. સ્મરણ થઈ આવે છે આ નિશ્ચયની સતત ધારા તજ્જન્ય સંસ્કાર અને સંસ્કારજન્ય સ્મરણ એ બધા વ્યાપારો ધારણા કહેવાય છે ]

ગૌ —હે ભગવન્! અવગ્રહ કેટલા પ્રકારનો છે?

મ —હે ગૌતમ! અવગ્રહ બે પ્રકારનો છે વ્યંજનાવગ્રહ અને અર્થાવગ્રહ

વિવરણ બધી ઇંદ્રિયો અને મનનો સ્વભાવ એક-સરખો નથી તેથી તેમના દ્વારા થનારી જ્ઞાનધારાના આવિર્ભાવનો ક્રમ પણ સરખો નથી. એ ક્રમ બે પ્રકારનો છે મંદક્રમ અને પટુક્રમ.

મંદક્રમમા ગ્રાહ્ય વિષયની સાથે તે તે વિષયની ગ્રાહક ઇંદ્રિયનો સંયોગ (વ્યંજન) થતા જ જ્ઞાનનો આવિર્ભાવ થાય છે પણ તેની માત્રા એટલી અલ્પ હોય છે કે તેથી આ કાંઈક છે એવો સામાન્ય બોધ પણ થતો નથી. પણ જેમ જેમ વિષય અને ઇંદ્રિયનો સંયોગ પુષ્ટ થતો જાય છે તેમ તેમ જ્ઞાનની માત્રા પણ વધતી જાય છે અને અંતે એનાથી આ કાંઈક છે એવો વિષયનો સામાન્ય બોધ અર્થાવગ્રહ થાય છે આ અર્થાવગ્રહનો પૂર્વવતી બધો વ્યાપાર વ્યંજનાવગ્રહ કહેવાય છે મંદક્રમિક જ્ઞાનધારામા વ્યંજનાવગ્રહને સ્થાન છે પરંતુ પટુક્રમિકમાં નથી. કારણ કે તેમાં તો ઇંદ્રિય અને અર્થનું યોગ્ય સ્થળમાં સંનિધાન થતા તરત જ અર્થાવગ્રહ

છે, બાકીના ત્રણ એક બીજાને છોડીને પણ હોઈ શકે છે જ્યારે ત્રણ જ્ઞાન હોય ત્યારે મતિ, શ્રુત અને અવધિ હોય, અથવા મતિ, શ્રુત અને મનપર્યય હોય, કેમકે ત્રણ જ્ઞાનનો સભવ અપૂર્ણ અવસ્થામા જ હોય છે, અને એવે સમયે અવધિજ્ઞાન હોય કે મનપર્યાય હોય, પરતુ મતિ અને શ્રુત એ બે અવશ્ય હોય છે જ જ્યારે ચાર જ્ઞાન હોય છે, ત્યારે મતિ, શ્રુત, અવધિ અને મનપર્યાય હોય છે, કેમકે એ ચારે અપૂર્ણાવસ્થામા થતા હોવાથી એકી સાથે હોઈ શકે છે

આ બધુ શક્તિની અપેક્ષાએ સમજવુ, પ્રવૃત્તિની અપેક્ષાએ નહી, અર્થાત્ એકીસાથે આત્મામા વધારેમા વધારે ચાર જ્ઞાનશક્તિઓ હોવા છતા એક સમયમાં કોઈ એક જ શક્તિ પોતાનુ જાણવાનુ કામ કરે છે, અન્ય શક્તિઓ નિષ્ક્રિય રહે છે

[ મતિ, શ્રુત આદિ પાચે જ્ઞાન ચેતનાશક્તિના પર્યાય છે એમનુ કાર્ય પોતાના વિષયને પ્રકાશિત કરવો એ છે તેથી એ બધા જ્ઞાન કહેવાય છે, પરતુ એમાથી પહેલા ત્રણ, જ્ઞાન તેમ જ અજ્ઞાન એમ બન્ને રૂપે હોય છે જેમ કે મતિજ્ઞાન, મતિઅજ્ઞાન, શ્રુતજ્ઞાન, શ્રુઅજ્ઞાન, અને અવધિજ્ઞાન તથા અવધિઅજ્ઞાન કે વિભગજ્ઞાન જે પુરુષ મિથ્યાદૃષ્ટિ છે, તેના મતિ, શ્રુત અને અવધિ એ ત્રણે જ્ઞાન અજ્ઞાન રૂપ જ છે, જ્યારે સમ્યગ્દૃષ્ટિના ઉક્ત ત્રણે જ્ઞાન જ્ઞાનરૂપ છે મોક્ષાભિમુખ આત્માઓ પોતાના જ્ઞાનનો ઉપયોગ સમભાવની પુષ્ટિમા કરે છે, સાંસારિક વાસનાની પુષ્ટિમા નહી, તેથી તેમનુ જ્ઞાન ગમે તેટલુ અલ્પ હોય તો પણ તે જ્ઞાન છે, તેથી ઊલટુ સંસારાભિમુખ આત્માઓનુ જ્ઞાન ગમે તેટલુ વિશાળ અને

પ્રાણીઓ કોઈ પણ વસ્તુનું ચિંતન મનથી કરે છે તે સમયે ચિંતનીય વસ્તુના ભેદ પ્રમાણે તે મન પણ ભિન્ન ભિન્ન આકૃતિઓને ધારણ કરે છે એ આકૃતિઓ જ મનના પર્યાય છે અને એ માનસિક આકૃતિઓને સાક્ષાત્ જાણવાવાળું જ્ઞાન મનઃપર્યાયજ્ઞાન છે પછી તે આકૃતિઓ ઉપરથી અનુમાન દ્વારા તેમના વડે ચિંતવાતી વસ્તુઓને જાણી શકાય છે મનઃપર્યવજ્ઞાન દ્વારા મનરૂપ બનેલા પુદ્ગલ અનંત પણ મનુષ્યક્ષેત્રની અંદરનાં જ ગ્રહણ કરી શકાય છે

મતિ આદિ ચાર જ્ઞાન ગમે તેટલાં શુદ્ધ હોય પણ તે ચેતનાશક્તિના અપૂર્ણ વિકાસરૂપે હોવાથી એક પણ વસ્તુના સમગ્ર ભાવોને જાણવામાં અસમર્થ હોય છે જે જ્ઞાન કોઈ એક વસ્તુના સંપૂર્ણ ભાવોને જાણી શકે તે બધી વસ્તુઓના સંપૂર્ણ ભાવોને પણ જાણી શકે અને એ જ જ્ઞાન પૂર્ણ કહેવાય છે એ જ કેવળજ્ઞાન છે એ જ્ઞાન ચેતનાશક્તિના સંપૂર્ણ વિકાસ વખતે પ્રગટ થાય છે તેથી એના અપૂર્ણતા જન્ય ભેદપ્રભેદ થતા નથી. કોઈ પણ એવી વસ્તુ નથી અથવા એક પણ એવો ભાવ નથી કે જે એની દ્વારા પ્રત્યક્ષ જાણી ન શકાય

કોઈ આત્મામાં એક વખતે એક, કોઈમાં બે કોઈમાં ત્રણ અને કોઈમાં એક સાથે ચાર સુધી જ્ઞાનો સંભવે છે પરંતુ પાંચે જ્ઞાન એકી સાથે કોઈમાં હોતાં નથી. જ્યારે એક હોય ત્યારે કેવળજ્ઞાન સમજવું જોઈએ કારણ કે કેવળજ્ઞાન પરિપૂર્ણ હોવાથી એ સમયે અન્ય અપૂર્ણ જ્ઞાનોનો સંભવ જ નથી. જ્યારે બે જ્ઞાન હોય ત્યારે મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન હોય કેમકે પાંચ જ્ઞાનમાંથી નિયત સહચારી એ બે જ્ઞાન જ

છે, બાકીના ત્રણ એક બીજાને છોડીને પણ હોઈ શકે છે જ્યારે ત્રણ જ્ઞાન હોય ત્યારે મતિ, શ્રુત અને અવધિ હોય, અથવા મતિ, શ્રુત અને મનપર્યય હોય, કેમકે ત્રણ જ્ઞાનનો સભવ અપૂર્ણ અવસ્થામા જ હોય છે, અને એવે સમયે અવધિજ્ઞાન હોય કે મનપર્યાય હોય, પરતુ મતિ અને શ્રુત એ બે અવસ્ય હોય છે જ જ્યારે ચાર જ્ઞાન હોય છે, ત્યારે મતિ, શ્રુત, અવધિ અને મનપર્યાય હોય છે, કેમકે એ ચારે અપૂર્ણાવસ્થામા થતા હોવાથી એકી સાથે હોઈ શકે છે

આ બધુ શક્તિની અપેક્ષાએ સમજવુ, પ્રવૃત્તિની અપેક્ષાએ નહી, અર્થાત્ એકીસાથે આત્મામા વધારેમા વધારે ચાર જ્ઞાનશક્તિઓ હોવા છતા એક સમયમા કોઈ એક જ શક્તિ પોતાનુ જાણવાનુ કામ કરે છે, અન્ય શક્તિઓ નિષ્ક્રિય રહે છે

[મતિ, શ્રુત આદિ પાચે જ્ઞાન ચેતનાશક્તિના પર્યાય છે એમનુ કાર્ય પોતાના વિષયને પ્રકાશિત કરવો એ છે તેથી એ બધા જ્ઞાન કહેવાય છે, પરતુ એમાથી પહેલા ત્રણ, જ્ઞાન તેમ જ અજ્ઞાન એમ બન્ને રૂપે હોય છે જેમ કે મતિજ્ઞાન, મતિઅજ્ઞાન, શ્રુતજ્ઞાન, શ્રુઅજ્ઞાન, અને અવધિજ્ઞાન તથા અવધિઅજ્ઞાન કે વિભગજ્ઞાન જે પુરુષ મિથ્યાદૃષ્ટિ છે, તેના મતિ, શ્રુત અને અવધિ એ ત્રણે જ્ઞાન અજ્ઞાન રૂપ જ છે, જ્યારે સમ્યગ્દૃષ્ટિના ઉક્ત ત્રણે જ્ઞાન જ્ઞાનરૂપ છે મોક્ષાભિમુખ આત્માઓ પોતાના જ્ઞાનનો ઉપયોગ સમભાવની પુષ્ટિમા કરે છે સાસારિક વાસનાની પુષ્ટિમા નહી, તેથી તેમનુ જ્ઞાન ગમે તેટલુ અલ્પ હોય તો પણ તે જ્ઞાન છે, તેથી ઊલટુ સસારાભિમુખ આત્માઓનુ જ્ઞાન ગમે તેટલુ વિશાળ અને

સ્પષ્ટ હોવા છતાં સાંસારિક વાસનાનું પોષક હોવાથી અજ્ઞાન કહેવાય છે ]

ગૌ૰—હે ભગવન્ ! અજ્ઞાન કેટલા પ્રકારનું છે ?

મ —હે ગૌતમ ! અજ્ઞાન ત્રણ પ્રકારનું છે મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાન

ગૌ —હે ભગવન્ ! મતિઅજ્ઞાન કેટલા પ્રકારનું છે ?

મ —હે ગૌતમ ! મતિઅજ્ઞાન ( મતિજ્ઞાનના અવગ્રહથી માંડીને ધારણા સુધીના ચાર પ્રકારો અનુસાર ) ચાર પ્રકારનું છે

ગૌ —હે ભગવન્ ! શ્રુતઅજ્ઞાન કેટલા પ્રકારનું છે ?

મ —હે ગૌતમ ! અજ્ઞાની તથા મિથ્યાદૃષ્ટિ પુરુષોએ પોતાનાં છંદ બુદ્ધિ અને મતિ અનુસાર કલ્પી કાઢેલ ભારત, રામાયણ, વગેરેથી માંડીને સાંગોપાંગ ચાર વેદ વગેરે[1] ત્રણ શ્રુતઅજ્ઞાન છે

ગૌ —હે ભગવન્ ! વિભંગજ્ઞાન કેવા પ્રકારનું છે ?

મ —હે ગૌતમ ! વિભંગજ્ઞાન અનેક પ્રકારનું કહ્યું છે તે જેમકે ગ્રામના આકારે ( ગ્રામમાત્ર વિષય હોવાથી ) વગ

---

૧ વિગત માટે જુઓ નંદીસૂત્ર મિથ્યાશ્રુતાધિકાર સૂ. ૪૨ તેમાં તે ઉપરાંત ભીમાસુરુક્ત કૌટિલ્યનું ગ્રંથ શકટભદ્રિકા (એક લૌકિક શાસ્ત્ર) અર્થશાસ્ત્ર કર્પાસશાસ્ત્ર નાગસૂક્ષ્મ (એક લૌકિક શાસ્ત્ર) સુવર્ણશાસ્ત્ર વૈશેષિક બુદ્ધવચન ત્રૈરાશિક કાપિલીય લોકાયત ષષ્ઠિતંત્ર માઠર પુરાણ, વ્યાકરણ ભાગવત પાતંજલ તથા હોમ અને ગણિતથી માંડીને શકુનરુત સુધીની ૭૨ કલાઓનો ઉલ્લેખ છે

(ભારતાદિક્ષેત્ર)ને આકારે, વર્ષધર પર્વતને આકારે, પર્વતને આકારે, વૃક્ષને આકારે, સ્તૂપને આકારે, ઘોડાને આકારે, હાથીના આકારે, મનુષ્યને આકારે, કિનરના આકારે, સ્ત્રી-પુરુષના આકારે, મહોરગને આકારે, ગાંધર્વને આકારે,[૧] વૃષભને આકારે, તથા પશુ, પસય (બે ખરીવાળુ જંગલી ચોપગુ), પક્ષી અને વાનરને આકારે[૨]

ગૌ૦—હે ભગવન્! નારકો જ્ઞાની છે કે અજ્ઞાની?

મ૦—હે ગૌતમ! નારકો જ્ઞાની પણ છે અને અજ્ઞાની પણ છે તેમા જે જ્ઞાની છે, તે અવશ્ય ત્રણ જ્ઞાન વાળા છે મતિ, શ્રુત અને અવધિ જે અજ્ઞાની છે, તેમા કેટલાક બે અજ્ઞાનવાળા છે, અને કેટલાક ત્રણ અજ્ઞાનવાળા છે[૩] તે પ્રમાણે અસુરકુમારથી સ્તનિતકુમાર સુધી જાણવુ

પૃથ્વીકાયિક, અપ્‌કાયિક, અગ્નિકાયિક, વાયુકાયિક, અને વનસ્પતિકાયિક જીવો જ્ઞાની નથી પણ અજ્ઞાની છે, અને તે અવશ્ય બે અજ્ઞાનવાળા છે મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન

બે ઇંદ્રિયથી માંડીને ચાર ઇંદ્રિય સુધીના જીવો મતિ અને

---

૧ કિંનરથી માંડીને ગાંધર્વ સુધીના દેવો વ્યંતર વર્ગના છે, તેમા યક્ષ, રાક્ષસ, ભૂત અને પિશાચ ઉમેરતા કુલ આઠ થાય

૨ એટલે કે તેનો તેટલો જ માત્ર વિષય છે

૩ કેમકે કોઈ અસંજ્ઞી પંચેંદ્રિય તિર્યંચ નરકમા ઉત્પન્ન થાય, ત્યારે અપર્યાપ્તાવસ્થામા તેને વિભંગ નથી હોતુ, અને જો મિથ્યાદૃષ્ટિ સંજ્ઞી પંચેંદ્રિય નરકમા ઉત્પન્ન થાય તો તેઓને અપર્યાપ્તાવસ્થામા પણ વિભંગ હોય છે

મત એ બે જ્ઞાનવાળા[1] કે મતિ અને શ્રુત એ બે અજ્ઞાનવાળા પણ હોય છે.

પંચેંદ્રિય તિર્યંચો જ્ઞાની અને અજ્ઞાની બંને છે. જે જ્ઞાની છે, તેમાં કેટલાંક બે જ્ઞાનવાળાં અને કેટલાંક ત્રણ જ્ઞાનવાળાં છે. એવું જ ત્રણ અજ્ઞાનનું પણ જાણવું.

મનુષ્યોને પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન વિકલ્પે હોય છે. વાનવ્યંતર દેવોને નારકોની પેઠે જાણવું. જ્યોતિષિકો અને વૈમાનિકોને અવશ્ય ત્રણ જ્ઞાન કે ત્રણ અજ્ઞાન હોય છે. સિદ્ધો જ્ઞાની છે, પણ અજ્ઞાની નથી. તેઓ અવશ્ય એક કેવળજ્ઞાનવાળા છે.

તીર્થંકર જેવા જીવો મનુષ્યગતિમાં જતાં અંતરાલ ગતિએ પણ અવધિજ્ઞાન સહિત હોય છે. જે અજ્ઞાની છે, તે વિભંગજ્ઞાનથી પડ્યા પછી મનુષ્યગતિમાં જાય છે. માટે તેમને બે અજ્ઞાન જ હોય છે. દેવગતિમાં જતા જ્ઞાની જીવોને અવધિજ્ઞાન[2] દેવાયુષને પ્રથમ સમયે જ ઉત્પન્ન થાય છે. તેથી તેઓને અવશ્ય ત્રણ જ્ઞાન હોય છે. જે અજ્ઞાની છે, તે અસંજ્ઞી મરી દેવગતિમાં ઉત્પન્ન થાય છે. તેઓને અપર્યાપ્તાવસ્થામાં વિભંગજ્ઞાનનો અભાવ હોવાથી બે અજ્ઞાન

---

૧. બે ઇંદ્રિયાદિ જીવોમાં, પૂર્વબદ્ધાયુષ મનુષ્ય કે તિર્યંચ ઔપશમિક સમ્યગ્દૃષ્ટિ જીવ ઉપશમ-સમ્યક્ત્વને વમતો ઉત્પન્ન થાય ત્યારે તેને અપર્યાપ્તાવસ્થામાં સાસ્વાદન સમ્યગ્દર્શન હોય છે. તે ઓછામાં ઓછું એક સમય અને વધારેમાં વધારે છ આવલિકા સુધી રહે છે. ત્યાં સુધી તે જ્ઞાની કહેવાય છે. પછી તે મિથ્યાત્વને પ્રાપ્ત થાય ત્યારે અજ્ઞાની કહેવાય છે.

૨. અવધિજ્ઞાન ભવપ્રત્યય હોવાથી અંતરાલગતિમાં પણ હોય છે.

હોય છે જે અજ્ઞાની મિથ્યાદૃષ્ટિ થઈ આવી દેવગતિમા જાય છે, તેને વિભંગજ્ઞાન અવશ્ય હોવાથી ત્રણ અજ્ઞાન હોય છે નરકગતિનું પણ તેવું જ જાણવું તિર્યંચગતિમાં જતા જીવોને બે જ્ઞાન કે બે અજ્ઞાન[1] હોય છે સેન્દ્રિય જીવોને વિકલ્પે ચાર જ્ઞાન[2] અને ત્રણ અજ્ઞાન હોય છે[3] અનિન્દ્રિય જીવ (મુક્ત) ને સિદ્ધની પેઠે જાણવા

સંજ્ઞી જીવો, અને વેદસહિત જીવો સેન્દ્રિય પ્રમાણે જાણવા સકાયિક જીવોને પાંચ જ્ઞાન[4] અને ત્રણ અજ્ઞાન વિકલ્પે હોય છે સયોગી જીવો સકાયિકની પેઠે જાણવા[5] લેશ્યાવાળા જીવોને પણ તેમજ જાણવા[6] કૃષ્ણ થી પદ્મ લેશ્યાવાળાને સેન્દ્રિય જેવા તથા શુક્લલેશ્યાવાળાને લેશ્યાવાળા જેવા જાણવા અલેશ્યને સિદ્ધ જેવા જાણવા

---

૧ કારણ કે સમ્યગ્દૃષ્ટિ જીવો અવધિજ્ઞાનથી પડયા પછી મતિ-શ્રુતજ્ઞાન સહિત તિર્યંચગતિમા જાય છે, તેથી તેમને બે જ્ઞાન હોય છે અને મિથ્યાદૃષ્ટિ જીવો વિભંગજ્ઞાનથી પડયા પછી તિર્યંચગતિમા જાય છે, માટે તેમને બે અજ્ઞાન હોય છે

૨ તેઓને કેવલજ્ઞાન નથી હોતુ, કારણ કે તે અતીન્દ્રિય જ્ઞાન છે

૩ જે જ્ઞાની છે તેને જ્ઞાન, અને અજ્ઞાની છે તેને અજ્ઞાન એમ સર્વત્ર સમજવુ

૪ કારણ કે કાય એટલે શરીર, તે તો કેવલીને પણ હોય.

૫ કેમ કે કેવલીને પણ મનોયોગાદિ હોય

૬ કારણ કે કેવલીને પણ શુક્લલેશ્યા હોય

સકષાયીને સેન્દ્રિય જેવા જાણવા. અકષાયીને પાંચ જ્ઞાન વિકલ્પે જાણવા. વેદરહિત જીવોને અકષાયીની પેઠે જાણવા.[1]

આહારક જીવોને સકષાયી જેવા જાણવા. પણ તેમને કેવલજ્ઞાન પણ હોય છે. અનાહારક જીવોને મનઃપર્યવ જ્ઞાન સિવાયના ચાર જ્ઞાન[2] અને ત્રણ અજ્ઞાન વિકલ્પે હોય છે.

ભવસિદ્ધિક એટલે કે મોક્ષની યોગ્યતાવાળા જીવો વિકલ્પે પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાનવાળા હોય છે. અભવસિદ્ધિક જીવો જ્ઞાની નથી પણ વિકલ્પે ત્રણ અજ્ઞાનવાળા હોય છે.

જ્ઞાનનો વિષય દ્રવ્ય — ધર્માસ્તિકાયાદિ દ્રવ્ય — ની અપેક્ષાએ, ક્ષેત્ર — દ્રવ્યોના આધારભૂત આકાશ — ની અપેક્ષાએ, કાલ — દ્રવ્યના પરિણામની અવસ્થિતિ — ની અપેક્ષાએ અને ભાવ — દ્રવ્યના પર્યાયો — ની અપેક્ષાએ ચાર પ્રકારનો કહેવાય છે.

આભિનિબોધિકજ્ઞાની સામાન્યરૂપે સર્વ દ્રવ્યને, સર્વ ક્ષેત્રને, સર્વ કાળને અને સર્વ ભાવોને જાણે અને જુએ છે.

---

1. કારણ કે અનિવૃત્તિબાદરાદિ ગુણસ્થાનકે અવેદક હોય છે. ત્યાં છદ્મસ્થને ચાર જ્ઞાન અને કેવલજ્ઞાનીને પાંચમું કેવલજ્ઞાન હોય છે.

2. વિગ્રહગતિ કેવલિસમુદ્‌ઘાત અને અયોગિઅવસ્થામાં જ જીવો અનાહારક હોય. અનાહારકને આદિના ત્રણ જ્ઞાન અને અજ્ઞાન વિગ્રહગતિમાં, અને કેવલજ્ઞાનીને એક કેવલજ્ઞાન કેવલિસમુદ્‌ઘાત તથા અયોગિઅવસ્થામાં હોય છે. મનઃપર્યવજ્ઞાન આહારકને જ હોય છે.

સામાન્યરૂપે એટલે કે દ્રવ્યમાત્રરૂપે જાણે છે, પણ તેમા રહેલા સર્વ વિષયની અપેક્ષાએ જાણતો નથી

તેવુ જ શ્રુતજ્ઞાનનુ પણ જાણવુ અર્થાત્ મતિ અને શ્રુતજ્ઞાન દ્વારા રૂપી–અરૂપી બધા દ્રવ્યો જાણી શકાય છે, પરતુ એના પર્યાય તો કેટલાક જ જાણી શકાય છે, બધા નહિ શ્રુતજ્ઞાનમા મનોવ્યાપારની પ્રધાનતા હોવાથી તેમા વિચારાશ અધિક અને સ્પષ્ટ હોય છે, તેથી મતિ કરતા શ્રુતનો વિષય દ્રવ્યના પર્યાયરૂપ ગ્રાહ્યની અપેક્ષાએ વિશેષ છે જોકે દ્રવ્યરૂપ ગ્રાહ્યની અપેક્ષાએ તો બનેના વિષયોમા ન્યૂનાધિકતા નથી[1]

અવધિજ્ઞાની દ્રવ્યની અપેક્ષાએ ઓછામા ઓછુ તેજસ અને ભાષાદ્રવ્યોની વચ્ચેના એવા સૂક્ષ્મ અનત પુદ્ગલ દ્રવ્યોને જાણે, અને વધારેમા વધારે બાદર અને સૂક્ષ્મ સર્વ દ્રવ્યોને જાણે, અને અવધિદર્શનથી દેખે ક્ષેત્રથી અવધિજ્ઞાની ઓછામા ઓછુ આગળના અસખ્યાતમા ભાગને અને

---

૧ મતિજ્ઞાનમા પણ બીજી ઇદ્રિયો સાથે મનનો વ્યાપાર ગૃહિત છે, અને મન સ્વાનુભૂત તથા શાસ્ત્રશ્રુત બધા મૂર્ત-અમૂર્ત દ્રવ્યોનુ ચિતન કરે છે તો પછી મતિ અને શ્રુત વચ્ચે ભેદ શો રહ્યો એ પ્રશ્ન સહેજ થાય છે તેનો જવાબ એ છે કે, જ્યારે માનસિક ચિતન શબ્દોલ્લેખ સહિત હોય, ત્યારે શ્રુતજ્ઞાન, અને જ્યારે રહિત હોય ત્યારે મતિજ્ઞાન કહેવાય 'શબ્દોલ્લેખ' એટલે વ્યવહારકાલમા શબ્દશક્તિના ગ્રહણથી ઉત્પન્ન થવુ તે, જે. અર્થાત્ જેમ શ્રુતજ્ઞાનની ઉત્પત્તિના સમયે શબ્દ–અર્થના સકેતનુ સ્મરણ અને શ્રુતગ્રથનુ અનુસરણ અપેક્ષિત છે, તેમ ઈહા આદિ મતિજ્ઞાનની ઉત્પત્તિમા નથી

વધારેમા વધારે શક્તિની અપેક્ષાએ અલોકને વિષે અસખ્ય લોકપ્રમાણ ખડને જાણે અને જુએ. કાળથી અવધિજ્ઞાની ઓછામા ઓછુ આવલિકાના અસખ્યાતમા ભાગને અને વધારેમા વધારે અસખ્યાત ઉત્સર્પિણી અને અવસર્પિણી જેટલા અતીત અનાગતકાળને જાણે અને જુએ એટલે કે તેટલા કાળમા રહેલા રૂપી દ્રવ્યને જાણે. અવધિજ્ઞાની મૂર્ત દ્રવ્યોનો સાક્ષાત્કાર કરી શકે છે અમૂર્તોનો નહિ તેમ જ મૂર્ત ઓના પણ સમગ્ર પર્યાયોને તે જાણી શકતો નથી

મનપર્યાયજ્ઞાન પણ મૂર્ત દ્રવ્યોનો જ સાક્ષાત્કાર કરે છે પરતુ અવધિજ્ઞાન જેટલા દ્રવ્યોનો નહિ કેમકે અવધિજ્ઞાન દ્વારા સર્વ પ્રકારના પુદ્ગલદ્રવ્ય ગ્રહણ કરી શકાય છે પરતુ મનપર્યાયજ્ઞાન દ્વારા તો ફક્ત મનરૂપ બનેલા પુદ્ગલ અને તે પણ માનુષોત્તરક્ષેત્રની અંદરના જ ગ્રહણ કરી શકાય છે મનપર્યાયજ્ઞાન પણ ગમે તેટલુ શુદ્ધ હોય તોય મૂર્ત દ્રવ્યોના સપૂર્ણ પર્યાયોને જાણી શકતુ નથી. વળી તે જ્ઞાન દ્વારા સાક્ષાત્કાર તો ચિંતનશીલ મૂર્ત મનનો થાય છે છતા પછી થનાર અનુમાનથી એ મન દ્વારા ચિંતન કરેલા મૂર્ત અમૂર્ત બધાં દ્રવ્યો જાણી શકાય છે

મનપર્યાયજ્ઞાનના બે ભેદ ઋજુમતિ (સામાન્યગ્રાહી) અને વિપુલમતિ (અનેક વિશેષગ્રાહી)ના વિષય હવે વિસ્તારથી વર્ણવવામા આવે છે ઋજુમતિજ્ઞાન સામાન્ય— કેટલાક પર્યાયવિશિષ્ટ મનોદ્રવ્યનુ જ્ઞાન હોય છે જેમકે તેણે ઘટ ચિંતવ્યો આ પ્રમાણે તે અઢી દ્વીપમા રહેલા સંજ્ઞી પંચેન્દ્રિય પર્યાપ્ત જીવોએ મનરૂપે પરિણામાવેલ મનો-

વર્ગણાના અનંત સ્કંધોને સાક્ષાત્ જાણે પરંતુ તેણે ચિંતવેલ ઘટાદિરૂપ અર્થને અનુમાનથી જાણે, માટે તેને 'દેખે' એમ કહે છે વિપુલમતિજ્ઞાન પુષ્કળ વિશેષવિશિષ્ટ મનોદ્રવ્યનુ જ્ઞાન હોય છે જેમકે 'તેણે માટીનો, પાટલિપુત્રનો, વસંતકાળનો અને પીળા વર્ણનો ઘટ ચિંતવ્યો' ક્ષેત્રથી ઋજુમતિ ઓછામા ઓછુ આગળના અસંખ્યાતમા ભાગમા અને વધારેમા વધારે તિર્યક્ મનુષ્યલોકમા રહેલા સંજ્ઞી પંચેન્દ્રિય પર્યાપ્ત જીવોના મનોગત ભાવને જાણે, અને વિપુલમતિ અઢી આગળ અધિક તે ક્ષેત્રમા રહેલા મનોગત ભાવને જાણે અને દેખે કાલથી ઋજુમતિ ઓછામા ઓછા પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા અતીત અનાગત કાલને જાણે અને જુએ તેને જ વિપુલમતિ વધારે સ્પષ્ટપણે જાણે ભાવથી ઋજુમતિ સર્વ ભાવોના અનંતમા ભાગે રહેલા અનંત ભાવને જાણે અને જુએ, તેને વિપુલમતિ વિશુદ્ધ અને સ્પષ્ટપણે જાણે અને જુએ

કેવલજ્ઞાની દ્રવ્યથી સર્વ દ્રવ્યોને જાણે અને જુએ છે એ પ્રમાણે ભાવ વગેરેથી સર્વ ભાવ વગેરેને જાણે છે અને જુએ છે

સૌથી થોડા જીવો મનઃપર્યવજ્ઞાની છે,[1] તેથી અવધિજ્ઞાની અસંખ્યાતગણા છે, તેથી આભિનિબોધિકજ્ઞાની અને શ્રુતજ્ઞાની બને વિશેષાધિક છે અને પરસ્પરતુલ્ય છે, તેથી

---

૧ કારણ કે સંયતને જ મનઃપર્યવજ્ઞાન હોય છે અવધિજ્ઞાની (નરક, દેવ, મનુષ્ય અને તિર્યંચ એમ), ચારે ગતિમા હોવાથી અસંખ્યાતગણા છે.

કેવલજ્ઞાની અનંતગણા છે. અજ્ઞાનીઓમાં સૌથી થોડા વિભંગજ્ઞાની[1] છે; તેથી મતિઅજ્ઞાની અને શ્રુતઅજ્ઞાની અનંતગણા છે અને પરસ્પર સરખા છે.

જ્ઞાની અને અજ્ઞાનીમાં સૌથી થોડા મનઃપર્યવજ્ઞાની છે; તેથી અસંખ્યાતગણા અવધિજ્ઞાની છે; તેથી મતિ અને શ્રુતજ્ઞાની વિશેષાધિક છે અને પરસ્પર તુલ્ય છે. તેથી વિભંગજ્ઞાની અસંખ્યાતગણા છે[2]. તેથી કેવલજ્ઞાની અનંતગણા છે; તેથી મતિઅજ્ઞાની અને શ્રુતઅજ્ઞાની અનંતગણા છે અને પરસ્પર તુલ્ય છે[3].

હવે તે જ્ઞાનોના પર્યાયોની[4] અપેક્ષાએ અલ્પત્વ-બહુત્વ વિચારીએ. સૌથી થોડા મનઃપર્યવજ્ઞાનના પર્યાયો છે; કેમકે તેનો વિષય માત્ર મન જ. તેથી અવધિજ્ઞાનના પર્યાયો અનંતગણા છે; કેમકે મનઃપર્યવજ્ઞાનની અપેક્ષાએ તેનો વિષય દ્રવ્ય અને પર્યાયોથી અનંતગણો છે. તેથી શ્રુતજ્ઞાનના પર્યાયો અનંતગણા છે; કેમકે તેનો વિષય રૂપી-અરૂપી દ્રવ્યો હોવાથી તેનાથી અનંતગણા છે. તેથી મતિજ્ઞાનના પર્યાયો અનંતગણા

૧ પંચેંદ્રિયોને જ વિભંગજ્ઞાન સંભવે છે માટે તે સૌથી થોડા છે.

૨. કારણ કે સમ્યગ્દૃષ્ટિ દેવ અને નારક કરતાં મિથ્યાદૃષ્ટિ અસંખ્યાતગણા છે.

૩. કારણ કે સાધારણ વનસ્પતિજીવો મતિઅજ્ઞાની અને શ્રુતઅજ્ઞાની હોય છે અને તેઓ સિદ્ધ થકી અનંતગણા છે.

૪ પર્યાય એટલે ભિન્ન ભિન્ન અવસ્થાઓ. અથવા તે તે જ્ઞાનના ઇષ્ટ પર્યાયોના ભેદથી થતા ભેદો. અથવા કેવલજ્ઞાન વડે તે તે જ્ઞાનના કરાતા અંશો.

છે કારણ કે તેનો વિષય અભિલાપ્ય અને અનભિલાપ્ય પદાર્થો હોવાથી તેથી અનંતગણો છે તેથી કેવલજ્ઞાનના પર્યાયો અનંતગણા છે, કેમકે તેનો વિષય સર્વ દ્રવ્યો અને સર્વ પર્યાયો હોવાથી અનંતગણો છે

સૌથી થોડા વિભગજ્ઞાનના પર્યાયો છે, તેથી અનંતગણા શ્રુતઅજ્ઞાનના પર્યાયો છે, અને તેથી અનંતગણા મતિઅજ્ઞાનના પર્યાયો છે

જ્ઞાન અને અજ્ઞાન બંનેનો મિશ્ર રીતે વિચાર કરીએ, તો સૌથી થોડા મનપર્યવજ્ઞાનના પર્યવો છે, તથી વિભગજ્ઞાનના પર્યાયો અનંતગણા છે, કેમકે ઉપરના ગ્રૈવેયકથી આરંભી સાતમી નરક પૃથ્વીમા અને તિર્યક્ અસંખ્યાત દ્વીપ સમુદ્રમા રહેલા કેટલાક રૂપી દ્રવ્યો અને તેમના કેટલાક પર્યાયો વિભગજ્ઞાનનો વિષય છે, અને તે મનપર્યવજ્ઞાનના વિષયની અપેક્ષાએ અનંતગણો છે વિભગજ્ઞાનથી અવધિજ્ઞાનના પર્યાયો અનંતગણા છે, કેમકે અવધિજ્ઞાનનો વિષય સકલ રૂપી દ્રવ્યો અને પ્રત્યેક દ્રવ્યના અસંખ્યાત પર્યાયો છે, અને તે વિભગજ્ઞાનની અપેક્ષાએ અનંતગણા છે તેથી શ્રુત અજ્ઞાનના પર્યાયો અનંતગણા છે, કેમકે શ્રુતઅજ્ઞાનનો વિષય શ્રુતજ્ઞાનની પેઠે સામાન્ય રૂપે કરીને સર્વ મૂર્તામૂર્ત દ્રવ્યો અને સર્વ પર્યાયો હોવાથી અવધિજ્ઞાનની અપેક્ષાએ અનંતગણો છે, તેથી શ્રુતજ્ઞાનના પર્યાયો વિશેષાધિક છે, કેમકે શ્રુતઅજ્ઞાનને અગોચર કેટલાક પર્યાયોને શ્રુતજ્ઞાન જાણે છે તેથી મતિઅજ્ઞાનના પર્યાયો અનંતગણા છે, કેમકે શ્રુતજ્ઞાન અભિલાપ્યવસ્તુ વિષયક હોય છે, જ્યારે મતિઅજ્ઞાન તેનાથી અનંતગણા અનભિલાપ્ય વધારે પદાર્થો

ઉ૦—હે ગૌતમ ! ન પુરુષવેદવાળો હોય અથવા ન પણ નપુંસક હોય

પ્ર૦—હે ભગવન્ ! તેને કેટલા કષાયો હોય ?

ઉ૦—હે ગૌતમ ! તેને સંજ્વલન પ્રકારના[1] ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર કષાય હોય તેના અધ્યવસાયો પણ પ્રશસ્ત જ હોય

—શતક ૯, ઉદ્દે૦ ૩૧

## ૪

## પ્રમાણ

જેનાથી અર્થ – પદાર્થ – જાણી શકાય તે પ્રમાણ અથવા ‘જાણવું’ તે પ્રમાણ

ગૌ૦—હે ભગવન્ ! પ્રમાણ તે શું ?

ઉ૦—હે ગૌતમ ! પ્રમાણ ચાર પ્રકારનું છે પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, અને આગમ

પ્રત્યક્ષના બે પ્રકાર છે ઇંદ્રિયપ્રત્યક્ષ, અને નોઇંદ્રિયપ્રત્યક્ષ ઇંદ્રિયપ્રત્યક્ષ એટલે પાંચ ઇંદ્રિયોથી થતું જ્ઞાન નોઇંદ્રિયપ્રત્યક્ષ એટલે ઇંદ્રિય અને મનની સહાયતા વિના ફક્ત આત્માની યોગ્યતાના બળથી ઉત્પન્ન થતું જ્ઞાન અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, અને કેવલજ્ઞાન એ નોઇંદ્રિયપ્રત્યક્ષ જ્ઞાનો છે

અનુમાન ત્રણ પ્રકારનું છે પૂર્વવત્, શેષવત્ અને દૃષ્ટસાધર્મ્યવત્ [જેમ નાસી જઈને ફરી આવેલા પુત્રને માતા કોઈ (વ્રણ વગેરેના) પૂર્વ નિશાનથી ઓળખી કાઢે,

---

[1] જુઓ આગળ પા ૨૯, ટિ ન ૫

જેમ પૂર્વે જાણેલા નિશાનથી જે જ્ઞાન થાય તે પૂર્વવત્, શેષવત્ એટલે કાર્ય વગેરેની નિશાનીઓથી પરોક્ષ પદાર્થનું જે જ્ઞાન થાય તે. જેમકે અહીં મોરનો શબ્દ હોવાથી મોર હોવો જોઈએ. એક પદાર્થના સ્વરૂપનું નિરીક્ષણ કરવાથી એવા સ્વરૂપવાળા બીજા પદાર્થો પણ એ પ્રકારના છે એવું જે જ્ઞાન તે દૃષ્ટસાધર્મ્યવત્ અનુમાન કહેવાય. જેમકે (૮ રતિભારના) એક કર્ષને જોવાથી એના જેવા જે બીજા તે પણ કાર્ષાપણ કહેવાય તેવું જ્ઞાન.]

ઉપમાનનું સ્વરૂપ આ પ્રકારનું છે: જેવી ગાય તેવો ગવય.

આગમ બે પ્રકારનો છે: લૌકિક અને લોકોત્તર.

લૌકિક તે ભારત, રામાયણ, અંગોપાંગસહિત ચાર વેદ[1] વગેરે. અને લોકોત્તર તે બાર અંગોવાળું ગણિપિટક[2].

—શતક ૫ ઉદ્દે૦ ૪

## ૩ જીવોનું વર્ગીકરણ

### ૧

### છ વર્ગ

રાજગૃહ નગરનો પ્રસંગ છે.

ગૌ૦ — હે ભગવન્! સંસારી જીવો કેટલા પ્રકારના છે?

મ૦ — હે ગૌતમ! સંસારી જીવો છ પ્રકારના છે: પૃથ્વીકાય, જળકાય, વાયુકાય, અગ્નિકાય, વનસ્પતિકાય અને ત્રસ (અથવા જંગમ).

૧ જુઓ આગળ પા. ૩૨૬ ટિ.

૨ જુઓ આગળ પા. ૧૬૩

તેમા પૃથ્વીકાયિકોના બે વર્ગ છે સૂક્ષ્મ[૧] પૃથ્વીકાયિક અને બાદર (સ્થૂલ) પૃથ્વીકાયિક સૂક્ષ્મ પૃથ્વીકાયિકના પાછા બે વર્ગ છે પર્યાપ્ત અને અપર્યાપ્ત[૨] બાદર પૃથ્વીકાયના પણ બે પ્રકાર છે શ્લક્ષ્ણ (ભૂકો કરેલા ઢેફા જેવી મૃદુ કાલી નીલી વગેરે પૃથ્વી), અને ખર (ઉપલ, શિલા, સાકર વગેરે)[૩]

અપ્કાયિકના પણ સૂક્ષ્મ[૧] તથા બાદર એવા બે વિભાગ છે, તથા સૂક્ષ્મના પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા બે વિભાગ છે બાદર અપ્કાયિક તો હીમ, કરા, ઠંડુ પાણી, મીઠું પાણી, ખારુ પાણી વગેરે અનેક પ્રકારનુ છે

તેજસ્કાયિકના પણ સૂક્ષ્મ (પર્યાપ્ત અને અપર્યાપ્ત), તથા (અગાર, જ્વાળા, અગ્નિ, ઉલ્કા વીજળી વગેરે) બાદર એવા બે પ્રકાર છે

વાયુકાયિકના પણ સૂક્ષ્મ (પર્યાપ્ત અને અપર્યાપ્ત), તથા (પૂર્વ દિશાનો, દક્ષિણ દિશાનો, વંટોળિયો વગેરે) બાદર એવા બે પ્રકાર છે

વનસ્પતિકાયિકના સૂક્ષ્મ (પર્યાપ્ત અને અપર્યાપ્ત), તથા બાદર એવા પ્રકાર છે તેમા બાદરના પાછા 'પ્રત્યેકશરીર,'

---

૧ આ સૂક્ષ્મત્વ અને સ્થૂલત્વ આપેક્ષિક ન સમજવુ પરંતુ એ સૂક્ષ્મ પૃથ્વીકાયિકો, પેટીમા ગંધના અવયવોની જેમ, ચારે બાજુ ફેલાઈ રહેલા હોય છે, તથા સકલ લોકમા વ્યાપેલા હોય છે. પરંતુ બાદર પૃથ્વીકાયિકો તો નિયત દેશમા જ હોય છે

૨ આ માટે જુઓ આ પ્રકરણમા જ વિભાગ ૩, પા ૩૫૧.

૩ આ તેમ જ પછીના વર્ગોની વિગતો અને પેટા વિગતો માટે જુઓ આ માળાનુ 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા ૨૫૯–૨૬૨

તિર્યંચોના ત્રણ પ્રકાર છે જલચર, સ્થલચર, અને ખેચર

જલચરના પાછા સમર્છિમ અને ગર્ભજ એમ બે ભેદ છે સમૂર્છિમ તો નપુંસક જ હોય છે, ગર્ભજ પાછા સ્ત્રી પુરુષ અને નપુંસક એમ ત્રણ પ્રકારના હોય છે તે બધાના પાછા પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા બે ભેદ છે

સ્થલચર તથા ખેચરનુ પણ તે પ્રમાણે જાણવુ

૧ મનુષ્યના બે પ્રકાર છે સમ્મૂર્છિમ અને ગર્ભજ સમર્છિમ મનુષ્યો ગર્ભજ મનુષ્યોના કફ, લીંટ, લોહી, પિત્ત, પરુ વીર્ય, મડદુ વગેરે અશુચિ સ્થાનોમા પેદા થાય છે તેમનુ કદ આગળના અસખ્યેય ભાગ જેટલુ હોય છે, તેમને મન તેમ જ સમ્યગ્દર્શન નથી હોતુ, તેઓ અજ્ઞાની હોય છે તથા સર્વ પર્યાપ્તિઓ પૂર્ણ કરતા પહેલા અતર્મુહૂર્તમા જ મરી જાય છે

ગર્ભજ મનુષ્યો પણ ત્રણ પ્રકારના છે કર્મભૂમિના,[૧] અકર્મભૂમિના અને અતરદ્વીપોના અતરદ્વીપો જબુદ્વીપની આસપાસ વીંટળાઈને આવેલા લવણસમુદ્રમા આવેલા છે

કર્મભૂમિમા આવેલાના પાછા બે વિભાગ છે આર્ય અને મ્લેચ્છ શક, યવન, ચિલાત, શબર, બર્બર વગેરે મ્લેચ્છો અનેક પ્રકારના છે [૨]

---

૧ જેમા મોક્ષમાર્ગને જાણનારા અને તેનો ઉપદેશ કરનારા તીર્થંકર પેદા થઈ શકે, તે કર્મભૂમિ તે બધાની વિગતો માટે જુઓ આ ખડમા આગળ પાચમો લોકવિભાગ

૨ આર્યઅનાર્યની વિગતો માટે જુઓ આ માળાનુ 'ધર્મકથાઓ' પુસ્તક પા ૨૦૫-૭

આર્યો બે પ્રકારના છે : ઋદ્ધિપ્રાપ્ત અને અનૃદ્ધિપ્રાપ્ત. તેમાં ઋદ્ધિપ્રાપ્તના છ પ્રકાર છે : અર્હંત, ચક્રવર્તી, બળદેવ, વાસુદેવ, ચારણ અને વિદ્યાધર.[1]

અનૃદ્ધિપ્રાપ્તના નવ પ્રકાર છે : ૧ મગધ–રાજગૃહ વગેરે અમુક સાડીપચીસ આર્ય દેશોમાં[2] જે પેદા થયા તે ક્ષેત્રઆર્ય. ૨ અંબષ્ઠ, કલિંદ, વૈદેહ, વેદગ, હરિત અને ચુંચુણા એ છ પુણ્ય જાતિમાં જે પેદા થયા તે જાતિઆર્ય. ૩ રાજન્ય, ભોગ, ઉગ્ર, ઇક્ષ્વાકુ, જ્ઞાત અને કૌરવ્ય એ છ કુળોમાં જે જન્મેલા તે કુલઆર્ય. ૪ સૂતર વેચનારા, કાપડિયા, કપાસ વેચનારા, કુંભાર, પાલખી ઉપાડનારા વગેરે કર્મઆર્ય. ૫ તુણનારા, વણનારા, પટોળાં વણનારા, મશકો બનાવનારા, સાવરણી, સાદડીઓ, મુંજની પાદુકા, છત્રીઓ, વાહન, પૂછડાંના વાળનું શિલ્પ, લેપ પૂતળાં, શંખનું શિલ્પ, દાંતનું શિલ્પ, ભાંડનું શિલ્પ, કાષ્ઠીઓનું શિલ્પ તથા ભાંડા વગેરેનું કામ કરનારા શિલ્પઆર્યો છે. ૬ અર્ધમાગધી ભાષા બોલનારા તથા બ્રાહ્મી વગેરે લિપિઓ લખનારા ભાષાઆર્ય છે. ૭ જ્ઞાનાર્યો પાંચ પ્રકારના જ્ઞાન મુજબ પાંચ પ્રકારના છે. ૮ દર્શનાર્યો બે પ્રકારના છે : સરાગ દર્શનાર્ય[3] અને વીતરાગ દર્શનાર્ય

---

૧ ઉપર્યુક્ત બે પ્રકાર આમર્ષૌષધિ વગેરે ઋદ્ધિ - વિશિષ્ટ શક્તિ પ્રાપ્ત કરનારા મનુષ્યો છે.

૨ જુઓ આ માળાનું 'શ્રાવકધર્મ' પા. ૨૩૨ ટીપ્પણ તીર્થંકરોની ઉત્પત્તિ છે તેથી તે ક્ષેત્ર આર્ય છે – આર્યોનું સ્થાન છે.

૩ તેના નિસર્ગરુચિ વગેરે દસ પ્રકાર માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક પા ૧૬૪

તેમા વીતરાગ દર્શનાર્યના બે પ્રકાર છે જેના કષાયો માત્ર ઉપશાત થયા છે તેવા 'ઉપશાતકષાય', અને જેના કષાયો ક્ષીણ થયા છે તેવા 'ક્ષીણકષાય' તેમા પાછા 'ક્ષીણકષાય'૦ ના 'છદ્મસ્થ'૦ અને 'કેવલી'૦ એવા બે ભેદ છે અને 'કેવલી'૦ના પાછા 'સયોગી'૦, અને 'અયોગી'૦ એવા બે ભેદ છે *

૯ ચારિત્રાર્યો પણ બે પ્રકારના છે સરાગ ચારિત્રાર્ય, અને વીતરાગ ચારિત્રાર્ય

દેવો ચાર પ્રકારના છે ભવનવાસી, વાનવ્યતર, જ્યોતિષ્ક, અને વૈમાનિક તેમા ભવનવાસીના, અસુરકુમાર, નાગકુમાર, સુપર્ણકુમાર, વિદ્યુત્કુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર, દિક્કુમાર, વાયુકુમાર, અને સ્તનિતકુમાર—એવા દશ ભેદ છે વાનવ્યતરના, કિનર, કિપુરુષ, મહોરગ, ગાધર્વ, યક્ષ, રાક્ષસ, ભૂત, અને પિશાચ એવા આઠ ભેદ છે

જ્યોતિષ્કના પાચ ભેદ છે ચદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર, અને તારા વૈમાનિકના બે ભેદ છે કલ્પોપપન્ન અને કલ્પાતીત તેમા કલ્પોપપન્નના સૌધર્મ, ઐશાન, સાનત્કુમાર, માહેન્દ્ર, બ્રહ્મલોક, લાન્તક, મહાશુક્ર, સહસ્રાર, આનત, પ્રાણુત, આરણ અને અચ્યુત એવા બાર ભેદ છે અને કલ્પાતીતના ગ્રૈવેયક અને અનુત્તર એવા બે વિભાગ છે તેમા ગ્રૈવેયકના તો હેઠળના, મધ્યમ અને ઉપરના, તથા તે દરેકના તેવા ત્રણ ત્રણ ભેદ

---

* આ વિભાગો સમજવા માટે ગુણસ્થાનો વિષે કાઈક સમજવાની જરૂર છે તેને માટે જુઓ આ વિભાગને અતે ટિ ન ૧, પા ૩૪૪

મળી કુલ નવ ભેદ છે અને અનુત્તરના વિજય, વૈજયંત જયંત અપરાજિત અને સર્વાર્થસિદ્ધ એવા પાંચ પ્રકાર છે તે બધાના પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા બે પ્રકાર છે

— શતક ૭ ઉ૦ ૪

## ટિપ્પણ

ટિપ્પણ નં. ૧

ગુણ એટલે આત્માની સમ્યક્ત્વ ચારિત્ર વીર્ય આદિ શક્તિઓ અને સ્થાન એટલે તે શક્તિઓની તરતમભાવવાળી અવસ્થાઓ. જેમ જેમ આત્મા ઉપરના મોહનીય કર્મના પટલ દૂર થાય છે તેમ તેમ આત્માના સદ્ગુણો પ્રગટ થતા જાય છે. તેવા ગુણસ્થાનો અથવા આધ્યાત્મિક વિકાસક્રમની શ્રેણીઓ ૧૪ ગણાવાય છે. ૧ જેમાં દર્શનમોહનીયની પ્રબળતાથી આત્મામાં તત્ત્વરુચિ જ પ્રગટતી નથી તથા જેની દૃષ્ટિ મિથ્યા હોય છે તે મિથ્યાદૃષ્ટિ નામનું પ્રથમ ગુણસ્થાન છે.

અગિયારમે ગુણસ્થાને પહોંચ્યા છતાં પતિત થઈ પ્રથમ ગુણસ્થાન ઉપર આવતાં વચ્ચે જરા થોડો વખત તત્ત્વરુચિના સ્વલ્પ આસ્વાદવાળી જે અવસ્થા પ્રાપ્ત થાય છે તે સાસ્વાદન ગુણસ્થાન.

૩ સત્ય—અસત્ય વચ્ચે ડોલાયમાન સ્થિતિ તે સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાન.

૪ જેમાં આત્મા અસંદિગ્ધપણે સમ્યગ્દર્શન—તત્ત્વરુચિ કરી શકે છે તે અવિરતસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક. તેને અવિરત કહેવાનું કારણ એ છે કે તેમાં દર્શનમોહનીયનું

બળ ગયા છતા ચારિત્રમોહનીયની સત્તા સવિશેષ હોવાથી વિરતિ (ત્યાગવૃત્તિ) ઉદય નથી પામતી

૫ જે અવસ્થામા રુચિ ઉપરાત અલ્પાશે પણ વિરતિ (ત્યાગવૃત્તિ) ઉત્પન્ન થાય છે, તે 'દેશવિરતિ'

૬ જેમા ત્યાગવૃત્તિ પૂર્ણ ઉદય પામવા છતા વચ્ચે વચ્ચે પ્રમાદ–સ્ખલન સભવે છે, તે 'પ્રમત્તસયત'

૭ જેમા પ્રમાદનો સહેજે સભવ નથી, તે 'અપ્રમત્તસયત'

૮ જેમા પૂર્વે કદી નહિ અનુભવેલો આત્મશુદ્ધિનો અનુભવ થાય છે અને અપૂર્વ વીર્યોલ્લાસ પ્રગટે છે, તે 'અપૂર્વકરણ'

૯ જેમા ચારિત્રમોહનીય કર્મના શેષ રહેલા અશોને શમાવવાનુ કે ક્ષીણ કરવાનુ કામ ચાલતુ હોય છે, તે 'અનિવૃત્તિબાદર'

૧૦ જેમા મોહનીયનો અશ લોભરૂપે જ ઉદયમાન હોય છે, પણ બહુ સૂક્ષ્મ પ્રમાણમા, તે 'સૂક્ષ્મસપરાય'

૧૧ જેમા સૂક્ષ્મલોભ સુધ્ધા શમી જાય છે, તે 'ઉપશાતમોહનીય' આ ગુણસ્થાનમા દર્શનમોહનીયનો સર્વથા ક્ષય સભવે ખરો, પણ ચારિત્રમોહનીયનો તેવો ક્ષય નથી હોતો, માત્ર તેની સર્વાશે ઉપશાતિ હોય છે આને લીધે જ મોહનો ફરી ઉદ્રેક થતા અવશ્ય પતન થાય છે અને પ્રથમ ગુણસ્થાન સુધી જવુ પડે છે

૧૨ જેમા દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયનો સર્વથા ક્ષય થઈ જાય છે, તે 'ક્ષીણમોહનીય' અહીથી પતન સભવી શકતુ નથી,

૧૩ જેમા મોહના આસક્તિક અભાવને લીધે વીતરાગદશા પ્રગટવા સાથે સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે તે સયોગગુણસ્થાન આ સ્થાનમા યોગ એ છે કે શારીરિક માનસિક અને વાચિક વ્યાપારો હોય છે

૧૪ જેમાં શારીરિકાદિ પ્રવૃત્તિનો પણ અભાવ થઈ છે તે અયોગગુણસ્થાન શરીરપાત થતા જ તેની સમાપ્તિ થાય છે

આમા ૧૧ અને ૧૨ ગુણસ્થાને પહોંચેલાને છદ્મસ્થ કહે છે અને ૧૩ તથા ૧૪ ગુણસ્થાને પહોંચેલાને જિન કહે છે

## ૨

### આઠ પ્રકારના આત્મા

ગૌ —હે ભગવન્ આત્મા કેટલા પ્રકારના છે?

મ —હે ગૌતમ આઠ પ્રકારના આત્મા છે તે આ પ્રમાણે દ્રવ્યાત્મા કષાયાત્મા, યોગાત્મા ઉપયોગાત્મા, જ્ઞાનાત્મા, દર્શનાત્મા ચારિત્રાત્મા અને વીર્યાત્મા.

ત્રિકાળવર્તી આત્મદ્રવ્ય ન દ્રવ્યાત્મા તે સર્વ જીવોને હોય છે ક્રોધાદિ કષાયયુક્ત આત્મા તે કષાયાત્મા, તે સકષાયી જીવોને હોય છે પણ ઉપશાન્તકષાય અને ક્ષીણકષાયને હોતો નથી મન-વચન-કાયાના યોગ અથવા વ્યાપારવાળાને યોગાત્મા હોય છે સામાન્ય બોધ અને વિશેષ બોધવાળા સિદ્ધ અને સસારી સર્વ જીવને

ઉપયોગાત્મા[1] હોય છે સમ્યગ્ વિશેષ બોધરૂપ જ્ઞાનાત્મા સર્વ સમ્યગ્દૃષ્ટિને હોય છે સામાન્ય અવબોધરૂપ દર્શનાત્મા સર્વ જીવોને હોય છે ચારિત્રાત્મા વિરતિવાળાનો હોય છે, અને વીર્યાત્મા કરણવીર્ય[2]વાળા સર્વ સસારી જીવોને હોય છે

જેને દ્રવ્યાત્મા હોય તેને કપાયાત્મા અને યોગાત્મા (સકપાયી અને સયોગી અવસ્થામા) હોય અને (ક્ષીણકપાયી, ઉપશાન્તકપાયી અને અયોગી દશામા) ન પણ હોય જેને દ્રવ્યાત્મા હોય તેને ઉપયોગાત્મા તો અવશ્ય જ હોય (કારણ કે મુક્ત કે સસારી બધા જીવોને ઉપયોગ એટલે કે બોધ-વ્યાપાર હમેશ હોય છે) જેને દ્રવ્યાત્મા હોય તેને જ્ઞાનાત્મા હોય કે ન પણ હોય (સમ્યગ્જ્ઞાની હોય કે ન હોય તેની અપેક્ષાએ) દ્રવ્યાત્માને દર્શનાત્મા તો અવશ્ય હોય (કેમકે સિદ્ધને પણ કેવલદર્શન હોય છે જ) દ્રવ્યાત્માનો ચારિત્રાત્મા વિકલ્પે હોય છે કારણ કે સિદ્ધ અથવા વિરતિ-રહિતને દ્રવ્યાત્મા હોવા છતા હિસાદિ દોપથી નિવૃત્તિરૂપ ચારિત્રાત્મા હોતો નથી, અને વિરતિવાળાને હોય છે તેવુ જ વીર્યાત્માનુ પણ સમજવુ કારણ કે સકરણવીર્યની[2]

---

1 ઉપયોગ એટલે બોધવ્યાપાર—જાણવાની ક્રિયા જે બોધ ગ્રાહ્ય વસ્તુને વિશેષરૂપે જાણે તે સાકાર ઉપયોગ, અને જે બોધ ગ્રાહ્ય વસ્તુને સામાન્યરૂપે જાણે તે નિરાકાર ઉપયોગ સાકારને જ્ઞાન અથવા સવિકલ્પક બોધ કહે છે, અને નિરાકારને દર્શન અથવા નિર્વિકલ્પક બોધ કહે છે

2 જુઓ પા ૩૧૯

અપેક્ષાએ સિદ્ધને વીર્યાત્મા નથી અને બીજા સંસારીને હોય છે.

કષાયાત્માને યોગાત્મા હોય; કારણ કે સકષાયી યોગરહિત ન હોઈ શકે. પણ યોગાત્માને કષાયાત્મા હોય કે ન હોય, કેમકે સયોગીઓ સકષાયી અને અકષાયી એમ બંને પ્રકારના હોય છે. કષાયાત્માને ઉપયોગાત્મા અવશ્ય હોય છે; કારણ કે ઉપયોગરહિતને (જડ પદાર્થને) કષાયો હોતા નથી. પણ જેને ઉપયોગાત્મા હોય તેને કષાયાત્મા વિકલ્પે હોય છે; કારણ કે ઉપયોગાત્મા છતાં સકષાયીને કષાયાત્મા હોય છે અને વીતરાગને નથી હોતો. કષાયાત્માને જ્ઞાનાત્મા વિકલ્પે હોય છે, કેમકે સમ્યગ્દૃષ્ટિને હોય છે અને મિથ્યાદૃષ્ટિને નથી હોતો. જ્ઞાનાત્માને કષાયાત્મા હોય કે ન પણ હોય. કષાયાત્માને દર્શનાત્મા અવશ્ય હોય છે; કારણ કે દર્શનરહિત જડ પદાર્થને કષાયાત્મા નથી હોતો. પણ જેને દર્શનાત્મા હોય છે તેને કષાયાત્મા કદાચિત્ હોય અને કદાચિત્ ન હોય, કેમકે દર્શનવાળાને કષાય હોય પણ ખરા અને ન પણ હોય. કષાયાત્માને ચારિત્રાત્મા વિકલ્પે હોય, કારણ કે સકષાયીને પ્રમત્ત સાધુની પેઠે ચારિત્ર હોય છે અને અસંયતની પેઠે તેનો અભાવ પણ હોય છે. જેને ચારિત્રાત્મા હોય તેને કષાયાત્મા કદાચિત્ હોય અને કદાચિત્ ન હોય. સામાયિકાદિચારિત્રવાળાને હોય અને યથાખ્યાતચારિત્રવાળાને[૧]

---

૧ ચારિત્રના ભેદ પ્રકાર માટે જુઓ આગળ પા. ૫૮ નોંધ તથા પા. ૭૦

ન હોય કપાયાત્મા અને યોગાત્માની પેઠે કપાયાત્મા અને વીર્યાત્માનો સબધ કહેવો

એ પ્રમાણે યોગાત્માનો ઉપયોગાત્મા વગેરે પાચ સાથે સબધ કહેવો

જેમ દ્રવ્યાત્માનુ કહ્યુ તેમ ઉપયોગાત્માનુ બીજા ચાર સાથે સમજવુ

જ્ઞાનાત્મા હોય તેને દર્શનાત્મા અવશ્ય હોય, અને જેને દર્શનાત્મા હોય તેને જ્ઞાનાત્મા વિકલ્પે હોય જેને જ્ઞાનાત્મા હોય તેને ચારિત્રાત્મા વિકલ્પે હોય, પરતુ ચારિત્રાત્માને જ્ઞાનાત્મા અવશ્ય હોય જ્ઞાનાત્મા અને વીર્યાત્મા બને પરસ્પર વિકલ્પે હોય

દર્શનાત્માને ચારિત્રાત્મા અને વીર્યાત્મા વિકલ્પે હોય, પરતુ જેને તે બને આત્મા હોય તેને દર્શનાત્મા અવશ્ય હોય

ચારિત્રાત્માને અવશ્ય વીર્યાત્મા હોય, પરતુ વીર્યાત્માને ચારિત્રાત્મા વિકલ્પે હોય

સૌથી થોડા ચારિત્રાત્મા છે, તે કરતા જ્ઞાનાત્મા અનતગુણ છે, તે કરતા કપાયાત્મા અનતગુણ છે, તે કરતા યોગાત્મા વિશેષાધિક છે, તેથી વીર્યાત્મા વિશેષાધિક છે, તથા તે કરતા ઉપયોગાત્મા, દ્રવ્યાત્મા અને દર્શનાત્મા વિશેષાધિક છે અને પરસ્પર તુલ્ય છે

પ્ર૦—હે ભગવન્! આત્મા જ્ઞાનસ્વરૂપ છે કે અજ્ઞાનસ્વરૂપ[1]?

---

૧ અહી જ્ઞાન એટલે સમ્યગજ્ઞાન અને અજ્ઞાન એટલે મિથ્યાજ્ઞાન સમજવુ

અપેક્ષાએ સિદ્ધને વીર્યાત્મા નથી અને બીજા સંસારીને હોય છે.

કષાયાત્માને યોગાત્મા હોય ; કારણ કે સકષાયી યોગરહિત ન હોઈ શકે. પણ યોગાત્માને કષાયાત્મા કદાચ હોય કે ન હોય. કેમકે સયોગીઓ સકષાયી અને અકષાયી એમ બંને પ્રકારના હોય છે. કષાયાત્માને ઉપયોગાત્મા અવશ્ય હોય છે. કારણ કે ઉપયોગરહિતને (જડ પદાર્થને) કષાયો હોતા નથી. પણ જેને ઉપયોગાત્મા હોય તેને કષાયાત્મા વિકલ્પે હોય છે. કારણ કે ઉપયોગાત્મા છતાં સકષાયીને કષાયાત્મા હોય છે અને વીતરાગને નથી હોતો. કષાયાત્માને જ્ઞાનાત્મા વિકલ્પે હોય છે. કેમકે સમ્યગ્દૃષ્ટિને હોય છે અને મિથ્યાદૃષ્ટિને નથી હોતો. જ્ઞાનાત્માને કષાયાત્મા હોય કે ન પણ હોય. કષાયાત્માને દર્શનાત્મા અવશ્ય હોય છે. કારણ કે દર્શનરહિત જડ પદાર્થને કષાયાત્મા નથી હોતો. પણ જેને દર્શનાત્મા હોય છે તેને કષાયાત્મા કદાચિત્ હોય અને કદાચિત્ ન હોય. કેમકે દર્શનવાળાને કષાય હોય પણ ખરા અને ન પણ હોય. કષાયાત્માને ચારિત્રાત્મા વિકલ્પે હોય, કારણ કે સકષાયીને પ્રમત્ત સાધુની પેઠે ચારિત્ર હોય છે અને અસંયતની પેઠે તેનો અભાવ પણ હોય છે. જેને ચારિત્રાત્મા હોય તેને કષાયાત્મા કદાચિત્ હોય અને કદાચિત્ ન હોય. સામાયિકાદિચારિત્રવાળાને હોય અને યથાખ્યાતચારિત્રવાળાને[1]

---

૧ ચારિત્રના બે પ્રકારો માટે જુઓ [illegible] પા ૫૨ નોંધ તથા પા ૭૦

ન હોય કષાયાત્મા અને યોગાત્માની પેઠે કષાયાત્મા અને વીર્યાત્માનો સંબંધ કહેવો.

એ પ્રમાણે યોગાત્માનો ઉપયોગાત્મા વગેરે પાંચ સાથે સંબંધ કહેવો.

જેમ દ્રવ્યાત્માનું કહ્યું તેમ ઉપયોગાત્માનું બીજા ચાર સાથે સમજવું.

જ્ઞાનાત્મા હોય તેને દર્શનાત્મા અવશ્ય હોય, અને જેને દર્શનાત્મા હોય તેને જ્ઞાનાત્મા વિકલ્પે હોય. જેને જ્ઞાનાત્મા હોય તેને ચારિત્રાત્મા વિકલ્પે હોય, પરંતુ ચારિત્રાત્માને જ્ઞાનાત્મા અવશ્ય હોય. જ્ઞાનાત્મા અને વીર્યાત્મા બંને પરસ્પર વિકલ્પે હોય.

દર્શનાત્માને ચારિત્રાત્મા અને વીર્યાત્મા વિકલ્પે હોય, પરંતુ જેને તે બંને આત્મા હોય તેને દર્શનાત્મા અવશ્ય હોય.

ચારિત્રાત્માને અવશ્ય વીર્યાત્મા હોય, પરંતુ વીર્યાત્માને ચારિત્રાત્મા વિકલ્પે હોય.

સૌથી થોડા ચારિત્રાત્મા છે, તે કરતાં જ્ઞાનાત્મા અનંતગુણ છે, તે કરતાં કષાયાત્મા અનંતગુણ છે, તે કરતાં યોગાત્મા વિશેષાધિક છે, તેથી વીર્યાત્મા વિશેષાધિક છે, તથા તે કરતાં ઉપયોગાત્મા, દ્રવ્યાત્મા અને દર્શનાત્મા વિશેષાધિક છે અને પરસ્પર તુલ્ય છે.

પ્ર૦—હે ભગવન્! આત્મા જ્ઞાનસ્વરૂપ છે કે અજ્ઞાનસ્વરૂપ[1]?

---

૧ અહીં જ્ઞાન એટલે સમ્યગ્જ્ઞાન અને અજ્ઞાન એટલે મિથ્યાજ્ઞાન સમજવું.

ઉ —હે ગૌતમ ! આત્મા કદાચિત્ જ્ઞાનસ્વરૂપ છે અને કદાચિત્ અજ્ઞાનસ્વરૂપ છે પણ જ્ઞાન તો અવશ્ય આત્મસ્વરૂપ છે નૈરયિકોનો આત્મા કદાચિત્ જ્ઞાનરૂપ અને કદાચિત્ અજ્ઞાનરૂપ પણ છે પરંતુ તેઓનું જ્ઞાન અવશ્ય આત્મરૂપ છે એ બધું સ્તનિતકુમારદેવો સુધી જાણવું તેમ ( બેઇન્દ્રિય, ત્રીન્દ્રિય અને છેક વૈમાનિક સુધી જાણવું

પૃથ્વીકાયિકોનો આત્મા અવશ્ય અજ્ઞાનરૂપ છે અને તેઓનું અજ્ઞાન પણ અવશ્ય આત્મરૂપ છે એ પ્રમાણે વનસ્પતિકાયિકો સુધી જાણવું

પ્ર૦—હે ભગવન્ ! આત્મા દર્શનરૂપ છે કે તેથી દર્શન બીજું છે ?

ઉ —હે ગૌતમ આત્મા અવશ્ય દર્શનરૂપ છે અને દર્શન પણ અવશ્ય આત્મા છે

—શતક ૧૨ ઉદ્દે ૧

૩

## ૧૪ પ્રકારના સંસારી જીવો

રાજગૃહ નગરનો પ્રસંગ છે

ગૌ —હે ભગવન્ ! સંસારી જીવો કેટલા પ્રકારના છે ?

ઉ —હે ગૌતમ ! સંસારી જીવો ૧૪ પ્રકારના છે

૧ અપર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિય, ૨ પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિય, ૩ અપર્યાપ્ત બાદર એકેન્દ્રિય, ૪ પર્યાપ્ત બાદર એકેન્દ્રિય ૫. અપર્યાપ્ત બેઇન્દ્રિય, ૬ પર્યાપ્ત બેઇન્દ્રિય, ૭-૮ એ પ્રમાણે પર્યાપ્ત અને અપર્યાપ્ત તે(ત્રી)ન્દ્રિય ૯-૧

પર્યાપ્ત અને અપર્યાપ્ત ચતુરિન્દ્રિય, ૧૧ અપર્યાપ્ત અસંજ્ઞી પંચેન્દ્રિય, ૧૨ પર્યાપ્ત અસંજ્ઞી પંચેન્દ્રિય, ૧૩ અપર્યાપ્ત સંજ્ઞી પંચેન્દ્રિય અને ૧૪ પર્યાપ્ત સંજ્ઞી પંચેન્દ્રિય

શતક ૨૫, ઉદ્દે૦ ૧

વિવરણ ઉપર જે પર્યાપ્ત કે અપર્યાપ્તનો ઉલ્લેખ છે, તેના વિષે કાંઈક વિગતથી સમજવાની જરૂર છે

જિનદર્શનમાં શરીરને રચનાર તરીકે કોઈ ઈશ્વર કે માત્ર જડપંચમહાભૂતોનું સંમિલન જ સ્વીકાર્યાં નથી તેને મતે કર્મો વડે બદ્ધ આત્મા જ તેવા પ્રકારના પુદ્ગલો દ્વારા શરીર રચે છે તેનું પોષણ અનુકૂળ આહાર વડે થાય છે એટલે કે, આહારનો લોહી માંસ ઇત્યાદિરૂપે પરિણામ થાય છે અને તેનો અંતિમ વિકાસ ઇંદ્રિયોરૂપે થાય છે આમ થવામાં કેટલાક, શરીરની એવા પ્રકારની યંત્રરચનાને જ કારણ માને છે, તો બીજાઓ તે માટે શક્તિવિશેષના મહત્ત્વને સ્વીકારે છે, જ્યારે, જૈનદર્શન તેમ થવામાં પુદ્ગલની જ ખાસ એક શક્તિને સ્વીકારે છે, અને તેને 'પર્યાપ્તિ' કહે છે તેનો સામાન્ય અર્થ 'સંપૂર્ણ નિર્માણ' થાય છે તો પણ તેનો વિશેષ અર્થ એ છે કે, 'પુદ્ગલોના સમૂહથી થનાર અને પુદ્ગલોને લેવામાં તથા પરિણમાવવામાં હેતુભૂત શક્તિ-વિશેષ', તે પર્યાપ્તિ વિષયોના ભેદ વડે તે છ પ્રકારની[1] છે ૧ આહારપર્યાપ્તિ—જેના દ્વારા બહારના આહારને લઈને રસપણું પમાડાય તે ૨ શરીરપર્યાપ્તિ—રસરૂપ થયેલો

૧ ભગવતીસૂત્ર, શતક ૩, ઉદ્દે૦ ૧, પ્ર ૧૧માં પાંચ પર્યાપ્તિ જણાવી છે, પણ ત્યાં ભાષા અને મન પર્યાપ્તિને ભેગી ગણેલી છે

સમય લે છે એમ પોતપોતાની યોનિને યોગ્ય બધી પર્યાપ્તિઓને કેટલાક આત્માઓ પૂરી કરીને મરે છે. ત્યારે કેટલાક તેમ નથી કરતા એમાથી પહેલાને પર્યાપ્તકો, અને બાકીનાઓને અપર્યાપ્તકો કહે છે [તેઓ પણ આહાર, શરીર અને ઇંદ્રિયપર્યાપ્તિઓની પૂર્ણતામા જ મરે છે, નહિ કે પહેલા, કારણકે આવતા ભવનુ આયુ બાધીને જ દેહીઓ મરે છે જો આમ ન થાય તો બધા આત્મા મુક્ત થાય તે ભવાતરનુ આયુ, આહાર, શરીર અને ઇંદ્રિયની પર્યાપ્તિઓની પૂર્ણતામા જ બધાય છે]

સજ્ઞી અને અસજ્ઞી ઉપર જણાવ્યા પ્રમાણે એકેદ્રિય પૃથ્વીકાયાદિથી માડીને ચતુરિન્દ્રિય સુધીના વર્ગોને તો મન હોતુ નથી પચેન્દ્રિયના વર્ગોમાથી દેવ અને નારક એ બેમા તો બધાને મન હોય છે, અને મનુષ્ય તથા તિર્યંચ એ બેમા જે ગર્ભોત્પન્ન હોય તેઓને જ હોય છે, તાત્પર્ય એ છે કે, મનુષ્ય અને તિર્યંચ ગર્ભોત્પન્ન તથા સમૂર્છિમ એમ બે બે પ્રકારના હોય છે, જેમા સમૂર્છિમ મનુષ્ય અને તિર્યંચને મન હોતુ નથી

સજ્ઞા હોય અથવા ન હોય તે ઉપરથી અમુકને મન છે કે નહિ, તે જાણી શકાય છે અહી સજ્ઞા એટલે ગુણદોષની વિચારણા કે જેનાથી હિતની પ્રાપ્તિ અને અહિતનો પરિહાર થઈ શકે, એ વિશિષ્ટ વૃત્તિ જાણવી અહી એવા પુષ્ટ મનની વિવક્ષા છે કે નિમિત્ત મળતા જેનાથી દેહયાત્રા ઉપરાત બીજો વિચાર પણ કરી શકાય તાત્પર્ય કે જેનાથી પૂર્વજન્મનુ સ્મરણ સુધ્ધા થઈ શકે એટલી વિચારની યોગ્યતારૂપી સપ્રધારણ સજ્ઞાની અહી વિવક્ષા છે

આહાર જેના વડે રસ, રક્ત માંસ ચરબી હાડકાં મજ્જા વીર્ય એમ સાતે ધાતુપણું પમાડાય તે. ૩ ઇંદ્રિયપર્યાપ્તિ–ધાતુપણું પામેલો આહાર જેનાથી ઇંદ્રિયરૂપે થાય તે. ૪ ઉચ્છ્વાસપર્યાપ્તિ–જેની મદદથી ઉચ્છ્વાસને યોગ્ય અણુઓના સમુદાયને લઈ ઉચ્છ્વાસપણે પમાડી, ધારીને મુકાય તે. ૫ ભાષાપર્યાપ્તિ–જેના વડે ભાષાના રૂપે પરિણામ પામવા યોગ્ય અણુઓને લેવાય અને તેને ભાષારૂપે ગણી ધારી ભાષારૂપે મુકાય–બોલાય–તે. તથા ૬ જેની મદદથી મનની મનને યોગ્ય અણુઓના સમૂહને મનોભાવ આપી તે રૂપે ધારી મુકાય તે મનઃપર્યાપ્તિ. આ બધી પર્યાપ્તિઓ–પુદ્ગલોથી ઉપજનારી શક્તિઓ– / ૭ તો પણ તે તે કાર્યોમાં આત્માને મદદગારો થઈ દેહયંત્ર નિભાવે છે. શરીરના (ઇંદ્રિયોની વધુ સંખ્યાની પ્રાપ્તિરૂપ) વિકાસ પ્રમાણે પર્યાપ્તિઓનો પણ વિકાસક્રમ હોય છે. એકેન્દ્રિય જીવોને–એટલે પૃથિવી, જળ, અગ્નિ, વાયુ અને વનસ્પતિઓના દેહધારીઓને ચાર પર્યાપ્તિઓ હોય છે: આહાર, શરીર, ઇંદ્રિય અને ઉચ્છ્વાસ. વિકલેંદ્રિયો એટલે કે બેથી–બે ત્રણ અને ચાર ઇંદ્રિયોવાળા જીવોને એક ભાષાપર્યાપ્તિ વધારે હોય છે. સંજ્ઞીઓ એટલે કે મનુષ્યો, તિર્યંચો, નારકીઓ, અસુરો અને દેવોને છયે હોય છે. ઉત્પત્તિને પ્રથમ સમયે જ એ બધી પર્યાપ્તિઓનું નિષ્પાદન એક સાથે જ આરંભાય છે, પરંતુ પૂરું ક્રમથી થાય છે. જેમકે પ્રથમ આહારપર્યાપ્તિ પછી શરીરપર્યાપ્તિ પછી ઇંદ્રિય પર્યાપ્તિ ૮. આહારપર્યાપ્તિ તો પ્રથમ સમયે જ નિષ્પન્ન થઈ જાય છે પરંતુ બાકીની દરેક અંતર્મુહૂર્ત જેટલા

શાપ અને અનુગ્રહ છે જે વિશિષ્ટ તપસ્વી તપસ્યાજન્ય ખાસ શક્તિ પ્રાપ્ત કરે છે, તે કુપિત થઈ એ શરીર દ્વારા પોતાના કોપપાત્રને બાળી પણ શકે છે અને પ્રસન્ન થઈ તે શરીર દ્વારા અનુગ્રહના પાત્રને શાંતિ પણ આપી શકે છે[1] અને ૫ જીવે બાંધેલો કર્મસમૂહ એ જ કાર્મણ શરીર છે આ કાર્મણ શરીર જ્યાં સુધી અન્ય શરીર સહાયક ન હોય ત્યાં સુધી જીવનો કોઈ ઉપભોગ સાધી શકતું નથી આથી પ્રથમના ચારની પેઠે તે સોપભોગ ન કહેવાતાં નિરુપભોગ કહેવાય છે અલબત્ત તે અન્ય શરીરોનું મૂળ હોઈ, પરંપરાથી તો જીવના ઉપભોગનું સાધન છે જ, અને તેથી તેને શરીર ગણ્યું છે

આ પાંચમાંથી તૈજસ અને કાર્મણ શરીરનો સંબંધ આત્માની સાથે પ્રવાહરૂપે અનાદિ છે, તે શરીરો બધા સંસારીઓને હોય છે જ્યારે, ઔદારિક આદિ ત્રણ તો આત્મા સાથે અસ્થાયી સંબંધવાળા છે ]

એક સાથે એક સંસારી જીવને ઓછામાં ઓછાં બે અને અધિકમાં અધિક ચાર શરીર હોઈ શકે, પાંચ ક્યારે પણ હોઈ શકે નહિ જ્યારે બે હોય ત્યારે તૈજસ અને કાર્મણ હોય કેમકે એ બંને, જીવને સંસાર હોય ત્યાં સુધી રહેનારાં છે એ સ્થિતિ અંતરાલગતિ[2]માં જ હોય છે કેમકે એ સમયે અન્ય કોઈ શરીર હોતું નથી જ્યારે ત્રણ

---

૧ જુઓ આગળ ગોશાલકના ચરિતમાં તેનો બંને રીતનો ઉપયોગ, પા ૨૮૩-૪

૨. એક શરીર છોડી, બીજા શરીરને સ્થાને જવા સુધીની

## ૪ જીવો અને શરીર

### ૧

### પાંચ શરીર

ગૌ૦ — હે ભગવન્! શરીરો કેટલાં કહ્યાં છે?

મ૦ — હે ગૌતમ! શરીરો પાંચ કહ્યાં છે: ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ.

[વિવરણ: જીવનું ક્રિયા કરવાનું સાધન તે શરીર. ૧. જે શરીર બાળી શકાય અને જેનું છેદન ભેદન થઈ શકે તે (સ્થૂલ શરીર) ઔદારિક કહેવાય છે. ૨. જે શરીર ક્યારેક નાનું, ક્યારેક મોટું, ક્યારેક પાતળું ક્યારેક જાડું, ક્યારેક એક ક્યારેક અનેક ઇત્યાદિ વિવિધ રૂપોને ધારણ કરી શકે તે વૈક્રિય[1]. ૩. જે શરીર ફક્ત ચૌદ પૂર્વ ગ્રંથો જાણનારા મુનિથી જ રચી શકાય છે તે આહારક. જ્યારે તે મુનિને કોઈ ગહન વિષયમાં સંદેહ થાય અને કોઈ સર્વજ્ઞ નજીકમાં ન હોય, ત્યારે અન્ય ક્ષેત્રમાં જવા માટે તે હાથ જેવડું નાનું આહારક શરીર રચે છે. તે શુભ પુદ્ગલોથી ઉત્પન્ન થયેલું હોવાથી સુંદર હોય છે, નિર્દોષ હોય છે અને અત્યંત સૂક્ષ્મ હોવાથી ક્યાંય રોકાતું નથી. સંદેહ દૂર થતાં અંતર્મુહૂર્તમાં તે શરીર વીખરાઈ જાય છે. ૪. જે શરીર તેજોમય હોવાથી ખાધેલા આહાર આદિને પચાવવામાં અને દીપ્તિમાં કારણભૂત થાય છે તે તૈજસ. તેનું અન્ય કાર્ય

---

૧. દેવો અને નારકોને તે શક્તિ જન્મથી હોય છે; જ્યારે મનુષ્યો અને તિર્યંચોમાંથી કોઈને તપોજન્ય તે પ્રકારની શક્તિ પેદા થઈ હોય છે તેને જ તે હોય છે.

ગૌ૦—હે ભગવન્ ! જીવ જે પુદ્ગલ દ્રવ્યોને ઔદારિક શરીરપણે ગ્રહણ કરે, તે સ્થિત દ્રવ્યોને[1] ગ્રહણ કરે, કે અસ્થિત દ્રવ્યોને ?

મ૦—હે ગૌતમ ! તે સ્થિત દ્રવ્યોને ગ્રહણ કરે અને અસ્થિતને પણ કરે પ્રતિબંધ ન હોય તો છયે દિશાઓમાંથી

---

ચાર ઇંદ્રિય પર્યાપ્ત સુધી જાણવું પણ પર્યાપ્ત બાદર વાયુકાયિક એકેંદ્રિયને તે ઉપરાંત વૈક્રિય પણ હોય

(૨) અપર્યાપ્ત રત્નપ્રભા પૃથિવી નારક પંચેદ્રિયને વૈક્રિય, તૈજસ અને કાર્મણ હોય, પર્યાપ્તને પણ તે જ હોય એમ સાતે પૃથ્વી સુધી જાણવું

(૩) અપર્યાપ્ત સંમૂર્છિમ જલચરને ઔદારિક, તૈજસ અને કાર્મણ હોય પર્યાપ્તને પણ તે જ હોય ગર્ભજ અપર્યાપ્તને પણ તે જ હોય પરંતુ ગર્ભજ પર્યાપ્તને તે ઉપરાત વૈક્રિય હોય જલચરના ચાર વિકલ્પો પ્રમાણે જ ચતુષ્પદ, ઉરપરિસર્પ, ભુજપરિસર્પ અને ખેચરના પણ ચાર વિકલ્પ જાણવા

(૪) સંમૂર્છિમ મનુષ્ય પંચેદ્રિયને ઔદારિક, તૈજસ, અને કાર્મણ હોય ગર્ભજ અપર્યાપ્તને પણ તે જ હોય ગર્ભજ પર્યાપ્તને તે ઉપરાત વૈક્રિય અને આહારક હોય

(૫) નૈરયિકોની પેઠે અપર્યાપ્ત તથા પર્યાપ્ત અસુરકુમાર ભવનવાસી જાણવા એ બે વિકલ્પો પ્રમાણે સ્તનિતકુમારો સુધી, પિશાચોથી માંડીને ગાંધર્વો સુધી, ચંદ્રોથી માંડીને તારાઓ સુધી, સૌધર્મથી અચ્યુત કલ્પ સુધી, તથા ગ્રૈવેયક અને અનુત્તરૌપપાતિક સુધીનું પણ જાણવું

૧ જેટલા આકાશક્ષેત્રમાં જીવ રહેલો છે, તેની અંદર રહેલા જે પુદ્ગલદ્રવ્યો તે સ્થિત દ્રવ્યો કહેવાય છે તેની બહારના ક્ષેત્રમાં રહેલા ‘અસ્થિત’ કહેવાય છે

હોય છે ત્યારે તૈજસ કાર્મણ અને ઔદારિક અથવા તો તૈજસ કાર્મણ અને વૈક્રિય હોય છે. પહેલો પ્રકાર મનુષ્ય અને તિર્યંચોમાં અને બીજો પ્રકાર દેવ અને નારકોમાં જન્મકાળથી લઈ મરણ પર્યંત હોય છે. જ્યારે ચાર હોય છે ત્યારે તૈજસ કાર્મણ ઔદારિક અને વૈક્રિય અથવા તો તૈજસ કાર્મણ ઔદારિક અને આહારક હોય છે. પહેલો વિકલ્પ વૈક્રિયલબ્ધિના પ્રયોગ સમયે કેટલાક મનુષ્યો તથા તિર્યંચોમાં મળી આવે છે. જ્યારે બીજો વિકલ્પ આહારકલબ્ધિના પ્રયોગ સમયે ચૌદ પૂર્વ જાણનારા મુનિમાં જ હોય છે. પાંચ શરીર એકી સાથે કદી પણ હોતાં નથી કારણ કે વૈક્રિયલબ્ધિ અને આહારકલબ્ધિનો પ્રયોગ એકી સાથે સંભવતો નથી. કારણ કે વૈક્રિય લબ્ધિના પ્રયોગ સમયે અને લબ્ધિથી શરીર બનાવી લીધા પછી નિયમથી પ્રમત્ત દશા હોય છે પરંતુ આહારકના વિષયમાં તેમ નથી કેમકે આહારક-લબ્ધિનો પ્રયોગ જો કે પ્રમત્ત દશામાં હોય છે પરંતુ એનાથી શરીર બનાવી લીધા પછી શુદ્ધ અધ્યવસાયનો સંભવ હોવાથી અપ્રમત્ત ભાવ પેદા થાય છે. જો શક્તિ રૂપે તો પાંચે શરીર એક સાથે હોઈ શકે છે પણ આવિર્ભાવની અપેક્ષાએ પાંચ એક સાથે નથી હોતાં.[1]

— શતક ૧૬ ૧૭ ૧ ઉદ્દે ૧

---

૧ શતક ૮ ઉદ્દે ૧ માં આરંભી કેટલીક વિગતો આ પ્રમાણે છે

(૧) અપર્યાપ્ત સૂક્ષ્મ પૃથ્વીકાય એકેન્દ્રિયને ઔદારિક તૈજસ અને કાર્મણ શરીર હોય, પર્યાપ્તને પણ તે જ હોય એ પ્રમાણે

૨

## પાંચ ઇંદ્રિયો

ગૌ૦—હે ભગવન્ ! ઇંદ્રિયો કેટલી કહી છે ?

મ૦—હે ગૌતમ ! ઇંદ્રિયો પાંચ કહી છે તે આ પ્રમાણે સ્પર્શઇંદ્રિય (ચામડી), રસનેંદ્રિય (જીભ), ઘ્રાણેંદ્રિય (નાક), નેત્રેંદ્રિય (આંખ) અને શ્રોત્રેંદ્રિય (કાન)*

બધા સંસારીઓને પાંચે ઇંદ્રિયો નથી હોતી (પૃથ્વી આદિ કેટલાક જીવોને) એક (સ્પર્શ), કરમિયા વગેરે કેટલાકને બે (સ્પર્શ અને રસ), કીડી વગેરે કેટલાકને ત્રણ (સ્પર્શ, રસ, ઘ્રાણ), ભમરા વગેરે કેટલાકને ચાર (સ્પર્શ, રસ, ઘ્રાણ, નેત્ર), અને મનુષ્ય વગેરે કેટલાકને પાંચ (સ્પર્શ, રસ, ઘ્રાણ, નેત્ર અને શ્રોત્ર) ઇંદ્રિય હોય છે

પાંચે ઇંદ્રિયોના 'દ્રવ્ય' અને 'ભાવ' એમ બબ્બે ભેદ છે પુદ્ગલમય જડ ઇંદ્રિય તે દ્રવ્યેંદ્રિય છે, અને આત્મિક પરિણામરૂપ ઇંદ્રિય તે ભાવેંદ્રિય

દ્રવ્યેંદ્રિયના પણ પાછા નિર્વૃતિ અને કરણ એમ બે પ્રકાર છે શરીરની ઉપર દેખાતી ઇંદ્રિયોની આકૃતિઓ, જે પુદ્ગલસ્કંધોની વિશિષ્ટ રચનાઓ છે, તે નિર્વૃતિઇંદ્રિય, અને નિર્વૃતિઇંદ્રિયની બહાર અને અંદરની પૌદ્ગલિક શક્તિ, જેના વિના નિર્વૃતિઇન્દ્રિય જ્ઞાન પેદા કરવાને અસમર્થ છે, તે ઉપકરણેંદ્રિય

ભાવેંદ્રિય પણ 'લબ્ધિ' અને 'ઉપયોગ' એમ બે પ્રકારની છે ઇંદ્રિયહેતુક જ્ઞાનને રોકનારા કર્મોનો ક્ષય અને

---

*શતક ૧૯, ઉદ્દે૦ ૧, શતક ૧૭, ઉદ્દે૦ ૧ પણ

અને પ્રતિબંધ હોય તો કદાચ ત્રણ દિશામાંથી કદાચ ચાર દિશામાંથી અને કદાચ પાંચ દિશામાંથી પુદ્ગલોને ગ્રહણ કરે[1]

વૈક્રિય શરીરની બાબતમાં પણ તે પ્રમાણે જાણવું પરંતુ તે અવશ્ય છએ દિશામાંથી આવેલાં હોય છે[2] એ પ્રમાણે આહારક શરીરનું પણ જાણવું

તૈજસ શરીરની બાબતમાં સ્થિત દ્રવ્યોને ગ્રહણ કરે છે એમ કહેવું, બાકીનું બધું ઔદારિક પ્રમાણે કહેવું કાર્મણ શરીર સંબંધે પણ એમ જ જાણવું

શ્રોત્રેન્દ્રિયથી જિહ્વેન્દ્રિય સુધીની બાબતમાં વૈક્રિય શરીરની પેઠે જાણવું અને સ્પર્શેન્દ્રિય સંબંધે ઔદારિક શરીરની પેઠે જાણવું[3]

મનોયોગ અને વચનયોગ માટે કાર્મણ શરીરની પેઠે જાણવું, પણ વિશેષ એ કે અવશ્ય છએ દિશામાંથી આવેલા પુદ્ગલો ગ્રહણ કરે છે કાયયોગ સંબંધે ઔદારિક શરીરની પેઠે જાણવું

—શતક ૨૫ ઉદ્દે ૨

---

૧ ઔદારિક જીવ લોકાન્ત નજીક આવ્યો હોય તો તેને ઓછી દિશામાંથી પુદ્ગલગ્રહણ હોય.

૨. કારણ કે ઉપયોગપૂર્વક વૈક્રિય શરીર બનાવનાર પંચેન્દ્રિય જ હોય છે અને તે ત્રસનાડીના મધ્યમાં હોવાથી તેને અવશ્ય છ દિશાના આહારનો સંભવ છે

૩ કારણ કે સ્પર્શેન્દ્રિય ઔદારિક જેવી છે

અસખ્યમા ભાગ જેટલી છે જિહ્વેદ્રિયની પહોળાઈ બેથી નવ આગળ જેટલી છે, અને સ્પર્શેદ્રિયની પહોળાઈ શરીર જેટલી છે પાચે ઇદ્રિયો અનત પ્રદેશની બનેલી છે તે ઇદ્રિયો અસખ્યેય પ્રદેશમા રહેલી (અવગાઢ) છે નેત્રેદ્રિયની અવગાહના સૌથી થોડી છે, તેથી સખ્યાતગણી અવગાહના કર્ણેદ્રિયની છે, તેથી સખ્યાતગણી ઘ્રાણેદ્રિયની, તેથી અસખ્યેયગણી જિહ્વાઇન્દ્રિયની, અને તેના કરતા સખ્યેયગણી અવગાહના સ્પર્શઇદ્રિયની છે

નેત્ર સિવાયની બીજી બધી ઇદ્રિયો અડકેલા અને પ્રવિષ્ટ થયેલા વિષયનુ ગ્રહણ કરે છે બધી ઇદ્રિયોનો વિષય ઓછામા ઓછો આગળના અસખ્ય ભાગ જેટલો છે, અર્થાત્ ઓછામા ઓછુ આગળના અસખ્યેય ભાગ જેટલા દૂર રહેલા વિષયને તે જાણી શકે છે કર્ણેદ્રિયનો વધારેમા વધારે વિષય બાર યોજનનો છે, અર્થાત વધારેમા વધારે બાર યોજનથી આવેલા શબ્દને કર્ણઇદ્રિય સાભળી શકે છે, નેત્રેદ્રિયનો વધારેમા વધારે વિષય લાખ યોજન કરતા વધારે છે — અર્થાત્ લાખ યોજન જેટલે દૂર રહેલા પદાર્થને તે જોઈ શકે છે * અને બાકીની બધી ઇન્દ્રિયોનો વધારેમા વધારે નવ યોજન જેટલો વિષય છે[1]

— શતક ૨, ઉદ્દે૦ ૪

* આ નિયમ તેજ વિનાની વસ્તુને માટે છે

૧ મૂળમા તો અહી 'પ્રજ્ઞાપના સૂત્ર' ગ્રથમાથી પદરમા ઇદ્રિય પદનો આખો પ્રથમ ઉદ્દેશક અહી ઉતારવો એમ જણાવ્યુ છે

ઉપશમ, અર્થાત્ આત્માની જાણવાની શક્તિ તે લબ્ધિઇંદ્રિય, અને તે શક્તિનો પોતપોતાના વિષયમાં (નિર્વૃતિ અને ઉપકરણની મદદથી) ઉપયોગ તે ઉપયોગઇંદ્રિય.

લબ્ધિઇંદ્રિય હોય ત્યારે જ નિર્વૃતિનો સંભવ છે અને નિર્વૃતિ વિના ઉપકરણઇંદ્રિય હોતી નથી, અર્થાત્ લબ્ધિ પ્રાપ્ત થયે છતે જ નિર્વૃતિ, ઉપકરણ અને ઉપયોગ થઈ શકે છે. તે જ રીતે નિર્વૃતિ પ્રાપ્ત થયે છતે જ ઉપકરણ અને ઉપયોગ થઈ શકે છે તથા ઉપકરણ પ્રાપ્ત થયે છતે જ ઉપયોગનો સંભવ છે. સારાંશ કે પૂર્વ પૂર્વ ઇંદ્રિય પ્રાપ્ત થયે છતે જ ઉત્તર ઉત્તર ઇંદ્રિયો પ્રાપ્ત થવાનો સંભવ છે પરંતુ એવો નિયમ નથી કે ઉત્તર ઉત્તર ઇંદ્રિયોની પ્રાપ્તિ થાય ત્યારે જ પૂર્વ પૂર્વ ઇંદ્રિયો પ્રાપ્ત થાય.

તે પાંચે ઇંદ્રિયના અનુક્રમે સ્પર્શ, રસ, ગંધ, વર્ણ અને શબ્દ એ પાંચ વિષયો છે.*

શ્રોત્રેંદ્રિયનો આકાર કદંબના ફૂલ જેવો છે.[1] નેત્રેંદ્રિયનો આકાર મસૂરની દાળ જેવો છે. ઘ્રાણેંદ્રિયનો આકાર અતિમુક્તક ચંદ્ર જેવો એટલે કે એક જાતના ફૂલની પાંખડી જેવો છે. જિહ્વેંદ્રિયનો આકાર સળયા (અસ્ત્રા) જેવો છે અને સ્પર્શેંદ્રિયનો આકાર અનેક પ્રકારનો છે.

બધી ઇંદ્રિયો આંગળના અસંખ્યેય ભાગ જેટલી જાડી છે. લંબાઈમાં નેત્રેંદ્રિય અને નાસિકેંદ્રિયની પહોળાઈ આંગળના

---

* શતક ૨ ઉદ્દે. ૪

[1] નિર્વૃતિ એટલે આકાર. તે આકાર અંદરનો અને બહારનો એમ બે પ્રકારના છે. અહીં અંદરનો આકાર સમજવાનો છે.

અસંખ્યમા ભાગ જેટલી છે જિહ્વેંદ્રિયની પહોળાઈ એથી નવ આગળ જેટલી છે, અને સ્પર્શેંદ્રિયની પહોળાઈ શરીર જેટલી છે પાચે ઇંદ્રિયો અનત પ્રદેશની બનેલી છે તે ઇંદ્રિયો અસખ્યેય પ્રદેશમા રહેલી (અવગાઢ) છે નેત્રેંદ્રિયની અવગાહના સૌથી થોડી છે, તેથી સખ્યાતગણી અવગાહના કર્ણેંદ્રિયની છે, તેથી સખ્યાતગણી ઘ્રાણેંદ્રિયની, તેથી અસખ્યેયગણી જિહ્વાઇન્દ્રિયની, અને તેના કરતા સખ્યેયગણી અવગાહના સ્પર્શઇંદ્રિયની છે

નેત્ર સિવાયની બીજી બધી ઇંદ્રિયો અડકેલા અને પ્રવિષ્ટ થયેલા વિષયનુ ગ્રહણ કરે છે બધી ઇંદ્રિયોનો વિષય ઓછામા ઓછો આગળના અસખ્ય ભાગ જેટલો છે, અર્થાત્ ઓછામા ઓછુ આગળના અસખ્યેય ભાગ જેટલા દૂર રહેલા વિષયને તે જાણી શકે છે કર્ણેંદ્રિયનો વધારેમા વધારે વિષય બાર યોજનનો છે, અર્થાત્ વધારેમા વધારે બાર યોજનથી આવેલા શબ્દને કર્ણઇંદ્રિય સાભળી શકે છે, નેત્રેંદ્રિયનો વધારેમા વધારે વિષય લાખ યોજન કરતા વધારે છે—અથાત્ લાખ યોજન જેટલે દૂર રહેલા પદાર્થને તે જોઈ શકે છે * અને બાકીની બધી ઇન્દ્રિયોનો વધારેમા વધારે નવ યોજન જેટલો વિષય છે[1]

—શતક ૨, ઉદ્દે૦ ૪

* આ નિયમ તેજ વિનાની વસ્તુને માટે છે

૧ મૂળમા તો અહી ‘પ્રજ્ઞાપના સૂત્ર’ ગ્રથમાથી પદરમા ઇંદ્રિય પદનો આખો પ્રથમ ઉદ્દેશક અહી ઉતારવો એમ જણાવ્યુ છે

## ૫ જીવ અને ભાષા મન કાય

### ૧

### ભાષા

જીવ[1] જેવું સંસારરચનામાં મુખ્ય એવું બીજું અજીવ તત્ત્વ જૈન પરિભાષામાં પુદ્ગલ કહેવાય છે. તેના મુખ્ય આઠ પ્રકાર છે: ભાષાનાં પુદ્ગલો (પરમાણુઓ – ભાષાવર્ગણા), મનનાં પુદ્ગલો (મનોવર્ગણા), શ્વાસોચ્છ્વાસનાં પુદ્ગલો (શ્વાસોચ્છ્વાસવર્ગણા), ઔદારિક પુદ્ગલો (ઔદારિકવર્ગણા), વૈક્રિય પુદ્ગલો (વૈક્રિયવર્ગણા), આહારક પુદ્ગલો (આહારકવર્ગણા), તૈજસ પુદ્ગલો (તૈજસવર્ગણા) અને કાર્મણ પુદ્ગલો (કાર્મણવર્ગણા). જગતમાં આકાર ધરનારી જે કોઈ જ ચીજ છે, તે બધીનો સમાવેશ આ આઠ જાતનાં પુદ્ગલોમાં જ થાય છે. આ આઠ સિવાય કોઈ પણ બીજી વસ્તુ નથી કે જે પુદ્ગલરૂપ હોય. એ પુદ્ગલના સ્વાભાવિક ગુણો આ છે: સ્પર્શ, રસ, ગંધ, વર્ણ, શબ્દ (અવાજ)[2], બંધ (પરસ્પર સંબંધ), સૂક્ષ્મપણું, સ્થૂલપણું, કોઈ જાતના

---

૧. આ બધું વિવરણ શતક ૨, ઉદ્દેશક ૧૦માં જણાવ્યા પ્રમાણે પ્રજ્ઞાપના સૂત્રમાંથી (પૃ. ૩૧૦–૧૦) ઉતારીને લીધું છે.

૨. વૈશેષિક નૈયાયિકની પેઠે જૈન દર્શન શબ્દને આકાશનો ગુણ નથી માનતું, પણ તેને ભાષાવર્ગણાનાં પુદ્ગલોનો એક પ્રકારનો વિશિષ્ટ પરિણામ માને છે. જે શબ્દ આત્માના પ્રયત્નથી ઉત્પન્ન થાય તે પ્રાયોગજ કહેવાય છે અને જેનો પ્રયત્ન સિવાય થતો – વાદળની ગર્જના જેવો અવાજ – વૈસ્રસિક કહેવાય છે. પ્રાયોગજમાં મનુષ્યાદિની ભાષામાં વાજિંત્રાદિના અવાજો તથા સંઘર્ષથી થતા અવાજોનો સમાવેશ થાય છે.

આકારે રહેવાપણુ, કોઈ રીતે ફાટવુ–નોખા થવુ–ભેદાવુ, અધારુ,[1] છાયો,[2] આતપ,[3] અને ઉદ્યોત[4]

પુદ્ગલમા પ્રત્યેક અણુએ તથા છેક મોટા સ્કધોમા પણ તે ચૌદે ગુણો હોય છે વિશેષ એટલો કે કોઈ અણુ કે સ્કધમા અમુક ગુણનુ આધિક્ય હોય યા અમુક ગુણની ન્યૂનતા હોય

ઉપર જણાવેલા આઠે જાતના પુદ્ગલો લોકાકાશમા ઠસોઠસ ભરેલા છે ભાષાવર્ગણાના પુદ્ગલોનુ સ્વરૂપ આ પ્રમાણે છે તે અનત પ્રદેશવાળા છે, રહેવા માટે અસખ્ય પ્રદેશ જેટલી જગા રોકે છે, તે એક સમય સુધી અને અસખ્ય સમય સુધી પણ એક સ્થળે ટકી શકે છે, પણ વધારે ટકતા નથી, તે અણુઓમા કાળો, નીલો, લાલ, પીળો અને ધોળો એમ પાચે વર્ણ છે, સુગધ અને દુર્ગધ એમ બે ગધ છે, ઠડો, ઊનો, ચીકણો અને લૂખો એ ચાર સ્પર્શ છે[5]

---

૧ અધારુ ભીતની પેઠે આખની જોવાની શક્તિને આડે આવે છે, માટે પુદ્ગલરૂપ છે

૨ છાયો ઠડા વાયુની પેઠે ઠડક આપી આપણને ખુશી કરે છે, માટે પુદ્ગલરૂપ છે

૩ તડકો અગ્નિની પેઠે ઊનો હોવાથી પુદ્ગલરૂપ છે

૪ જુઓ તત્ત્વાર્થ અ ૫, સૂ ૨૩-૪ સૂર્ય આદિનો ઉષ્ણ પ્રકાશ તે આતપ અને ચદ્ર આદિનો અનુષ્ણ પ્રકાશ તે ઉદ્યોત

૫ કુલ સ્પર્શો તો ઉપર જણાવેલા ઉપરાત કઠણ, કોમળ, ભારે અને હળવો મળીને આઠ છે મોટા સ્કધોમા આઠે સ્પર્શ હોય છે.

અને તીખો કડવો કષાયેલો, ખાટો તથા મધુર એમ પાંચ રસ છે.

તે ભાષાના અણુઓમાં પણ બે જાતનાં અણુ હોય છે. કેટલાક ભાષાપણે ગ્રહણને યોગ્ય અને કેટલાક સાધારણ. ઉપર જે સ્વરૂપ કહેવામાં આવ્યું છે તે ભાષાના સાધારણ અણુઓનું છે. ભાષાપણે ગ્રહણને યોગ્ય અણુઓનું તો આ સ્વરૂપ છે. તેઓમાં કોઈમાં એક ગંધ અને કોઈમાં બે ગંધ હોય છે. કોઈમાં એક રસ, બે રસ, ત્રણ રસ, ચાર રસ કે કોઈમાં પાંચ રસ હોય છે. કોઈમાં એક-બે-ત્રણ-ચાર અને કોઈમાં પાંચે રસ હોય છે. તથા કોઈમાં બે, ત્રણ અને કોઈમાં ચારે પણ હોય છે. બોલનાર જીવ લોકાકાશમાં રહેલા સઘળા અણુઓને ભાષાપણે વાપરતો નથી. પણ જ્યાં તેનો આત્મા રહેલો છે ત્યાં જે (ભાષાના) અણુઓ રહેલા હોય, તેમને જ વપરાશમાં લે છે. કોઈ બોલનાર મહાપ્રયત્નવાળો હોય, તો તેણે બોલેલ શબ્દના અણુઓ છેક લોકને છેડે જઈ શબ્દપણું મૂકી દઈ વીખરાઈ જાય છે. અને જો કોઈ બોલનાર મંદ પ્રયત્નવાળો હોય, તો તેણે કહેલ શબ્દના અણુઓ અમુક યોજન સુધી જઈ પછી શબ્દપણું છોડી દઈ વીખરાઈ જાય છે. અર્થાત્ શબ્દમાં એવી પણ ગતિ ઉત્પન્ન થઈ શકે છે કે જેથી તે લોકાંત પર્યંત પણ પહોંચી શકે છે.

ભાષાનું આદિકારણ જીવ છે. ભાષાની ઉત્પત્તિ શરીરથી છે. તેનો ઘાટ વજ્ર જેવો છે. અને તેનો અંત લોકને છેડે છે. ભાષાના ચાર પ્રકાર છે: સત્ય, મૃષા (અસત્ય)

સત્ય-મૃષા (મિશ્ર), અને અસત્યામૃષા (સત્ય પણ નહી, તેમ અસત્ય પણ નહિ)*

સત્યભાષી સૌથી થોડા છે, અસત્યભાષી તે કરતા અસંખ્યગણા છે, તે કરતા સત્યમૃષાભાષી અસંખ્યગણા છે, અને અસત્ય-અમૃષા-ભાષી તે કરતા પણ અસંખ્યગણા છે

રાજગૃહનગરનો પ્રસંગ છે

ગૌ૦—હે ભગવન્! ભાષા એ જીવસ્વરૂપ છે કે તેથી અન્ય છે?x

મ૦—હે ગૌતમ! ભાષા એ આત્મા નથી પણ તેથી અન્ય (પુદ્ગલસ્વરૂપ) છે

ગૌ૦—હે ભગવન્! ભાષા રૂપવાળી છે કે અરૂપી છે?

મ૦—હે ગૌતમ! ભાષા (પુદ્ગલમય હોવાથી) રૂપી છે, પણ અરૂપી નથી

ગૌ૦—હે ભગવન્! જીવોને ભાષા હોય છે કે અજીવોને?

મ૦—હે ગૌતમ! જીવોને ભાષા હોય છે, પણ અજીવોને ભાષા હોતી નથી.

---

* છેલ્લો પ્રકાર તે સંબોધન, આજ્ઞા વગેરેમા વપરાતી ભાષાનો છે બે ઇંદ્રિયવાળા, ત્રણ ઇંદ્રિયવાળા, ચાર ઇંદ્રિયવાળા અને અશિક્ષિત પાંચ ઇંદ્રિયવાળા તિર્યંચ અસત્યઅમૃષાભાષી, (સામાન્ય રીતે) કહેવાય છે તે બધાનું બોલવું નથી સત્ય કે નથી અસત્ય માત્ર તે કાંઈક સંબોધન કે આજ્ઞારૂપ હોય છે

x જીવથી પ્રયોજાય છે, જીવના બંધ અને મોક્ષનું કારણ થાય છે, માટે જીવનો ધર્મ હોવાથી, ભાષાને આત્મા કહી શકાય? કે શ્રોત્રેન્દ્રિયગ્રાહ્ય—મૂર્ત—હોવાથી જીવ કરતા અન્ય કહેવાય, એ શંકાથી પ્રશ્ન છે.

ગૌ — હે ભગવન્! બોલાયા પૂર્વે ભાષા કહેવાય, બોલાતી હોય ત્યારે ભાષા કહેવાય, કે બોલાયા પછી ભાષા કહેવાય?

મ — હે ગૌતમ! બોલાતી હોય ત્યારે ભાષા કહેવાય.

— શતક ૧૩ ઉદ્દે ૭

૨

મન

ગૌ — હે ભગવન્! મન એ આત્મા છે કે તેથી અન્ય મન છે?

મ — હે ગૌતમ! મન એ આત્મા નથી, પણ તેથી અન્ય (પુદ્ગલસ્વરૂપ છે)

ગૌ — હે ભગવન્! મન રૂપી છે કે અરૂપી?

મ — હે ગૌતમ! મન (પુદ્ગલમય હોવાથી) રૂપી છે પણ અરૂપી નથી

ગૌ — હે ભગવન્ જીવોને મન હોય છે કે અજીવોને?

મ — હે ગૌતમ! જીવોને મન હોય છે પણ અજીવોને મન નથી હોતું

ગૌ — હે ભગવન્! મન કેટલા પ્રકારનું છે?

મ — હે ગૌતમ મન ચાર પ્રકારનું કહ્યું છે સત્ય, અસત્ય, મિશ્ર તથા સત્ય પણ નહિ કે અસત્ય પણ નહિ

— શતક ૧૩ ઉદ્દે ૭

૩

કાયા

ગૌ — હે ભગવન્! કાય(શરીર) આત્મા છે કે તેથી અન્ય છે?

મ૦—હે ગૌતમ ! કાય આત્મા પણ છે (કારણ કે શરીરને સ્પર્શ થતા તેનો આત્માને અનુભવ થાય છે), તેમ જ આત્માથી ભિન્ન પણ છે, (નહિ તો શરીરનો નાશ થતા આત્માનો પણ નાશ થાય)

ગૌ૦—હે ભગવન્ ! કાય રૂપી છે કે અરૂપી ?

મ૦—હે ગૌતમ ! (સ્થૂલ શરીરની અપેક્ષાએ) રૂપી પણ છે, અને (કાર્મણ શરીરની અપેક્ષાએ અતિ સૂક્ષ્મ હોવાને લીધે) અરૂપી પણ છે

ગૌ૦—હે ભગવન્ ! કાય સચિત્ત (સજીવ) છે, કે અચિત્ત છે ?

મ૦—હે ગૌતમ ! (જીવત્ અવસ્થામા ચૈતન્યયુક્ત હોવાથી) સચિત્ત પણ છે, અને (મૃત અવસ્થામા ચૈતન્યનો અભાવ હોવાથી) અચિત્ત પણ છે

ગૌ૦—હે ભગવન્ ! જીવોને કાય હોય છે કે અજીવોને ?

મ૦—હે ગૌતમ ! જીવોને પણ હોય છે, અને અજીવોને (તીર્થંકરાદિની મૂર્તિને) પણ હોય છે

—શતક ૧૩, ઉદ્દે૦ ૭

## ૬ જીવને લગતી કેટલીક બાબતો

### ૧

### અધિકરણ

'અધિકરણ એટલે હિંસાદિ પાપકર્મના હેતુભૂત વસ્તુ તેના આતરિક અને બાહ્ય બે ભેદ છે તેમા શરીર અને ઇંદ્રિયો આતરિક અધિકરણ છે, અને કુહાડા, દોશ વગેરે પરિગ્રહાત્મક વસ્તુઓ બાહ્ય અધિકરણ છે'

ગૌ —હે ભગવન્ જીવ અધિકરણી–અધિકરણવાળો છે કે અધિકરણરૂપ છે?

મ —હે ગૌતમ! જીવ અધિકરણી પણ છે અને અધિકરણ પણ છે

ગૌ —હે ભગવન્! એનું શું કારણ?

મ —હે ગૌતમ! જે જીવ વિરતિવાળો હોય તેને શરીરાદિ આંતર અને બાહ્ય પરિગ્રહાત્મક વસ્તુનો સદ્ભાવ હોવા છતાં પણ મમત્વના અભાવથી તે અધિકરણી કે અધિકરણ કહેવાતો નથી પરંતુ જે જીવ અવિરતિવાળો હોય છે તેને મમત્વ હોવાથી તે અધિકરણી અને અધિકરણરૂપ કહેવાય છે

નોંધ જે અધિકરણવાળો હોય તે અધિકરણી કહેવાય, છતાં શરીરાદિ અધિકરણથી કથંચિત્ અભિન્ન હોવાથી જીવ અધિકરણરૂપ પણ છે

ગૌ —હે ભગવન્! જીવ સાધિકરણી[1] છે કે નિરધિકરણી?

મ —હે ગૌતમ! જીવ સાધિકરણી છે પણ નિરધિકરણી નથી અવિરતિરૂપ હેતુથી જીવો સાધિકરણી છે પણ નિરધિકરણી નથી.

ગૌ —હે ભગવન્! જીવ આત્માધિકરણી પરાધિકરણી છે કે તદુભયાધિકરણી[2] છે?

---

૧. શરીરાદિ અધિકરણ સહિત તે સાધિકરણી

૨. સ્વયં પ્રવૃત્તિ કરે તે આત્માધિકરણી અન્યની પાસે કરાવે તે પરાધિકરણી અને સ્વયં કરે તથા અન્યની પાસે કરાવે તે ઉભયાધિકરણી

મ૦—હે ગૌતમ ! તે ત્રણે છે અવિરતિરૂપ હેતુથી જીવ નિરધિકરણી નથી

—શતક ૧૬, ઉદ્દે૦ ૧

૨૮

## વેદક

ગૌ૦—હે ભગવન્ ! સ્ત્રીવેદક,* પુરુષવેદક, નપુંસકવેદક, અને અવેદક – એ બધા જીવોમા કયા જીવ કોનાથી વધારે, ઓછા કે તુલ્ય છે ?

મ૦—હે ગૌતમ ! સૌથી થોડા પુરુષવેદકો છે, તેનાથી સંખ્યેયગણા સ્ત્રીવેદક છે, અવેદક અનંતગણા છે અને નપુંસકવેદક અનંતગણા છે

દેવ, મનુષ્ય અને તિર્યંચરૂપ પુરુષો કરતા સ્ત્રીઓ અનુક્રમે ૩૨ વધારે ૩૨ ગણી, સત્તાવીશ વધારે સત્તાવીશ-ગણી, અને ત્રણ વધારે ત્રણગણી છે વળી નવમા વગેરે ગુણસ્થાનોવાળા ૪૦ જીવો અને સિદ્ધો અવેદક છે, અને તે બધા અનંત હોવાથી સ્ત્રીવેદવાળાઓ કરતા અનંતગણા છે વળી સિદ્ધો કરતા અનંતકાયિકો[1] (જેઓ નપુંસક છે તે,)

* સ્ત્રીવેદ એટલે સ્ત્રીજાતિને યોગ્ય કામાદિ વિકાર તે પ્રમાણે પછીના વેદોનુ સમજવુ

૧ અનંત જીવોનુ મળીને એક જ સામાન્ય શરીર હોય તે અનંતકાયિક કહેવાય છે તે જેવા કે આદુ, બટાટા વગેરે વનસ્પતિઓ

ગૌ.—હે ભગવન્! જીવ અધિકરણી—અધિકરણવાળો છે કે અધિકરણરૂપ છે?

મ.—હે ગૌતમ! જીવ અધિકરણી પણ છે અને અધિકરણ પણ છે.

ગૌ.—હે ભગવન્! એનું શું કારણ?

મ.—હે ગૌતમ! જે જીવ વિરતિવાળો હોય તેને શરીરાદિ આંતર અને બાહ્ય પરિગ્રહાત્મક વસ્તુનો સદ્ભાવ હોવા છતાં પણ મમત્વના અભાવથી તે અધિકરણી કે અધિકરણ કહેવાતો નથી, પરંતુ જે જીવ અવિરતિવાળો હોય છે તેને મમત્વ હોવાથી તે અધિકરણી અને અધિકરણરૂપ કહેવાય છે.

જીવ જે અધિકરણવાળો હોય તે અધિકરણી કહેવાય છતાં શરીરાદિ અધિકરણથી કથંચિત્ અભિન્ન હોવાથી જીવ અધિકરણરૂપ પણ છે.

ગૌ.—હે ભગવન્! જીવ સાધિકરણી[1] છે કે નિરધિકરણી?

મ.—હે ગૌતમ! જીવ સાધિકરણી છે પણ નિરધિકરણી નથી. અવિરતિરૂપ હેતુથી જીવો સાધિકરણી છે પણ નિરધિકરણી નથી.

ગૌ.—હે ભગવન્! જીવ આત્માધિકરણી છે, પરાધિકરણી છે કે તદુભયાધિકરણી[2] છે?

---

૧. શરીરાદિ અધિકરણ સહિત તે સાધિકરણી.

૨. સ્વયં પ્રવૃત્તિ કરે તે આત્માધિકરણી, અન્યની પાસે કરાવે તે પરાધિકરણી અને સ્વયં કરે તથા અન્યની પાસે કરાવે તે ઉભયાધિકરણી.

શાલિક્ષત્રાદિનું કરણ, અથવા ક્ષેત્ર દ્વારા સ્વાધ્યાયનું કરવું તે ક્ષેત્રકરણ કાલરૂપ કરણ અથવા કાળનું, કાળ વડે અથવા કાળમાં કરવું તે કાળકરણ ૪ નારકાદિ ભવરૂપ કરણ તે ભવકરણ ૫ એ પ્રમાણે ભાવકરણ સબંધે પણ જાણવું

વળી પાંચ પ્રકારના શરીર પ્રમાણે પાંચ પ્રકારનું શરીરકરણ છે, પાંચ પ્રકારની ઇંદ્રિયો પ્રમાણે પાંચ પ્રકારન ઇંદ્રિયકરણ છે, તે પ્રમાણે ચાર પ્રકારે ભાષાકરણ,[1] ચાર પ્રકારે મનકરણ,[1] ચાર પ્રકારે કપાયકરણ, સાત પ્રકારે સમુદ્ઘાત[2] કરણ, ચાર પ્રકારે સંજ્ઞાકરણ, છ પ્રકારે લેશ્યાકરણ, અને ત્રણ પ્રકારે દૃષ્ટિકરણ[3] કહેવું વેદકરણ પણ સ્ત્રી, પુરુષ અને નપુંસક એ ત્રણ પ્રકારો મુજબ ત્રણ પ્રકારનું છે

એકેંદ્રિયથી માંડીને પંચેદ્રિય સુધી પાંચ પ્રકારના જીવો મુજબ પ્રાણાતિપાતકરણ પણ પાંચ પ્રકારનું છે

વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને સંસ્થાન (આકૃતિ) – એ પાંચ પ્રમાણે પુદ્ગલકરણ પણ પાંચ પ્રકારનું છે[4]

— શતક ૧૯, ઉદ્દે૦ ૯

---

૧ જુઓ આગળ ભાષા તથા મનના ચાર પ્રકાર, પા ૩૬૪

૨ જુઓ સાત પ્રકારના સમુદ્ઘાત માટે પા ૯૨, ટિ૦ ૩

૩ સમકિતદૃષ્ટિ, મિથ્યાત્વદૃષ્ટિ અને મિશ્રદૃષ્ટિ – એ ત્રણ દૃષ્ટિઓ – સમજણ – શ્રદ્ધાઓ છે

૪ કરણ પ્રમાણે જ નિર્વૃતિ (નિષ્પત્તિ – તે પ્રમાણે થવું તે) પણ જાણવી જેમકે જીવનું એકેંદ્રિયાદિ જીવરૂપે થવું તે એકેંદ્રિયજીવનિવૃતિ, એ પ્રમાણે કર્મનિર્વૃતિ, શરીરનિર્વૃતિ, ભાષાનિર્વૃતિ, ઇંદ્રિયનિર્વૃતિ, મનોનિર્વૃતિ, કષાયનિવૃતિ વગેરે

અનંતગણા ગણ્યા છે તેથી તેઓ અવેદક કરતાં અનંતગણા છે[1]

—શતક ૧ ઉદ્દે ૩

૭

કરણ

ગૌ —હે ભગવન્! કરણ કેટલા પ્રકારનાં કહ્યાં છે?

મ —હે ગૌતમ કરણ ચાર પ્રકારનાં કહ્યાં છે મનકરણ વચનકરણ કાયકરણ અને કર્મકરણ (કર્મકરણ એટલે કર્મના બંધનાદિમાં નિમિત્તભૂત જીવનું વીર્ય)

નૈરયિકાદિ જીવો શુભાશુભ કરણથી વિવિધ સુખદુઃખાદિ અનુભવે છે

—શતક ૬ ઉદ્દે ૧

* * *

ગૌ —હે ભગવન્! કરણ કેટલા પ્રકારે કહ્યું છે?

મ —હે ગૌતમ! કરણ પાંચ પ્રકારે કહ્યું છે દ્રવ્યકરણ, ક્ષેત્રકરણ, કાલકરણ ભવકરણ અને ભાવકરણ

વિવરણ જે વડે કરાય તે કરણ ક્રિયાનું સાધન, અથવા કરવું તે કરણ. તેના પાંચ પ્રકાર છે ૧. દ્રવ્યરૂપ દાતરડા વડે કરણ તે દ્રવ્યકરણ અથવા શલાકાદિ દ્રવ્ય વ કટાદિ દ્રવ્યનું કરવું તે દ્રવ્યકરણ ૨ ક્ષેત્રરૂપ કરણ, અથવા

૧ પ્રસંગવશાત્ અહીંથી એવું ટીકા વડે કે અભવ્ય—અચરમ—થી મુક્ત ન બનાય જીવો કરતાં ભવ્ય—ચરમ—મુક્ત બનારા જીવો અનંતગણા છે કારણ કે અભવ્યો કરતાં સિદ્ધો અનંતગણા કહ્યા છે અને જેટલા સિદ્ધો છે તેટલા જ ચરમ જીવો છે

પામ્યા કરે, એ પરિણામી – નિત્યતા એથી જ જૈનદર્શન જ્ઞાન, સુખ, દુ ખ આદિ પર્યાયો આત્માના જ માને છે આત્માના બધા પર્યાયો એક જ અવસ્થાવાળા નથી હોતા કેટલાક પર્યાયો કોઈ એક અવસ્થામા તો બીજા કેટલાક બીજી કોઈ અવસ્થામા મળી આવે છે પર્યાયોની તે ભિન્ન ભિન્ન અવસ્થાઓ ભાવ કહેવાય છે આત્માના પર્યાયો અધિકમા અધિક છ ભાવવાળા હોઈ શકે છે

૧ કર્મના ઉપશમથી પેદા થાય તે ભાવ ઔપશમિક કહેવાય છે ઉપશમ એક પ્રકારની આત્મશુદ્ધિ છે, જે કચરો નીચે બેસી જવાથી પાણીમા આવતી સ્વચ્છતાની પેઠે સત્તાગત કર્મનો ઉદય તદન રોકાઈ જતા ઉત્પન્ન થાય છે ૨ કર્મના ક્ષયથી પેદા થાય તે ક્ષાયિક ભાવ છે ક્ષય એ આત્માની એક એવી પરમ વિશુદ્ધિ છે, જે સર્વથા કચરો કાઢી નાખવાથી જળમા આવતી સ્વચ્છતાની જેમ કર્મનો સબધ અસત છૂટી જતા પ્રગટ થાય છે ૩ ક્ષય અને ઉપશમથી પેદા થાય એ ક્ષાયોપશમિક ભાવ છે ક્ષયોપશમ એક પ્રકારની આત્માની શુદ્ધિ છે, જે કર્મના ઉદયમા નહિ આવેલા અશના ઉપશમથી અને ઉદયમા આવેલ અશના ક્ષયથી પ્રગટ થાય છે એ વિશુદ્ધિ મિશ્રિત હોય છે ૪ ઉદયથી પેદા થાય તે ઔદયિક ભાવ ઉદય એક પ્રકારની આત્માની કલુષિતતા છે, જે મેલ મળવાથી પાણીમા આવતી મલિનતાની પેઠે કર્મના વિપાકાનુભવથી ઉત્પન્ન થાય છે ૫ પારિણામિક ભાવ દ્રવ્યનો એક પરિણામ છે, જે ફક્ત દ્રવ્યના અસ્તિત્વથી જ પોતાની જાતે જ ઉત્પન્ન થયા કરે છે, અર્થાત્ કોઈ પણ દ્રવ્યનુ સ્વાભાવિક સ્વરૂપપરિણમન જ

## ૪
## સંજ્ઞા

ગૌ૦—હે ભગવન્! સંજ્ઞાઓ કેટલી કહી છે?

મ૦—હે ગૌતમ! દશ સંજ્ઞાઓ કહી છે: ૧ આહારસંજ્ઞા, ૨ ભયસંજ્ઞા, ૩ મૈથુનસંજ્ઞા, ૪ પરિગ્રહસંજ્ઞા, ૫ ક્રોધસંજ્ઞા, ૬ માનસંજ્ઞા, ૭ માયાસંજ્ઞા, ૮ લોભસંજ્ઞા, ૯ લોકસંજ્ઞા (વિશેષ બોધ) અને ૧૦ ઓઘસંજ્ઞા (સામાન્ય બોધ).

—શતક ૭, ઉદ્દે૦ ૮

## ૫
## ભાવો

ગૌ૦—હે ભગવન્! ભાવ કેટલા પ્રકારના કહ્યા છે?

મ૦—હે ગૌતમ! ભાવ છ પ્રકારના કહ્યા છે: ઔપશમિક, ક્ષાયિક, ક્ષાયોપશમિક, ઔદયિક, પારિણામિક અને સાંનિપાતિક.

[વિવરણ. જૈન દર્શન આત્માને એકાંત ક્ષણિક નથી માનતું કે એકાંત નિત્ય–અપરિણામી નથી માનતું. પરંતુ પરિણામી નિત્ય માને છે. મૂળ આત્મતત્ત્વ ત્રણે કાળમાં સ્થિર રહેવા છતાં દેશ કાળ આદિ નિમિત્ત પ્રમાણે પ્રકાર

---

સમજવા. તેમ જ વસ્ત્ર આકૃતિની નિવૃત્તિ પણ જાણવી. જેમ કે નૈરયિકોને હુંડ સંસ્થાનનિવૃત્તિ છે, અસુરકુમારોને સમચતુરસ્ર સંસ્થાન નિવૃત્તિ છે, પૃથ્વીકાયિકોને મસૂર અને ચંદ્રાકારસંસ્થાન નિવૃત્તિ છે ઇ૦

૮ બધી આકૃતિઓ માટે જુઓ આ માળાનું '[illegible]' પુસ્તક ૫.

પામ્યા કરે, એ પરિણામી–નિત્યતા એથી જ જૈનદર્શન જ્ઞાન, સુખ, દુઃખ આદિ પર્યાયો આત્માના જ માને છે આત્માના બધા પર્યાયો એક જ અવસ્થાવાળા નથી હોતા કેટલાક પર્યાયો કોઈ એક અવસ્થામા તો બીજા કેટલાક બીજી કોઈ અવસ્થામા મળી આવે છે પર્યાયોની તે ભિન્ન ભિન્ન અવસ્થાઓ ભાવ કહેવાય છે આત્માના પર્યાયો અધિકમા અધિક છ ભાવવાળા હોઈ શકે છે

૧ કર્મના ઉપશમથી પેદા થાય તે ભાવ ઔપશમિક કહેવાય છે ઉપશમ એક પ્રકારની આત્મશુદ્ધિ છે, જે કચરો નીચે બેસી જવાથી પાણીમા આવતી સ્વચ્છતાની પેઠે સત્તાગત કર્મનો ઉદય તદ્દન રોકાઈ જતા ઉત્પન્ન થાય છે ૨ કર્મના ક્ષયથી પેદા થાય તે ક્ષાયિક ભાવ છે ક્ષય એ આત્માની એક એવી પરમ વિશુદ્ધિ છે, જે સર્વથા કચરો કાઢી નાખવાથી જળમા આવતી સ્વચ્છતાની જેમ કર્મનો સબધ અસત છૂટી જતા પ્રગટ થાય છે ૩ ક્ષય અને ઉપશમથી પેદા થાય એ ક્ષાયોપશમિક ભાવ છે ક્ષયોપશમ એક પ્રકારની આત્માની શુદ્ધિ છે, જે કર્મના ઉદયમા નહિ આવેલા અશના ઉપશમથી અને ઉદયમા આવેલ અશના ક્ષયથી પ્રગટ થાય છે એ વિશુદ્ધિ મિશ્રિત હોય છે ૪ ઉદયથી પેદા થાય તે ઔદયિક ભાવ ઉદય એક પ્રકારની આત્માની કલુષિતતા છે, જે મેલ મળવાથી પાણીમા આવતી મલિનતાની પેઠે કર્મના વિપાકાનુભવથી ઉત્પન્ન થાય છે ૫ પારિણામિક ભાવ દ્રવ્યનો એક પરિણામ છે, જે ફક્ત દ્રવ્યના અસ્તિત્વથી જ પોતાની જાતે જ ઉત્પન્ન થયા કરે છે, અર્થાત્ કોઈ પણ દ્રવ્યનુ સ્વાભાવિક સ્વરૂપપરિણમન જ

પારિણામિક ભાવ કહેવાય. ૬ સાંનિપાતિક ભાવ એટલે અનેક ભાવોના સંમેલનથી બનો ભાવ.

દર્શનમોહનીય કર્મના ઉપશમથી સમ્યક્ત્વ પ્રગટ થાય છે માટે સમ્યક્ત્વ એ ઔપશમિક ભાવ છે. કેવલજ્ઞાનાવરણના ક્ષયથી કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે માટે કેવલજ્ઞાન એ ક્ષાયિક ભાવ છે. મતિજ્ઞાનાવરણના ક્ષયોપશમથી મતિજ્ઞાન પ્રગટ થાય છે માટે મતિજ્ઞાન એ ક્ષાયોપશમિક ભાવ છે. દેવગતિ નામકર્મના ઉદયનું ફળ દેવગતિ છે માટે તે ઔદયિક ભાવ છે. જીવત્વ – ચૈતન્ય ભવ્યત્વ – મુક્તિની યોગ્યતા અને અભવ્યત્વ – મુક્તિની અયોગ્યતા એ ત્રણ ભાવો સ્વાભાવિક છે. અર્થાત્ તે કર્મના ઉદયથી કે ઉપશમથી કે ક્ષયથી કે ક્ષયોપશમથી પેદા નથી થતા. પરંતુ અનાદિસિદ્ધ આત્મદ્રવ્યના અસ્તિત્વથી જ સિદ્ધ છે. તેથી તે પારિણામિક છે.

ગૌ — હે ભગવન્! ઔદયિક ભાવ કેટલા પ્રકારનો છે?

મ — હે ગૌતમ! ઔદયિક ભાવ બે પ્રકારે કહ્યો છે: ઔદયિક અને ઉદયનિષ્પન્ન. આઠ કર્મપ્રકૃતિઓનો ઉદય તે ઔદયિક. ઉદયનિષ્પન્નના બે પ્રકાર છે: જીવોદયનિષ્પન્ન અને અજીવોદયનિષ્પન્ન. કર્મના ઉદયથી જીવમાં નિષ્પન્ન થયેલા નારકતિર્યંચ આદિ પર્યાયો જીવોદયનિષ્પન્ન કહેવાય છે. અને કર્મના ઉદયથી અજીવને વિષે થયેલા પર્યાયો, જેમકે ઔદારિકાદિ શરીર (ઔદારિક શરીરનામકર્મના ઉદયથી પુદ્ગલદ્રવ્ય સ્વરૂપ અજીવને વિષે નિષ્પન્ન હોવાથી) અજીવોદયનિષ્પન્ન છે.*

—શતક ૧૭, ઉ૰ ૧

* વધુ માટે જુઓ અનુયોગદ્વાર સૂત્ર પ. ૧૧૩-૧૨૭.

૬

રાજગૃહનગરનો પ્રસગ છે

ગૌ૦—હે ભગવન્! જીવ જીવત્વની અપેક્ષાએ પ્રથમ છે કે અપ્રથમ છે?

ઉ૦—હે ગૌતમ! તે પ્રથમ નથી, પણ અપ્રથમ છે જે જીવે જે ભાવ પૂર્વે પ્રાપ્ત કરેલો છે, તેની અપેક્ષાએ તે અપ્રથમ કહેવાય છે, જેમકે જીવત્વ અનાદિ કાળથી જીવને પ્રાપ્ત થયેલુ છે, માટે જીવત્વની અપેક્ષાએ જીવ અપ્રથમ છે પરતુ જે જીવ પૂર્વે અપ્રાપ્ત એવા જે ભાવને પ્રાપ્ત કરે, તેની અપેક્ષાએ તે પ્રથમ કહેવાય, જેમકે સિદ્ધત્વની અપેક્ષાએ સિદ્ધ પ્રથમ છે, કારણ કે સિદ્ધત્વ પૂર્વે જીવને પ્રાપ્ત થયેલુ નથી અનાહારક જીવનો અનાહારક ભાવ વિચારીએ તો જે જીવ સિદ્ધગતિમા છે, તે સિદ્ધગતિના અનાહારક ભાવ કરતા પ્રથમ છે કારણ કે તેણે તે ગતિનુ અનાહારકપણુ પૂર્વે પ્રાપ્ત કર્યું નથી, પરતુ વિગ્રહગતિને પ્રાપ્ત સસારી જીવ અપ્રથમ છે, કારણ કે, તેણે વિગ્રહગતિમા પૂર્વે અનાહારકપણુ અનત વાર પ્રાપ્ત કર્યું છે

સમ્યગ્દૃષ્ટિજીવને સમ્યગ્દૃષ્ટિભાવ વડે વિચારીએ તો, જે જીવો પહેલી વાર જ સમ્યગ્દર્શન પ્રાપ્ત કરે છે, તેઓ સમ્યગ્દૃષ્ટિભાવ કરતા પ્રથમ છે, પરતુ જેઓ સમ્યગ્દર્શન પ્રાપ્ત કર્યા બાદ ત્યાથી પડીને તેને ફરી પ્રાપ્ત કરે છે, તેઓ અપ્રથમ છે સમ્યગ્દૃષ્ટિભાવની અપેક્ષાએ સિદ્ધોને પણ પ્રથમ જાણવા, કારણ કે સિદ્ધત્વસહચરિત સમ્યગ્દર્શન મોક્ષગમન સમયે પ્રથમ પ્રાપ્ત થાય છે

મિથ્યાદૃષ્ટિભાવની અપેક્ષાએ મિથ્યાદૃષ્ટિ જીવ અપ્રથમ છે કારણ કે મિથ્યાદર્શન અનાદિ છે

સંયતજીવ અને મનુષ્યને સમ્યગ્દૃષ્ટિ જીવ પ્રમાણે જાણવા [એ પ્રમાણે મૂળમાં અનેક બાબતોની અપેક્ષાએ પ્રથમતા–અપ્રથમતાનો વિચાર કરેલો છે]

— શતક ૧૮ ઉદ્દે ૧

## ૭

## લબ્ધિ

તે તે પ્રતિબંધક કર્મના ક્ષયાદિથી આત્માને જ્ઞાનાદિ ગુણનો લાભ થવો તે લબ્ધિ કહેવાય.

ગૌ — હે ભગવન્ ! લબ્ધિ કેટલા પ્રકારની કહી છે ?

મ — હે ગૌતમ ! લબ્ધિ દશ પ્રકારની કહી છે

૧ તથાવિધ જ્ઞાનાવરણ કર્મના ક્ષય કે ક્ષયોપશમથી યથાસંભવ પાંચ પ્રકારના જ્ઞાનનો લાભ થવો તે જ્ઞાનલબ્ધિ. ૨ સમ્યક્ મિથ્યા કે મિશ્ર શ્રદ્ધાનરૂપ આત્માનો પરિણામ તે દર્શનલબ્ધિ. ૩ ચારિત્રમોહનીય કર્મના ક્ષય ઉપશમ કે ક્ષયોપશમથી થયેલો આત્મપરિણામ તે ચારિત્રલબ્ધિ. ૪ અપ્રત્યાખ્યાનાવરણ* કષાયના ક્ષયોપશમથી થયેલો દેશવિરતિરૂપ આત્મપરિણામ તે ચારિત્રાચારિત્રલબ્ધિ. ૫–૯ દાનાન્તરાય લાભાન્તરાય ભોગાન્તરાય ઉપભોગાન્તરાય અને વીર્યાન્તરાય કર્મના ક્ષય કે ક્ષયોપશમથી થતી લબ્ધિઓ અનુક્રમે દાનલબ્ધિ, લાભલબ્ધિ, ભોગલબ્ધિ,

---

* જુઓ આગળ પા ૨૦ ટિ ૫.

ઉપભોગલબ્ધિ, અને વીર્યલબ્ધિ કહેવાય છે ૧૦ મતિ-જ્ઞાનાવરણ કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલ ભાવેન્દ્રિયોનો તથા એકેન્દ્રિયાદિ જાતિનામકર્મ અને પર્યાપ્તનામકર્મના ઉદયથી દ્રવ્યેન્દ્રિયોનો લાભ થવો તે ઇન્દ્રિયલબ્ધિ

તેમા જ્ઞાનલબ્ધિ જ્ઞાનના પાચ પ્રકાર પ્રમાણે પાચ પ્રકારની છે અજ્ઞાનલબ્ધિ પણ મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને વિભગજ્ઞાન અનુસાર ત્રણ પ્રકારની છે

દર્શનલબ્ધિ ત્રણ પ્રકારની છે ૧ મિથ્યાત્વ-મોહનીયકર્મના ઉપશમ, ક્ષય કે ક્ષયોપશમથી થયેલ શ્રદ્ધાન-રૂપ આત્મપરિણામ તે સમ્યગ્દર્શન લબ્ધિ ૨ અશુદ્ધ મિથ્યાત્વપુદ્ગલના વેદનથી થયેલ વિપર્યાસરૂપ જીવપરિણામ તે મિથ્યાદર્શનલબ્ધિ, અને ૩ અર્ધવિશુદ્ધ મિથ્યાત્વપુદ્ગલના વેદનથી ઉત્પન્ન થયેલ મિશ્ર રુચિરૂપ જીવપરિણામ તે સમ્યગમિથ્યાદર્શનલબ્ધિ

ચારિત્રલબ્ધિ પાચ પ્રકારની છે ૧ હિસાદિ સદોષ પ્રવૃત્તિથી વિરતિ તે 'સામાયિક ચારિત્ર' તેના બે પ્રકાર છે ઇત્વર અને યાવત્કથિક ઇત્વર એટલે અલ્પકાલીન તે ઇત્વર સામાયિક પહેલા અને છેલ્લા તીર્થંકરના તીર્થને વિષે[1] પ્રથમ દીક્ષા લેનારને હોય છે યાવત્કથિક એટલે

---

૧ પહેલા તીર્થંકરના મુનિઓ ઋજુજડ હતા એટલે તેમને ધર્મ સમજવો મુશ્કેલ હતો પણ પાળવો સહેલો હતો, જ્યારે અંતિમ તીર્થંકરના મુનિઓ વક્રજડ હતા, તેથી તેમને ધર્મ સમજવો સહેલો હતો, પણ પાળવો મુશ્કેલ હતો જ્યારે વચગાળાના મુનિઓ ઋજુપ્રાજ્ઞ હતા જુઓ ઉત્તરાધ્યયન અ ૨૩, ૨૫-૯

યાવજ્જીવ. તે ચારિત્ર મધ્યમ બાવીસ તીર્થંકરના તીર્થને વિષે વર્તમાન સાધુઓને હોય છે કેમકે તેઓ ઋજુ અને પ્રાજ્ઞ હોવાથી તેઓને ચારિત્રમાં દોષનો સંભવ નથી તેથી તેઓને પ્રથમથી જ યાવત્કથિક સામાયિક ચારિત્ર હોય છે

૨ છેદોપસ્થાપનીય પૂર્વના ચારિત્રપર્યાયનો છેદ કરીને ફરીથી મહાવ્રતોને અંગીકાર કરવાં તે. તેના બે પ્રકાર છે સાતિચાર અને નિરતિચાર. ઇત્વરસામાયિકવાળા પ્રથમ દીક્ષિત પુન મહાવ્રતોનું આરોપણ કરે અથવા બીજા તીર્થંકરના સાધુઓ બીજા તીર્થંકરના તીર્થમાં પ્રવેશ કરે, ત્યારે તેને નિરતિચારચારિત્ર હોય છે પરંતુ મહાવ્રતોનો મૂળથી ભંગ કરનાર સાધુ પુન મહાવ્રતોનો સ્વીકાર કરે ત્યારે તે સાતિચાર કહેવાય છે ૩ પરિહારવિશુદ્ધિ ચારિત્ર: તેમાં ગચ્છથી જુદા થઈ નવ સાધુઓ આત્માની વિશુદ્ધિ અર્થે એક વિશિષ્ટ તપનો સ્વીકાર કરે છે તેમાં ચાર તપ કરનારા ચાર સેવા કરનારા અને એક ગુરુસ્થાને હોય છે તપ કરનારાઓનું ઓછામાં ઓછું તપ આ પ્રમાણે છે ગ્રીષ્મઋતુમાં ઓછામાં ઓછો એક ઉપવાસ મધ્યમ બે ઉપવાસ અને વધારેમાં વધારે ત્રણ ઉપવાસ. શિશિર ઋતુમાં ઓછામાં ઓછા બે ઉપવાસ મધ્યમ ત્રણ ઉપવાસ અને વધારેમાં વધારે ચાર ઉપવાસ. અને વર્ષાઋતુમાં ઓછામાં ઓછા ત્રણ ઉપવાસ મધ્યમ ચાર ઉપવાસ અને વધારેમાં વધારે પાંચ ઉપવાસ. પારણામાં આયંબિલ કરવાનું (એટલે કે એક વખત ઘી વગેરે રસરહિત ખાવાનું તથા ગરમ પાણી પીવાનું) હોય છે ચાર સેવા કરનારા અને ગુરુ રોજ

આયંબિલ કરે છે આ પ્રમાણે ૭ માસ સુધી તપ કર્યાં બાદ તપ કરનારાઓ સેવા કરે છે, અને સેવા કરનારા ૭ માસ તપ કરે છે. ત્યાર પછી ગુરુ એ પ્રમાણે ૭ માસ તપ કરે છે, બાકીનાઓમાથી એક ગુરુ થાય છે, અને બીજા બધા સેવા કરે છે એ પ્રમાણે ૧૮ માસ પૂરા થયા બાદ તેઓ ગચ્છમા પાછા આવે છે, કે જિનકલ્પનો[1] સ્વીકાર કરે છે પરિહારવિશુદ્ધિ ચારિત્ર તીર્થંકર કે કેવલજ્ઞાની પાસેથી જ લઈ શકાય છે, કે જેણે તીર્થંકર કે કેવલજ્ઞાની પાસે પૂર્વે લીધુ હોય તેની પાસેથી લઈ શકાય છે ૪ સૂક્ષ્મસપરાય જેમા માત્ર સૂક્ષ્મ કષાય અને તે પણ લોભાશનો ઉદય હોય છે તે સૂક્ષ્મસપરાય તેના બે પ્રકાર છે વિશુધ્યમાનક અને સક્લિશ્યમાનક તેમા વિશુધ્યમાનક, ક્ષપકશ્રેણી અને ઉપશમ-શ્રેણીએ ચડનારને હોય છે, અને સક્લિશ્યમાનક ઉપશમ-શ્રેણીથી પડનારને હોય છે ૫ યથાખ્યાત સર્વથા કષાયોદયનો અભાવ જે ચારિત્રને વિષે હોય તે તેના બે પ્રકાર છે ઉપશમક – કષાયોનો ઉપશમ જેમા હોય તે અને ક્ષપક એટલે કષાયોનો ક્ષય જેમા હોય તે

ચારિત્રાચારિત્ર લબ્ધિ એક જ પ્રકારની છે

વીર્યલબ્ધિ ત્રણ પ્રકારની છે ૧ જેથી બાલ — સયમ-રહિત અજ્ઞાની — ની અસયમ – અજ્ઞાન – પૂર્વક કષ્ટદાયક અનુષ્ઠાનોમા પ્રવૃત્તિ થાય, તે બાલવીર્યલબ્ધિ ૨ જેથી સયમને વિષે પ્રવૃત્તિ થાય તે પડિતવીર્યલબ્ધિ ૩ અને જેથી દેશવિરતિમા પ્રવૃત્તિ થાય તે બાલપડિતવીર્યલબ્ધિ

[1] જિનકલ્પ એટલે કે જિનનો અતિ કઠોર આચાર

ઇંદ્રિયલબ્ધિ ઇંદ્રિયોના પાંચ પ્રકાર પ્રમાણે પાંચ જાણવી છે.

ગૌ૰— હે ભગવન્! દર્શનલબ્ધિવાળા જીવો જ્ઞાની હોય કે અજ્ઞાની?

મ૰— હે ગૌતમ! તેઓ જ્ઞાની પણ હોય અને અજ્ઞાની પણ હોય. [દર્શન એટલે શ્રદ્ધાન. તેમાં જે શ્રદ્ધાન જ્ઞાનપૂર્વક હોય તે સમ્યક્શ્રદ્ધાન અને અજ્ઞાનપૂર્વક હોય તે મિથ્યાશ્રદ્ધાન છે. સમ્યક્શ્રદ્ધાનવાળા જ્ઞાની છે અને મિથ્યાશ્રદ્ધાનવાળા અજ્ઞાની છે.] જેઓ જ્ઞાની છે તેઓને પાંચ જ્ઞાન* વિકલ્પે હોય છે અને જેઓ અજ્ઞાની છે તેઓને ત્રણ અજ્ઞાન વિકલ્પે હોય છે.

દર્શનલબ્ધિ રહિત જીવો તો હોતા જ નથી. કારણ કે જીવને સમ્યક્, મિથ્યા કે મિશ્ર શ્રદ્ધાનમાંથી ગમે તે એક શ્રદ્ધાન હોય જ છે.

સમ્યગ્દર્શનલબ્ધિવાળા જીવોને વિકલ્પે પાંચ જ્ઞાન* હોય છે અને સમ્યગ્દર્શનલબ્ધિરહિત જીવોને ત્રણ અજ્ઞાન વિકલ્પે હોય છે.[૧]

મિથ્યાદર્શનલબ્ધિવાળા જીવોને ત્રણ અજ્ઞાન વિકલ્પે હોય છે અને મિથ્યાદર્શનલબ્ધિરહિત (સમ્યગ્દૃષ્ટિ અને

---

* એક સમયે ક્યાં ક્યાં જ્ઞાન સાથે હોઈ શકે વગેરેનું વર્ણન આ ગ્રંથમાળાના બીજા પ્રકરણમાં આવી ગયું છે. પા. [illegible]

૧ મિશ્રદર્શનલબ્ધિવાળાને અવશ્ય ત્રણ અજ્ઞાન હોય; [illegible] બે અજ્ઞાન હોય.

મિશ્રદષ્ટિ ) જીવોને પાચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન વિકલ્પે હોય છે

મિશ્રદષ્ટિ જીવોને મિથ્યાદર્શનલબ્ધિવાળાની પેઠે જાણવા અને મિશ્રદષ્ટિરહિત જીવોને મિથ્યાદર્શનલબ્ધિરહિત જીવોની જેમ જાણવા

ચારિત્રલબ્ધિવાળા જીવોને પાચ જ્ઞાન વિકલ્પે જાણવા અને ચારિત્રલબ્ધિરહિત જીવોને મનપર્યાયજ્ઞાન સિવાયના[1] ચાર જ્ઞાન અને ત્રણ અજ્ઞાન વિકલ્પે જાણવા

સામાયિક ચારિત્રલબ્ધિવાળા જીવોને કેવલજ્ઞાન સિવાય[2] ચાર જ્ઞાન વિકલ્પે હોય છે, અને સામાયિક ચારિત્રલબ્ધિરહિત જીવોને પાચ જ્ઞાન[3] અને ત્રણ અજ્ઞાન વિકલ્પે હોય છે

તે પ્રમાણે યથાખ્યાતચારિત્ર સુધી સમજવુ, પરતુ તેની લબ્ધિવાળાને પાચ જ્ઞાન વિકલ્પે જાણવા[4]

ચારિત્રાચારિત્ર (દેશચારિત્ર) લબ્ધિવાળા જીવો જ્ઞાની છે પણ અજ્ઞાની નથી તેમા કેટલાક બે જ્ઞાન (મતિ અને શ્રુત) વાળા છે, અને કેટલાક ત્રણ જ્ઞાન (મતિ, શ્રુત અને અવધિ) વાળા છે ચારિત્રાચારિત્રલબ્ધિરહિત જીવોને

૧ કારણકે અવિરતિપણામા પ્રથમના બે કે ત્રણ જ્ઞાન હોય છે, અને સિદ્ધપણામા એક કેવલજ્ઞાન જ હોય છે

૨ કારણકે યથાખ્યાતચારિત્રીને જ કેવલજ્ઞાન હોય છે

૩ કારણકે સામાયિકચારિત્રની લબ્ધિરહિત જે જ્ઞાની જીવો છે તેઓને છેદોપસ્થાપનીયભાવે અને સિદ્ધભાવે પાચ જ્ઞાન વિકલ્પે છે તથા જે અજ્ઞાની છે, તેમને ત્રણ અજ્ઞાન વિકલ્પે છે

૪ કારણકે યથાખ્યાતચારિત્રી છદ્મસ્થ કે કેવલી હોય, એટલે તેને પાચ જ્ઞાન વિકલ્પે હોય

વિકલ્પે પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન હોય છે (એટલે જેઓ જ્ઞાની છે તેમને પાંચ જ્ઞાન અને અજ્ઞાની છે તેમને ત્રણ અજ્ઞાન વિકલ્પે જાણવાં)

દાનલબ્ધિવાળાને પાંચ જ્ઞાન[1] અને ત્રણ અજ્ઞાન[2] વિકલ્પે હોય છે દાનલબ્ધિરહિત[3] (સિદ્ધ) અવશ્ય એક કેવલજ્ઞાનવાળા જ છે એ પ્રમાણે છેક વીર્યલબ્ધિ અને વીર્યલબ્ધિરહિત જીવો સુધી જાણવું

બાલવીર્યલબ્ધિવાળા જીવોને ત્રણ[4] જ્ઞાન અને ત્રણ અજ્ઞાન વિકલ્પે હોય છે અને બાલવીર્યલબ્ધિરહિત જીવોને પાંચ જ્ઞાન વિકલ્પે હોય છે[5]

પંડિતવીર્યલબ્ધિવાળાને વિકલ્પે પાંચ જ્ઞાન હોય છે અને પંડિતવીર્યલબ્ધિરહિતને મનઃપર્યવજ્ઞાન સિવાય ચાર જ્ઞાન અને ત્રણ અજ્ઞાન વિકલ્પે હોય છે[6]

---

1 કારણ કે કેવલજ્ઞાની પણ દાનલબ્ધિયુક્ત છે

2 જ્ઞાનીને જ્ઞાન અને અજ્ઞાનીને અજ્ઞાન જાણવાં

3 તેમને દાનાન્તરાયનો ક્ષય છે પણ દેવા લાયક વસ્તુના અભાવથી પાત્રના અભાવથી અને દાનના પ્રયોજનના અભાવથી તેમને જ્ઞાનલબ્ધિરહિત કહ્યા છે

4 બાલવીર્યલબ્ધિવાળા અસંયત (અવિરતિ) હોય છે

5 કારણ કે બાલવીર્યલબ્ધિરહિત જીવો કાં તો સર્વવિરતિ હોય દેશવિરતિ હોય કે સિદ્ધ હોય

6 કારણ કે પંડિતવીર્યલબ્ધિરહિત કાં તો અસંયત હોય કાં તો દેશસંયત હોય કે કાં તો સિદ્ધ હોય તેમાં અસંયતને તો પ્રથમનાં ત્રણ જ્ઞાન કે ત્રણ અજ્ઞાન વિકલ્પે હોય દેશસંયતને ત્રણ જ્ઞાન વિકલ્પે હોય અને સિદ્ધને એક કેવલજ્ઞાન

બાલ-પંડિત વીર્યલબ્ધિવાળાને ત્રણ જ્ઞાન વિકલ્પે હોય છે, અને બાલ-પંડિતવીર્યલબ્ધિરહિત જીવોને પાંચ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન વિકલ્પે હોય છે

ઇંદ્રિયલબ્ધિવાળા જીવોને વિકલ્પે ચાર[1] જ્ઞાન અને ત્રણ અજ્ઞાન હોય છે ઇંદ્રિયલબ્ધિરહિત જીવો અવશ્ય એક કેવલજ્ઞાનવાળા છે

શ્રોત્રેન્દ્રિયલબ્ધિવાળાને ઇંદ્રિયલબ્ધિવાળાની પેઠે જાણવા શ્રોત્રેન્દ્રિયલબ્ધિરહિત જીવોમા જેઓ જ્ઞાની છે તેઓ કાતો (મતિ-શ્રુત) બે જ્ઞાન[2]વાળા છે, કે કાતો (કેવલજ્ઞાનરૂપી) એક જ્ઞાનવાળા છે અને જે અજ્ઞાની છે, તે બે (મતિ અને શ્રુત) અજ્ઞાનવાળા છે નેત્રેન્દ્રિય અને ઘ્રાણેન્દ્રિયલબ્ધિવાળાને શ્રોત્રેન્દ્રિયલબ્ધિવાળાની પેઠે જાણવા તે પ્રમાણે ०રહિતનુ પણ જાણવુ

જિહ્વેંદ્રિયલબ્ધિવાળાને ચાર જ્ઞાન અને ત્રણ અજ્ઞાન વિકલ્પે હોય છે જિહ્વેન્દ્રિયલબ્ધિરહિત જીવોમા જે જ્ઞાની છે તેઓ અવશ્ય એક કેવલજ્ઞાની છે, અને જેઓ અજ્ઞાની છે[3], તે (મતિ-શ્રુત) બે અજ્ઞાનવાળા છે

---

હોય મન પર્યવજ્ઞાન માત્ર પંડિતવીર્યલબ્ધિવાળાને હોય સિદ્ધો પંડિતવીર્યલબ્ધિરહિત છે કેમકે તેઓને અહિંસાદિ ધર્મવ્યાપારમા પણ પ્રવૃત્તિ નથી

૧ કારણ કે કેવલજ્ઞાનીને ઇંદ્રિયનો ઉપયોગ નથી

૨ તે અપર્યાપ્તાવસ્થામા સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ વિકલેન્દ્રિય જીવો છે

૩ એટલે કે એકેંદ્રિય જીવો, તેઓમા સાસ્વાદન ન હોવાથી જ્ઞાનનો અભાવ છે, તેમ જ વિભંગનો પણ અભાવ છે

સ્પર્શેન્દ્રિયલબ્ધિવાળાને ઇન્દ્રિયલબ્ધિવાળાની પેઠે. લબ્ધિ-રહિતનું પણ તેમ જ જાણવું.

— શતક ૮ ઉદ્દે ૨

## ૮

## યોગ

ગૌ — હે ભગવન્ યોગ (પ્રવૃત્તિ) ના કેટલા પ્રકાર છે?

મ૦ — હે ગૌતમ યોગના ત્રણ પ્રકાર કહ્યા છે: મનોયોગ વચનયોગ અને કાયયોગ.

— શતક ૧૬ ઉદ્દે ૧

ગૌ — હે ભગવન્ કેટલા પ્રકારનો યોગ કહ્યો છે?

મ — હે ગૌતમ પંદર પ્રકારનો યોગ કહ્યો છે:

૧ સત્યમનોયોગ ૨ મૃષામનોયોગ સત્યમૃષા મનોયોગ ૪ અસત્ય અમૃષા મનોયોગ ૫ સત્ય વચનયોગ ૬ અસત્ય વચનયોગ ૭ સત્યમૃષા વચનયોગ ૮ અસત્ય અમૃષા વચનયોગ ૯ ઔદારિકશરીર કાયયોગ ૧૦ ઔદારિકમિશ્રશરીર કાયયોગ ૧૧ વૈક્રિયશરીર કાયયોગ ૧૨ વૈક્રિયમિશ્રશરીરકાયયોગ ૧૩ આહારકશરીરકાયયોગ ૧૪ આહારકમિશ્રશરીર કાયયોગ અને ૧૫ કાર્મણશરીર કાયયોગ.

[ઔદારિકમિશ્રાદિ કાયયોગોની સમજ આ પ્રમાણે છે: ઔદારિક કાયયોગ તો પર્યાપ્તને જ હોય. ઔદારિક શરીર ઉત્પત્તિ સમયે અપૂર્ણાવસ્થામાં કાર્મણ સાથે મિશ્ર થાય છે ત્યારે તે ઔદારિક મિશ્ર કહેવાય છે. એ અપર્યાપ્તને જ હોય. વળી પરભવમાં ઉત્પત્તિ સમયે જીવ પ્રથમ કાર્મણયોગ વડે આહાર કરે, પછી જ્યાં સુધી શરીર

નિષ્પન્ન ન થાય ત્યા સુધી ઔદારિક મિશ્ર યોગ વડે આહાર કરે વળી, ઔદારિક શરીરવાળો જ્યારે વૈક્રિય શરીર કરે, ત્યારે, જ્યા સુધી વૈક્રિય શરીર પૂર્ણ ન કરે, ત્યા સુધી વૈક્રિયની સાથે ઔદારિક શરીરની મિશ્રતા હોવાથી ઔદારિક મિશ્ર કાયપ્રયોગ જાણવો

વૈક્રિયમિશ્રકાયપ્રયોગ દેવ અને નારકમા ઉત્પન્ન થતા અપર્યાપ્તને જ હોય અહીં વૈક્રિયની મિશ્રતા કાર્મણ સાથે છે વળી વૈક્રિય શરીરનો ત્યાગ કરી, ઔદારિકને ગ્રહણ કરતા ઔદારિક શરીરવાળાને વૈક્રિયની પ્રધાનતા હોવાથી વૈક્રિયની મિશ્રતા છે

આહારક મિશ્રની મિશ્રતા ઔદારિકની સાથે હોય છે આહારક શરીરી પોતાનુ કામ પૂરુ કરી જ્યારે આહારકને ત્યાગવા લાગે, અને ઔદારિકને ગ્રહણ કરી રહે ત્યા સુધી તે હોય છે

કાર્મણશરીરકાયપ્રયોગ વિગ્રહગતિમા સર્વ સસારી જીવોને હોય છે પૂર્વદેહથી મળેલી ગતિ વાક સુધી જ પહોચે છે ત્યાથી આગળ જવા બીજા પ્રયત્નની જરૂર પડે છે તે વખતે બીજુ કોઈ શરીર તો હોતુ નથી, તેથી કાર્મણ શરીરના પ્રયત્નથી જીવ આગળ ગતિ કરે છે વળી સમુદ્ઘાત કરતા કેવલજ્ઞાનીને ત્રીજા, ચોથા અને પાચમા સમયે[1] તે કાયયોગ હોય છે

---

[1] તેની વિગતો માટે જુઓ આ માળાનુ 'યોગશાસ્ત્ર' પુસ્તક, પા ૧૩૩

ગૌ —હે ભગવન્ ! ઓછામાં ઓછા (જઘન્ય) કે વધારેમાં વધારે (ઉત્કૃષ્ટ) એ પંદર પ્રકારના યોગોમાં ક્યો યોગ કોનાથી વિશેષાધિક છે ?

મ —હે ગૌતમ ! કાર્મણશરીરનો જઘન્ય યોગ સૌથી અલ્પ છે તેથી ઔદારિકમિશ્રનો જઘન્ય યોગ અસંખ્યાતગણો છે તેથી વૈક્રિયમિશ્રનો જઘન્ય યોગ અસંખ્યાતગણો છે તેથી ઔદારિક શરીરનો જઘન્ય યોગ અસંખ્યાતગણો છે તેથી વૈક્રિય શરીરનો જઘન્યયોગ અસંખ્યાતગણો છે તેથી કાર્મણ શરીરનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગણો છે તેથી આહારક મિશ્રનો જઘન્ય યોગ અસંખ્યાતગણો છે તેથી આહારક શરીરનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગણો છે તેથી ઔદારિકમિશ્ર અને વૈક્રિયમિશ્રનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગણો અને પરસ્પર સમાન છે તેથી અસત્ય-અમૃષા મનોયોગનો જઘન્ય યોગ અસંખ્યાતગણો છે તેથી આહારક શરીરનો જઘન્યયોગ અસંખ્યાતગણો છે તેથી ત્રણ પ્રકારના મનોયોગ અને ચાર પ્રકારના વચનયોગ અસંખ્યાતગણા અને પરસ્પર તુલ્ય છે તેથી આહારક શરીરનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગણો છે તથા તેથી ઔદારિક શરીર, વૈક્રિયશરીર, ચાર પ્રકારના મનોયોગ અને ચાર પ્રકારના વચનયોગ—એ દસનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગણો અને પરસ્પર તુલ્ય હોય છે

ગૌ —હે ભગવન્ ! તે એમ જ છે હે ભગવન્ ! તે એમ જ છે

— શતક ૨૫ ઉદ્દે ૧

## ૯

## કષાય

ગૌ૦—હે ભગવન્ ! કષાય કેટલા છે ?

મ૦—હે ગૌતમ ! કષાય ચાર છે ક્રોધ, માન, માયા, અને લોભ

ગૌ૦—હે ભગવન્ ! ક્રોધના સ્થાન કેટલા પ્રકારના છે ?

મ૦—હે ગૌતમ ! ચાર પ્રકારના છે પોતાની જાત, બીજાની જાત, બનેની જાત, અને અપ્રતિષ્ઠિત (કોઈના ઉપર નહી તેવો)

એ પ્રમાણે માન, માયા અને લોભ વિષે પણ જાણવુ

ગૌ૦—હે ભગવન્ ! કયા કયા કારણો વડે ક્રોધ થાય છે ?

મ૦—હે ગૌતમ ! ક્ષેત્રને કારણે, વસ્તુને કારણે, શરીરને કારણે, અને સાધનસામગ્રીને કારણે એ પ્રમાણે માન, માયા અને લોભનુ પણ જાણવુ

ગૌ૦—હે ભગવન્ ! ક્રોધ કેટલા પ્રકારનો છે ?

મ૦—હે ગૌતમ ! ચાર પ્રકારનો છે અનતાનુબધી (સમ્યક્ત્વ ગુણનો જ નાશ કરી અનત ભવ ભટકાવનાર), અપ્રત્યાખ્યાન ( દેશવિરતિ ગુણનો વિઘાત કરનાર ), પ્રત્યાખ્યાનાવરણ ( સર્વવિરતિગુણવિઘાતી ), અને સજ્વલન (યથાખ્યાત ચારિત્રનો વિઘાતક) એ પ્રમાણે માન, માયા અને લોભનુ પણ જાણવુ

ગૌતમ૦—હે ભગવન્ ! ક્રોધ કેટલા પ્રકારનો છે ?

મ૦—હે ગૌતમ ! પૂરતુ કારણ સમજીને કરેલો (આભોગનિર્વર્તિત), ગુણદોષની વિચારણ વિના જ કરેલો

(અનાભોગનિર્વર્તિત) ઉપશાન્ત (અનુદયાવસ્થાવાળો) અને અનુપશાન્ત (ઉદયાવસ્થાવાળો)

ગૌ૰ — હે ભગવન્! જીવો કયા સ્થાનો[1] વડે આઠ કર્મપ્રકૃતિઓ બાંધે છે?

મ૰ — હે ગૌતમ! ચાર સ્થાનો વડે આઠ કર્મપ્રકૃતિઓ બાંધે છે: ક્રોધ વડે, માન વડે, માયા વડે અને લોભ વડે.

— શતક ૧૮, ઉદ્દે૰ ૪

## ૧૦
## વેદના

૧

ગૌ૰ — હે ભગવન્! વેદના કેટલા પ્રકારની છે?

મ૰ — હે ગૌતમ! વેદના ત્રણ પ્રકારની છે: શીત, ઉષ્ણ અને શીતોષ્ણ.

ગૌ૰ — હે ભગવન્! નૈરયિકો કઈ વેદના અનુભવે છે?

મ૰ — હે ગૌતમ! શીત વેદના પણ અનુભવે છે અને ઉષ્ણ પણ અનુભવે છે[2]; પરંતુ શીતોષ્ણ વેદના નથી અનુભવતા. અસુરકુમારો ત્રણે વેદનાઓ અનુભવે છે[3]. એ પ્રમાણે વૈમાનિકો સુધી જાણવું.

૧. અહીં સ્થાન એટલે [illegible]નું સ્થાન સમજવું.

૨. પહેલીના આઠમા પ્રકરણમાં ત્રીજા ઉપવિભાગમાં જણાવ્યા પ્રમાણે. પા. ૩૧૪.

૩. તે તે પ્રકારના પુદ્ગલોનો સ્પર્શ થાય ત્યારે; જેમકે સ્નાનાદિ વખતે શીત અને ઉષ્ણ વેદનાનું તેમને બીજું કારણ એ છે કે જ્યારે વધારે પ્રભાવવાળો દેવ ગુસ્સે થઈને તેમને [illegible] ત્યારે તેમને ઉષ્ણ વેદના થાય છે. જુઓ [illegible] આગળ પા. ૧૨૪.

પૃથ્વીકાયિકો પણ ત્રણે વેદના અનુભવે છે તે પ્રમાણે મનુષ્ય સુધી જાણવુ

ગૌ૦—હે ભગવન્ ! વેદના કેટલા પ્રકારની છે?

મ૦—હે ગૌતમ ! વેદના ચાર પ્રકારની છે દ્રવ્યથી, ક્ષેત્રથી, કાલથી અને ભાવથી [પુદ્ગલ દ્રવ્યના સબધની અપેક્ષાએ દ્રવ્યવેદના, નારકાદિ ઉપપાતક્ષેત્રની અપેક્ષાએ ક્ષેત્રવેદના, નારકાદિ ભવકાલની અપેક્ષાએ કાલવેદના, અને વેદનીયકર્મના ઉદયથી થતા ઉત્પાદની અપેક્ષાએ ભાવવેદના] આ ચારે વેદના નૈરયિકથી માડીને બધાને હોય છે

ગૌ૦—હે ભગવન્ ! વેદના કેટલા પ્રકારની છે?

મ૦—હે ગૌતમ ! વેદના ત્રણ પ્રકારની છે શારીરિક, માનસિક અને શારીરિક-માનસિક આ વેદનાઓ પણ બધાને હોય છે, પરતુ તેમા વિશેષ એ કે, એકેદ્રિય અને વિકલેદ્રિય જીવો માત્ર શારીરિક વેદના જ અનુભવે છે, કારણ કે તેમને મનનો અભાવ છે

ગૌ૦—હે ભગવન્ ! વેદના કેટલા પ્રકારની છે?

મ૦—હે ગૌતમ ! વેદના ત્રણ પ્રકારની છે (સુખરૂપ) સાતા, (દુખરૂપ) અસાતા અને સાતા-અસાતા બધા જીવોને[1] ત્રણે વેદનાઓ હોય છે

---

[1] નૈરયિકોમા તો અસાતાવેદના જ હોય છે, પરતુ તીર્થંકરના જન્માદિકાલે તેમને સાતાવેદના માની છે, ઉપરાત પૂર્વજન્મનો સબધી દેવ વા અસુર વચનામૃતોથી તેને સિચે છે, ત્યારે મનમા તે સાતાવેદના અનુભવે છે, અને શરીરે તો ક્ષેત્રના પ્રભાવથી અસાતાવેદના અનુભવે છે, ઉપરાત તે દેવાદિના દર્શનથી અને તેના વચનશ્રવણથી મનમા તે સાતાવેદના પણ અનુભવે

ગૌ — હે ભગવન્! વેદના કેટલા પ્રકારની છે?

મ — હે ગૌતમ! વેદના ત્રણ પ્રકારની છે: દુઃખરૂપ, સુખરૂપ[1] અને અદુઃખ-અસુખરૂપ. તે ત્રણે બધા જીવોને છે.

ગૌ — હે ભગવન્! વેદના કેટલા પ્રકારની છે?

મ — હે ગૌતમ! વેદના બે પ્રકારની છે:

આભ્યુપગમિકી (પોતે જાણીને સ્વીકારેલી — જેમકે સાધુઓ વાળ ચૂંટાવે તે) અને ઔપક્રમિકી (પોતાના વેદનીય કર્મના ફળ રૂપે પ્રાપ્ત થતી). તેમાં પંચેંદ્રિય તિર્યંચો અને મનુષ્યોને બંને વેદનાઓ હોય[2] છે. બાકીના ઔપક્રમિકી જ અનુભવે છે.

ગૌ — હે ભગવન્! વેદના કેટલા પ્રકારની છે?

મ — હે ગૌતમ! વેદના બે પ્રકારની છે: નિદા (સમ્યક્ વિવેકવાળી) અને અનિદા (સમ્યક્ વિવેક વિનાની).

નૈરયિકો બે પ્રકારના છે: સંજ્ઞી અને અસંજ્ઞી. તેમાં સંજ્ઞી નૈરયિકોને તો પૂર્વનું બધું સ્મરણ હોય છે; તેથી તેઓ

---

છે અને પશ્ચાત્તાપના અનુભવથી અશાતા પણ અનુભવે છે; એમ શાતા-અશાતા વેદના પણ અનુભવે છે. દેવો સામાન્ય રીતે શાતા-વેદનાવાળા છે; પરંતુ ચ્યવનસમયે અશાતાવેદનાવાળા છે; અને પોતાના વિમાનનું સુખ માણતી વખતે અન્યની વિભૂતિ દેખી શાતા-અશાતા વેદના અનુભવે છે.

૧. પૂર્વે જણાવેલ શાતા-અશાતામાં અને આમાં ફેર એટલો છે કે કર્મના ઉદયને લીધે જે દુઃખ સુખ પ્રાપ્ત થાય તે શાતા-અશાતા કહેવાય; અને જે સુખદુઃખ બીજા વડે કરાયાં હોય તે સુખ દુઃખ કહેવાય.

૨. કારણ કે તેઓ કર્મનો ક્ષય કરવા આભ્યુપગમિકીવાળા પણ હોય છે.

નિદા વેદનાને અનુભવે છે બાકીના અનિદાને એ પ્રમાણે અસુરકુમારથી માંડી સ્તનિતકુમાર સુધીનાને તેમ જ વાન-વ્યંતરોને પણ જાણવું કારણ કે તેઓમાં સંજ્ઞી અને અસંજ્ઞી એવા બે વર્ગ છે પૃથ્વી, અપ્, તેજ, વાયુ, વનસ્પતિ, બે ઇંદ્રિયવાળા, ત્રણ ઇંદ્રિયવાળા, ચાર ઇંદ્રિયવાળા તથા સમૂર્છિમ પંચેંદ્રિય તિર્યંચો અને મનુષ્યોને પણ નૈરયિક જેવા જાણવા[1]

જ્યોતિષ્કો સંજ્ઞી જ હોય છે, પરંતુ તેઓમાં માયિ-મિથ્યાદૃષ્ટિ[2] અને અમાયિસમ્યગ્દૃષ્ટિ એવા બે વર્ગો છે. તેમાં માયિ-મિથ્યાદૃષ્ટિઓ "વિપરીત જ્ઞાનવાળા હોવાને કારણે 'વ્રતનો ભંગ કરવાથી કે અજ્ઞાનયુક્ત તપને લીધે અમે આ પ્રમાણે ઉત્પન્ન થયા છીએ' એવું નથી જાણતા તેથી સમ્યગ્-યથાવસ્થિત-પરિજ્ઞાનના અભાવથી" અનિદા વેદનાને અનુભવે છે, અને અમાયિમિથ્યાદૃષ્ટિઓ 'યથાવસ્થિત સ્વરૂપ જાણતા હોવાને લીધે જે કાંઈ અનુભવે છે તે,' નિદા વેદના જ અનુભવે છે એ પ્રમાણે વૈમાનિક સુધી જાણવું

— શતક ૧૦, ઉદ્દે૦ ૨

## ૨

ગૌ૦—હે ભગવન્! નારકો કેટલા પ્રકારની વેદનાઓ અનુભવ કરતા હોય છે?

---

૧ કેમકે સમૂર્છિમ મનુષ્યાદિ મન વિનાના હોવાથી અનિદાને જ અનુભવે છે

૨ માયાયુક્ત (માયિ) હોવાથી મિથ્યા-વિપરીત છે દૃષ્ટિ-વસ્તુતત્ત્વનું જ્ઞાન-જેમનું

મ —હે ગૌતમ ! દશ પ્રકારની વેદનાઓ અનુભવતા વિહરે છે: શીત ઉષ્ણ ક્ષુધા તૃષા, કંડૂ-ખરજ, પરતંત્રતા જ્વર, દાહ, ભય અને શોક.

—શતક ૭ ઉદ્દે. ૮

## ૧૧

## ઉપયોગ

ઉપયોગ એટલે બોધરૂપ વ્યાપાર. જેમાં ચેતનાશક્તિ હોય તેમાં બોધક્રિયા થઈ શકે. ચેતનાશક્તિ આત્મામાં જ છે, જડમાં નહીં.

ગૌ —હે ભગવન્ ! ઉપયોગ કેટલા પ્રકારનો કહ્યો છે?

મ —હે ગૌતમ ! બે પ્રકારનો કહ્યો છે: સાકાર અને નિરાકાર.

જે બોધ ગ્રાહ્ય વસ્તુને વિશેષરૂપે જાણે તે સાકાર ઉપયોગ છે. અને જે બોધ ગ્રાહ્ય વસ્તુને સામાન્યરૂપે જાણે તે નિરાકાર ઉપયોગ છે. સાકારને જ્ઞાન અથવા સવિકલ્પક બોધ કહે છે અને નિરાકારને દર્શન અથવા નિર્વિકલ્પક બોધ કહે છે.

તેમાં સાકાર ઉપયોગ અથવા જ્ઞાનના આઠ પ્રકાર છે: મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યવજ્ઞાન, કેવળજ્ઞાન, મતિઅજ્ઞાન, શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાન.*

---

* સમ્યક્ત્વ વિનાના મતિ શ્રુત અને અવધિજ્ઞાન તે અનુક્રમે મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાન કહેવાય છે. મનઃપર્યવ અને કેવલ એ બે જ્ઞાન સમ્યક્ત્વ સિવાય થતાં જ નથી; તેથી તેમના પ્રતિપક્ષીનો સંભવ નથી.

નિરાકાર ઉપયોગ અથવા 'દર્શન'ના ચાર ભેદ છે જે સામાન્ય બોધ નેત્રજન્ય હોય, તે ચક્ષુર્દર્શન, જે ામાન્ય બોધ નેત્ર સિવાય બીજી કોઈ પણ ઇંદ્રિય અથવા નથી થાય છે તે અચક્ષુર્દર્શન ૩ અવધિલબ્ધિથી મૂર્ત દાર્થોનો સામાન્ય બોધ તે અવધિદર્શન, અને ૪ કેવળ-લબ્ધિથી થતો સમસ્ત પદાર્થોનો સામાન્ય બોધ તે કેવળદર્શન હેવાય છે[1]

—શતક ૧૬, ઉદ્દે૦ ૭

## ૭ જીવ અને લેશ્યા

### ૧

'લિશ્-એટલે ચોટવુ લેશ્યા એટલે જે વડે કર્મ આત્મા સાથે ચોટે તે અર્થાત્ આત્માનો એક પ્રકારનો શુભ કે અશુભ પરિણામ પ્રશ્ન એ છે કે, લેશ્યા એ લાગણી કે વૃત્તિરૂપ છે કે અણુરૂપ છે? પ્રજ્ઞાપનાની ટીકામા જણાવ્યુ[2] છે કે લેશ્યા એ અણુરૂપ છે તો બીજો સવાલ એ થાય છે કે, અણુઓ આઠ પ્રકારના છે,[3] તેમા કઈ જાતિમા લેશ્યાના અણુઓનો સમાવેશ થાય છે? શ્રી મલય-

---

૧ દર્શનોમા કેવળદર્શન સમ્યક્ત્વ સિવાય થતુ નથી પરતુ બાકીના ત્રણ, સમ્યક્ત્વનો અભાવ હોય તો પણ થાય છે છતા તેના પ્રતિપક્ષી ત્રણ અદર્શન ન કહેવાનુ કારણ એ છે કે, દર્શન એ માત્ર સામાન્ય બોધ છે તેથી સમ્યક્ત્વી અને મિથ્યાત્વીના દર્શનો વચ્ચે કાઈ ભેદ વ્યવહારમા બતાવી શકાતો નથી

૨ પૃ ૩૩૦, પદ ૧૭

૩ જુઓ આગળ પા ૩૬૨

વિરત ન થયેલો, ક્ષુદ્ર અને સાહસિક – એવો માણસ નીલ' લેસ્યાવાળો હોય છે

વાંકું બોલનારો, વાંકું આચરનારો, શઠ, અસરલ, પોતાના દોષ ઢાંકનાર, કપટયુક્ત, વિપરીત શ્રદ્ધાવાળો, અનાર્ય, બીજાનું મર્મ ચિરાઈ જાય તેવું દુષ્ટ બોલનારો, ચોર અને મત્સરયુક્ત – એવો માણસ કાપોત લેસ્યાવાળો હોય છે

નમ્ર, અચપલ, અમાયી, અકુતૂહલી, વિનયી, ઇંદ્રિય-નિગ્રહી, યોગવાન, ઉપધાનવાન,[1] ધર્મપ્રિય, દૃઢધર્મી પાપભીરુ, અને સર્વનો હિતૈષી એવો માણસ તેજોલેસ્યાવાળો હોય છે

જેના ક્રોધ, માન, માયા અને લોભ બહુ ઓછા થઈ ગયા છે તેવો, પ્રશાંતચિત્ત, આત્માનું દમન કરનારો, યોગવાન, ઉપધાનવાન, સ્વલ્પભાષી, ઉપશાંત તથા જિતેંદ્રિય – એવો માણસ પદ્મલેસ્યાવાળો હોય છે

આર્તધ્યાન અને રૌદ્રધ્યાન એ બેને છોડીને ધર્મધ્યાન અને શુક્લધ્યાન ધ્યાનારો, પ્રશાંતચિત્ત, આત્માનું દમન કરનારો, પાંચ સત્પ્રવૃત્તિઓ (સમિતિઓ) વાળો, મન-વાણી-કાયાનું સંગોપન કરનારો તથા ઉપશાંત અને જિતેંદ્રિય – એવો પુરુષ શુક્લલેસ્યાવાળો હોય છે]

કૃષ્ણલેસ્યા નૈરયિક, તિર્યંચ મનુષ્ય, ભુવનપતિ અને વાનવ્યંતર દેવોને હોય છે તેનો રંગ મેઘ જેવો કાળો, રસ લીંબડા વગેરે જેવો અનંતગણો કડવો, ગંધ દુર્ગંધી, અને સ્પર્શ કર્કશ હોય છે તેની સ્થિતિ ઓછામાં ઓછી

1 સ્વાધ્યાય માટે વિહિત તપ કરનારો

અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે ૩૩ સાગરોપમ ઉપરાંત એક મુહૂર્ત છે.

નીલલેશ્યા નૈરયિક, તિર્યંચ, મનુષ્ય, ભુવનપતિ અને વ્યંતરોને હોય છે. તેનો રંગ ભમરા જેવો નીલો, રસ સૂંઠ વગેરે જેવો અનંતગણો તીખો, ગંધ દુર્ગંધી અને સ્પર્શ કર્કશ હોય છે. તેની સ્થિતિ ઓછામાં ઓછી અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે ૧ સાગરોપમ ઉપરાંત પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે.

કાપોતલેશ્યા પણ નીલલેશ્યાવાળા જેટલાઓને હોય છે. તેનો રંગ પારેવાની ડોક[1] જેવો, તેનો રસ કાચા બોર જેવો અનંતગણો ખાટો, તેનો ગંધ દુર્ગંધી અને સ્પર્શ કર્કશ છે. તેની સ્થિતિ ઓછામાં ઓછી અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે ત્રણ સાગરોપમ ઉપરાંત પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે.

તેજોલેશ્યા તિર્યંચ, મનુષ્ય અને દેવને હોય છે. તેનો રંગ નસકાના લોહી જેવો રાતો, તેનો રસ અનંતગણો[2] મીઠો, તેનો ગંધ સુગંધી, અને તેનો સ્પર્શ કોમળ છે. તેની સ્થિતિ ઓછામાં ઓછી અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે બે સાગરોપમ ઉપરાંત પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે.

---

૧ પ્રજ્ઞાપના પદ ૧૭માં જણાવ્યા પ્રમાણે પારેવાર વગેરે જેવો.

૨. પ્રજ્ઞાપના પદ ૧૭માં જણાવ્યા પ્રમાણે પાકી કેરી વગેરેની પેઠે ખાટો અને મીઠો.

પદ્મલેશ્યા તિર્યંચ, મનુષ્ય અને વૈમાનિક દેવોને હોય છે તેનો રંગ હળદર[1] જેવો, તેનો રસ અનંતગણો[2] મધુર તેનો ગંધ સુગંધી અને તેનો સ્પર્શ કોમળ છે તેની સ્થિતિ ઓછામા ઓછી અર્ધમુહૂર્ત અને વધારેમા વધારે ૧૦ સાગરોપમ ઉપરાંત એક મુહૂર્ત છે

શુક્લલેશ્યા પણ પદ્મલેશ્યાવાળા જેટલાઓને[3] હોય છે તેનો રંગ શંખ વગેરે જેવો ધોળો, તેનો રસ ગોળ વગેરેની પેઠે અનંતગણો સ્વાદુ, તેનો ગંધ સુગંધી તથા તેનો સ્પર્શ કોમળ હોય છે તેની ઓછામા ઓછી સ્થિતિ અર્ધમુહૂર્ત અને વધારેમા વધારે સ્થિતિ ૩૩ સાગરોપમ ઉપરાંત એક મુહૂર્ત છે

બધી લેશ્યાઓનો પરિણામ (એટલે કે ન્યૂનાધિકતા વા તીવ્રતા મંદતા) ત્રણો અને ઘણા પ્રકારનો હોય છે

તેમના સ્થાન[4] એટલે કે નિમિત્તો પણ અસંખ્ય હોય છે ને તે દરેકમાં પુનર્જન્મ લેશ્યાની ઉત્પત્તિ થયા પછી એક મુહૂર્ત અથવા લેશ્યાનો અંત થવાને એક મુહૂર્ત બાકી હોય

---

૧ પ્રજ્ઞાપના પદ ૧૭ પ્રમાણે ચંપક જેવો

૨ ચંદ્રપ્રભા મદ્યની પેઠે તીખો–કષાયલો–મધુર પ્રજ્ઞાપના પદ ૧૭

૩ છયે લેશ્યાના અધિકારીઓ બાબત જુઓ શતક ૩, ઉદ્દે૦ ૪

૪ દ્રવ્યાર્થપણે લેશ્યાઓમા ઓછામા ઓછા સ્થાનોની સરખામણી આ પ્રમાણે છે કાપોતલેશ્યાના સૌથી થોડા, નીલ-લેશ્યાના તેથી અસંખ્યગણા, કૃષ્ણ લેશ્યાના તેથી અસંખ્યગણા, તેજોલેશ્યાના તેથી અસંખ્યગણા, પદ્મલેશ્યાના તેથી અસંખ્યગણા અને શુક્લલેશ્યાના તેથી પણ અસંખ્યગણા.

ગૌ૦—હે ભગવન્ ! નૈરયિકોને કેટલી લેશ્યાઓ હોય છે ?

મ૦—હે ગૌતમ ! કૃષ્ણ, નીલ અને કાપોત એ ત્રણ તિર્યંચયોનિકોને છયે હોય છે, એકેન્દ્રિયોને કૃષ્ણ, નીલ, કાપોત અને તેજ એ ચાર હોય છે, પૃથ્વીકાયિકોને, અપ્કાયિકોને, અને વનસ્પતિકાયિકોને પણ એ જ પ્રમાણે જાણવું તેજ, વાયુ, બે ઇંદ્રિય, ત્રણ ઇંદ્રિય, અને ચાર ઇંદ્રિયોને નૈરયિકો પ્રમાણે જાણવું

પંચેન્દ્રિય તિર્યંચોને છયે લેશ્યા જાણવી સમ્મૂર્છિમ પંચેન્દ્રિયતિર્યંચયોનિકોને નૈરયિકો પ્રમાણે જાણવી ગર્ભજ પંચેન્દ્રિયતિર્યંચયોનિકોને છ લેશ્યાઓ, તિર્યંચયોનિની માદાઓને છ લેશ્યાઓ, મનુષ્યોને છ લેશ્યાઓ, સમ્મૂર્છિમ મનુષ્યોને નૈરયિકો પ્રમાણે, ગર્ભજ મનુષ્યોને છ લેશ્યાઓ, મનુષ્ય સ્ત્રીઓને છ, દેવોને પણ છ, દેવીઓને કૃષ્ણ, નીલ, કાપોત અને તેજ એ ચાર, ભવનવાસીઓને, ભવનવાસિનીઓને, વાનવ્યંતર દેવોને તથા વાનવ્યંતરદેવીઓને પણ એ ચાર.

---

તેજોલેશ્યા અને પદ્મલેશ્યામા વીતરાગપણું સભવતુ નથી, પણ શુક્લમા જ સભવે છે ૨ સિદ્ધો લેશ્યારહિત જ હોય છે —શતક ૧, ઉદ્દે૦ ૧ ૩ નારકોને, વિકલેદ્રિયોને, તથા તેજકાય અને વાયુકાય જીવોને પ્રથમની ત્રણ જ લેશ્યાઓ હોય છે ભવનપતિ, પૃથ્વી, પાણી, વનસ્પતિ અને વ્યતરોને પ્રથમની ચાર લેશ્યાઓ છે (ગર્ભજ) પંચેદ્રિય, તિયચ અને મનુષ્યોને છ લેશ્યાઓ છે, જ્યોતિષ્કોને તેજોલેશ્યા છે વૈમાનિકોને ત્રણ શુભ લેશ્યાઓ છે તેમા પણ સૌધર્મ અને ઈશાનમા તેજોલેશ્યા જાણવી, સનત્કુમાર, માહેદ્ર અને બ્રહ્મકલ્પમા પદ્મલેશ્યા જાણવી, અને ત્યાથી આગળ શુક્લલેશ્યા જાણવી

જ્યોતિષ્કોને એક તેજોલેશ્યા. તેવુ જ જ્યોતિષ્ક દેવીઓને. વૈમાનિકોને તેજ પદ્મ અને શુક્લ એ ત્રણ, તથા વૈમાનિક દેવીઓને એક તેજોલેશ્યા જ[1] હોય છે.

ગૌ૦ —હે ભગવન્ ! એ બધી લેશ્યાવાળાઓમાં કોણ કોનાથી અધિક છે ?

મ૦ —હે ગૌતમ ! સૌથી થોડા શુક્લ લેશ્યાવાળા[2] છે. તેનાથી પદ્મલેશ્યાવાળા સંખ્યાતગણા[3] છે. તેનાથી તેજોલેશ્યાવાળા સંખ્યાતગણા[4] છે. તેનાથી લેશ્યારહિત જીવો (સિદ્ધ) અનંતગણા છે. તેનાથી કાપોત લેશ્યાવાળા[5] અનંતગણા છે. તેનાથી નીલલેશ્યાવાળા વિશેષાધિક છે. તેનાથી કૃષ્ણ લેશ્યાવાળા વિશેષાધિક[6] છે. અને તેનાથી લેશ્યાવાળા (કુલ) જીવો વિશેષાધિક છે.

---

૧. કારણકે વૈમાનિક દેવીઓ માત્ર સૌધર્મ અને ઈશાન નામનાં સ્વર્ગોમાં જ છે; અને તે સ્વર્ગોમાં માત્ર તેજોલેશ્યા છે.

૨. થોડાક જ પંચેંદ્રિય તિર્યંચ મનુષ્યો તથા લાન્તકાદિ દેવોમાં શુક્લલેશ્યા હોવાથી.

૩. તેનાથી સંખ્યેયગણા તિર્યંચ પંચેંદ્રિય, મનુષ્ય, સનત્કુમાર, માહેંદ્ર અને બ્રહ્મલોકવાસી દેવોમાં તે હોવાથી.

૪. બાદર પૃથ્વીકાયિક અપ્કાયિક પ્રત્યેક વનસ્પતિકાયિક તથા સંખ્યેયગણા તિર્યંચ પંચેંદ્રિય મનુષ્યો, ભવનપતિ વ્યંતર જ્યોતિષ્ક, સૌધર્મ અને ઈશાન દેવોમાં તે હોવાથી.

૫. સિદ્ધો કરતાં વનસ્પતિકાયિક (કાપોતલેશ્યાવાળા) અનંતગણા હોવાથી.

૬. કારણકે ક્લિષ્ટ અને ક્લિષ્ટતર અધ્યવસાયવાળા વધુ વધુ હોવાથી.

ગૌ૦—હે ભગવન્ ! કૃષ્ણ, નીલ અને કાપોત લેશ્યાવાળા નૈરયિકોમા કઈ લેશ્યાવાળા વધારે છે?

મ૦—હે ગૌતમ ! કૃષ્ણ લેશ્યાવાળા નૈરયિકો થોડામા થોડા[1] છે, તેનાથી નીલ લેશ્યાવાળા અસંખ્યાતગણા છે[2], તથા કાપોત લેશ્યાવાળા તેથી અસંખ્યાતગણા[3] છે

પંચેદ્રિય તિર્યંચોનુ ઓછાવત્તાપણું સામાન્ય જીવોના ઓછાવત્તાપણા પ્રમાણે જાણવુ, પણ વિશેષ એટલો કે, તેમા લેશ્યારહિત જીવોનુ પદ ન કહેવુ, કારણ કે તિર્યંચોમા અલેશ્ય જીવોનો અસંભવ છે

એકેદ્રિયોમા તેજોલેશ્યાવાળા સૌથી થોડા[4] છે, તેના કરતા કાપોતલેશ્યાવાળા અનંતગણા છે,[5] તેના કરતા નીલલેશ્યાવાળા વિશેષાધિક છે, અને તેના કરતા કૃષ્ણલેશ્યાવાળા વિશેષાધિક છે

---

૧ થોડાક પાચમી પૃથ્વીના નરકાવાસોમા તથા છઠ્ઠી અને સાતમી પૃથ્વીમા જ નૈરયિકોને કૃષ્ણલેશ્યા હોવાથી

૨ કેટલાક તૃતીય પૃથ્વીગત નરકાવાસોમા, આખી ચોથીના, તથા કેટલાક પંચમ પૃથ્વીગત નરકાવાસોના અસંખ્યાતગણા નારકોમા નીલલેશ્યા હોવાથી

૩ પૂર્વોક્ત નારકો કરતા અસંખ્યાતગણા તથા પ્રથમ અને દ્વિતીય પૃથ્વીમા તેમજ તૃતીય પૃથ્વીના કેટલાક નરકાવાસોમા રહેતા નારકોમા કાપોતલેશ્યા હોવાથી

૪ કારણ કે બાદર પૃથ્વી, અપ, અને વનસ્પતિકાયોમા અપર્યાપ્તાવસ્થામા જ તેનો સંભવ હોવાથી

૫ સૂક્ષ્મ બાદર નિગોદ જીવોમા કાપોતલેશ્યા હોવાથી

જ્યોતિષ્કોને એક તેજોલેશ્યા, તેવું જ જ્યોતિષ્ક દેવીઓને. વૈમાનિકોને તેજ, પદ્મ અને શુક્લ એ ત્રણ, તથા વૈમાનિક દેવીઓને એક તેજોલેશ્યા જ[1] હોય છે.

ગૌ૦ — હે ભગવન્! એ બધી લેશ્યાવાળાઓમાં કોણ કોનાથી અધિક છે?

મ૦ — હે ગૌતમ! સૌથી થોડા શુક્લ લેશ્યાવાળા[2] છે; તેનાથી પદ્મલેશ્યાવાળા સંખ્યાતગણા[3] છે; તેનાથી તેજોલેશ્યાવાળા સંખ્યાતગણા[4] છે; તેનાથી લેશ્યારહિત જીવો (સિદ્ધો) અનંતગણા છે; તેનાથી કાપોત લેશ્યાવાળા[5] અનંતગણા છે; તેનાથી નીલલેશ્યાવાળા વિશેષાધિક છે; તેનાથી કૃષ્ણ લેશ્યાવાળા વિશેષાધિક[6] છે; અને તેનાથી લેશ્યાવાળા (કુલ) જીવો વિશેષાધિક છે.

---

1. કારણ કે વૈમાનિક દેવીઓ માત્ર સૌધર્મ અને ઈશાન નામનાં સ્વર્ગોમાં જ છે; અને તે સ્વર્ગોમાં માત્ર તેજોલેશ્યા છે.
2. કેટલાક જ પંચેન્દ્રિય તિર્યંચ, મનુષ્યો તથા લાન્તકાદિ દેવોમાં શુક્લલેશ્યા હોવાથી.
3. તેનાથી સંખ્યેયગણા તિર્યંચ પંચેન્દ્રિય મનુષ્ય, સનત્કુમાર, માહેંદ્ર અને બ્રહ્મલોકવાસી દેવોમાં તે હોવાથી.
4. બાદર પૃથ્વીકાયિક, અપ્કાયિક, પ્રત્યેક વનસ્પતિકાયિક તથા સંખ્યેયગણા તિર્યંચ પંચેન્દ્રિય મનુષ્યો, ભવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ક, સૌધર્મ અને ઈશાન દેવોમાં તે હોવાથી.
5. સિદ્ધો કરતાં વનસ્પતિકાયિક (કાપોતલેશ્યાવાળા) અનંતગણા હોવાથી.
6. કારણ કે ક્લિષ્ટ અને ક્લિષ્ટતર અધ્યવસાયવાળા વધુ વધુ હોવાથી.

ગૌ૦—હે ભગવન્! કૃષ્ણ, નીલ અને કાપોત લેશ્યાવાળા નૈરયિકોમા કઈ લેશ્યાવાળા વધારે છે?

મ૦—હે ગૌતમ! કૃષ્ણ લેશ્યાવાળા નૈરયિકો થોડામા થોડા[1] છે, તેનાથી નીલ લેશ્યાવાળા અસખ્યાતગણા છે[2], તથા કાપોત લેશ્યાવાળા તેથી અસખ્યાતગણા[3] છે

પચેદ્રિય તિર્યચોનુ ઓછાવત્તાપણુ સામાન્ય જીવોના ઓછાવત્તાપણા પ્રમાણે જાણવુ, પણ વિશેષ એટલો કે, તેમા લેશ્યારહિત જીવોનુ પદ ન કહેવુ, કારણ કે તિર્યચોમા અલેશ્ય જીવોનો અસભવ છે

એકેદ્રિયોમા તેજોલેશ્યાવાળા સૌથી થોડા[4] છે, તેના કરતા કાપોતલેશ્યાવાળા અનતગણા છે,[5] તેના કરતા નીલલેશ્યાવાળા વિશેષાધિક છે, અને તેના કરતા કૃષ્ણલેશ્યાવાળા વિશેષાધિક છે

---

૧ થોડા૰ પાચમી પૃથ્વીના નરકાવાસોમા તથા છઠ્ઠી અને સાતમી પૃથ્વીમા જ નૈરયિકોને કૃષ્ણલેશ્યા હોવાથી

૨ કેટલાક તૃતીય પૃથ્વીગત નરકાવાસોમા, આખી ચોથીના, તથા કેટલાક પચમ પૃથ્વીગત નરકાવાસોના અસખ્યાતગણા નારકોમા નીલલેશ્યા હોવાથી

૩ પૂર્વોક્ત નારકો કરતા અસખ્યાતગણા તથા પ્રથમ અને દ્વિતીય પૃથ્વીમા તેમજ તૃતીય પૃથ્વીના કેટલાક નરકાવાસોમા રહેતા નારકોમા કાપોતલેશ્યા હોવાથી

૪ કારણ કે બાદર પૃથ્વી, અપ, અને વનસ્પતિકાયોમા અપર્યાપ્તાવસ્થામા જ તેનો સભવ હોવાથી

૫ સૂક્ષ્મ બાદર નિગોદ જીવોમા કાપોતલેશ્યા હોવાથી

પૃથ્વીકાયિકોને સામાન્ય એકેંદ્રિયો જેવા જ જાણવા, માત્ર કાપોતલેશ્યાવાળાને અનંતગણા ન કહેતાં અસંખ્યેયગણા કહેવા. અપ્કાયિકોનું પણ તે પ્રમાણે જ જાણવું. અગ્નિકાયિકોમાં સૌથી થોડા કાપોતલેશ્યાવાળા છે, તેનાથી નીલલેશ્યાવાળા વિશેષાધિક છે તથા તેનાથી કૃષ્ણલેશ્યાવાળા વિશેષાધિક છે. વાયુકાયિકોનું પણ એમ જ જાણવું. વનસ્પતિકાયિકોનું સામાન્ય એકેંદ્રિય જીવો પ્રમાણે જાણવું. બે ઇંદ્રિય, ત્રણ ઇંદ્રિય અને ચાર ઇંદ્રિયવાળાઓનું અગ્નિકાયિકો પ્રમાણે જાણવું. પંચેંદ્રિય તિર્યંચયોનિકોનું સામાન્ય જીવો પ્રમાણે જાણવું, પરંતુ કાપોતલેશ્યાવાળાને અસંખ્યાતગણા કહેવા. સંમૂર્છિમ પંચેંદ્રિય તિર્યંચોનું અગ્નિકાયિક પ્રમાણે જાણવું. ગર્ભજ પંચેંદ્રિય તિર્યંચોનું સામાન્ય જીવો પ્રમાણે જાણવું, પરંતુ કાપોતલેશ્યાવાળાને સંખ્યાતગણા કહેવા. એવું જ તિર્યંચયોનિની માદાઓ માટે પણ જાણવું. *

તિર્યંચોની પેઠે મનુષ્યોનું અલ્પત્વબહુત્વ જાણવું, પરંતુ કાપોતલેશ્યાવાળા અનંતગણા છે એ પદ ન કહેવું.[1]

---

* મૂળમાં અહીં પાછી સંમૂર્છિમ અને ગર્ભજ પંચેંદ્રિય તિર્યંચોની સરખામણી છે; વળી સંમૂર્છિમ પંચેંદ્રિય તિર્યંચોની તથા ગર્ભજ પંચેંદ્રિય તિર્યંચોની તિર્યંચયોનિની માદાઓ સાથે અનુક્રમે તેમ જ એકસાથે સરખામણી છે; તે જ પ્રમાણે પંચેંદ્રિય તિર્યંચોની અને તિર્યંચ માદાઓની સરખામણી છે; તથા તિર્યંચોની અને તિર્યંચ માદાઓની પણ સરખામણી છે.

1. કારણ કે મનુષ્યો પોતે જ અનંત નથી.

દેવોમા શુક્લલેશ્યાવાળા સૌથી થોડા છે[૧] તેમના કરતા પદ્મલેશ્યાવાળા અસખ્યેયગણા છે,[૨] તેમના કરતા કાપોતલેશ્યાવાળા અસખ્યાતગણા છે,[૩] તેમના કરતા નીલલેશ્યાવાળા વિશેષાધિક[૪] છે, તેમના કરતા કૃષ્ણલેશ્યા-વાળા વિશેષાધિક છે, તથા તેમના કરતા તેજોલેશ્યાવાળા સખ્યેયગણા છે[૫]

દેવીઓમા કાપોતલેશ્યાવાળી સૌથી થોડી છે,[૬] તેમના કરતા નીલલેશ્યાવાળી વિશેષાધક[૭] છે, તેમના કરતા કૃષ્ણ-લેશ્યાવાળી વિશેષ અધિક છે, અને તેમના કરતા તેજોલેશ્યા-વાળી સખ્યેયગણી[૮] છે

આ પછી મૂળમા દેવ-દેવીનુ ભેગુ અલ્પત્વબહુત્વ વર્ણવ્યુ છે[૯] તથા ભવનવાસી, દેવો, ભવનવાસી દેવીઓ,

---

૧ લાન્તકાદિ દેવલોકમા જ તેમનો સદ્ભાવ હોવાથી

૨ સનત્કુમાર, મહેન્દ્ર અને બ્રહ્મલોકવાસી દેવોમા તે હોવાથી

૩ ભવનપતિ તથા વ્યતર દેવોમા તેમ જ સનત્કુમારાદિ દેવોમા હોવાથી

૪ વધારે ભવનપતિ અને વ્યતરોમા તે હોવાથી

૫. થોડાક ભવનપતિ અને વ્યતરોમા તથા સમસ્ત જ્યોતિષ્ક અને સૌધર્મ તથા ઈશાન લોકમા તે હોવાથી

૬ કેટલીક ભવનપતિ અને વ્યતર દેવીઓમા તે હોવાથી

૭ વધારે ભવનપતિ અને વ્યતર દેવીઓમા તે હોવાથી

૮ જ્યોતિષ્ક, સૌધર્મ અને ઈશાન લોકની બધી દેવીઓને તે હોવાથી

૯. દરેક વર્ગની દેવીઓ તે તે વર્ગના દેવો કરતા ૩૨ ગણી હોય

તથા તે બંને લેશ્યામાં એ પ્રમાણે વાનવ્યંતર દેવો દેવીઓ અને દેવ-દેવીઓ. એ પ્રમાણે જ્યોતિષ્ક દેવો, દેવીઓ અને દેવ-દેવીઓ. તે જ પ્રમાણે વૈમાનિક દેવો, દેવીઓ અને દેવ દેવીઓ. તથા પાછા ભવનવાસી વાનવ્યંતર જ્યોતિષ્ક અને વૈમાનિક દેવો તથા તે જ પ્રમાણે ચારે વર્ગની દેવીઓ. પાછા તે ચારે વર્ગનાં દેવ દેવીઓ એમાં — એ પ્રમાણે બધા વર્ગોના જીવોનું કૃષ્ણાદિ લેશ્યાની બાબતમાં ઓછાવત્તાપણું વર્ણવ્યું છે.[1]

ગૌ૦ — હે ભગવન્ ! એ કૃષ્ણાદિ લેશ્યાવાળાઓમાં કોણ કોનાથી ઓછી ઋદ્ધિવાળું છે અને કોણ કોનાથી વધારે ઋદ્ધિવાળું છે?

મ૦ — હે ગૌતમ ! કૃષ્ણલેશ્યા કરતાં નીલલેશ્યાવાળા વધારે ઋદ્ધિવાળા છે; તેના કરતાં કાપોતલેશ્યાવાળા; તેના કરતાં તેજોલેશ્યાવાળા; તેના કરતાં પદ્મલેશ્યાવાળા અને તેના કરતાં શુક્લલેશ્યાવાળા વધારે ઋદ્ધિવાળા છે.

— શતક ૧, ઉદ્દે૦ ૨

## ૨

જીવોનું હલકાપણું ભારેપણું જણાવવા ચાર વિભાગ પાડેલા હોય છે: ગુરુ (એટલે કે ભારે — ઢેફું વગેરે) લઘુ (એટલે હલકું — ધુમાડો વગેરે; કારણ કે તેનો ઊંચે જવાનો સ્વભાવ છે)

---

૧. પરંતુ તે બધું મૂળમાં ન આપતાં પ્રજ્ઞાપનાસૂત્રના ૧૭ મા લેશ્યાપદના બીજા ઉદ્દેશકમાંથી ઉતારી લેવાનું સૂચવેલું હોવાથી અહીં ઉતાર્યું નથી.

ગુરુ-લઘુ (જેમકે, વાયુ, કારણ કે તેનો તીરછા જવાનો સ્વભાવ છે) અને અ-ગુરુલઘુ (આકાશ) ચાર સ્પર્શવાળા અને અરૂપી પદાર્થો અગુરુલઘુ કહેવાય છે. જે દ્રવ્ય ગુરુલઘુ હોય તે રૂપવાળુ હોય, અને જે દ્રવ્ય અગુરુલઘુ હોય તે રૂપવાળુ અને રૂપ વિનાનુ પણ હોય ઔદારિક, વૈક્રિય, આહારક અને તૈજસ એ બધી વર્ગણાઓ (અણુઓ) ગુરુલઘુ છે અને કાર્મણ, મન, અને ભાષા એ વર્ગણાઓ અગુરુલઘુ છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાય અમૂર્ત હોવાથી અગુરુલઘુ છે સમયો (કાલ) અમૂર્ત છે માટે અગુરુલઘુ છે દૃષ્ટિ, દર્શન, જ્ઞાન, અજ્ઞાન, સંજ્ઞા વગેરે જીવના પર્યાયરૂપ છે માટે અગુરુલઘુ છે

ગૌ૦—હે ભગવન્ ! કૃષ્ણલેશ્યા ગુરુ છે, લઘુ છે, ગુરુલઘુ છે કે અગુરુલઘુ છે ?

મ૦—હે ગૌતમ ! તે ગુરુલઘુ છે અને અગુરુલઘુ પણ છે

ગૌ૦—હે ભગવન્ ! તેનુ શુ કારણ ?

મ૦—હે ગૌતમ ! દ્રવ્યલેશ્યાની અપેક્ષાએ ગુરુલઘુ છે અને ભાવલેશ્યાની અપેક્ષાએ અગુરુલઘુ છે તેવુ જ શુક્લ સુધીની બધી લેશ્યાઓ માટે જાણવુ *

—શતક ૧, ઉદ્દે૦ ૯

---

* ટીકામાથી ઔદારિક શરીર વગેરેનો જે કાળો વર્ણ તે દ્રવ્ય કૃષ્ણલેશ્યા છે અને ઔદારિકાદિ ગુરુલઘુ છે માટે કૃષ્ણલેશ્યા ગુરુલઘુ છે અને ભાવલેશ્યા તો જીવનો પરિણામ છે, માટે અમૂર્ત હોઈ અગુરુલઘુ છે

૩

ગૌ૦ — હે ભગવન્! કૃષ્ણલેશ્યા નીલલેશ્યાનો સંયોગ પામી તે રૂપે અને તે વર્ણે પરિણમે?

મ૦ — હે ગૌતમ! તે પ્રમાણે પરિણમે છે. કૃષ્ણલેશ્યાના પરિણામવાળો જીવ નીલલેશ્યાને યોગ્ય દ્રવ્યોનું ગ્રહણ કરી મરણ પામે છે ત્યારે તે નીલલેશ્યાના પરિણામવાળો થઈને ઉત્પન્ન થાય છે. કારણ કે જીવ જે લેશ્યાનાં દ્રવ્યોનું ગ્રહણ કરીને મરણ પામે, તે લેશ્યાવાળો થઈને તે બીજે ઠેકાણે ઉત્પન્ન થાય છે. જેમ દૂધ છાશને પામીને, છાશના સંયોગથી છાશરૂપે, છાશના વર્ણે, છાશના ગંધે, છાશના રસે અને છાશના સ્પર્શે પરિણમે છે; અથવા જેમ ચોખ્ખું શુભ્ર રંગને પામીને રંગને રૂપે-વર્ણે-ગંધે-રસે અને સ્પર્શે પરિણમે છે; તેવી રીતે હે ગૌતમ! કૃષ્ણલેશ્યા નીલલેશ્યાને પામીને તેના વર્ણાદિ પરિણામરૂપે બની જાય છે. તે જ પ્રમાણે અન્ય લેશ્યાઓનું પણ જાણવું.

— શતક ૪ ઉ૦ ૧૦

૪

રાજગૃહ નગરમાં ભગવાનના અંતેવાસી માકંદિપુત્ર ભગવાનને પૂછે છે:

મા૦ — હે ભગવન્! કાપોતલેશ્યાવાળો પૃથ્વીકાયિક જીવ ત્યાંથી મરીને તુરત જ મનુષ્યના શરીરને પ્રાપ્ત કરી કેવળજ્ઞાન પ્રાપ્ત કરે અને ત્યાર બાદ સિદ્ધ થાય?

મ૦ — હા માકંદિપુત્ર!

માં૦—હે ભગવન્! કાપોતલેશ્યાવાળો અપ્કાયિક ત્યાંથી મરીને તુરત જ મનુષ્યશરીર પ્રાપ્ત કરી, કેવલજ્ઞાન પ્રાપ્ત કરે અને ત્યાર બાદ સિદ્ધ થાય?

મ૦—હા માકંદિપુત્ર!

માં૦—હે ભગવન્! કાપોતલેશ્યાવાળો વનસ્પતિકાયિક જીવ ત્યાંથી મરીને તુરત જ મનુષ્યશરીર પ્રાપ્ત કરે અને ત્યારબાદ સિદ્ધ થાય?

મ૦—હા માકંદિપુત્ર!

માં૦—હે ભગવન્! તે એમ જ છે, હે ભગવન્! તે એમ જ છે

એમ કહી, માકંદિપુત્ર મહાવીરને વંદન કરીને જ્યાં શ્રમણનિર્ગ્રંથો હતા ત્યાં આવીને તે મુજબનું કહેવા લાગ્યા આ વાત તે શ્રમણનિર્ગ્રંથોએ માન્ય ન કરી અને તેઓ ભગવાન મહાવીર પાસે આવી, તેમને વંદન કરી, તે બાબત પૂછવા લાગ્યા ત્યારે ભગવાને કહ્યું, "હે આર્યો! માકંદિપુત્રે તમને જે કહ્યું છે, કે 'કાપોતલેશ્યાવાળા પૃથ્વીકાયિક, અપ્કાયિક, અને વનસ્પતિકાયિક ત્યાંથી મરીને તરત જ મનુષ્યશરીર પ્રાપ્ત કરી કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે અને ત્યાર બાદ સિદ્ધ થાય છે' તે વાત સત્ય છે હે આર્યો! હું પણ એ જ કહું છું કે, કૃષ્ણ, નીલ અને કાપોતલેશ્યાવાળા પૃથ્વીકાયિકો અપ્કાયિકો, અને વનસ્પતિકાયિકો એ પ્રમાણે કેવલજ્ઞાન પ્રાપ્ત કરી સિદ્ધ થાય છે"*

* તેજ અને વાયુજીવો તરત જ મનુષ્યત્વ ન પામી શકતા હોવાથી તેમનો ઉલ્લેખ નથી —ટીકા

આ વાત સાંભળી તથા તેને અંગીકાર કરી પેલા શ્રમણ નિગ્રંથો માકંદિપુત્ર પાસે આવ્યા અને તેમને વંદન કરી તેમની ક્ષમા માગવા લાગ્યા.

— શતક ૧૮ ઉદ્દે. ૩

## ૮. જીવના મરણ, જન્મ અને મોક્ષ

### ૧

### મરણ

ગૌતમ—હે ભગવન્‌! મરણ કેટલા પ્રકારનું છે?

મ.—હે ગૌતમ! પાંચ પ્રકારનું છે: ૧. આવીચિમરણ—એટલે વીચિ-તરંગની પેઠે પ્રતિસમય આયુષ્યનો ક્ષય થતો જાય તે; ૨. અવધિમરણ—એટલે કે એક વાર એક ગતિનું આયુષ્ય ભોગવી મરણ પામી ફરી તે જ ગતિનું આયુષ્ય ભવિષ્યમાં બાંધી, તથા ભોગવીને મરણ પામવું તે; ૩. આત્યંતિકમરણ—એટલે કે પોતાની નરક આદિ ગતિના આયુષ્યના ક્ષય થતાં ફરી તેવું જ આયુષ્ય ભવિષ્યમાં ન બાંધે તે રીતે મરણ પામવું તે; ૪. બાલમરણ—એટલે કે અવિરતિવાળા પુરુષનું મરણ; ૫. અને પંડિતમરણ—એટલે કે સર્વવિરતિવાળા પુરુષનું મરણ.

ગૌ.—હે ભગવન્‌! આવીચિમરણ આવીચિમરણ શા માટે કહેવાય છે?

મ.—હે ગૌતમ! નરકગતિમાં વર્તતા જીવે જે નૈરયિક આયુષ્યકર્મ બાંધ્યું છે તે કર્મના અવયવોને તે આવીચિક—એટલે કે નિરંતર-પ્રતિસમય મરે છે—છોડે છે—માટે તે આવીચિક મરણ કહેવાય છે.

ગૌ૦—હે ભગવન્! અવધિમરણ શાથી કહેવાય છે?

મ૦—હે ગૌતમ! નરક ગતિનો જીવ આયુષ્કર્મને અત્યારે ભોગવીને છોડતો જાય છે, તે જ કર્મને ભવિષ્યકાળે નારક થઈને તે ફરીથી પણ ગ્રહણ કરીને છોડશે, તે માટે હે ગૌતમ! તે અવધિમરણ કહેવાય છે

ગૌ૦—હે ભગવન્ આત્યંતિકમરણ શા માટે કહેવાય છે

મ૦—હે ગૌતમ! નારકપણે વર્તતો જીવ જે કર્મને અત્યારે ભોગવીને છોડે છે, તેને ભવિષ્યમા ફરી નહિ છોડે, તેથી તે આત્યંતિકમરણ કહેવાય છે

ગૌ૦—હે ભગવન્! બાલમરણ કેટલા પ્રકારનુ છે?

મ૦—હે ગૌતમ બાલમરણ[1] બાર પ્રકારનુ છે?

ગૌ૦—હે ભગવન્! પંડિતમરણ કેટલા પ્રકારનુ છે?

મ૦—હે ગૌતમ! પાદપોપગમન (પડેલા પાદપ—વૃક્ષની પેઠે હાલ્યા ચાલ્યા સિવાય એ જ સ્થિતિમા મરતા સુધી આહારત્યાગપૂર્વક રહેવુ તે), અને ભક્તપ્રત્યાખ્યાન (આહારપાણીનો ત્યાગ કરી બીજાની સેવા લેવા વગેરેની છૂટ રાખવી તે)[2]

—શતક ૧૩, ઉદ્દે૦ ૭

## ૨

## ગતિ

વિવરણ જીવ મરણ પામી એક સ્થાન છોડી બીજે સ્થાને જાય છે, ત્યારે તે અંતરાલગતિ—વચગાળાની ગતિ

---

૧ જુઓ આગળ પા ૧૭૬

૨ જુઓ આગળ પા ૧૭૬

માટે અમુક આકાશનો વિચારવો પ્રાપ્ત થાય છે તે અહીં ટૂંકમાં જણાવી છે. તે અંતરાલગતિ બે પ્રકારની છે: ઋજુ અને વક્ર. વક્રગતિને વિગ્રહગતિ પણ કહે છે. ઋજુગતિથી ત્યાં જીવને પૂર્વશરીર છોડતી વખતે પૂર્વશરીરજન્ય વેગ મળે છે; તેનાથી તે બીજા પ્રયત્ન સિવાય જ ધનુષથી છૂટેલા બાણની માફક તે નવા સ્થાને પહોંચી જાય છે. પરંતુ વક્ર (વિગ્રહ) ગતિથી જતા જીવને વચ્ચે નવો પ્રયત્ન કરવો પડે છે. કેમકે પૂર્વશરીરજન્ય પ્રયત્ન જીવને જ્યાંથી વળવું પડે છે ત્યાં સુધી જ કામ કરે છે. વળવાનું સ્થાન (વિગ્રહ) આવતાં પૂર્વદેહજનિત પ્રયત્ન મંદ પડે છે. તે વખતે જીવને બીજું કોઈ સ્થૂલ શરીર નથી હોતું, તેથી કાર્મણ-સૂક્ષ્મ શરીર દ્વારા ત્યાં નવો પ્રયત્ન થાય છે.

સીધી ગતિનો અર્થ એ છે કે પહેલાં જે આકાશ ક્ષેત્રમાં જીવ સ્થિત હોય ત્યાંથી ગતિ કરતા તે ત્યાંથી સીધી રેખામાં ઊંચે નીચે અથવા તીરછા ચાલ્યો જાય. વક્ર (વિગ્રહ) ગતિ એ છે કે જેમાં પૂર્વસ્થાનથી નવા સ્થાન સુધી જતાં સરળ રેખાનો ભંગ થાય, અર્થાત્ ઓછામાં ઓછા એક વાંક (વિગ્રહ) તો અવશ્ય લેવો પડે. મુક્ત થનારો જીવ તો મોક્ષના નિયત સ્થાન ઉપર ઋજુગતિથી જ ઉપર જાય છે, વક્રગતિથી નહિ. પરંતુ સંસારી જીવ કાં તો સરળ રેખામાં કે ક્યારેક વક્રરેખામાં પણ ગતિ કરે છે.

જ્યારે સીધી ગતિ હોય ત્યારે અંતરાલગતિમાં એક જ સમય લાગે છે. જેમાં એક વાંક હોય તેમાં (વાંકવાળા સ્થાને પહોંચવાનો એક અને વાંકવાળા સ્થાનથી ઉત્પત્તિ

સ્થાન સુધી બીજો એમ) બે સમય લાગે બે વાંક હોય તેને ત્રણ સમય લાગે, અને ત્રણ હોય તેને ચાર સમય લાગે

ઋજુગતિથી કે વક્રગતિથી જન્માન્તર કરતા જીવને પૂર્વ આયુષ પૂર્ણ થાય કે તરત જ નવીન આયુષ, ગતિ વગેરે કર્મનો યથાસભવ ઉદય થઈ જ જાય છે

મુચ્યમાન જીવને અતરાલગતિમા આહારનો પ્રશ્ન જ નથી, કેમકે તે સૂક્ષ્મ સ્થૂલ બધા શરીરોથી રહિત છે પરતુ સસારી જીવને તો અતરાલગતિમા પણ સૂક્ષ્મ શરીર અવશ્ય હોય છે, તેથી તેને આહારનો પ્રશ્ન છે આહાર એટલે સ્થૂલ શરીરને યોગ્ય પુદ્ગલો ગ્રહણ કરવા એવો આહાર સસારી જીવોમા અતરાલગતિને સમયે હોય પણ ખરો અને ન પણ હોય ઋજુગતિવાળા જીવો જે સમયે પૂર્વ શરીર છોડે છે, તે જ સમયે નવુ સ્થાન પ્રાપ્ત કરે છે, તેમા સમયાતર થતો નથી તેથી તેઓનો ઋજુગતિનો સમય નવીન જન્મસ્થાનનો ગ્રહણ કરેલ આહારનો જ સમય છે એક વાકવાળી ગતિના બે સમયોમાથી પહેલો સમય અનાહારનો છે, અને બીજો સમય નવા ઉત્પત્તિસ્થાનમા આહારગ્રહણનો છે તે પ્રમાણે ત્રણ સમયની બે વાકવાળી સ્થિતિમા પ્રથમ બે અનાહારના, અને ચાર સમયની ત્રણ વાકવાળી ગતિમા પ્રથમ ત્રણ સમય અનાહારના[1] સમજી લેવા

---

1 તે વખતે શરીરપોષક આહાર-રૂપે સ્થૂલ પુદ્ગલોના ગ્રહણનો અભાવ હોય છે, પણ કાર્મણ શરીર દ્વારા થતા કપનને લીધે કર્મપુદ્ગલનુ ગ્રહણ તો થયા જ કરે છે કેમકે યોગ–પ્રવૃત્તિ માત્ર કર્મબધનનુ કારણ છે

ગૌ૦—હે ભગવન્! જીવ પરભવમા જતી વખતે કયે સમયે અનાહારક હોય?

મ૦—હે ગૌતમ! પરભવમા પ્રથમ સમય જીવ કદાચ આહારક હોય, અને કદાચ અનાહારક હોય,[1] પરતુ જ્યારે વક્રગતિ વડે બે સમયે ઉત્પન્ન થાય છે, ત્યારે પ્રથમ સમયે અનાહારક હોય છે, અને બીજે સમયે આહારક હોય છે, જ્યારે ત્રણ સમયે ઉત્પન્ન થાય છે, ત્યારે પ્રથમ બે સમયે અનાહારક હોય છે, અને ત્રીજે સમયે આહારક હોય છે[2], જ્યારે ચાર સમયે પરભવમા ઉત્પન્ન થાય છે, ત્યારે આદિના ત્રણ સમયે અનાહારક હોય છે અને ચોથે સમયે આહારક હોય[3] છે ચોથે સમયે જીવ અવશ્ય આહારક હોય

ગૌ૦—હે ભગવન્! જીવ કયે સમયે સૌથી અલ્પ આહારવાળો હોય?

મ૦—હે ગૌતમ! ઉત્પન્ન થતા પ્રથમ સમયે, અને જીવિતને છેલ્લે સમયે એ સમયે જીવ સૌથી અલ્પ

---

૧ મુક્ત જ થાય તો એક પણ શરીર ન હોવાથી અનાહારક જ હોય

૨ જેમકે કોઈ મત્સ્યજીવ ભરતક્ષેત્રના પૂર્વભાગથી ઐરવતક્ષેત્રના પશ્ચિમભાગની નીચે નરકમા ઉત્પન્ન થાય, ત્યારે તે એક સમયે ભરતના પૂર્વભાગથી પશ્ચિમભાગ તરફ જાય; બીજે સમયે ઐરવતના પશ્ચિમભાગ તરફ જાય અને ત્રીજે સમયે નરકમા જાય

૩ જેમકે ત્રસનાડીની બહાર વિદિશામા રહેલો કોઈ જીવ જ્યારે અધોલોકથી ઊર્ધ્વલોકમા ત્રસનાડીની બહારની દિશામા ઉત્પન્ન થાય ત્યારે પ્રથમ સમયે તે વિશ્રેણીમાથી સમશ્રેણીમા આવે, બીજે સમયે નાડીમા પ્રવેશ કરે, ત્રીજે સમયે ઊર્ધ્વલોકમા જાય, અને ચોથે સમયે લોકનાડી બહાર ઉત્પત્તિસ્થાને ઊપજે

ગૌ૦—હે ભગવન્ ! યોનિ કેટલા પ્રકારની છે?

મ૦—હે ગૌતમ ! ત્રણ પ્રકારની છે, સચિત્ત, અચિત્ત અને મિશ્ર તેમા નારકો તથા દેવોની યોનિ અચિત્ત છે, ગર્ભજોની યોનિ મિશ્ર છે, અને અન્યની[1] ત્રિવિધ છે

ગૌ૦—હે ભગવન્ ! યોનિ કેટલા પ્રકારની કહી છે?

મ૦—હે ગૌતમ ! યોનિ ત્રણ પ્રકારની છે સવૃત (ઢકાયેલ કે દબાયેલ), વિવૃત (ખુલ્લી) અને મિશ્ર

તેમા એકેન્દ્રિયો, દેવો[2] અને નારકોની યોનિ સવૃત હોય છે ૨-૩-૪ ઇંદ્રિયવાળા (વિકલેદ્રિય) જીવો, અને અગર્ભજ પચેદ્રિય તિર્યંચ તથા મનુષ્યોની યોનિ વિવૃત છે, જ્યારે ગર્ભજ મનુષ્ય અને તિર્યંચોની મિશ્ર છે

ગૌ૦—હે ભગવન્ ! યોનિ કેટલા પ્રકારની કહી છે?

મ૦—હે ગૌતમ ! યોન ત્રણ પ્રકારની છે કાચબા જેવી ઉન્નત, શખ જેવા આવર્તવાળી, અને વાસના પાન જેવી તેમા સ્ત્રીરત્નની[3] યોનિ શખ જેવા આવર્તવાળી હોય છે, તેમા ઉત્પન્ન થયેલો ગર્ભ અવશ્ય નાશ પામે છે કાચબા જેવી ઉન્નત યોનિમા તીર્થંકર, ચક્રવર્તી, વાસુદેવ અને બલરામ પેદા થાય છે, જ્યારે વાસના પાન જેવી યોનિમા અન્ય જનો પેદા થાય છે

—શતક ૧૦, ઉદ્દે૦ ૨

---

૧ પૃથ્વીઆદિની, અને સમૂર્છનજ મનુષ્યાદિની

૨ દેવશય્યામા વસ્ત્રથી ઢકાયેલ આગળના અસખ્યાત ભાગ જેટલો દેવ ઉત્પન્ન થાય છે, અને નરકમા વજ્રની ભીતના ગોખ પણ વાસેલી બારી જેવા હોય છે, તેમા ઉત્પન્ન થયા બાદ તેમની આકૃતિ વધતા તેઓ નીચે ગબડે છે

૩ જેમકે, ચક્રવર્તીને પ્રાપ્ત થતુ સ્ત્રીરત્ન

## ૪

## ગર્ભવાસ

### ૧

ગૌ૦ — હે ભગવન્ ગર્ભમાં ઉત્પન્ન થતો જીવ ઇંદ્રિયવાળો ઉત્પન્ન થાય કે ઇંદ્રિય વિનાનો?

મ૦ — દ્રવ્યેન્દ્રિયો – સ્થૂલ ઇંદ્રિયોની અપેક્ષાએ ઇંદ્રિય વિનાનો ઉત્પન્ન થાય અને ભાવઇંદ્રિય (ચૈતન્યની શક્તિ)ની અપેક્ષાએ ઇંદ્રિયવાળો ઉત્પન્ન થાય.

ગૌ૦ — હે ભગવન્ ગર્ભમાં ઉત્પન્ન થતો જીવ શરીરવાળો ઉત્પન્ન થાય કે શરીર વિનાનો ઉત્પન્ન થાય?

મ૦ — હે ગૌતમ! ઔદારિક, વૈક્રિય અને આહારક – એ ત્રણ સ્થૂલ શરીરોની અપેક્ષાએ શરીર વિનાનો ઉત્પન્ન થાય અને તૈજસ તથા કાર્મણ એ સૂક્ષ્મ શરીરોની અપેક્ષાએ શરીરવાળો ઉત્પન્ન થાય.

ગૌ૦ — હે ભગવન્! જીવ ગર્ભમાં ઉત્પન્ન થતાં વેંત શું ખાય છે?

મ૦ — હે ગૌતમ! પરસ્પર એકરૂપ થયેલું માતાનું આર્તવ અને પિતાનું વીર્ય ખાય છે.

ગૌ૦ — હે ભગવન્ ગર્ભમાં ગયા બાદ જીવ શું ખાય છે?

મ૦ — હે ગૌતમ! ગર્ભમાં ગયા બાદ જીવ માતાએ ખાધેલ અનેક પ્રકારના રસવિકારોના એક ભાગ સાથે માતાના આર્તવને ખાય છે.

સંસ્કારવાળો બની એ સમયે જો મરણ પામે, તો તે નૈરયિકોમાં ઉત્પન્ન થાય

ગૌ૦—હે ભગવન્! ગર્ભમાં ગયેલો જીવ દેવલોકે જાય?

મ૦—હે ગૌતમ! કોઈ સંજ્ઞી, પંચેન્દ્રિય અને સર્વ પર્યાપ્તિથી પૂર્ણ થયેલો જીવ ઉત્તમ શ્રમણ કે બ્રાહ્મણ પાસે એક પણ ધાર્મિક અને આર્યવચન સાંભળી, તરત જ સંવેગથી ધર્મમાં શ્રદ્ધાળુ, ધર્મમાં તીવ્ર અનુરાગથી રંગાયેલો, ધર્મનો લાલચુ, પુણ્યનો લાલચુ, સ્વર્ગનો લાલચુ, મોક્ષનો લાલચુ, તેમાં ચિત્તવાળો, તેમાં મનવાળો, તેમાં આત્મપરિણામવાળો, તેમાં અધ્યવસાયવાળો, તેમાં તીવ્ર પ્રયત્નવાળો, તેમાં સાવધાનતાવાળો, તેને માટે ક્રિયાઓ કરનારો, અને તેના સંસ્કારવાળો બની, તે સમયે જો મરણ પામે, તો તે દેવલોકે જાય

ગૌ૦—હે ભગવન્! ગર્ભમાં ગયેલો જીવ ચતો હોય, પડખાભેર હોય, કેરી જેવો કુબ્જ હોય, ઊભેલો હોય, બેઠેલો હોય કે સૂતેલો હોય? તથા જ્યારે માતા સૂતી હોય ત્યારે સૂતો હોય, જ્યારે માતા જાગતી હોય ત્યારે જાગતો હોય, માતા સુખી હોય ત્યારે સુખી હોય અને માતા દુખી હોય ત્યારે દુખી હોય?

મ૦—હા ગૌતમ! હવે જો તે ગર્ભ પ્રસવ સમયે માથા દ્વારા કે પગ દ્વારા આવે તો સરખી રીતે આવે, અને જો આડો થઈને આવે તો મરણ પામે જે જીવ બહાર આવે તેનાં કર્મો અશુભ હોય તો તે જીવ કદરૂપો, દુર્વર્ણી, દુર્ગંધી, ખરાબ રસવાળો, ખરાબ સ્પર્શવાળો, અનિષ્ટ, અકાંત અપ્રિય, અશુભ, અમનોજ્ઞ, સંભાર્યો પણ સારો ન

ગૌ૰ —હે ભગવન્! પિતાનાં અંગો કેટલાં હોય છે?

મ૰ —હે ગૌતમ! પિતાનાં અંગો ત્રણ હોય છે: હાડકાં, મજ્જા અને કેશ-દાઢી-રોમ-નખ.[1]

ગૌ૰ —હે ભગવન્! તે માતા અને પિતાનાં અંગો સંતાનના શરીરમાં કેટલા કાળ સુધી રહે?

મ૰ —હે ગૌતમ! સંતાનનું શરીર જેટલા કાળ સુધી ટકે તેટલા કાળ સુધી.

ગૌ૰ —હે ભગવન્! ગર્ભમાં દાખલ થયા બાદ કોઈ જીવ નૈરયિકમાં ઉત્પન્ન થાય? અર્થાત્ ગર્ભમાં રહેલો જીવ પણ નરકને યોગ્ય કર્મો બાંધી મરીને નરકમાં ઉત્પન્ન થાય?

મ૰ —હે ગૌતમ! કોઈ સંજ્ઞી પંચેંદ્રિય અને સર્વ પર્યાપ્તિઓથી પૂરો થયેલો જીવ શત્રુનું લશ્કર આવેલું સાંભળી વીર્યલબ્ધિ વડે અને વૈક્રિયલબ્ધિ[2] વડે આત્મપ્રદેશોને ગર્ભથી બહારના ભાગે ફેંકે છે અને વૈક્રિય સમુદ્ઘાત કરી ચતુરંગી સેના બનાવે છે અને તેના વડે શત્રુના લશ્કર સાથે યુદ્ધ કરે છે. પછી તે પૈસાનો વાંછુ, રાજ્યનો વાંછુ, ભોગનો વાંછુ તથા કામનો વાંછુ જીવ, તે રાજ્યાદિમાં જ ચિત્ત, મન, આત્મપરિણામ, અધ્યવસાન (પ્રયત્ન) અને સાવધાનતાવાળો તથા તેને માટે ક્રિયાઓ કરનારો અને તેના જ

---

1. ઉપર માતાનાં અને પિતાનાં જે અંગો ગણાવ્યાં તે સિવાયનાં અંગો માતપિતા બંનેનાં સાધારણ અંગો કહેવાય છે. કેમકે તેમાં પિતાના શુક્રનો અને માતાના આર્તવનો સરખી રીતે વિકાર હોય છે. —ટીકા.

2. વૈ૰ લબ્ધિવિશેષ. તે જેને પ્રાપ્ત થયો હોય તેવા જીવની આ વાત છે.

ગૌ૦—હે ભગવન્! ઉદકગર્ભ કેટલા સમય સુધી ઉદકગર્ભરૂપે રહે?

મ૦—હે ગૌતમ! ઓછામા ઓછો એક સમય, અને વધારેમા વધારે છ મહિના

ગૌ૦—હે ભગવન્! તિર્યગ્યોનિકગર્ભ કેટલા સમય સુધી ગર્ભરૂપે રહે?

મ૦—હે ગૌતમ! ઓછામા ઓછુ અંતર્મુહૂર્ત અને વધારેમા વધારે આઠ વરસ

ગૌ૦—હે ભગવન્! મનુષીગર્ભ કેટલા સમય સુધી ગર્ભરૂપે રહે?

મ૦—હે ગૌતમ! ઓછામા ઓછુ અંતર્મુહૂર્ત અને વધારેમા વધારે બાર વરસ

માતાના પેટની વચ્ચે રહેલ ગર્ભનુ શરીર તે 'કાય,' તે શરીરમા ઉત્પન્ન થવુ તે 'કાયભવ' અને તેમા જ જે જન્મ્યો હોય તે કાયભવસ્થ કહેવાય કોઈ એક જીવ હોય, તેનુ શરીર ગર્ભમા રચાઈ ગયુ હોય પછી તે જીવ તે શરીરમા પોતાની માતાના ઉદરમા બાર વર્ષ સુધી રહી, મરણ પામી, પાછો પોતે રચેલ તેને તે શરીરમા ઉત્પન્ન થઈ પાછો બાર વર્ષ સુધી રહે અને એ પ્રકારે ચોવીસ વર્ષ સુધી કાયભવસ્થરૂપે રહી શકે

ગૌ૦—હે ભગવન્! કાયભવસ્થ કેટલા સમય સુધી 'કાયભવસ્થ' રૂપે રહે?

મ૦—હે ગૌતમ! ઓછામા ઓછુ અંતર્મુહૂર્ત અને વધારેમા વધારે ૨૪ વર્ષ

લાગે તેવો હીન સ્વરવાળો, દીન સ્વરવાળો, અનિષ્ટ સ્વરવાળો, અકાંત સ્વરવાળો, અપ્રિય સ્વરવાળો, અશુભ સ્વરવાળો, અમનોજ્ઞ સ્વરવાળો, સાંભળ્યો પણ સારો ન લાગે તેવા સ્વરવાળો અને જેનું વચન કોઈ ન માને તેવો (અનાદેયવચન) થાય. પણ જો તેનાં કર્મો શુભ હોય, તો તેથી વિરુદ્ધ થાય.

ગૌ૦ — હે ભગવન્! તે એ પ્રમાણે છે; હે ભગવન્! તે એ પ્રમાણે છે.

— શતક ૧, ઉદ્દે૦ ૭

૨

કાળાંતરે પાણીને વરસવામાં જે નિમિત્તરૂપ થાય તે ઉદકગર્ભ કહેવાય છે. તે ઉદકગર્ભ ચાર પ્રકારનો કહ્યો છે: ઓસ, ધૂમસ, ખૂબ ટાઢ અને ખૂબ તડકો. આ ચારમાંની કોઈ વસ્તુ જે દિવસે થાય તે દિવસથી માંડીને વધારેમાં વધારે છ માસ પછી તો જરૂર પાણીનો વરસાદ થાય, જો તેને અંતરાય ન હોય તો. મહા માસમાં હિમપાત, ફાગણ માસમાં વાદળાંનો ઘેરાવો, ચૈત્ર માસમાં અત્યંત ટાઢ તથા ગરમી અને વૈશાખ માસમાં વીજળી, પાણી, પવન અને વાદળાં તથા આકાશ ગજાવેલા તમામ — એ ઉદકગર્ભ કહેવાય છે.*

૧ વસુદેવાદિક પ્રાણીઓમાં ગર્ભ તથા શરીર સંબંધી આપેલી વિશેષ હકીકત માટે જુઓ આ ગ્રંથમાં અંતે ટિ૦ ન૦ ૧ પા. ૪૪૯.

* વધુ માટે જુઓ સ્થાનાંગ ચતુર્થ સ્થાન.

ગૌ૦—હે ભગવન્! મૈથુનને સેવતો મનુષ્ય કેવા પ્રકારની હિંસા કરે છે?

મ૦—હે ગૌતમ! જેમ કોઈ પુરુષ તપાવેલા સોનાના સળિયાને રૂ ભરેલી પોલા વાસની નળીમાં કે બૂરની[1] નળીમાં ખોસે, અને તે રૂ વગેરેનો ધ્વંસ કરે, તે પ્રમાણે પુરુષ, યોનિમાં રહેલ જીવોનો નાશ કરે છે,

—શતક ૨, ઉદ્દે૦ ૫

૩

ગૌ૦—હે ભગવન્! ઇંદ્રનો સબંધી, શક્રનો દૂત, હરિણેગમેસિ નામનો સેનાપતિ દેવ જ્યારે સ્ત્રીના ગર્ભનું સંહરણ કરે છે, ત્યારે એક ગર્ભાશયમાંથી ગર્ભ લઈને બીજા ગર્ભાશયમાં મૂકે છે, કે ગર્ભાશયમાંથી લઈને યોનિ દ્વારા બીજીના ઉદરમાં મૂકે છે, કે યોનિ દ્વારા ગર્ભને કાઢીને બીજા ગર્ભાશયમાં મૂકે છે, કે યોનિ દ્વારા ગર્ભને પેટમાંથી કાઢીને પાછો યોનિ દ્વારા જ બીજીના પેટમાં મૂકે છે?

મ૦—હે ગૌતમ! પોતાના હાથ વડે ગર્ભને અડી અડીને અને તે ગર્ભને પીડા ન થાય તેવી રીતે યોનિ દ્વારા બહાર કાઢીને બીજા ગર્ભાશયમાં મૂકે છે[2]

---

અને જન્મ પણ લે છે મનુષ્ય સ્ત્રીની યોનિમાં જોકે ઘણા જીવો ઉત્પન્ન થાય છે, પણ તે બધાય જન્મતા નથી —ટીકા૦

૧ એક જાતની વનસ્પતિનો એક જાતનો ભાગ

૨ બધા વિકલ્પોમાંથી આ વિકલ્પ જ સ્વીકારવાનું કશું કારણ ટીકાકાર નથી આપતા માત્ર એટલું જણાવે છે કે, સામાન્ય ક્રમમાં યોનિ વાટે જ ગર્ભ બહાર આવે છે!

મ૦—હા ગૌતમ! તે સિદ્ધ થયો ને તેણે સર્વ દુઃખોનો નાશ કર્યો. વર્તમાનકાળમાં પણ તેમ જ છે અને ભવિષ્યકાળમાં પણ તેમ જ થશે.

ગૌ૦—હે ભગવન્! તે જ્ઞાન અને દર્શન પ્રાપ્ત કરનારા અર્હિત, જિન અને કેવલજ્ઞાની પુરુષો 'અલમસ્તુ'-પૂર્ણ કહેવાય?

મ૦—હા ગૌતમ! તેઓ 'અલમસ્તુ'-પૂર્ણ કહેવાય.

ગૌ૦—હે ભગવન્! તે એ પ્રમાણે છે, તે એ પ્રમાણે છે.

—શતક ૧, ઉદ્દે૦ ૪

ગૌ૦—હે ભગવન્! કર્મરહિત જીવની ગતિ સ્વીકારાય?

મ૦—હા ગૌતમ! સ્વીકારાય.

ગૌ૦—હે ભગવન્! કર્મરહિત જીવની ગતિ કેવી રીતે સ્વીકારાય?

મ૦—હે ગૌતમ! (૧) નિસ્સંગપણાથી, નીરાગપણાથી અને ગતિના પરિણામથી,[૧] (૨) બંધનનો છેદ થવાથી, (૩) નિરિંધન થવાથી—કર્મરૂપ ઇન્ધનથી મુક્ત થવાથી અને (૪) પૂર્વપ્રયોગથી કર્મરહિત જીવની ગતિ સ્વીકારાય છે.

૧ જેમ કોઈ પુરુષ છિદ્ર વિનાના સૂકા તુંબડાને ક્રમપૂર્વક અત્યંત સંસ્કાર કરીને ડાભ અને કુશવડે વીંટે, ત્યાર પછી તેને માટીના આઠ લેપથી લીંપે, લીંપીને તાપમાં

---

૧ વજન ઓછું થઈ જવાથી નીચેની કે તીરછી ગતિ બદલાઈ, ઉપર જતી ગતિ થાય તે.

મ૦—હા ગૌતમ! તે સિદ્ધ થયો ને તેણે સર્વ દુઃખોનો નાશ કર્યો વર્તમાનકાળમા પણ તેમ જ છે અને ભવિષ્યકાળમા પણ તેમ જ થશે

ગૌ૦—હે ભગવન્! ને જ્ઞાન અને દર્શન પ્રાપ્ત કરનારા અરિહત, જિન અને કેવલજ્ઞાની પુરુષો 'અલમસ્તુ'–પૂર્ણ કહેવાય?

મ૦—હા ગૌતમ! તેઓ 'અલમસ્તુ'–પૂર્ણ કહેવાય

ગૌ૦—હે ભગવન્! તે એ પ્રમાણે છે, તે એ પ્રમાણે છે

—શતક ૧, ઉદ્દે૦ ૪

ગૌ૦—હે ભગવન્! કર્મરહિત જીવની ગતિ સ્વીકારાય?

મ૦—હા ગૌતમ! સ્વીકારાય

ગૌ૦—હે ભગવન્! કર્મરહિત જીવની ગતિ કેવી રીતે સ્વીકારાય?

મ૦—હે ગૌતમ! (૧) નિસગપણાથી, નીરાગપણાથી અને ગતિના પરિણામથી,[૧] (૨) બધનનો છેદ થવાથી, (૩) નિરિંધન થવાથી—કર્મરૂપ ઇન્ધનથી મુક્ત થવાથી અને (૪) પૂર્વપ્રયોગથી કર્મરહિત જીવની ગતિ સ્વીકારાય છે

૧ જેમ કોઈ પુરુષ છિદ્ર વિનાના સૂકા તુબડાને ક્રમપૂર્વક અત્યત સસ્કાર કરીને ડાભ અને કુશવડે વીટે, ત્યાર પછી તેને માટીના આઠ લેપથી લીપે, લીપીને તાપમાં

૧ વજન ઓછુ થઈ જવાથી નીચેની કે તીરછી ગતિ બદલાઈ, ઉપર જતી ગતિ થાય તે

લેપ, તથા ત્યારબાદ તેને તાપ વિનાના અને ન તરી શકાય તેવા ઊંડા પાણીમાં નાખે. તે તુંબડું માટીના આઠ લેપથી ભારે થયેલું હોવાથી પાણીના ઉપરના તળિયાને છોડીને નીચે જમીનને તળિયે બેસે ? હા, બેસે. હવે ધીમે ધીમે તે આઠ લેપનો ક્ષય થતાં માટી ત્યારે તે ઊંચું આવતું જાય અને અંતે છેક ઉપર આવે ? હા, આવે. તે પ્રમાણે, હે ગૌતમ નિઃસંગપણાથી નીરાગપણાથી અને ગતિના પરિણામથી કર્મરહિત જીવની ગતિ સ્વીકારાય છે

(૨) જેમ કોઈ એક વટાણાની શીંગ મગની શીંગ અડદની શીંગ શીમળાની શીંગ, અને એરંડાનું ફળ તડકે મૂક્યા હોય, તે સુકાય ત્યારે તે ફૂટીને તેમાંથી બીજ પૃથ્વીની એક બાજુએ પડે તે પ્રમાણે બંધનનો છેદ થવાથી કર્મરહિત જીવની ગતિ સ્વીકારાય છે

(૩) હે ગૌતમ લાકડાંમાંથી છૂટેલા ધુમાડાની સ્વાભાવિક ગતિ (આડ ન હોય તો) ઊંચે પ્રવર્તે છે તેમ કર્મરૂપ બંધનથી મુક્ત થવાથી કર્મરહિત જીવની ગતિ પ્રવર્તે છે

(૪) જેમ કોઈ એક ધનુષથી છૂટેલા બાણની ગતિ (પ્રતિબંધ ન હોય તો) લક્ષ્ય તરફ પ્રવર્તે છે તેમ પૂર્વ પ્રયોગથી કર્મરહિત જીવની ગતિ સ્વીકારાય છે

— શતક ૭ ઉદ્દે. ૧

કમળના નાળ જેવા ઘાટવાળી, નાભિ ઉપર રસહરણી નામની નાડી હોય છે, અને તે નાડી માતાની નાભિ સાથે સબદ્ધ હોય છે તે વાટે ગર્ભનો જીવ ઓજ ગ્રહણ કરે છે અને તે વડે જન્મે ત્યા સુધી વૃદ્ધિ પામે છે નવ માસ વીત્યા પછી, કે નવ માસ પૂરા થતા પહેલા તે ગર્ભવતી સ્ત્રી નીચેના ચારમાથી એકને પ્રસવે છે પુત્રીને, પુત્રને, નપુસકને કે પિડ (બિબ) ને જ્યારે વીર્ય ઓછુ અને ઓજ વધારે હોય ત્યારે પુત્રી થાય, વીર્ય વધારે અને ઓજ ઓછુ હોય, ત્યારે પુત્ર થાય, બને સરખા હોય ત્યારે નપુસક થાય, અને ઋતુવતી સ્ત્રીનો સયોગ થાય ત્યારે કોઈ આકાર વિનાનો માસપિડ (બિબ) થાય કોઈ મહાપાપી જીવ વધારેમા વધારે બાર વરસ સુધી ગર્ભાવાસમા રહે છે

[આથી આગળ પુરુષ અને સ્ત્રીના શરીરની પાસળીઓ, નસો વગેરેનુ વર્ણન, લોહી વગેરે ધાતુઓનુ વજન, હૃદયાદિ અવયવોનુ વજન, વગેરે વિગતો છે ]

## ૯ : જીવ વિષે પરચૂરણ વિગતો

### ૧

ગૌ૦—હે ભગવન્ ! નૈરયિકોમા ઉપજતો નૈરયિક શુ એક ભાગ વડે એક ભાગને આશરીને ઉત્પન્ન થાય, એક ભાગ વડે સર્વ ભાગને આશરીને ઉત્પન્ન થાય, સર્વ ભાગ વડે એક ભાગને આશરીને ઉત્પન્ન થાય કે સર્વ ભાગ વડે સર્વ ભાગને આશરીને ઉત્પન્ન થાય ?

મ૦—હે ગૌતમ ! સર્વ ભાગ વડે સર્વ ભાગને આશરીને ઉત્પન્ન થાય 'જીવ પોતાના સર્વ ભાગો વડે

છે તથા વધારેમાં વધારે એક જીવને બસેથી નવસે સુધી જનક ( પિતા ) હોઈ શકે છે જીવ ગર્ભાવાસમાં વધારેમાં વધારે બાર વર્ષ સુધી રહે છે તિર્યંચોમાં જીવ ગર્ભાવાસમાં વધારેમાં વધારે આઠ વર્ષ સુધી રહે છે સ્ત્રીની જમણી કૂખે પુત્ર ઉત્પન્ન થાય છે ડાબી કૂખે પુત્રી અને વચ્ચે નપુંસક.

જ્યારે માતા અને પિતાનો સંયોગ થાય છે ત્યારે પહેલ વખતે જીવ માતાનું લોહી અને પિતાનું વીર્ય એ બેથી મિશ્રિત થયેલ ખુલ્લા ઉપજે તેવો મલિન પદાર્થ ખાય છે અને તેને ખાઈને ગર્ભપણે ઉપજે છે ત્યાર બાદ સાત દિવસ તે ગર્ભ કલલરૂપ થાય છે પછી બીજા સાત દિવસે તે પરપોટા જેવા થાય છે પછી તેની પેશી બને છે અને તેથી તે કઠણ પેશી જેવા થાય છે પહેલે મહિને ગર્ભનું વજન એક કર્ષ ઓછું એક પલ થાય છે[1] બીજે માસે ઘન કઠણ પેશી જેવા થાય છે ત્રીજે માસે તે માતાને દોહદ ઉત્પન્ન કરે છે ચોથે માસે માતાનાં અંગોને પુષ્ટ કરે છે પાંચમે માસે તે પેશીમાંથી હાથના પગના અને માથાનો એમ પાંચ અંકુર ફૂટે છે છઠ્ઠે મહિને પિત્ત અને શોણિત ઉપજે છે સાતમે મહિને સાતસો નસો પાંચસે માંસપેશીઓ નાડી નવ ધમનીઓ અને દાઢી તથા મૂછ સિવાય નવાણું લાખ રોમકૂપો ઉપજે છે વળી દાઢી અને મૂછના મળીને સાડાત્રણ કરોડ રોમકૂપો નીપજે છે આઠમે મહિને તે પૂરે રૂપે નિષ્પન્ન થાય છે. તે ગર્ભને ભૂખના દુઃખ જેવી તથા

[1] સોળ માસાનો કર્ષ તથા ચાર કર્ષનો એક પલ

ગૌ — હે ભગવન્ ! શું ચરમજીવ[1] કે અચરમજીવ[2] જ્ઞાનાવરણીય કર્મ બાંધે ?

મ — હે ગૌતમ ! એ બંને આઠે કર્મપ્રકૃતિઓ કદાચ બાંધે અને કદાચ ન બાંધે.[3]

— શતક ૬ ઉદ્દે ૩

## ૪ કર્મો વિષે કેટલીક વિગતો

૧

રાજગૃહમાં ભગવાનના શિષ્ય માકંદિપુત્ર પૂછે છે

મા — હે ભગવન્ ! જીવે જે પાપકર્મ કર્યું છે અને હવે પછી કરશે તેમાં પરસ્પર કંઈ ભેદ છે ?

મ — હા માકંદિપુત્ર ! તેમાં પરસ્પર ભેદ છે જેમ કોઈ પુરુષે આકાશમાં ઊંચે ફેંકેલા બાણના કંપનમાં તેના પ્રયત્નની વિશેષતાથી ભેદ હોય છે તેમ જીવે કરેલા ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળના કર્મમાં તીવ્ર મંદાદિ પરિણામના ભેદથી ભિન્નતા હોય છે

મા — હે ભગવન્ નૈરયિકો જે પુદ્ગલોને આહારરૂપે ગ્રહણ કરે છે તે પુદ્ગલોનો કેટલામો ભાગ ભવિષ્યકાળમાં આહારરૂપે ગૃહીત થાય છે અને કેટલામો ભાગ (નિર્જરાય) તજાય છે ?

---

૧. એટલે કે જેનો છેલ્લો ભવ થવાનો છે તે.

૨. જેનો છેલ્લો ભવ નથી થવાનો એટલે કે સંસારી તેમ જ સિદ્ધ.

૩. અયોગી ચરમ નથી બાંધતો; અચરમ-સંસારી બાંધે; અચરમ-સિદ્ધ ન બાંધે.

મ૦—હે માકંદિપુત્ર! આહાર માટે ગ્રહણ કરેલા પુદ્ગલોનો અસંખ્યાતમો ભાગ આહારરૂપે ગૃહીત થાય છે, અને અનંતમો ભાગ (નિર્જરાય) તજાય છે

મા૦—હે ભગવન્! નિર્જરાતા પુદ્ગલો ઉપર બેસવાને વા સૂવાને કોઈ પુરુષ સમર્થ છે?

મ૦ હે માકંદિપુત્ર! એ નિર્જરાના પુદ્ગલો કોઈ પણ ધારણ કરવાને સમર્થ નથી એમ કહ્યું છે

મા૦—હે ભગવન્! તે એમ જ છે, હે ભગવન્! તે એમ જ છે

—શતક ૧૮, ઉદ્દે૦ ૩

૨

ગૌ૦—હે ભગવન્! હિંસા, અસત્ય, ચૌર્ય, મૈથુન અને પરિગ્રહ એ બધા (થી ઉત્પન્ન થયેલું કર્મ, અથવા એ બધાને ઉત્પન્ન કરનાર ચારિત્રમોહનીય કર્મ) કેટલા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શવાળા છે?

મ૦—હે ગૌતમ! પાંચ વર્ણવાળા, બે ગંધવાળા, પાંચ રસવાળા અને ચાર સ્પર્શવાળા[1] છે

તે પ્રમાણે ક્રોધ તથા તેના વિશેષો—જેવા કે કોપ (સ્વભાવથી ચલિત થવારૂપી), રોષ (ક્રોધની પરંપરારૂપી), દોષ (પોતાને કે પરને દૂષણ આપવારૂપી), અક્ષમા, સંજ્વલન (વારંવાર ક્રોધથી બળવું તે), કલહ (મોટેથી બૂમ પાડીને

---

૧ સૂક્ષ્મ પરિણામવાળા પુદ્ગલોને સ્નિગ્ધ, રૂક્ષ, શીત અને ઉષ્ણ એ ચાર સ્પર્શ હોય છે અને કર્મ પણ સૂક્ષ્મ પરિણામવાળું છે, માટે તેને પણ તે ચાર સ્પર્શ છે

બોલવું તે) ચાંડિક્ય (રૌદ્રાકાર) ભંડન (દંડાદી યુદ્ધ કરવું તે) અને વિવાદ (વિરોધથી ઉત્પન્ન થયેલાં વચનો) — એ બધા (થી થતા કર્મોને કે તે બધાને ઉત્પન્ન કરનાર કર્મોને) પણ તેમ જ જાણવા.

તે જ પ્રમાણે માન અને તેના વિશેષો — જેવા કે મદ (હર્ષ) દર્પ સ્તંભ (અનમન) ગર્વ (અહંકાર) આત્મોત્કર્ષ (બીજાથી પોતાની ઉત્કૃષ્ટતા બતાવવી તે) પરપરિવાદ (નિંદા) ઉત્કર્ષ (માનથી પોતાની કે પરની ક્રિયાને ઉત્કૃષ્ટ કરવી તે) અપકર્ષ (અભિમાનથી પોતાના અથવા પરના કોઈ પણ કાર્યથી અટકવું તે) ઉન્નત (પૂર્વ પ્રવૃત્ત નમનનો ત્યાગ અથવા ઉન્નય અભિમાનથી નીતિનો ત્યાગ) ઉન્નામ (નમેલાને અભિમાનથી ન નમવું) અને દુર્નામ (મદથી દુષ્ટ રીતે નમવું) — વિષે પણ જાણવું.

તે જ પ્રમાણે માયા અને તેના વિશેષો — જેવા કે ઉપાધિ (છેતરવા યોગ્ય મનુષ્યની પાસે જવાના કારણભૂત ભાવ) નિકૃતિ (આદર વડે બીજાને છેતરવો તે) વલય (વક્રતાજનક સ્વભાવ) ગહન (ન સમજી શકાય તેવી વચન જાળ) નૂમ (બીજાને ઠગવા નીચતાનો કે નીચ સ્થાનનો આશ્રય કરવો તે) કલ્ક (હિંસાદિ નિમિત્ત બીજાને છેતરવાનો અભિપ્રાય) કુરૂપા (નિન્દિત રીતે મોહ પમાડનાર અભિપ્રાય) જિહ્મતા (બીજાને છેતરવાની બુદ્ધિથી કામમાં મંદતાનું અવલંબન) કિલ્બિષ (જે માયાથી અહીં જ કિલ્બિષિકના જેવો થાય તે) આદરણતા (માયા-વિશેષથી કોઈ પણ વસ્તુનો આદર કરવો તે, અથવા બીજાને છેતરવા વિવિધ ક્રિયાનું આચરણ કરવું તે આચરણતા)

ગૂહનતા (પોતાના સ્વરૂપને છુપાવવું તે), વંચનતા (બીજાને છેતરવો તે), પ્રતિકુંચનતા (સરલપણે કહેલા વચનનું ખંડન કરવું તે), સાતિયોગ (ઉત્તમ દ્રવ્યની સામે હીન દ્રવ્યનો યોગ કરવો તે) — એ બધા વિષે પણ જાણવું

તે જ પ્રમાણે લોભ અને તેના વિશેષો — જેવા કે ઇચ્છા (અભિલાષા), મૂર્છા (સંરક્ષણ કરવાની નિરંતર અભિલાષા), કાંક્ષા (અપ્રાપ્ત પદાર્થની ઇચ્છા), ગૃદ્ધિ (પ્રાપ્ત અર્થમાં આસક્તિ), તૃષ્ણા (પ્રાપ્ત પદાર્થનો વ્યય ન થાય તેવી ઇચ્છા), ભિધ્યા (વિષયોનું ધ્યાન), અભિધ્યા (અદૃઢ આગ્રહ – ચિત્તની ચલાયમાન સ્થિતિ), આશંસના (પોતાને ઇષ્ટ અર્થની ઇચ્છા), પ્રાર્થના (બીજા માટે ઇષ્ટ અર્થની માગણી), લાલપનતા (અત્યંત બોલીને પ્રાર્થના કરવી), કામાશા (ઇષ્ટ શબ્દ અને રૂપની પ્રાપ્તિની સંભાવના), ભોગાશા (ઇષ્ટ ગંધાદિની પ્રાપ્તિની સંભાવના), જીવિતાશા (જીવિતવ્યની પ્રાપ્તિની સંભાવના), મરણાશા (કોઈક અવસ્થામાં મરણપ્રાપ્તિની સંભાવના), નંદીરાગ (છતી સમૃદ્ધિનો રાગ) — વિષે પણ જાણવું

ગૌ૦—હે ભગવન્! પ્રેમ, દ્વેષ, કલહ, અભ્યાખ્યાન (ખોટા આક્ષેપ), પૈશુન્ય (ચુગલી), રતિ-અરતિ, પરપરિવાદ (બીજાની નિંદા), માયામૃષાવાદ, અને મિથ્યાદર્શનશલ્ય (કુદેવ, કુધર્મ અને કુગુરુને સાચા માની સેવવા તે) — એ બધા કેટલા સ્પર્શવાળા છે?

મ૦—હે ગૌતમ! ક્રોધની પેઠે ચાર સ્પર્શવાળા છે

ગૌ૦—હે ભગવન્! તે બધાની પેઠે, તે બધાનો ત્યાગ — જેમ કે પ્રાણાતિપાતવિરમણ વગેરે, ક્રોધનો ત્યાગ વગેરે,

અને મિથ્યાદર્શનશલ્યનો ત્યાગ — એ બધાં કેટલાં વર્ણ વગેરે વાળાં છે?

મ — હે ગૌતમ ! તે બધાં વર્ણ વિનાનાં, ગંધ વિનાનાં, રસ વિનાનાં અને સ્પર્શ વિનાનાં છે. કારણ કે તે બધાં જીવના ઉપયોગસ્વરૂપ છે અને જીવનો ઉપયોગ અમૂર્ત છે; તેથી વર્ણાદિરહિત હોય છે.

ગૌ — હે ભગવન્ ! ઔત્પત્તિકી (સ્વાભાવિક ઉત્પન્ન થયેલી), વૈનયિકી (ગુરુના વિનય–શાસ્ત્રાદિ દ્વારા થયેલી), કાર્મિકી (કર્મ દ્વારા થયેલી) અને પારિણામિકી (લાંબા કાળ સુધી પૂર્વાપર અર્થના અવલોકનાદિથી થયેલી) બુદ્ધિ કેવા વર્ણાદિવાળી છે?

મ — હે ગૌતમ ! તે બધી વર્ણાદિ વિનાની છે (જીવનો સ્વભાવ હોવાથી). તે પ્રમાણે અવગ્રહ, ઈહા, અવાય અને ધારણા[1] પણ જીવના ઉપયોગસ્વરૂપ હોવાથી વર્ણાદિરહિત છે. તે પ્રમાણે ઉત્થાન, કર્મ, બલ, વીર્ય અને પુરુષકાર પરાક્રમ — એ બધાં પણ વર્ણાદિ રહિત છે.

— શતક ૧૨, ઉદ્દે. ૫

૩

ગૌ — હે ભગવન્ ! જીવો આભોગથી (જાણપણે) આયુષનો બંધ કરે કે અનાભોગથી (અજાણપણે)?

મ — હે ગૌતમ ! જીવો આભોગથી (જાણપણે) આયુષનો બંધ ન કરે, પણ અજાણપણે કરે.

— શતક ૭, ઉદ્દે. ૬

---

૧. જુઓ આગળ પા. ૩૧૧

ગૌ૦—હે ભગવન્! અન્યતીર્થિકો એમ કહે છે કે, એક જીવ એક સમયે બે આયુષ્ય કરે છે આ ભવનું અને પરભવનું જે સમયે આ ભવનું આયુષ્ય[1] કરે છે, તે સમયે પરભવનું કરે છે, અને જે સમયે પરભવનું કરે છે, ત્યારે આ ભવનું કરે છે વળી આ ભવનું આયુષ્ય કરવાથી પરભવનું કરે છે, અને પરભવનું આયુષ્ય કરવાથી આ ભવનું આયુષ્ય કરે છે[2] હે ભગવન્! તે એ પ્રમાણે કેમ હોઈ શકે?

મ૦—હે ગૌતમ! તે લોકોનું કહેવું ખોટું છે હું એમ કહું છું કે, એક જીવ એક સમયે એક આયુષ્ય કરે છે આ ભવનું અથવા પરભવનું

—શતક ૧, ઉદ્દે૦ ૯

ગૌ૦—હે ભગવન્! અન્યતીર્થિકો એમ કહે છે કે, જેમ જાળ એક છે, પણ તેમાં જેમ અનેક ગાંઠો પરસ્પર વળગી રહેલી છે, તેમ ક્રમે કરીને અનેક જન્મો સાથે સંબંધ ધરાવનારાં ઘણાં આયુષ્યો ઘણા જીવો ઉપર પરસ્પર ક્રમે કરીને ગૂંથાયેલાં છે તેથી તેમાંનો એક જીવ પણ એક

---

૧ આ મતનો અર્થ સ્પષ્ટ સમજાતો નથી ટીકાકાર કહે છે કે, "તેઓના મત પ્રમાણે 'જીવ પોતાના પર્યાયોના સમૂહરૂપ છે તેથી જ્યારે તે આયુષરૂપ એક પર્યાયને કરે છે ત્યારે બીજાને પણ કરે છે' પરંતુ તેમનું કહેવું ખોટું છે કારણ કે આત્મા જ્યારે સિદ્ધત્વ પર્યાયને કરે છે, ત્યારે સંસારિત્વ પર્યાયને નથી કરતો, તેમ જીવ એક કાળે બે આયુષોને ન કરી શકે"

૨ આ ભવનું એટલે જે આયુષ્યના ફળરૂપ આ ચાલુ ભવ છે, તે આયુષ —ટીકા

સમયે બે આયુષ્ય અનુભવે છે: આ ભવનું તેમ જ પરભવનું. હે ભગવન્! તે એ પ્રમાણે કેમ હોઈ શકે?

મ૦ — હે ગૌતમ! તેઓ જે કાંઈ કહે છે તે બધું અસત્ય છે. હું તો એમ કહું છું કે જેમ કોઈ એક જાળ હોય તેની ગાંઠોની પેઠે ક્રમે કરીને અનેક જન્મો સાથે સંબંધ ધરાવનારાં ઘણાં આયુષ્યો એક એક જીવ ઉપર સાંકળીના કોડાની પેઠે પરસ્પર ક્રમે કરીને ગુંથાયેલાં હોય છે; અને એમ હોવાથી એક જીવ એક સમયે એક આયુષ્યને અનુભવે છે: આ ભવનું, અથવા પરભવનું.

— શતક ૫, ઉદ્દે૦ ૩

ગૌ૦ — હે ભગવન્! જે જીવ નરકે જવાને યોગ્ય હોય, તે શું અહીંથી આયુષ્ય સહિત થઈને નરકે જાય?

મ૦ — હે ગૌતમ! અહીંથી આયુષ્ય સહિત થઈને જાય; પણ આયુષ્ય વિનાનો ન જાય.

ગૌ૦ — હે ભગવન્! તે જીવે તે આયુષ્ય ક્યાં બાંધ્યું અને તે આયુષ્ય સંબંધી આચરણો ક્યાં આચર્યાં?

મ૦ — હે ગૌતમ! તે જીવે તે આયુષ્ય પૂર્વભવમાં બાંધ્યું અને તે આયુષ્ય સંબંધી આચરણો પણ પૂર્વભવમાં આચર્યાં. તે પ્રમાણે યાવત્ વૈમાનિકો સુધી જાણવું. જે જીવ જે યોનિમાં ઉપજવાને યોગ્ય હોય, તે જીવ તે યોનિ સંબંધી આયુષ બાંધે.

— શતક ૫, ઉદ્દે૦ ૩

ગૌ૦ — હે ભગવન્! આયુષનો બંધ કેટલા પ્રકારનો કહ્યો છે?

મ૦—હે ગૌતમ ! આયુષનો બંધ ૭ પ્રકારનો કહ્યો છે તે જેમકે જાતિનામનિધત્તાયુ, ગતિનામનિધત્તાયુ, સ્થિતિનામનિધત્તાયુ, અવગાહનાનામનિધત્તાયુ, પ્રદેશનામનિધત્તાયુ, અને અનુભાગનામનિધત્તાયુ

વિવરણ અહીં જાતિ એટલે એકેંદ્રિયાદિ પાંચ પ્રકારની જાતિ, તે રૂપ જે નામકર્મ તે જાતિનામ કહેવાય, તેની સાથે નિધત્ત – નિષિક્ત – નિષેકને પ્રાપ્ત થયેલું – એટલે અનુભવવા માટે તૈયાર થયેલું જે આયુષકર્મ તે જાતિનામનિધત્તાયુ કહેવાય તે પ્રમાણે ગતિ એટલે નૈરયિકાદિ ચાર પ્રકારની ગતિ, અને અવગાહના એટલે ઔદારિક વગેરે શરીર એ જ જાતિ, ગતિ અને અવગાહનાની સ્થિતિ, પ્રદેશ અને અનુભાગ (વિપાક) તે બાકીના ત્રણ

તાત્પર્ય એ છે કે, નારકાદિ આયુષનો ઉદય થાય ત્યારે જ જાતિ વગેરે નામકર્મોનો ઉદય થાય છે, એકલું આયુષકર્મ જ નૈરયિકાદિના ભવનું ઉપગ્રાહક હોય છે

— શતક ૬, ઉદ્દે૦ ૮

ગૌ૦—હે ભગવન્ ! દ્રવ્યસ્થાનાયુ, ક્ષેત્રસ્થાનાયુ, અવગાહનાસ્થાનાયુ, અને ભાવસ્થાનાયુ, એ બધામાંથી કયું કોનાથી અધિક છે?

મ૦—સૌથી થોડું ક્ષેત્રસ્થાનાયુ છે ક્ષેત્રાયુ એટલે એક પ્રદેશાદિ ક્ષેત્રમાં પુદ્ગલોનું જે અવસ્થાન, તદ્રૂપ જે આયુ તે ક્ષેત્રાયુ ક્ષેત્ર અમૂર્તિમાન હોવાથી અને તેથી જ તેની સાથે પુદ્ગલોના બંધનું કારણ (ચીકાશ) ન હોવાથી પુદ્ગલોનો ક્ષેત્રાવસ્થાનકાળ કાળ થોડો છે તે કરતાં અસંખ્યગણું અવગાહનાસ્થાનાયુ છે અવગાહનાસ્થાનાયુ એટલે કે અમુક

વિવરણ જેના કેવલજ્ઞાનીની પ્રજ્ઞાથી પણ વિભાગ ન કલ્પી શકાય, એવા સૂક્ષ્મ અંશોને અવિભાગપરિચ્છેદ કહે છે તે કર્મપરમાણુઓની અપેક્ષાએ અથવા જ્ઞાનના જેટલા અવિભાગપરિચ્છેદોનુ આચ્છાદન કર્યું હોય, તેની અપેક્ષાએ અનંત છે જ્ઞાનાવરણીય પ્રમાણે આઠે કર્મ-પ્રકૃતિના અવિભાગપરિચ્છેદો કહેવા

ગૌ૦—હે ભગવન્ ! એક એક જીવનો એક એક જીવપ્રદેશ જ્ઞાનાવરણીયકર્મના કેટલા અવિભાગપરિચ્છેદો (અંશો)થી આવેષ્ટિત છે ?

મ૦—હે ગૌતમ ! કદાચ આવેષ્ટિત હોય, અને કદાચ ન હોય,[1] જો આવેષ્ટિત હોય, તો અવશ્ય અનંત અવિભાગ-પરિચ્છેદો વડે આવેષ્ટિત હોય

—શતક ૮, ઉદ્દે૦ ૧૦

૫

વિવરણ મોહનીયકર્મના બે પ્રકાર છે ચારિત્રમોહનીય અને દર્શનમોહનીય તેમા દર્શનમોહનીયને કાંક્ષામોહનીય પણ કહે છે, કારણ કે કાંક્ષા એટલે બીજા બીજા મતોનુ ગ્રહણ કરવુ, અર્થાત્ અમુક મતમા જ શ્રદ્ધા ન રાખતા ભિન્ન-ભિન્ન મતોને અવલંબવુ તદ્રૂપ કાંક્ષારૂપ જે મોહનીયકર્મ તે કાંક્ષામોહનીય અથવા મિથ્યાત્વમોહનીયકર્મ છે હવે કોઈ પણ ક્રિયા કરવાની પદ્ધતિ લોકમા ચાર પ્રકારે પ્રસિદ્ધ છે દા ત, કોઈ મનુષ્ય કશાને ઢાંકવાની ક્રિયા કરતો હોય.

---

૧ કેવલજ્ઞાનીની અપેક્ષાએ આવેષ્ટિત ન હોય, કારણ કે તેને જ્ઞાનાવરણીયકર્મ ક્ષીણ થયેલુ હોય છે ઇતર જીવોના પ્રદેશો અનંત અવિભાગપરિચ્છેદોથી આવેષ્ટિત છે

ભાગવાળા સ્થાનમાં પુદ્ગલોનું જે અવગાહિપણું અર્થાત્ રહેવાપણું તે અવગાહનાસ્થાનાયુ છે.[1] ક્ષેત્રાયુ કરતાં અવગાહનાયુ વધારે હોવાનું કારણ એ છે કે પુદ્ગલ એક ક્ષેત્રમાં નિયત ત્યારે જ રહી શકે જ્યારે પુદ્ગલની કોઈ પણ અમુક જાતની અવગાહના હોય અને પોતે તદ્દન નિષ્ક્રિય હોય પણ અવગાહના કોઈ ક્ષેત્રમાત્રમાં નિયત નથી તે ક્ષેત્રમાં કે બીજા ક્ષેત્રમાં અવગાહના તે ને તે જ રહે છે તેથી ક્ષેત્રકાળ કરતાં અવગાહનકાળ વધારે છે તે કરતાં અસંખ્યગણું દ્રવ્યસ્થાનાયુ છે કારણ કે સંકોચ અથવા વિકાસથી અવગાહના નાશ પામી જાય, તોપણ જેટલાં હોય તે સા જ દ્રવ્યોનું લાંબા કાળ સુધી અવસ્થાન રહે છે તેથી વધારે ભાવસ્થાનાયુ છે દ્રવ્ય ભાગી જાય કે તેના ખંડ થઈ જાય તોપણ તેના શુક્લાદિ ગુણો તો કાયમ રહે છે માટે દ્રવ્યસ્થાનાયુ કરતાં ભાવસ્થાનાયુ વધારે હોય છે

—શતક ૫ ઉદ્દે ૭

૪

ગૌ —હે ભગવન્! જ્ઞાનાવરણીયકર્મના કેટલા અવિભાગપરિચ્છેદો કહ્યા છે?

મ —હે ગૌતમ! અનંત અવિભાગપરિચ્છેદો કહ્યા છે

---

૧ ક્ષેત્ર અને અવગાહનામાં ફેર એ છે કે પુદ્ગલથી વ્યાપ્ત હોય તે ક્ષેત્ર કહેવાય, અને પુદ્ગલનો પોતાના આધારક્ષેત્ર સમાન જ એક પ્રકારનો આકાર તે અવગાહના. અમુક ખાસ ક્ષેત્રથી બીજા ક્ષેત્રમાં પણ પુદ્ગલનું તે ક્ષેત્રના માપ પ્રમાણે રહેવું તે અવગાહના.

વિવરણ જેના કેવલજ્ઞાનીની પ્રજ્ઞાથી પણ વિભાગ ન કલ્પી શકાય, એવા સૂક્ષ્મ અંશોને અવિભાગપરિચ્છેદ કહે છે તે કર્મપરમાણુઓની અપેક્ષાએ અથવા જ્ઞાનના જેટલા અવિભાગપરિચ્છેદોનું આચ્છાદન કર્યું હોય, તેની અપેક્ષાએ અનંત છે જ્ઞાનાવરણીય પ્રમાણે આઠે કર્મ-પ્રકૃતિના અવિભાગપરિચ્છેદો કહેવા

ગૌ૦—હે ભગવન્ ! એક એક જીવનો એક એક જીવપ્રદેશ જ્ઞાનાવરણીયકર્મના કેટલા અવિભાગપરિચ્છેદો (અંશો)થી આવેષ્ટિત છે?

મ૦—હે ગૌતમ ! કદાચ આવેષ્ટિત હોય, અને કદાચ ન હોય,[1] જો આવેષ્ટિત હોય, તો અવશ્ય અનંત અવિભાગ-પરિચ્છેદો વડે આવેષ્ટિત હોય

—શતક ૮, ઉદ્દે૦ ૧૦

૫

વિવરણ મોહનીયકર્મના બે પ્રકાર છે ચારિત્રમોહનીય અને દર્શનમોહનીય તેમાં દર્શનમોહનીયને કાંક્ષામોહનીય પણ કહે છે, કારણ કે કાંક્ષા એટલે બીજા બીજા મતોનું ગ્રહણ કરવું, અર્થાત્ અમુક મતમાં જ શ્રદ્ધા ન રાખતાં ભિન્ન-ભિન્ન મતોને અવલંબવું તદ્રૂપ કાંક્ષારૂપ જે મોહનીયકર્મ તે કાંક્ષામોહનીય અથવા મિથ્યાત્વમોહનીયકર્મ છે હવે કોઈ પણ ક્રિયા કરવાની પદ્ધતિ લોકમાં ચાર પ્રકારે પ્રસિદ્ધ છે દા ત, કોઈ મનુષ્ય કશાને ઢાંકવાની ક્રિયા કરતો હોય.

---

૧ કેવલજ્ઞાનીની અપેક્ષાએ આવેષ્ટિત ન હોય, કારણ કે તેનું જ્ઞાનાવરણીયકર્મ ક્ષીણ થયેલું હોય છે ઇતર જીવોના પ્રદેશો અનંત અવિભાગપરિચ્છેદોથી આવેષ્ટિત છે.

નથી' એ પ્રમાણે વિપરીત બુદ્ધિ પામેલા) થઈને તેઓ કાંક્ષામોહનીય કર્મ અનુભવે છે

ગૌ૦—હે ભગવન્! જિનોએ જે જણાવ્યું છે, તે જ સત્ય અને નિઃશંક છે?

મ૦—હા ગૌતમ! જિનોએ જે જણાવ્યું છે, તે જ સત્ય અને નિઃશંક છે

ગૌ૦—હે ભગવન્! જે જીવ 'જિનોએ કહ્યું છે તે જ સત્ય છે' એ પ્રમાણે માનીને મનને સ્થિર કરે છે, તથા 'બીજા મતો સત્ય નથી' એ પ્રમાણે મન વડે ચિંતવે છે તથા એ પ્રમાણે મનને બીજા મતોથી પાછું વાળે છે, તે જીવ જિનની આજ્ઞાનો આરાધક (સેવક) થાય છે?

મ૦—હા ગૌતમ! તેવો પ્રાણી જિનની આજ્ઞાનો આરાધક થાય છે

—શતક ૧, ઉદ્દે૦ ૩

ગૌ૦—હે ભગવન્! જીવો કાંક્ષામોહનીય કર્મ કેવી રીતે બાંધે છે?

મ૦—હે ગૌતમ! પ્રમાદરૂપ હેતુથી, અને યોગરૂપ નિમિત્તથી જીવો કાંક્ષામોહનીય કર્મ બાંધે છે

વિવરણ પ્રમાદ એટલે મિથ્યાત્વ,[1] અવિરતિ[2] અને કષાય[3] પ્રમાદના આઠ પ્રકાર આ પ્રમાણે પણ કહેવાય છે:

---

૧ વસ્તુના યથાર્થ શ્રદ્ધાનનો અભાવ, તથા અયથાર્થ વસ્તુનું શ્રદ્ધાન

૨ દોષોથી ન વિરમવું તે

૩ સમભાવની મર્યાદા તોડવી તે મુખ્યત્વે ક્રોધ, માન, માયા, અને લોભ

—અજ્ઞાન, સંશય, મિથ્યાજ્ઞાન, રાગ, દ્વેષ, મતિભ્રંશ, ધર્મનો અનાદર, યોગો અને દુર્ધ્યાન.

યોગ એટલે મન, વચન અને શરીરના વ્યાપારો.

ગૌ૦ —હે ભગવન્ ! તે પ્રમાદ શાથી થાય છે?

મ૦ —હે ગૌતમ ! તે પ્રમાદ યોગથી, મન-વાણી-કાયાના વ્યાપારોથી પેદા થાય છે.

ગૌ૦ —હે ભગવન્ ! તે યોગ શાથી પેદા થાય છે?

મ૦ —હે ગૌતમ ! તે યોગ વીર્યથી[1] પેદા થાય છે.

ગૌ૦ —હે ભગવન્ ! તે વીર્ય શાથી પેદા થાય છે?

મ૦ —હે ગૌતમ ! તે વીર્ય શરીરથી પેદા થાય છે.

ગૌ૦ —હે ભગવન્ ! તે શરીર શાથી પેદા થાય છે?

મ૦ —હે ગૌતમ ! તે શરીર જીવથી પેદા થાય છે. અને જ્યારે તેમ છે તો ઉત્થાન,[2] કર્મ, બળ, વીર્ય અને પુરુષકાર-પરાક્રમ[3] છે.

૧. લેશ્યાવાળા જીવનો મન-વાણી પ્રચારરૂપ સાધનવાળો આત્મપ્રદેશના પરિસ્પંદરૂપ જે વ્યાપાર તે વીર્ય. કેવળજ્ઞાનીના જે યોગ વિનાનો અસ્ખલિત પરિણામ તે પણ વીર્ય છે; પરંતુ તે અહીં અભિપ્રેત નથી.

૨. ઉત્થાન એટલે ઊઠવું; કર્મ એટલે ઊંચું ફેંકવું, નીચે ફેંકવું વગેરે; બળ એટલે શારીરિક પ્રાણ; જીવનો ઉત્સાહ તે વીર્ય અને ફળને સાધનાર પુરુષકાર (પુરુષત્વાભિમાન) તે પરાક્રમ.

૩. ગોશાલકના મતમાં ઉત્થાનાદિક નથી. કારણ કે તેને મતે ઉત્થાનાદિકથી પુરુષાર્થ સિદ્ધ થતો નથી, પણ નિયતિથી જ પુરુષાર્થ સિદ્ધ થાય છે. નિયતિને પ્રભાવે જે શુભાશુભ અર્થ મનુષ્યને મળવાનો હોય તે અવશ્ય મળે છે. જીવો ભલે તેટલો પ્રયત્ન કરે પણ ન થવાનું થતું નથી, અને થવાનું તે ટળતું નથી.

ગૌ૦—હે ભગવન્ ! શું જીવ પોતાની મેળે જ તે કર્મને ઉદીરે છે,[1] પોતાની મેળે જ તેને ગર્હે છે, અને પોતાની મેળે જ તેને અટકાવે છે ?

મ૦—હા ગૌતમ ! કોઈ પણ જીવને જરા પણ બંધાદિ બીજા પદાર્થના નિમિત્તથી કહ્યા નથી

—શતક ૧, ઉદ્દે૦ ૩

ગૌ૦—હે ભગવન્ ? નૈરયિકો કાંક્ષામોહનીય કર્મને અનુભવે છે ?

મ૦—હા ગૌતમ ! એ પ્રમાણે સ્તનિતકુમારો સુધી જાણવું

ગૌ૦—હે ભગવન્ ! પૃથ્વિકાયિકો કાંક્ષામોહનીય કર્મ અનુભવે છે

મ૦—હા ગૌતમ ! 'અમે કાંક્ષામોહનીય કર્મ વેદીએ છીએ' એ પ્રમાણે તે જીવોને તર્ક,[2] સંજ્ઞા, પ્રજ્ઞા, મન કે

---

૧ જે કર્મ સામાન્ય ક્રમમાં ભવિષ્યકાળમાં જ ફળ આપવાનું છે, તેને કરણવિશેષથી ખેંચી લાવી અત્યારે જ ભોગવવામાં નાખી દેવું, જેથી તેનો જલદી નાશ થઈ જાય, તે ક્રિયાને ઉદીરણા કહે છે તેમાં યાદ રાખવાનું કે, જે કર્મની ઉદીરણા ઘણી મોડી થવાની છે, તથા જે કર્મની ઉદીરણા ભવિષ્યમાં થવાની નથી, તેની ઉદીરણા વર્તમાન કે ભવિષ્યકાળમાં હોઈ શકતી નથી પરંતુ જે કર્મ તુરતમાં જ ઉદીરણાને યોગ્ય હોય, તેને ઉદીરાય છે

૨ 'આમ થશે' એવા સ્વરૂપવાળો તે તર્ક, સંજ્ઞા એટલે અર્થાવગ્રહસ્વરૂપ જ્ઞાન, પ્રજ્ઞા એટલે બધા વિશેષ સંબંધી જ્ઞાન અને મન એટલે એક પ્રકારના સ્મરણાદિ રૂપ મતિજ્ઞાનનો ભેદ

વચન નથી છતાં તેઓ તેને વદે છે તે પ્રમાણે ચાર ઇન્દ્રિયવાળા જીવો સુધી જાણવું

ગૌ —હે ભગવન્! શ્રમણનિર્ગ્રંથો પણ કાંક્ષામોહનીય કર્મને વેદે છે?

મ —હા ગૌતમ! જ્ઞાનાંતર, દર્શનાંતર, ચારિત્રાંતર, લિંગાંતર, પ્રવચનાંતર,[1] પ્રાવચનિકાંતર,[2] કલ્પાંતર,[3] માર્ગાંતર, મતાંતર, ભંગાંતર,[4] નયાંતર,[5] નિયમાંતર, અને પ્રમાણાંતર વડે શંકાવાળા કાંક્ષાવાળા વિચિકિત્સાવાળા ભેદસમાપન્ન અને કલુષસમાપન્ન થઈને તે શ્રમણનિર્ગ્રંથો પણ કાંક્ષામોહનીય કર્મને વેદે છે.

—શતક ૧ ઉદ્દે ૩

ગૌ —હે ભગવન્! કાંક્ષાપ્રદોષ[6] ક્ષીણ થયા પછી શ્રમણનિર્ગ્રંથ અંતકર અને અંતિમ શરીરવાળો થાય? અથવા પૂર્વની અવસ્થામાં બહુ મોહવાળો થઈને વિહાર કરે પણ પછી સંવૃત થઈને મરણ પામે તો સિદ્ધ થાય?

મ —હા ગૌતમ! તે પ્રમાણે થાય.

—શતક ૧ ઉદ્દે ૪

---

૧ પ્રવચન એટલે સિદ્ધાંત.

૨ પ્રવચનને જાણે કે ભણે તે પ્રાવચનિક.

૩ કલ્પ એટલે આચાર.

૪ ભંગ એટલે વિકલ્પો. જેમકે હિંસાની બાબતમાં દ્રવ્યથી પણ ભાવથી નહિ; ભાવથી પણ દ્રવ્યથી નહિ ઇ૦.

૫ નય એટલે દૃષ્ટિબિંદુ.

૬ બીજાના મતમાં આસક્તિરૂપ મોટો દોષ.

૬

ગૌ૦—હે ભગવન્! જીવોને કર્કશવેદનીય – દુઃખપૂર્વક ભોગવવા યોગ્ય કર્મો – કેવી રીતે બંધાય?

મ૦—હે ગૌતમ! જીવહિંસાથી માંડીને મિથ્યાદર્શનશલ્ય સુધીના[1] દોષોને કારણે જીવને કર્કશવેદનીય કર્મો બંધાય છે.

ગૌ૦—હે ભગવન્! જીવને અકર્કશવેદનીય – સુખપૂર્વક ભોગવવા યોગ્ય કર્મો કેમ બંધાય?

મ—હે ગૌતમ! હિંસાદિનો ત્યાગ કરવાથી.[2]

ગૌ૦—હે ભગવન્! જીવોને સાતાવેદનીય કર્મ કેમ બંધાય?

મ૦—હે ગૌતમ! બીજાને વિષે અનુકંપાથી, બીજાને દુઃખ ન દેવાથી, શોક ન ઉપજાવવાથી, ખેદ ન ઉત્પન્ન કરવાથી, વેદના ન કરવાથી, ન મારવાથી, તેમ પરિતાપ ન ઉપજાવવાથી જીવો સાતાવેદનીય કર્મો બાંધે છે.

ગૌ૦—હે ભગવન્! જીવોને અસાતાવેદનીય કર્મ કેમ બંધાય?

મ૦—હે ગૌતમ! બીજાને દુઃખ દેવાથી, શોક ઉપજાવવાથી, ખેદ ઉત્પન્ન કરવાથી, વગેરે વડે.

—શતક ૭, ઉદ્દે૦ ૬

---

૧ જુઓ આગળ પા૦ ૫૧.

૨ નારકથી માંડીને વૈમાનિક સુધીનાને સંયમનો અભાવ હોવાથી તે કર્મ બાંધવાપણું હોતું નથી, મનુષ્યજીવને માટે જ તે શક્ય છે.

૭

ગૌ —હે ભગવન્! નારકો વડે જે પાપકર્મ કરાયેલું છે કરાય છે અને કરાશે, તે સઘળું દુઃખરૂપ છે અને જે નિર્જીર્ણ થયું તે સુખરૂપ છે?

મ —હા ગૌતમ! એ પ્રમાણે વૈમાનિકો સુધી જાણવું

—શતક ૭ ઉદ્દે ૮

૪

# પુદ્ગલવિભાગ

## ૧ પુદ્ગલ

૧

ગૌ૦—હે ભગવન્ ! પુદ્ગલ (પરમાણુ) ભૂતકાળમાં હતુ, વર્તમાનકાળમા છે, અને ભવિષ્યકાળમા રહેશે, એમ કહેવાય ?

મ૦—હા ગૌતમ ! એમ કહેવાય

—શતક ૧, ઉદ્દે૦ ૪

૨

ગૌ૦—હે ભગવન્ ! પુદ્ગલાસ્તિકાય ગુરુ છે, લઘુ છે, ગુરુલઘુ છે, કે અગુરુલઘુ છે ?

મ૦—હે ગૌતમ ! ગુરુલઘુ છે, અને અગુરુલઘુ પણ છે. ઔદારિક વગેરે ચાર દ્રવ્યો[1] ગુરુલઘુ છે, અને કાર્મણ વગેરે[2] દ્રવ્યો અગુરુલઘુ છે[3]

—શતક ૧, ઉદ્દે૦ ૯

---

૧ ઔદારિક, વૈક્રિય, આહારક અને તૈજસ

૨. કાર્મણ, મન, અને ભાષા એ બધી વર્ગણાઓ

૩ અહી આ જવાબ નિશ્ચયનયની દૃષ્ટિએ (પારમાર્થિક દૃષ્ટિએ) આપ્યો છે તે દૃષ્ટિ પ્રમાણે સૌથી ભારે અને સૌથી હળવુ એવુ કોઈ દ્રવ્ય

૩

હે ભગવન્ ! અન્યતીર્થિકો એમ કહે છે કે બે પરમાણુપુદ્ગલો એકબીજાને ચોંટતા નથી, કારણ કે બે પરમાણુપુદ્ગલોમાં ચીકાશ[1] નથી. પરંતુ ત્રણ પરમાણુપુદ્ગલો એકબીજાને પરસ્પર ચોંટે છે, કારણ કે ત્રણ પરમાણુપુદ્ગલોમાં ચીકાશ રહેલ[2] છે. વળી જો તે ત્રણ પરમાણુઓના ભાગ કરવામાં આવે તો તેના બે ભાગ પણ થઈ શકે (એક તરફ દોઢ પરમાણુ અને બીજી તરફ દોઢ એમ) તથા ત્રણ ભાગ (પણ એક એક પરમાણુ, એ પ્રમાણે) થઈ શકે. એ પ્રમાણે આ પરમાણુ વિષે પણ જાણવું. પાંચ પરમાણુપુદ્ગલો એક એકને ચોંટી જાય છે અને દુઃખપણે–કર્મપણે થાય છે. તે દુઃખ–કર્મ–શાશ્વત છે અને હંમેશાં સારી રીતે ઉપચય પામે છે તથા અપચય પામે છે. હે ભગવન્ ! આ બધું સાચું છે ?

---

નથી. જે દ્રવ્યો ચાર સ્પર્શવાળાં છે અને જે અરૂપી છે તે બધાં અગુરુલઘુ હોય છે; અને બાકીનાં આઠ સ્પર્શવાળાં ગુરુલઘુ છે– એમ નિશ્ચયનયનું મત છે. વ્યવહારનયથી તો ગુરુ, લઘુ, ગુરુલઘુ અને અગુરુલઘુ એમ ચાર પ્રકારનાં દ્રવ્યો હોય છે. ઢેફું ગુરુ છે; ધુમાડો લઘુ (હલકો) છે; વાયુ ગુરુલઘુ છે; અને આકાશ અગુરુલઘુ છે.

૧ અહીં ચીકાશની યોગ્યતા – સ્નેહ જ ભાવ અભિપ્રેત છે. સરખાવો નૈયાયિકાદિનો મત.

૨ બે પરમાણુ સૂક્ષ્મ હોવાથી તેમાં ચીકાશ નથી હોતી પરંતુ જ્યારે ત્રણ ચાર કે પાંચ વગેરે પરમાણુ ભેગા થાય ત્યારે તેમાં સ્થૂલપણું આવે છે; તેથી તેમાં ચીકાશ પણ હોય છે.

મ૦—હે ગૌતમ! અન્યતીર્થિકો જે એ બધું કહે છે, તે ખોટું છે હું એમ કહું છું કે બે પરમાણુપુદ્ગલો એક એક પરસ્પર ચોટી જાય છે બે પરમાણુપુદ્ગલોમા ચીકાશ છે માટે બે પરમાણુપુદ્ગલો એક એક પરસ્પર ચોટી જાય છે જો તે બે પરમાણુપુદ્ગલોના બે ભાગ કરવામા આવે તો એક તરફ એક પરમાણુપુદ્ગલ આવે, અને બીજી તરફ એક આવે[1] તે પ્રમાણે ત્રણ અને ચારનુ પણ સમજવુ પાચ પરમાણુપુદ્ગલો એક એકને ચોટીને સ્કધ બને ખરો, તથા તે હાનિવૃદ્ધિ પણ પામે, 'પરતુ તે દુખ-કર્મ-પણે ન સભવે, કારણ કે કર્મ અનત પરમાણુરૂપ હોવાથી અનત સ્કધરૂપ છે પાચ પરમાણુ તો માત્ર સ્કધરૂપ જ છે કમ જો પાચ જ પરમાણુરૂપ હોય તો અસખ્યાત પ્રદેશવાળા જીવને કેવી રીતે ઢાકી શકે? વળી કર્મને શાશ્વત માનવામા આવે તો તેનો ક્ષયોપશમ વગેરે ન થવાથી જ્ઞાનાદિની હાનિ અને વૃદ્ધિ ન સભવે, માટે કર્મ શાશ્વત ન હોવુ જોઈએ તેનો ચય અને નાશ સભવે જ છે'

વિવરણ પુદ્ગલો સ્પર્શ, રસ, ગધ અને વર્ણવાળા છે જ્યા સ્પર્શ હોય ત્યા બધે રસ, ગધ અને રૂપ પણ હોય માટે પૃથ્વીની પેઠે પાણીમા, વાયુમા અને તેજમા પણ એ ચારે ગુણો છે, તથા પૃથિવીપરમાણુની પેઠે મનમા પણ

---

1 જો એક બાજુ દોઢ આવે, તો અડધા પરમાણુમા પણ ચીકાશ સ્વીકારી, તો પછી બે પરમાણુ ન ચોટે એમ કહેવાનો પણ અર્થ શો? વળી જેનો અડધો ભાગ થઈ શકે, તે પરમાણુ પણ શાનો?

એ ચારે ગુણો જ. કારણ કે મન સર્વવ્યાપી નથી અને તે ચીજ સર્વવ્યાપી નથી હતી તેમાં એ ચારે ગુણો હોય જ.

સ્પર્શો આઠ છે: નરમ, ખરબચડો, ભારે, હલકો, ઠંડો, ગરમ, ચીકાશવાળો અને લૂખો. એ આઠમાંના ચાર[1] સ્પર્શો પરમાણુઓમાં હોઈ શકે: ચીકાશદાર, લૂખો, ઠંડો અને ગરમ. અને મોટા સ્કંધોમાં તો એ આઠે સ્પર્શો યથાયોગ્યપણે હોઈ શકે. પરમાણુ સૂક્ષ્મ છે તથા નિત્ય છે. તેમાં એક રસ, એક વર્ણ અને એક ગંધ હોય છે તથા ઉપરના ચાર સ્પર્શોમાંના કોઈ પણ બે અવિરુદ્ધ સ્પર્શ એક પરમાણુમાં એક જ કાળે હોય છે. તેમાં નિયમ એ છે કે જેમાં સરખી ચીકાશ હોય અને જેમાં સરખી લૂખાશ હોય તેવા પુદ્ગલો પરસ્પર ચોંટતા નથી. પણ એકબીજા કરતાં ઓછી વધતી (એટલે કે બમણી કે તેથી વધુ) ચીકાશ અને લૂખાશવાળા પુદ્ગલો પરસ્પર ચોંટી જાય છે. એટલે કે જેમ એકબીજા કરતાં ઓછીવધતી ચીકાશવાળા બે પરમાણુ પરસ્પર ચોંટી જાય તેમ એકબીજા કરતાં ઓછીવધતી લૂખાશવાળા પણ પરસ્પર ચોંટી જાય છે.[2]

—શતક ૧ ઉદ્દે. ૧૦

૪

ગૌ.—હે ભગવન્! પરમાણુપુદ્ગલ કંપે?

મ.—હે ગૌતમ! કદાચ કંપે અને કદાચ ન કંપે.

૧. એટલે કે એ ચારમાંથી અવિરોધી એવા બબ્બે જ અને તે એક પરમાણુમાં હોય.

૨. આ વિષે વધુ વિગત માટે જુઓ તત્ત્વાર્થસૂત્ર અધ્યા. ૫ સૂ. ૩૨-૬

ગૌ૦—હે ભગવન્! એ પ્રદેશનો સ્કંધ કંપે?

મ૦—હે ગૌતમ! કદાચ કંપે કદાચ ન કંપે, કદાચ એક ભાગ કંપે એક ભાગ ન કંપે. એ પ્રમાણે એથી અનંત પ્રદેશવાળા સ્કંધો માટે સમજવું.

ગૌ૦—હે ભગવન્! પરમાણુપુદ્ગલ તરવારની ધારનો આશ્રય કરે?

મ૦—હા ગૌતમ!

ગૌ૦—હે ભગવન્! તે ધાર ઉપર આશ્રિત પરમાણુ છેદાય-ભેદાય?

મ૦—ના ગૌતમ! પરમાણુઓમાં શસ્ત્ર ક્રમણ કરી ન શકે. નહિ તો તે પરમાણુ જ ન કહેવાય. તે જ પ્રમાણે અસંખ્ય પ્રદેશવાળા સ્કંધ સુધીના સ્કંધ પણ શસ્ત્ર દ્વારા ન છેદાય કે ભેદાય.[1]

ગૌ૦—હે ભગવન્! અનંત પ્રદેશવાળો સ્કંધ તરવારની ધારથી છેદાયભેદાય?

મ૦—હે ગૌતમ! કોઈ એક છેદાય અને કોઈ એક ન ભેદાય. સૂક્ષ્મપરિણામવાળા[2] કેટલાક ન છેદાય, અને સ્થૂલ-પરિણામવાળા કેટલાક છેદાય. —શતક ૫, ઉદ્દે૦ ૭

૫

ગૌ૦—હે ભગવન્! શું પરમાણુપુદ્ગલ અર્ધસહિત છે, મધ્યમસહિત છે, અને પ્રદેશસહિત છે, કે તે બધાથી રહિત છે?

---

૧ કારણ કે તે સૂક્ષ્મ હોય છે.

૨. અનંત પરમાણુનો સ્કંધ પણ સૂક્ષ્મ પરિણામવાળો હોય તો ન છેદાય.

મ૦ — હે ગૌતમ ! તે ભાગથી રહિત છે. પણ બેકી સંખ્યાવાળા — બે ચાર, છ આઠ ઇત્યાદિ સંખ્યાવાળા — પ્રદેશોયુક્ત સ્કંધ અર્ધસહિત કહેવાય. પરંતુ વિષમ સંખ્યાવાળા — એકી સંખ્યાવાળા — ત્રણ પાંચ સાત ઇત્યાદિ સંખ્યાવાળા — પ્રદેશોયુક્ત સ્કંધ સમધ્ય — મધ્યભાગસહિત કહેવાય.

ગૌ૦ — હે ભગવન્ ! પરમાણુને સ્પર્શ કરતો પરમાણુ (૧) એક ભાગ વડે એક ભાગનો સ્પર્શ કરે ? (૨) એક ભાગ વડે ઘણા ભાગોને સ્પર્શ કરે (૩) એક ભાગ વડે સર્વનો સ્પર્શ કરે (૪) ઘણા ભાગો દ્વારા એક દેશને સ્પર્શે (૫) ઘણા દેશો દ્વારા ઘણા દેશોને સ્પર્શે (૬) ઘણા દેશો દ્વારા સર્વને સ્પર્શે (૭) સર્વ વડે એક ભાગને સ્પર્શે (૮) સર્વ વડે ઘણા ભાગોને સ્પર્શે (૯) કે સર્વ વડે સર્વને સ્પર્શે ?

મ૦ — હે ગૌતમ ! સર્વ વડે સર્વને સ્પર્શે. કારણ કે પરમાણુ ભાગરહિત છે. તેથી બાકીના વિકલ્પોનો તેમાં સંભવ નથી.

એ પ્રમાણે બે પ્રદેશવાળા સ્કંધને સ્પર્શતો પરમાણુ સાતમા અને નવમા વિકલ્પ વડે સ્પર્શે. એટલે કે સર્વ વડે એક ભાગને સ્પર્શે કે સર્વ વડે સર્વને સ્પર્શે.[1]

---

૧ બે પરમાણુ એના અર્ધને અર્થાત્ આકાશના બે પ્રદેશને રોકે અથવા એક પ્રદેશને પણ રોકે. પરમાણુમાં એવી એક પ્રકારની યોગ્યતા છે કે અનેક પરમાણુઓ પણ [illegible] વાર એક દેશમાં જ સ્થિત હોય. એ પ્રમાણે જ્યારે બે પરમાણુ એક જ પ્રદેશમાં સ્થિત હોય, ત્યારે પેલો પરમાણુ તેને સર્વ વડે સર્વને સ્પર્શે.

એ પ્રમાણે ત્રણ પ્રદેશવાળા સ્કંધને સ્પર્શતો પરમાણુ સાતમા, આઠમા અને નવમા વિકલ્પ વડે સ્પર્શે, એટલે કે સર્વથી દેશને, સર્વથી ઘણા ભાગોને અને સર્વથી સર્વને એ પ્રમાણે ચાર–પાચ એમ અનત પ્રદેશવાળા સ્કંધની સાથે સમજવુ

ગૌ૦—હે ભગવન્ ! પરમાણુને સ્પર્શતા બે પ્રદેશવાળો સ્કંધ કેવી રીતે સ્પર્શે ?

મ૦—હે ગૌતમ ! ત્રીજા અને નવમા વિકલ્પ વડે સ્પર્શે એવી રીતે બે પ્રદેશવાળા સ્કંધને સ્પર્શતો દ્વિપ્રદેશિક સ્કંધ પ્રથમ, તૃતીય, સપ્તમ અને નવમા વિકલ્પ વડે સ્પર્શે, ત્રણ પ્રદેશવાળા સ્કંધને સ્પર્શતો દ્વિપ્રદેશિક સ્કંધ પહેલા ત્રણ વિકલ્પો વડે તેમ જ છેલ્લા ત્રણ વિકલ્પો વડે સ્પર્શે એ પ્રમાણે ચાર–પાચ અને અનત પ્રદેશવાળા સુધી જાણવુ

ગૌ૦—હે ભગવન્ ! પરમાણુને સ્પર્શ કરતો ત્રણ પ્રદેશવાળો સ્કંધ કેવી રીતે સ્પર્શે ?

મ૦—હે ગૌતમ ! ત્રીજા, છઠ્ઠા અને નવમા વડે સ્પર્શે દ્વિપ્રદેશિકને સ્પર્શ કરતો ત્રિપ્રદેશિક પ્રથમ, તૃતીય, ચતુર્થ, ષષ્ઠ, સપ્તમ અને નવમા વડે સ્પર્શે ત્રિપ્રદેશિકને સ્પર્શ કરતો ત્રિપ્રદેશિક નવે વિકલ્પ વડે સ્પર્શે તે પ્રમાણે ચાર, પાચ અને અનત પ્રદેશવાળા સુધી જાણવુ

—શતક ૫, ઉદ્દે૦ ૭

૬

રાજગૃહનગરનો પ્રસગ છે

ગૌ૦—હે ભગવન્ ! બે પરમાણુ એકઠા થાય તો શુ થાય ?

ઉ.—હે ગૌતમ! તેમનો દ્વિપ્રદેશિક સ્કંધ થાય અને તેનો જો ભેદ થાય, તો તેના બે વિભાગ થાય, એક તરફ એક ગ્દ અને બીજી તરફ બીજો રહે. જો ત્રણ પરમાણુ ભેગા થાય તો તેનો ત્રિપ્રદેશિક સ્કંધ થાય. જો તેનો ભેદ થાય તો તેના બે કે ત્રણ વિભાગ થાય. જો બે વિભાગ થાય તો એક તરફ એક પરમાણુ, અને બીજી તરફ દ્વિપ્રદેશિક સ્કંધ રહે અને જો ત્રણ વિભાગ થાય તો દરેકમાં એક એક પરમાણુ રહે.

તે પ્રમાણે ચાર, પાંચ છ એમ દશ પરમાણુઓ સુધી જાણવું. જેમકે તે દશ પરમાણુનો એક દશપ્રદેશિક સ્કંધ થાય અને જો તેના વિભાગ કરવામાં આવે તો બેથી દશ વિભાગ થાય.

બે વિભાગનું સ્વરૂપ—૧-૯ ૨-૮ ૩-૭ ૪-૬ ૫-૫

ત્રણ વિભાગ—૧ ૧ ૮ ૧-૨-૭ ૧-૩-૬ ૧ ૪ ૫ ૨ ૩ ૫ ૨ ૪ ૪ ૩ ૩ ૪

એ પ્રમાણે આગળ જાણવું.

તે પ્રમાણે સંખ્યાતા પરમાણુઓ એકસાથે મળે તો સંખ્યાતા પ્રદેશનો સ્કંધ થાય. અને તેનો વિભાગ થાય તો બેથી દશ કે સંખ્યાતા વિભાગ થાય. તે જેમકે

[સં એટલે સંખ્યાત સમજવા.]

બે વિભાગનું સ્વરૂપ—૧ પરમાણુ-સં ૨-સં ૩-સં એ પ્રમાણે ૧૦-સં અથવા સં-સં

ત્રણ વિભાગ ૧ ૧-સં ૧-૨-સં ૧-૩-સં એ પ્રમાણે ૧ ૧૦-સં અથવા ૧-સં-સં ૨-સં-સં એ પ્રમાણે ૧૦-સં-સં અથવા સં-સં-સં

એ પ્રમાણે ૧૦ વિભાગ સુધી ગણ્યા કરવું

જો તેના સંખ્યાતા વિભાગ કરવામાં આવે, તો સંખ્યાત પરમાણુ થાય

અસંખ્યાતા પરમાણુ એકઠા મળે તો અસંખ્યાત-પ્રદેશિક સ્કંધ થાય તેનો વિભાગ કરીએ તો બેથી ૧૦ સુધીના તેમજ સંખ્યાતા કે અસંખ્યાતા વિભાગ થાય તેનું સ્વરૂપ આ પ્રમાણે છે

બે વિભાગનું સ્વરૂપ ૧-અસં૦ એ પ્રમાણે ૧૦-અસં૦ અથવા સં૦-અસં૦, અથવા અસં૦-અસં૦

ત્રણ વિભાગ ૧-૧-અસં૦, ૧-૨-અસં૦ એ પ્રમાણે ૧-૧૦-અસં૦, અથવા ૧-સં૦-અસં૦ અથવા ૧-અસં૦-અસં૦, અથવા ૨-અસં૦-અસં૦, એ પ્રમાણે ૧૦-અસં૦-અસં૦, અથવા સં૦-અસં૦-અસં૦ અથવા અસં૦-અસં૦-અસં૦ એ પ્રમાણે દશ સુધી જવું

જો સંખ્યાતા વિભાગ કરવામાં આવે તો

સં૦પરમાણુ-અસં૦, સં૦દ્વિપ્રદેશિકસ્કંધ-અસંખ્યાત. એ પ્રમાણે સં૦દશપ્રદેશિક-અસંખ્યાત, અથવા સંખ્યાત. સંખ્યાતપ્રદેશિક-અસં૦, અથવા સંખ્યાતા અસંખ્યાત-પ્રદેશિક સ્કંધો

જો તેના અસંખ્ય વિભાગ કરવામાં આવે તો અસંખ્ય-પરમાણુપુદ્દગલો થાય છે

હવે અનંતપરમાણુના અનંતપ્રદેશાત્મક સ્કંધના વિભાગ કરવામાં આવે, તો બે થી દશ, તેમ જ સંખ્યાત, અસંખ્યાત, અને અનંત વિભાગ થાય

બે વિભાગનું સ્વરૂપ — ૧-અનંત એમ દશ સુધી અથવા અનંત-અનંત.

ત્રણ વિભાગ ૧-૧-અનંત, ૧-૨-અનંત એમ દશ સુધી અથવા ૧-અસં-અનંત અથવા ૧-અનંત-અનંત અથવા અનંત અનંત એમ દશ સુધી અથવા સં-અનંત-અનંત, અનંત-અનંત-અનંત એ પ્રમાણે દશ સુધી જાણવું.

જો સંખ્યાત વિભાગ કરવામાં આવે તો એ બધા સંયોગો અસંખ્યાતની પેઠે અનંતને પણ કહેવા પરંતુ એક અનંત શબ્દ અધિક કહેવો. સંખ્યાત સંખ્યાતપ્રદેશિક-અનંતપ્રદેશિક, સંખ્યાત અનંતપ્રદેશિક-અનંતપ્રદેશિક અથવા સંખ્યાત અનંતપ્રદેશિક.

જો તેના અસંખ્યાત વિભાગ કરીએ તો એક તરફ અસંખ્યાત પરમાણુ અને એક તરફ એક અનંતપ્રદેશિક સ્કંધ અથવા એક તરફ અસંખ્યાત દ્વિપ્રદેશિક-અનંત એ પ્રમાણે દશ સુધી અથવા અસંખ્યાત સંખ્યાતપ્રદેશિક સ્કંધો-અનંત અથવા એક તરફ અસંખ્યાતા અસંખ્યાતપ્રદેશિક સ્કંધો-અનંત અથવા અસંખ્યાત અનંતપ્રદેશિક સ્કંધો. જો તેના અનંત વિભાગ કરવામાં આવે તો અનંતપરમાણુ થાય.

—શતક ૧૨ ઉદ્દે ૪

૭

ગૌ — હે ભગવન્! પરમાણુ કાળથી (એકરૂપે) ક્યાં સુધી રહે?

મ — હે ગૌતમ! ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે અસંખ્યકાળ સુધી. એ પ્રમાણે અનંતપ્રદેશિક સ્કંધ સુધી સમજી લેવું.

ગૌ૦—હે ભગવન્ ! એક આકાશપ્રદેશમા સ્થિત પુદ્ગલ જ્યા હોય તે સ્થળે અથવા બીજે સ્થાને કાળથી ક્યા સુધી સકપ રહે ?

મ૦—હે ગૌતમ ! ઓછામા ઓછા એક સમય અને વધારેમા વધારે આવલિકાના અસખ્યેય ભાગ સુધી સકપ રહે[1] એ પ્રમાણે આકાશના અસખ્યેય[2] પ્રદેશમા સ્થિત પુદ્ગલ સુધી જાણવુ

ગૌ૦—હે ભગવન્ ! પુદ્ગલ એકગણુ કાળુ કાળથી ક્યા સુધી રહે ?

મ૦—હે ગૌતમ ! ઓછામા ઓછા એક સમય અને વધારેમા વધારે અસખ્યેય કાળ સુધી એ પ્રમાણે અનતગણા કાળા પુદ્ગલ સુધી જાણવુ તથા વર્ણ, ગધ, રસ, સ્પર્શ એમ અનતગણા રૂક્ષ સુધી જાણવુ એ પ્રમાણે સૂક્ષ્મપરિણુત તેમ જ બાદરપરિણુત પુદ્ગલ માટે જાણવુ

ગૌ૦—હે ભગવન્ ! શબ્દપરિણુત પુદ્ગલ કાળથી ક્યાં સુધી રહે ?

મ૦—હે ગૌતમ ! ઓછામા ઓછો એક સમય અને વધારેમા વધારે આવલિકાના અસખ્યેય ભાગ સુધી રહે અશબ્દ-પરિણુત પુદ્ગલ તો એકગણા કાળા પુદ્ગલની જેમ સમજવુ

ગૌ૦—હે ભગવન્ ! જે પુદ્ગલ પરમાણુરૂપે છે, તે પરમાણુપણુ તજી, સ્કધાદિરૂપે પરિણમે, પછી તેને પરમાણુપણુ પાછુ પ્રાપ્ત કરતા કાળથી કેટલુ લાબુ અતર હોય ?

---

૧ પુદ્ગલનુ સકપત્વ તો આકસ્મિક હોવાથી, નિષ્કપત્વની પેઠે ચલનનો અસખ્યેય કાળ નથી હોતો

૨ કોઈ પણ પુદ્ગલ આકાશના અનત પ્રદેશાવગાઢ નથી

મ — હે ગૌતમ ! ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે અસંખ્યેયકાળ સુધીનું અંતર હોય.

ગૌ — હે ભગવન્ ! દ્વિપ્રદેશિક સ્કંધને કેટલું હોય ?

મ — હે ગૌતમ ! ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે અનંતકાળનું અંતર[1] છે. એ પ્રમાણે અનંતપ્રદેશિકસ્કંધ સુધી જાણી લેવું.

ગૌ — હે ભગવન્ ! એક પ્રદેશમાં સ્થિત સકંપ પુદ્ગલને પોતાનું કંપન પડતું મૂકી ફરીથી સકંપન થતા કેટલો કાળ જાય ?

મ — હે ગૌતમ ! ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે અસંખ્યકાળ. એ પ્રમાણે અસંખ્ય-પ્રદેશસ્થિત સ્કંધો માટે પણ સમજવું.

ગૌ — હે ભગવન્ ! એક પ્રદેશમાં સ્થિત નિષ્કંપ પુદ્ગલને પોતાની નિષ્કંપતા છોડી દઈ ફરીથી નિષ્કંપ થતા કેટલો કાળ જાય ?

મ — હે ગૌતમ ! ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે આવલિકાનો અસંખ્યેય ભાગ. એ પ્રમાણે અસંખ્યપ્રદેશસ્થિત સ્કંધો માટે પણ જાણવું. વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, સૂક્ષ્મ અને બાદરપરિણતોને માટે આગળ જણાવેલો સ્થિતિકાળ જ અંતરકાળ[2] સમજી લેવો.

---

૧. બે પ્રદેશવાળાને તો બાકીના સ્કંધરૂપે બનેલો કાળ અને પરમાણુરૂપે બનેલો કાળ તે અંતરકાળ છે. અને તે અનંત છે. કારણ કે બાકીના સર્વ સ્કંધો અનંત છે.

૨. એક સ્થિતિ છોડી ફરીથી તે સ્થિતિ પ્રાપ્ત કરવામાં વચમાં જતું કાળનું અંતર.

ગૌ૦—હે ભગવંન્ ! શબ્દપરિણત પુદ્ગલને ફરી શબ્દ-રૂપે પરિણમતા પહેલા કાળનુ કેટલુ અતર થાય ?

મ૦—હે ગૌતમ ! ઓછામાં ઓછો એક સમય, અને વધારેમા વધારે અસખ્યકાળ

ગૌ૦—હે ભગવન્ ! અશબ્દપરિણતને ફરી અશબ્દ-પરિણત થતા કાળથી કેટલુ અતર વીતે ?

મ૦—હે ગૌતમ ! ઓછામા ઓછો એક સમય, અને વધારેમા વધારે આવલિકાનો અસખ્યેય ભાગ

—શતક ૫, ઉદ્દે૦ ૭

૮

રાજગૃહમા કાલોદાયી[૧] પૂછે છે

કા૦—હે ભગવન્ ! અચિત્ત છતા પણ કયા પુદ્ગલો પ્રકાશ કરે ?

મ૦—હે કાલોદાયિ ! ક્રોધાયમાન થયેલા સાધુની તેજો-લેસ્યા દૂર જઈને દૂર પડે છે જ્યાં જ્યા તે પડે છે, ત્યા ત્યા (તેના) અચિત્ત પુદ્ગલો પણ પ્રકાશ કરે છે

—શતક ૭, ઉદ્દે૦ ૧૦

૯

ગૌ૦—હે ભગવન્ ! પુદ્ગલનો પરિણામ કેટલા પ્રકારનો છે ?

મ૦—હે ગૌતમ ! પાચ પ્રકારનો છે વર્ણપરિણામ, ગધ-પરિણામ, રસપરિણામ, સ્પર્શપરિણામ અને સસ્થાનપરિણામ

ગૌ૦—હે ભગવન્ ! વર્ણપરિણામ કેટલા પ્રકારનો છે ?

---

૧ તેની કથા માટે જુઓ આગળ અન્યતીર્થિક ખડ

મ —હે ગૌતમ ! પાંચ પ્રકારનો એ પ્રમાણે ગંધપરિણામ બે પ્રકારનો, રસપરિણામ પાંચ પ્રકારનો અને પર્શપરિણામ આઠ પ્રકારનો જાણવો.

ગૌ —હે ભગવન્ ! સંસ્થાન (આકૃતિ) પરિણામ કેટલા પ્રકારનો છે?

મ —હે ગૌતમ ! પાંચ પ્રકારનો છે પરિમંડલ (કંકણ જેવો) વૃત્તાકાર (ફળિયા જેવો) ત્ર્યસ (ત્રિકોણ) ચતુરસ્ર (ચોખૂણ) અને આયત (લાંબો)

— શતક ૨૫ ઉદ્દે ૩

ગૌ —હે ભગવન્ ! સંસ્થાનો – પુદ્ગલસ્કંધના આકારો – કેટલા કહ્યા છે?

મ —હે ગૌતમ ! છ કહ્યા છે પરિમંડલ વૃત્ત ત્ર્યસ ચતુરસ્ર આયત (દીર્ઘ) અને અનિત્થંસ્થ (પરિમંડલાદિથી ભિન્ન આકારવાળુ) તે બધાં સંસ્થાનો દ્રવ્યાર્થરૂપે અનંત છે

ગૌ —હે ભગવન્ પરિમંડલાદિ સંસ્થાનોમાં કોણ કોનાથી અધિક છે?

મ —હે ગૌતમ ! પરિમંડલ સૌથી થોડાં છે તેથી વૃત્ત સંસ્થાનો સંખ્યાતગણા છે તેથી ચતુરસ્ર તેથી ત્ર્યસ તેથી આયત, અને તેથી અનિત્થંસ્થ સંસ્થાનો અસંખ્યાતગણા છે *

* જે સંસ્થાન જે સંસ્થાનની અપેક્ષાએ બહુ પ્રદેશાવગાહી હોય તે સ્વાભાવિક રીતે થોડાં છે પરિમંડલ સંસ્થાન ઓછામાં ઓછું વીસ પ્રદેશની અવગાહનાવાળુ હોય છે; અને વૃત્ત ચતુરસ્ર ત્ર્યસ અને આયત સંસ્થાન અનુક્રમે ઓછામાં ઓછા પાંચ, ચાર ત્રણ અને બે પ્રદેશની અવગાહનાવાળાં છે

લોક પરિમંડલ સંસ્થાનવાળા પુદ્ગલસ્કંધો વડે નિરંતર ભરેલો છે. તેમાં તુલ્ય પ્રદેશાવાળા, તુલ્ય પ્રદેશાવગાહી, અને તુલ્ય વર્ણાદિ પર્યાયવાળા જે જે પરિમંડલ દ્રવ્યો હોય, તે બધાને કલ્પનાથી એક એક પંક્તિમાં સ્થાપિત કરતા તથા તેની ઉપર તેમ જ નીચે એક એક જાતિવાળા પરિમંડલ દ્રવ્યો એક એક પંક્તિમાં સ્થાપિત કરતા, તેમાં અલ્પત્વબહુત્વ થવાથી પરિમંડલ સંસ્થાનોનો સમુદાય યવના આકારવાળો થાય છે. તેમાં જઘન્યપ્રદેશિક દ્રવ્યો સ્વભાવથી અલ્પ હોવાથી પ્રથમ પંક્તિ નાની હોય છે, અને ત્યાર પછી બાકીની પંક્તિ અધિક – અધિકતર પ્રદેશવાળી હોવાથી અનુક્રમે મોટી અને વધારે મોટી થાય છે. ત્યાર પછી ક્રમશ: ઘટતા છેવટે ઉત્કૃષ્ટ પ્રદેશવાળા દ્રવ્યો અત્યંત અલ્પ હોવાથી છેવટની પંક્તિ અત્યંત નાની હોય છે. આમ યવાકાર ક્ષેત્ર થાય છે.

ગૌ૦—હે ભગવન્! વૃત્ત સંસ્થાન કેટલા પ્રદેશવાળું છે? અને કેટલા આકાશપ્રદેશમાં અવગાઢ રહેલું છે?

મ૦—હે ગૌતમ! વૃત્ત સંસ્થાન ઘનવૃત્ત અને પ્રતર-વૃત્ત એમ બે પ્રકારનું છે. તેમાં પ્રતરવૃત્ત બે પ્રકારનું છે: ઓજ પ્રદેશવાળું (એકી સંખ્યાવાળું) અને યુગ્મસંખ્યા-પ્રદેશવાળું (એટલે કે બેકી સંખ્યાવાળું). તેમાં જે ઓજ પ્રદેશવાળું પ્રતરવૃત્ત છે, તે ઓછામાં ઓછું પાંચ પ્રદેશવાળું, અને પાંચ આકાશપ્રદેશમાં અવગાઢ છે, અને વધારેમાં વધારે અનંત પ્રદેશવાળું, અને અસંખ્યાત આકાશ-પ્રદેશમાં અવગાઢ છે.

ઘનવૃત્ત પણ ઓજપ્રદેશિક (એકીસંખ્યાવાળું) અને યુગ્મપ્રદેશિક (બેકી સંખ્યાવાળું) એમ બે પ્રકારનું છે.

તેમાં ઓજપ્રદેશિક ઓછામાં ઓછું સાત પ્રદેશવાળું અને સાત આકાશપ્રદેશમાં અવગાઢ છે અને વધારેમાં વધારે અનંત પ્રદેશવાળું અને અસંખ્યાત આકાશપ્રદેશમાં અવગાઢ છે. તેમાં જે યુગ્મપ્રદેશિક ઘનવૃત્ત છે તે ઓછામાં ઓછું બત્રીશ પ્રદેશવાળું અને ૩૨ આકાશપ્રદેશમાં અવગાઢ છે અને વધારેમાં વધારે અનંત પ્રદેશવાળું અને અસંખ્ય આકાશપ્રદેશમાં અવગાઢ છે.

તે જ પ્રમાણે ત્ર્યસ્રના પણ વિભાગો સમજવા. પરંતુ ઓજપ્રદેશિક પ્રતરત્ર્યસ્રના ઓછામાં ઓછા ત્રણ પ્રદેશ સમજવા. અને યુગ્મપ્રદેશિક પ્રતરત્ર્યસ્રના ઓછામાં ઓછા છ પ્રદેશ સમજવા. તથા ઓજપ્રદેશિક ઘનત્ર્યસ્રના ઓછામાં ઓછા ૩૫ પ્રદેશ અને યુગ્મપ્રદેશિક ઘનત્ર્યસ્રના ઓછામાં ઓછા ચાર પ્રદેશ સમજવા.

તે જ પ્રમાણે ચતુરસ્રના પણ વિભાગો સમજવા. પરંતુ ઓજ પ્રતરના ઓછામાં ઓછા નવ પ્રદેશ અને યુગ્મ પ્રતરના ઓછામાં ઓછા ચાર પ્રદેશ જાણવા. તથા ઓજ ઘનના ઓછામાં ઓછા ૨૭ તથા યુગ્મ ઘનના ઓછામાં ઓછા આઠ જાણવા.

આયત સંસ્થાનના ત્રણ પ્રકાર જાણવા. શ્રેણિઆયત, પ્રતરાયત અને ઘનાયત.[1] બાકી બધું ઉપર પ્રમાણે જાણવું. પરંતુ ઓજ શ્રેણી ને ઓછામાં ઓછું ત્રણ પ્રદેશવાળું

---

૧ એ ત્રણ ઘનાદિ વિષ્કંભશ્રેણિરૂપ પ્રતરાયત કહેવાય છે. લંબાઈ અને વિષ્કંભ સહિત અનેક શ્રેણિઓને ઘનાયત કહે છે. શ્રેણિઆયત ઓછામાં ઓછું ત્રિપ્રદેશિક હોય છે; અને યુગ્મ પ્રદેશિક શ્રેણ્યાયત દ્વિપ્રદેશિક છે.

ના યુગ્મશ્રેણીને બે પ્રદેશવાળુ જાણવુ ઓજપ્રતરને ઓછામા ઓછુ ૧૫ પ્રદેશવાળુ, અને યુગ્મપ્રતરને ૬ પ્રદેશવાળુ સમજવુ તથા ઓજઘનને ઓછામા ઓછા ૪૫ પ્રદેશવાળુ, અને યુગ્મઘનને ૧૮ પ્રદેશવાળુ જાણવુ

પરિમડલ સસ્થાન પણ બે પ્રકારનુ છે ઘનપરિમડલ અને પ્રતર પરિમડલ પણ તે બને માત્ર યુગ્મપ્રદેશિક જ છે પ્રતરપરિમડલ ઓછામા ઓછુ ૨૦ પ્રદેશવાળુ અને ઘનપરિમડલ ૪૦ પ્રદેશવાળુ છે

ગૌ૦—હે ભગવન્ ! આકાશપ્રદેશની શ્રેણીઓ દ્રવ્યરૂપે સખ્યાતી છે, અસખ્યાતી છે કે અનત છે ?

મ૦—હે ગૌતમ ! અનત છે

ગૌ૦—હે ભગવન્ ! પૂર્વ અને પશ્ચિમ લાબી શ્રેણીઓ દ્રવ્યરૂપે સખ્યાતી છે, અસખ્યાતી છે કે અનત છે ?

મ૦—હે ગૌતમ ! અનત છે એ પ્રમાણે જ દક્ષિણ અને ઉત્તર લાબી, તથા ઊર્ધ્વ અને અધો લાબી શ્રેણીઓ સબધે જાણવુ

પરતુ લોકાકાશની શ્રેણીઓ દ્રવ્યરૂપે અસખ્યાતી છે, તેમ જ તેની પૂર્વપશ્ચિમ આદિ શ્રેણીઓ પણ અસખ્યાતી છે પરતુ અલોકાકાશની સર્વ પ્રકારની શ્રેણીઓ અનત જાણવી

આકાશની સર્વ પ્રકારની શ્રેણીઓ પ્રદેશરૂપે અનત છે પરતુ લોકાકાશની શ્રેણીઓ પ્રદેશરૂપે કોઈ સખ્યાત પ્રદેશરૂપ છે, તથા કોઈ અસખ્યાત પ્રદેશરૂપ છે, પણ અનત પ્રદેશરૂપ નથી (વૃત્તાકાર લોકના અલોકમા ગયેલા દતકની શ્રેણીઓ સખ્યાત પ્રદેશાત્મક છે, અને બાકીની અસખ્યાત પ્રદેશાત્મક

છે) તે પ્રમાણે પૂર્વ અને પશ્ચિમ તથા દક્ષિણ અને ઉત્તર સામી શ્રેણીઓ નથી. પરંતુ ઊર્ધ્વ અને અધો સામી લોકાકાશની શ્રેણીઓ સંખ્યાત પ્રદેશરૂપ નથી પણ અસંખ્યાત પ્રદેશરૂપ છે.

અલોકાકાશની શ્રેણીઓ કોઈક સંખ્યાત પ્રદેશરૂપ હોય, કોઈ અસંખ્યાત પ્રદેશરૂપ હોય અને કોઈ અનંત પ્રદેશરૂપ હોય. (લોકમધ્યવર્તી ક્ષુલ્લક પ્રતરની નજીકમાં આવેલી ઊર્ધ્વ-અધો સામી અલોકાકાશની શ્રેણીઓમાં પ્રારંભની જ સંખ્યાત પ્રદેશની છે અને ત્યાર પછી આવેલી અસંખ્યાત પ્રદેશની છે. તીર્છી સામી અલોકાકાશની શ્રેણીઓ તો અવશ્ય અનંત પ્રદેશરૂપ હોય છે.) પૂર્વ અને પશ્ચિમ સામી તથા દક્ષિણ અને ઉત્તર સામી અલોકાકાશની શ્રેણીઓ અનંત પ્રદેશની છે.

ગૌ.—હે ભગવન્! શ્રેણીઓ શું સાદિ-સાન્ત છે, સાદિ-અનંત છે, અનાદિ-સાન્ત છે કે અનાદિ-અનંત છે?

મ.—હે ગૌતમ! અનાદિ અને અનંત છે.

ગૌ.—હે ભગવન્! લોકાકાશની શ્રેણીઓ સાદિ-સાંત છે?

મ.—હા ગૌતમ!

ગૌ.—હે ભગવન્! અલોકાકાશની શ્રેણીઓ સાદિ-સાન્ત છે?

મ.—ના ગૌતમ! કોઈક સાદિ-સાન્ત છે, કોઈ સાદિ-અનંત છે, કોઈક અનાદિ-સાન્ત છે તથા કોઈક અનાદિ-અનંત છે. (મધ્યલોકની ક્ષુલ્લક પ્રતરની નજીક આવેલી ઊર્ધ્વ અને અધો સામી શ્રેણીઓ સાદિ-સાંત છે, લોકાન્તથી આ બાજુ ચોતરફની સાદિ-અનંત છે

લોકાન્તની પાસે બધી શ્રેણીઓનો અન્ત થતો હોવાથી તેની અપેક્ષાએ અનાદિ-સાન્ત છે, અને લોકને છોડીને જે શ્રેણીઓ આવેલી છે, તે અનાદિ અનન્ત છે એ પ્રમાણે પૂર્વ-પશ્ચિમ લાંબી, અને દક્ષિણ-ઉત્તર લાંબી શ્રેણીઓ સંબંધી જાણવું, પણ તે સાદિ-સાન્ત નથી કારણ કે અલોક વિષે પૂર્વ-પશ્ચિમ અને ઉત્તર-દક્ષિણ શ્રેણીઓને આદિ છે, પણ અંત નથી)

ગૌ૦—હે ભગવન્! કેટલી શ્રેણીઓ છે?

મ૦—હે ગૌતમ! સાત શ્રેણીઓ છે

વિવરણ જ્યાં જીવ અને પુદ્ગલની ગતિ થાય, તે આકાશપ્રદેશની પંક્તિ, તેનું નામ શ્રેણી તેના સાત પ્રકાર છે ૧ ઋજુઆયત – સીધી અને લાંબી (ઊર્ધ્વલોકાદિમાંથી અધોલોકાદિમાં સીધા જાય ત્યારે) ૨ એકતવક્રા – એક તરફ વાંકી (સીધા જઈને વક્રગતિ કરે, અર્થાત્ બીજી શ્રેણીમાં પ્રવેશ કરે ત્યારે) ૩ ઉભયતવક્રા – બે તરફ વાંકી (એટલે કે બે વાર વક્રગતિ કરે – બે વાર બીજી શ્રેણીમાં પ્રવેશ કરે ત્યારે આ શ્રેણી ઊર્ધ્વલોકની આગ્નેયી દિશાથી અધોલોકની વાયવી દિશામાં જે ઉત્પન્ન થાય તેને હોય છે પ્રથમ સમયે આગ્નેયી દિશામાંથી તીરછો નૈર્ઋતી દિશામાં જાય, ત્યાંથી બીજા સમયે તીરછો વાયવી દિશામાં જાય, અને ત્યાંથી ત્રીજા સમયે અધો – નીચે વાયવી દિશામાં જાય) ૪ એકતખા – એટલે કે એક તરફ લોકનાડી સિવાયના આકાશવાળી (ત્રસ નાડીના વામપાર્શ્વાદિ ભાગથી ત્રસનાડીમાં પ્રવેશ કરે, અને પુન તે ત્રસનાડી દ્વારા જઈને તેના વામપાર્શ્વાદિ ભાગમાં ઉત્પન્ન થાય તે એકતખા શ્રેણી કહેવાય કારણકે તેની એક દિશામાં ખ એટલે લોકનાડી

સિવાયનું આકાશ આવેલ છે આ શ્રેણી ને, ત્રણ અને ચાર સમયની વક્રગતિ સહિત હોવા છતાં ક્ષેત્રની વિશિષ્ટતાથી જુદી કહી છે) ૫ ઉભયત.ખા – બે તરફ ત્રસનાડી સિવાયના આકાશવાળી. (ત્રસનાડીની બહાર તેના વામપાર્શ્વાદિ ભાગથી પ્રવેશ કરીને તે ત્રસનાડી દ્વારા જઈને તેના ડ દક્ષિણ પાર્શ્વાદિ ભાગમાં ઉત્પન્ન થાય તે ઉભયત ખા શ્રેણી કહેવાય છે કેમકે તેને ત્રસનાડીની બહારના વામ અને દક્ષિણ આકાશની બાજુનો સ્પર્શ થાય છે) ૬ ? શ્રેણી દ્વારા પરમાણુ વગેરે ગોળ ભમીને ઉત્પન્ન થાય તે ચક્રવાલ અને ૭ અર્ધગોળ ભમીને ઉત્પન્ન થાય તે અર્ધચક્રવાલ

—શતક ૨૫ ઉદ્દ ૩

## ૧૦

ગૌ —હે ભગવન્ ! પરમાણુપુદ્ગલ એક સમયમા લોકના પૂર્વ છેડાથી પશ્ચિમ છેડામાં પશ્ચિમ છેડામાંથી પૂર્વ છેડામાં દક્ષિણ છેડામાંથી ઉત્તર છેડામા ઉત્તર છેડામાથી દક્ષિણ છેડામા ઉપરના છેડામાંથી નીચેના છેડામાં અને નીચેના છેડામાંથી ઉપરના છેડામા જાય ?

મ —હા ગૌતમ ! જાય

## ૧૧

ગૌ —હે ભગવન્ ! પરમાણુપુદ્ગલ વાયુકાય વ સ્પૃષ્ટ (વ્યાપ્ત) છ કે વાયુકાય પરમાણુપુદ્ગલ વડે સ્પૃષ્ટ – થાય છે ?

મ —હે ગૌતમ પરમાણુપુદ્ગલ વાયુકાય વડે વ્યાપ્ત છે પણ વાયુકાય પરમાણુપુદ્ગલ વડે વ્યાપ્ત નથી એ

પ્રમાણે અસંખ્યાતપ્રદેશિક સ્કંધ વિષે જાણવું, પરંતુ અનંતપ્રદેશિક સ્કંધ વાયુકાય વડે સ્પૃષ્ટ છે, પણ વાયુકાય અનંતપ્રદેશિક સ્કંધ વડે કદાચ સ્પૃષ્ટ[1] હોય અને કદાચ સ્પૃષ્ટ ન હોય.

ગૌ૦—હે ભગવન્! મસક વાયુકાય વડે સ્પૃષ્ટ છે કે વાયુકાય મસક વડે સ્પૃષ્ટ છે?

મ૦—હે ગૌતમ! મસક વાયુકાય વડે વ્યાપ્ત છે પણ વાયુકાય મસક વડે વ્યાપ્ત નથી.

—શતક ૧૮ ઉદ્દે૦ ૧૦

## ૧૨

ગૌ૦—હે ભગવન્! પરમાણુપુદ્ગલ કેટલા વર્ણવાળો, કેટલા ગંધવાળો, કેટલા રસવાળો અને કેટલા સ્પર્શવાળો છે?

મ૦—હે ગૌતમ! તે એક વર્ણવાળો, એક ગંધવાળો, એક રસવાળો અને બે સ્પર્શવાળો છે. જો તે એક વર્ણવાળો હોય તો કદાચ કાળો, કદાચ લીલો, કદાચ રાતો, કદાચ પીળો અને કદાચ ધોળો હોય. જો તે એક ગંધવાળો હોય તો કદાચ સુગંધી અને કદાચ દુર્ગંધી હોય. જો તે એક રસવાળો હોય, તો કદાચ કડવો, કદાચ તીખો, કદાચ તૂરો, કદાચ ખાટો અને કદાચ મધુર હોય. જો તે બે સ્પર્શવાળો[2] હોય તો કદાચ શીત અને સ્નિગ્ધ, કદાચ શીત અને રુક્ષ, કદાચ ઉષ્ણ અને સ્નિગ્ધ તથા કદાચ ઉષ્ણ અને રુક્ષ હોય છે.

---

૧ જ્યારે તે મોટો હોય ત્યારે.

૨ પરમાણુમાં શીત, ઉષ્ણ, સ્નિગ્ધ અને રુક્ષ એ ચારમાંના કોઈ પણ અવિરોધી બે સ્પર્શ હોય છે.

પણ કદાચ ચાર સ્પર્શવાળો, કદાચ પાચ સ્પર્શવાળો કદાચ ૭ સ્પર્શવાળો, કદાચ સાત સ્પર્શવાળો તથા કદાચ આઠ સ્પર્શવાળો પણ હોય ૧

ગૌ૦—હે ભગવન્! ફાણિત—ગોળની રાબમા કેટલા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ હોય?

મ૦—હે ગૌતમ! અહીં પારમાર્થિક (નૈશ્ચયિક) અને વ્યાવહારિક એમ બે નયો (દૃષ્ટિબિંદુઓ)થી જવાબ આપી શકાય વ્યાવહારિક નયની અપેક્ષાએ ફાણિત ગોળ મધુર

---

૨ ચાર સ્પર્શવાળો હોય તો સર્વ કર્કશ, સર્વ ગુરુ, સર્વ શીત, અને સર્વ સ્નિગ્ધ હોય, કે સર્વ કર્કશ, સર્વ ગુરુ, સર્વ શીત અને સર્વ રૂક્ષ હોય, ઇત્યાદિ મૃદુ, લઘુ, ઉષ્ણ, અને રૂક્ષના ૧૬ વિકલ્પો સમજવા

પાચ સ્પર્શવાળો હોય તો સર્વ કર્કશ, સર્વ ગુરુ, સર્વ શીત, એકદેશ સ્નિગ્ધ અને એકદેશ રૂક્ષ હોય (અથવા છેવટના બેમા અનેકદેશ સ્નિગ્ધ અને એકદેશ રૂક્ષ હોય, અથવા એકદેશ સ્નિગ્ધ અને અનેકદેશ રૂક્ષ હોય, અથવા અનેકદેશ સ્નિગ્ધ અને અનેકદેશ રૂક્ષ હોય) એમ ગમે તે એક જોડકાને એકદેશાદિ રૂપે ગણી ૩૨ વિકલ્પો કરવા

૭ સ્પર્શવાળો હોય તો સર્વ કર્કશ, સર્વ ગુરુ, એકદેશ શીત, એકદેશ ઉષ્ણ, એકદેશ સ્નિગ્ધ, એક રૂક્ષ, એમ ગમે તે બે જોડકાને એકદેશાદિ રૂપે ગણતા ૩૮૪ વિકલ્પો થાય

સાત સ્પર્શવાળો હોય, તો સર્વ કર્કશ, એકદેશ ગુરુ, એકદેશ લઘુ, એકદેશ શીત, એકદેશ ઉષ્ણ, એકદેશ સ્નિગ્ધ, એકદેશ રૂક્ષ એમ ગમે તે ત્રણ જોડકાને એકદેશાદિરૂપે ગણતા ૫૧૨ વિકલ્પો થાય અને આઠ સ્પર્શવાળામા ચારે જોડકા એકદેશાદિ રૂપે ગણતા ૧૨૯૬ વિકલ્પો થાય

રમવાળો કહ્યો છે પણ નૈશ્ચયિક નયની અપેક્ષાએ તેમાં પાંચ વર્ણ બે ગંધ પાંચ રસ અને આઠ સ્પર્શો છે [એટલે કે તેમાં પાંચે વર્ણ છે પણ અમુક એક પ્રધાન વર્ણને તેનો વર્ણ વ્યવહારમાં કહેવામાં આવે છે ઇત્યાદિ]

—શતક ૧૮ ઉદ્દે ૬

## ૧૩

ગૌ —હે ભગવન્ પરમાણુ સંખ્યાત છે અસંખ્યાત છે કે અનંત છે

મ —હે ગૌતમ! અનંત છે એ પ્રમાણે અનંત પ્રદેશવાળા સ્કંધો સુધી જાણવું

ગૌ —હે ભગવન્! આકાશના એક પ્રદેશમાં રહેલાં પુદ્ગલો સંખ્યાત છે અસંખ્યાત છે કે અનંત છે?

મ —હે ગૌતમ! અનંત છે એ પ્રમાણે અસંખ્યાત પ્રદેશમાં રહેલાં પુદ્ગલો સુધી જાણવું.

ગૌ —હે ભગવન્! એક સમયની સ્થિતિવાળાં પુદ્ગલો કેટલાં છે?

મ —હે ગૌતમ! અનંત છે એ પ્રમાણે અસંખ્યાત સમયની સ્થિતિવાળાં પુદ્ગલો સુધી જાણવું

ગૌ —હે ભગવન્ એકગુણ કાળાં પુદ્ગલો કેટલાં છે?

મ —હે ગૌતમ! અનંત છે એ પ્રમાણે અનંતગુણ કાળાં સંબંધી તેમ જ બાકીના વર્ણ ગંધ રસ અને સ્પર્શ સંબંધી જાણવું

ગૌ —હે ભગવન્! પરમાણુ અને દ્વિપ્રદેશિક સ્કંધ એમાં દ્રવ્યાર્થરૂપે કોણ કોનાથી વિશેષાધિક છે?

મ૦—હે ગૌતમ ! દ્વિપ્રદેશિક કરતા પરમાણુઓ દ્રવ્યાર્થરૂપે[1] ઘણા છે તે પ્રમાણે ત્રિપ્રદેશિક કરતા દ્વિપ્રદેશિક સ્કધો ઘણા છે એ પ્રમાણે દશ પ્રદેશવાળા કરતા નવ પ્રદેશવાળા વધારે છે પરતુ દશ પ્રદેશવાળા સ્કધો કરતા સખ્યાતપ્રદેશવાળા સ્કધો ઘણા[2] છે, અને સખ્યાતપ્રદેશિક સ્કધો કરતા અસખ્યાતપ્રદેશિક સ્કધો ઘણા[2] છે પરતુ અનતપ્રદેશિક સ્કધો કરતા અસખ્યાત પ્રદેશિક સ્કધો ઘણા છે[3]

પરતુ પ્રદેશાર્થપણે વિશેષાધિકત્વ વિચારીએ, તો પરમાણુ કરતા દ્વિપ્રદેશિક સ્કધો ઘણા[4] છે, એ પ્રમાણે નવપ્રદેશિક કરતા દશપ્રદેશિક ઘણા છે, દશપ્રદેશિક કરતા સખ્યાતપ્રદેશિક ઘણા છે, સખ્યાત૦ કરતા અસખ્યાતપ્ર૦ ઘણા છે, અને અનતપ્ર૦ કરતા અસખ્યપ્ર૦ ઘણા છે

ગૌ૦—હે ભગવન્ ! એક પ્રદેશમા રહેલા અને એ૦ પ્રદેશમા રહેલા પુદ્ગલોમા દ્રવ્યાર્થરૂપે કયા કોનાથી વિશેષાધિક છે ?

મ૦—હે ગૌતમ ! બે પ્રદેશમા રહેલા કરતા એક

---

૧ અણુ કરતા દ્વિપ્રદેશિક થોડા છે, કારણ કે તે સ્થૂલ છે. બીજા એમ પણ કહે છે કે, તેનુ કારણ વસ્તુસ્વભાવ જ છે

૨ તેમના સ્થાન વધારે હોવાથી —ટીકા

૩ કારણ કે અનતપ્રદેશિક સ્કધનો તથાવિધ સૂક્ષ્મ પરિણામ થાય છે

૪ જેમકે દ્રવ્યત્વ વડે પરિમાણથી પરમાણુ સો હોય, અને દ્વિપ્રદેશિક ૬૦ હોય, તોપણ પ્રદેશાર્થપણે પરમાણુઓ તો સો જ રહ્યા, પણ દ્વિપ્રદેશિકો તો ૧૨૦ થયા.

વિશેષ છે, દશગુણ કરતા સંખ્યાતગુણ, સંખ્યાતગુણ કરતા અસંખ્યાતગુણ, અને અસંખ્યાતગુણ કરતા અનંતગુણ કર્કશ પુદ્ગલો અધિક છે એ પ્રમાણે પ્રદેશાર્થપણે સમજવું, અને એ પ્રમાણે મૃદુ, ગુરુ અને લઘુસ્પર્શ વિષે પણ કહેવું પણ શીત, ઉષ્ણ, સ્નિગ્ધ અને રૂક્ષસ્પર્શ વિષે વર્ણની પેઠે કહેવું

ગૌ૦—હે ભગવન્! એ પરમાણુપુદ્ગલો, તથા સંખ્યાતપ્રદેશિક, અસંખ્યાતપ્રદેશિક અને અનંતપ્રદેશિક સ્કંધોમાં દ્રવ્યાર્થરૂપે, પ્રદેશાર્થરૂપે અને દ્રવ્યાર્થ-પ્રદેશાર્થરૂપે કયા કોનાથી વિશેષાધિક છે?

મ૦—હે ગૌતમ! द्रव्यार्थरूपे સૌથી થોડા અનંતપ્રદેશિક સ્કંધો છે, તેથી પરમાણુપુદ્ગલો દ્રવ્યાર્થરૂપે અનંતગણા છે, તેથી સંખ્યાતપ્રદેશિક દ્રવ્યાર્થરૂપે સંખ્યાતગણા છે, અને તેથી અસંખ્યાતપ્રદેશિક સ્કંધો દ્રવ્યાર્થરૂપે અસંખ્યાતગણા છે प्रदेशार्थरूपे — અનંતપ્રદેશવાળા સ્કંધો પ્રદેશાર્થરૂપે સૌથી થોડા છે, તેથી પરમાણુપુદ્ગલો અપ્રદેશાર્થરૂપે[1] અનંતગણા છે તેથી સંખ્યાતપ્રદેશિક સ્કંધો પ્રદેશાર્થરૂપે સંખ્યાતગણા છે, અને તેથી અસંખ્યાતપ્રદેશિક સ્કંધો પ્રદેશાર્થરૂપે અસંખ્યાતગણા છે, द्रव्यार्थ-प्रदेशार्थरूपे દ્રવ્યાર્થરૂપે અનંતપ્રદેશિક સ્કંધો સૌથી થોડા છે, અને તે જ સ્કંધો પ્રદેશાર્થરૂપે અનંતગણા છે તેથી પરમાણુપુદ્ગલો દ્રવ્યાર્થ-અપ્રદેશાર્થરૂપે અનંતગણા છે, તેથી સંખ્યાતપ્રદેશિક સ્કંધો દ્રવ્યાર્થરૂપે સંખ્યાતગણા છે અને તેથી તે જ સ્કંધો પ્રદેશાર્થરૂપે સંખ્યાતગણા છે

૧ પરમાણુને પ્રદેશ ન હોવાથી.

તેથી અસંખ્યાતપ્રદેશિક સ્કંધો દ્રવ્યાર્થરૂપે અસંખ્યાતગણા છે અને તેથી તે જ સ્કંધો પ્રદેશાર્થરૂપે અસંખ્યાતગણા છે

ગો —હે ભગવન્ એક પ્રદેશમાં રહી શકે તેવાં સંખ્યાતપ્રદેશોમાં રહી શકે તેવા અને અસંખ્યાત પ્રદેશમાં રહી શકે તેવાં પુદ્ગલોમાં દ્રવ્યાર્થપણે, પ્રદેશાર્થપણે અને દ્રવ્યાર્થ-પ્રદેશાર્થપણે કોણ કોનાથી અધિક છે?

મ —હે ગૌતમ! એકપ્રદેશા દ્રવ્યાર્થરૂપે સૌથી થોડાં છે તેથી સંખ્યાત પ્રદેશમાં રહી શકે તેવા પુદ્ગલો દ્રવ્યાર્થરૂપે સંખ્યાતગણાં છે અને તેથી અસંખ્યાત પ્રદેશમાં રહી શકે તેવા પુદ્ગલો દ્રવ્યાર્થરૂપે અસંખ્યાતગણાં છે પ્રદેશાર્થરૂપે એક પ્રદેશમાં રહી શકે તેવા પુદ્ગલો અપ્રદેશાર્થપણે સૌથી થોડા છે તેથી સંખ્યાતા પ્રદેશમાં રહી શકે તેવા પુદ્ગલો પ્રદેશાર્થરૂપે સંખ્યાતગણાં છે અને તેથી અસંખ્યાત પ્રદેશમાં રહેલાં પુદ્ગલો પ્રદેશાર્થરૂપે અસંખ્યાતગણા છે દ્રવ્યાર્થ-પ્રદેશાર્થરૂપે એક પ્રદેશમાં રહી શકે તેવા પુદ્ગલો દ્રવ્યાર્થ-અપ્રદેશાર્થરૂપે સૌથી થોડા છે તેથી સંખ્યાતા પ્રદેશમાં રહી શકે તેવાં પુદ્ગલો દ્રવ્યાર્થરૂપે સંખ્યાતગણા છે અને તે જ પુદ્ગલો પ્રદેશાર્થરૂપે સંખ્યાતગણા છે તેથી અસંખ્યાત પ્રદેશમાં રહી શકે તેવાં પુદ્ગલો દ્રવ્યાર્થરૂપે અસંખ્યાતગણા છે અને તેથી તે જ પુદ્ગલો પ્રદેશાર્થરૂપે અસંખ્યાતગણા છે

અવગાહના સંબંધે અલ્પત્વબહુત્વ કહ્યું છે તેમ સ્થિતિ સંબંધે (એક સમયની સ્થિતિવાળાં સંખ્યાત સમયની સ્થિતિવાળાં અને અસંખ્યાત સમયની સ્થિતિવાળાનું અલ્પત્વ બહુત્વ) કહેવું. પરમાણુપુદ્ગલનું અલ્પત્વબહુત્વ કહ્યું તેમ

(એકગુણ કાળા, સંખ્યાતગુણ કાળા, અસંખ્યાતગુણ કાળા અને અનંતગુણ કાળા એમ) વર્ણ, ગંધ અને રસ સંબંધે જાણવું

ગૌ૦—હે ભગવન્! એકગુણ કર્કશ, સંખ્યાતગુણ કર્કશ, અસંખ્યાતગુણ કર્કશ અને અનંતગુણ કર્કશ એ પુદ્ગલોમાં દ્રવ્યાર્થરૂપે, પ્રદેશાર્થરૂપે તથા દ્રવ્યાર્થ–પ્રદેશાર્થરૂપે કોણ કોનાથી વિશેષાધિક છે?

મ૦—હે ગૌતમ! એકગુણ કર્કશ પુદ્ગલો દ્રવ્યાર્થપણે સૌથી થોડા છે, તેથી સંખ્યાતગુણ કર્કશ દ્રવ્યાર્થરૂપે સંખ્યાતગણા છે, તેથી અસંખ્યાતગુણ કર્કશ દ્રવ્યાર્થરૂપે અસંખ્યાતગણા છે, તેથી અનંતગુણ કર્કશ દ્રવ્યાર્થરૂપે અનંતગણા છે પ્રદેશાર્થરૂપે પણ એમ જ જાણવું, પરંતુ સંખ્યાતગુણ કર્કશ પ્રદેશાર્થરૂપે અસંખ્યાતગણા કહેવા

દ્રવ્યાર્થ–પ્રદેશાર્થરૂપે એકગુણ કર્કશ પુદ્ગલો દ્રવ્યાર્થ-પ્રદેશાર્થપણે સૌથી થોડા છે, તેથી સંખ્યાતગુણ કર્કશ પુદ્ગલો દ્રવ્યાર્થરૂપે સંખ્યાતગણા છે, અને તે જ પુદ્ગલો પ્રદેશાર્થરૂપે સંખ્યાતગણા છે, તેથી અસંખ્યાતગુણ કર્કશ પુદ્ગલો દ્રવ્યાર્થરૂપે અસંખ્યાતગણા છે, અને તે જ પુદ્ગલો પ્રદેશાર્થરૂપે અસંખ્યાતગણા છે અનંતગુણ કર્કશ પુદ્ગલો દ્રવ્યાર્થરૂપે તેથી અનંતગણા છે, અને તે જ પુદ્ગલો પ્રદેશાર્થરૂપે તેથી અનંતગણા છે એ જ રીતે મૃદુ, ગુરુ અને લઘુ સ્પર્શોનું જાણવું, પરંતુ શીત, ઉષ્ણ, સ્નિગ્ધ અને રૂક્ષ સ્પર્શોનું વર્ણ પ્રમાણે જાણવું

—શતક ૨૫, ઉદ્દે૦ ૪

## ૨૪

ગૌ —હે ભગવન્ સકંપ પરમાણુપુદ્ગલ પોતાની કંપમાન અવસ્થાથી બંધ પડી, પાછા કેટલે કાળે કંપે?

મ —હે ગૌતમ! સ્વસ્થાનની અપેક્ષાએ (એટલે કે પરમાણુરૂપે રહે ત્યારે) ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે અસંખ્ય કાળનું અંતર હોય પરંતુ પરસ્થાનની અપેક્ષાએ (એટલે કે તે જ્યારે દ્વિપ્રદેશાદિક સ્કંધની અંતર્ગત હોય ત્યારે) ઓછામાં ઓછું એક સમયનું અંતર હોય (પણ જ્યારે તે અસંખ્યાત કાળપર્યંત દ્વિપ્રદેશાદિક સ્કંધરૂપે રહી પુન. તેમાંથી જુદો પડીને કંપે ત્યારે) વધારેમાં વધારે અસંખ્યાતકાળનું હોય

એ પ્રમાણે નિષ્કંપ પરમાણુપુદ્ગલ કંપીને પાછા નિષ્કંપ થાય તેનું અંતર સ્વસ્થાનની અપેક્ષાએ ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે આવલિકાનો અસંખ્ય ભાગ હોય. પરંતુ પરસ્થાનની અપેક્ષાએ (એમ નિશ્ચલ થઈ પોતાના સ્થાનથી ચલિત થાય અને ઓછામાં ઓછો એક સમય દ્વિપ્રદેશાદિ સ્કંધરૂપે રહીને પુન નિશ્ચલ થાય ત્યારે) ઓછામાં ઓછો એક સમય, અને વધારેમાં વધારે (એટલે કે જ્યારે અસંખ્યાતકાળ સુધી દ્વિપ્રદેશાદિ સ્કંધરૂપે રહી તેથી જુદો થઈને સ્થિર થાય ત્યારે) અસંખ્યકાળનું અંતર હોય

તે જ પ્રમાણે સકંપ બે પ્રદેશવાળા સ્કંધને સ્વસ્થાનની અપેક્ષાએ ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે અસંખ્યાતકાળ અને પરસ્થાનની અપેક્ષાએ ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે (એટલે કે

દ્વિપ્રદેશિક સ્કધ ચલિત થઈને અનતકાળ પર્યંત ઉત્તરોત્તર બીજા અનતપુદ્ગલોની સાથે સબધ કરતો પુન તે જ પરમાણુની સાથે સબદ્ધ થઈને પુન ચાલે ત્યારે) અનતકાળનુ અતર હોય

એ પ્રદેશવાળા નિષ્કપ સ્કધને સ્વસ્થાનની અપેક્ષાએ ઓછામા ઓછુ એક સમયનુ અને વધારેમા વધારે આવલિકાના અસખ્ય ભાગનુ, તથા પરસ્થાનની અપેક્ષાએ ઓછામા ઓછા એક સમયનુ અને વધારેમા વધારે અનતકાળનુ અતર હોય. એ પ્રમાણે અનતપ્રદેશિક સ્કધ સુધી જાણવુ

ગૌ૦—હે ભગવન્! સકપ અને નિષ્કપ પરમાણુઓમા કોણ કોનાથી વિશેષાધિક છે?

મ૦—હે ગૌતમ! સકપ સૌથી થોડા છે, અને નિષ્કપ અસખ્યાતગણા છે એ પ્રમાણે અસખ્યાત પ્રદેશવાળા સ્કધો સુધી જાણવુ

ગૌ૦—હે ભગવન્! સકપ અને નિષ્કપ અનત પ્રદેશવાળા સ્કધોમા કોણ કોનાથી વિશેષાધિક છે?

મ૦—હે ગૌતમ! અનત પ્રદેશવાળા નિષ્કપ સ્કધો સૌથી થોડા છે, અને તેથી અનત પ્રદેશવાળા સકપ અનતગણા છે *

ગૌ૦—હે ભગવન્! પરમાણુ અમુક અશે કપે, સર્વ અશે કપે, કે નિષ્કપ હોય?

મ૦—હે ગૌતમ! તે સર્વ અશે કપે અને કદાચ નિષ્કપ પણ હોય

---

* મૂળમા એ બધાના પાછા દ્રવ્યાર્થરૂપે, પ્રદેશાર્થરૂપે અને ઉભયાર્થરૂપે વિશેષાધિકત્વના અનેક વિકલ્પો આપ્યા છે

પરંતુ દ્વિપ્રદેશિક સ્કંધ કદાચ અમુક અંશે કંપે, કદાચ સર્વ અંશે કંપે અને કદાચ નિષ્કંપ પણ રહે.

— શતક ૨૫ ઉદ્દે૦ ૪

૧૫

ગૌ૦ — હે ભગવન્! પરમાણુપુદ્ગલોના સંયોગ અને ભેદના સંબંધથી અનંતાનંત પુદ્ગલપરિવર્તો[2] જાણવા યોગ્ય છે. સંયોગ અને ભેદના યોગથી એ પરમાણુપુદ્ગલોના અનંતાનંત પુદ્ગલપરિવર્તો થાય છે; કારણ કે એક જ પરમાણુ દ્વ્યણુકથી માંડી અનંતાણુક દ્રવ્યો સાથે સંયોજનો અનંત પરિવર્તો પામે છે; અને પરમાણુ અનંત છે તથા દરેક પરમાણુએ અનંત પરિવર્તો સંભવતા હોવાથી પરમાણુપુદ્ગલોના પરિવર્તો અનંતાનંત થાય છે. તો તે પુદ્ગલપરિવર્તો કેટલા પ્રકારના છે?

મ૦ — હે ગૌતમ! (પુદ્ગલપરમાણુના સાત પ્રકાર પ્રમાણે) તે સાત પ્રકારના છે: ઔદારિક પુદ્ગલપરિવર્ત, વૈક્રિય પુદ્ગલપરિવર્ત, તૈજસ પુદ્ગલપરિવર્ત, કાર્મણ પુદ્ગલપરિવર્ત, મન પુદ્ગલપરિવર્ત, વચન પુદ્ગલપરિવર્ત અને આનપાન પુદ્ગલપરિવર્ત.

ગૌ૦ — હે ભગવન્! ઔદારિક પુદ્ગલપરિવર્તનું તે નામ શાથી છે?

મ૦ — હે ગૌતમ! ઔદારિક શરીરમાં વર્તતા જીવે

---

૧. મૂળના આગળ ભાગ પણ ઘણું અંતર અને પાઠ તે ભાગના ટીકાકારાભિપ્રાયે વિરોધાદિમત્ત્વની વિગતો [illegible]

૨. પુદ્ગલ દ્રવ્યો સાથે પરિવર્ત – એટલે કે પરમાણુઓનાં મિલન તે પુદ્ગલપરિવર્ત.

ઔદારિક શરીરને યોગ્ય દ્રવ્યો ઔદારિકશરીરપણે ગ્રહણ કરેલા છે, તથા તેપણે તે પરિણામ પામેલા છે, નિર્જરાયેલા છે, જીવપ્રદેશથી નીકળેલા છે અને જીવપ્રદેશથી છૂટા થયેલા છે, માટે તે ઔદારિક પુદ્ગલપરિવર્ત કહેવાય છે એ પ્રમાણે બીજાનુ પણ સમજી લેવુ

ગૌ૦—હે ભગવન્! ઔદારિકપુદ્ગલપરિવર્ત કેટલા કાળે નીપજે?

મ૦—હે ગૌતમ! અનત ઉત્સર્પિણી અને અવસર્પિણી[1] વડે નીપજે એ પ્રમાણે અન્યનુ પણ સમજવુ

ગૌ૦—હે ભગવન્! એ બધાની નિષ્પત્તિકાળમા કયો કાળ કોનાથી વિશેષાધિક છે?

મ૦—હે ગૌતમ! સર્વથી થોડો કાર્મણનો છે (કારણ કે તે સૂક્ષ્મ તથા બહુતમ પરમાણુનિષ્પન્ન હોય છે. એક વારે બહુ સ્વીકારાય છે, તથા સર્વ નારકાદિપદમા વર્તમાન જીવ વડે તે નિરતર ગ્રહણ કરાતા હોવાથી, તે સઘળા પુદ્ગલોનુ ગ્રહણ થોડા વખતમા થઈ શકે), તેનાથી અનતગણો તૈજસનો છે (કાર્મણથી સ્થૂલ હોવાથી), તેનાથી અનતગણો ઔદારિકનો (તેનાથી સ્થૂલ હોવાથી), તેનાથી અનતગણો આનપ્રાણનો[2], તેનાથી અનતગણો

૧ એટલે કે એક જીવ આહક હોવાથી, અને પુદ્ગલ અનત હોવાથી, તથા પૂર્વે ગ્રહણ કરેલા ગણવાના ન હોવાથી

૨ જોકે તે ઔદારિક પુદ્ગલ કરતા સૂક્ષ્મ હોય છે, તથા બહુપ્રદેશિક હોય છે, છતા અપર્યાપ્ત અવસ્થામા તેમનુ ગ્રહણ હોતુ નથી, તથા પર્યાપ્ત અવસ્થામા પણ ઔદારિક શરીરના પુદ્ગલો કરતા તે થોડા લેવાના હોય છે

મન ના[1] તેનાથી અનંતગણા વચનના[2] અને તેનાથી અનંતગણા વૈક્રિય ના છે.[3]

— શતક ૧૨ ઉદ્દે ૪

૧૬

ગૌ — હે ભગવન્! પરમાણુ શાશ્વત છે કે અશાશ્વત?

મ — હે ગૌતમ! દ્રવ્યાર્થરૂપે તે શાશ્વત છે અને વર્ણાદિ પર્યાયવડે તે અશાશ્વત છે.

ગૌ — હે ભગવન્! પરમાણુ ચરમ છે કે અચરમ છે?

મ — હે ગૌતમ! દ્રવ્યની અપેક્ષાએ ચરમ નથી પણ અચરમ છે; ક્ષેત્રની અપેક્ષાએ કદાચિત્ ચરમ છે અને કદાચિત્ અચરમ છે; કાલની અપેક્ષાએ કદાચિત્ ચરમ છે અને કદાચ અચરમ છે; તથા ભાવની અપેક્ષાએ કદાચિત્ ચરમ છે અને કદાચિત્ અચરમ છે.

— શતક ૧૪ ઉદ્દે ૪

[વિવરણ : જે પરમાણુ વિવક્ષિત પરિણામથી રહિત થઈને પુનઃ તે પરિણામને પામશે નહીં તે પરમાણુ તે પરિણામની અપેક્ષાએ ચરમ કહેવાય છે; અને જે પરમાણુ પુનઃ તે પરિણામ પામશે તે અપેક્ષાએ તે અચરમ છે. દ્રવ્યની અપેક્ષાએ પરમાણુ ચરમ નથી કારણ કે સ્કંધ બનવા છતાં તે ફરી પરમાણુ બનશે. ક્ષેત્રસામાન્યની દૃષ્ટિએ તો તે અચરમ છે કારણ કે પરમાણુ ફરીથી ત્યાં આવશે.

---

1. શ્રેણિ-આદિ ભવમાં તેનું ગ્રહણ ન હોવાથી.
2. મનોદ્રવ્યથી ભાષાદ્રવ્ય અતિ સ્થૂલ હોવાથી એક સાથે ધારાં જ લેવાય છે તેથી.
3. વૈક્રિય શરીર બહુ વાર પ્રાપ્ત થતું હોવાથી.

પરંતુ અમુક કેવલજ્ઞાનીએ સમુદ્દ્ઘાત કર્યો હોય, તે કેવલજ્ઞાનીના સંબંધવિશિષ્ટ પરમાણુ કોઈ પણ સમયે તે ક્ષેત્રનો આશ્રય નહી કરે, કારણ કે તે કેવલીનું નિર્વાણ થવાથી તે ક્ષેત્રમાં પુનઃ કદી નથી આવવાના માટે તે અપેક્ષાએ તે ચરમ છે. તે પ્રમાણે પૂર્વાહ્ણાદિ કાળને વિષે જે કેવલીએ સમુદ્ઘાત કર્યો, તે કાલને વિષે જે પરમાણુ રહેલો છે, તે પરમાણુ તે કેવલિસમુદ્ઘાતવિશિષ્ટ તે કાળને કદી પણ પ્રાપ્ત નહીં કરે માટે તે ચરમ છે, પણ વિશેષણરહિત કાલની અપેક્ષાએ તે અચરમ છે. તે જ પ્રમાણે કેવલિસમુદ્ઘાતને અવસરે જે પરમાણુ વર્ણાદિ વિશેષભાવને પ્રાપ્ત થયો હતો, તે પરમાણુ વિવક્ષિત કેવલિસમુદ્ઘાતવિશિષ્ટ વર્ણાદિપરિણામની અપેક્ષાએ ચરમ છે.]

## ૧૭

ગૌ૦—હે ભગવન્! કેટલા પ્રકારના પુદ્ગલો કહ્યા છે?

મ૦—હે ગૌતમ! ત્રણ પ્રકારના પુદ્ગલો કહ્યા છે. ૧ પ્રયોગપરિણત—એટલે કે જીવના વ્યાપારથી શરીરાદિરૂપે પરિણામ પામેલા. ૨ મિશ્રપરિણત (પ્રયોગ અને સ્વભાવ બન્નેના સંબંધથી પરિણામ પામેલા*), અને ૩ વિસ્રસાપરિણત (સ્વભાવથી પરિણમેલા).

* પ્રયોગપરિણામનો ત્યાગ કર્યા વિના વિસ્રસા—સ્વભાવથી પરિણામાન્તરને પ્રાપ્ત થયેલા મૃત કલેવરાદિ પુદ્ગલો તે મિશ્રપરિણત, અથવા વિસ્રસાથી પરિણત થયેલી તથા ઔદારિકાદિ શરીરપણે પરિણામ પામેલી ઔદારિકાદિ વર્ગણાઓ જીવના પ્રયોગથી જ્યારે ઔદારિકાદિ શરીર વગેરે રૂપે પરિણત થાય ત્યારે તે પણ મિશ્રપરિણત કહેવાય છે.

ગૌ — હે ભગવન્! પ્રયોગપરિણત પુદ્ગલો કેટલા પ્રકારના કહ્યા છે?

મ — હે ગૌતમ! પાંચ પ્રકારના કહ્યા છે: એકેંદ્રિયપ્રયોગપરિણત (એટલે કે એકેંદ્રિય જીવના વ્યાપાર વડે પરિણામ પામેલા તે એકેંદ્રિયપ્રયોગપરિણત), એમ પંચેંદ્રિયપ્રયોગપરિણત.[1]

ગૌ — હે ભગવન્! મિશ્રપરિણત પુદ્ગલો કેટલા પ્રકારના કહ્યા છે?

મ — હે ગૌતમ! પાંચ પ્રકારના કહ્યા છે તે આ પ્રમાણે: એકેન્દ્રિયમિશ્રપરિણત એમ પંચેંદ્રિય સુધી.

ગૌ — હે ભગવન્! વિસ્રસાપરિણત — સ્વભાવથી પરિણામને પ્રાપ્ત થયેલ પુદ્ગલો કેટલા પ્રકારના કહ્યા છે?

મ — હે ગૌતમ! પાંચ પ્રકારના કહ્યા છે: વર્ણપરિણત, ગંધપરિણત, રસપરિણત, સ્પર્શપરિણત અને સંસ્થાનપરિણત.[2]

---

૧. મૂળમાં પણ તે દરેકના પેટા વિભાગો પણ ગણાવેલા છે; જેમકે એકેંદ્રિયના પૃથ્વી આદિ પાંચ; પંચેંદ્રિયના નૈરયિક, તિર્યંચ, દેવ અને મનુષ્ય. પાછા તે દરેકના સૂક્ષ્મ બાદર વગેરે, સ્થાવર પર્યાપ્ત અપર્યાપ્ત ગર્ભજ સંમૂર્છિમ — એમ જૈનોના પેટાવિભાગ પ્રસિદ્ધ છે તે ગણાવેલા છે.

૨. તે બધુ વર્ણના પેટાવિભાગો પણ મૂળમાં ગણાવ્યા છે. મૂળમાં આગળ ઉપર પ્રયોગના મન-વાણી-કાયના પ્રયોગ એમ ત્રણ પેટાવિભાગ પાડ્યા છે અને મન-વાણીના પણ સત્ય મિથ્યા આદિ પેટાવિભાગ પાડ્યા છે. કાયપ્રયોગમાં ઔદારિકાદિ શરીરરૂપે પેટાવિભાગ પાડ્યા છે, અને તે દરેકના

ગૌ૦—હે ભગવન્! પ્રયોગપરિણત, મિશ્રપરિણત અને વિસ્રસાપરિણત એ પુદ્ગલોમા કયા પુદ્ગલો કોનાથી વિશેષાધિક છે?

મ૦—હે ગૌતમ! સૌથી થોડા પ્રયોગપરિણત[1] છે, તેથી મિશ્ર અનતગણા છે અને તેથી વિસ્રસાપરિણત અનતગણા છે

ગૌ૦—હે ભગવન્! તે એમ જ છે હે ભગવન્! તે એમ જ છે

—શતક ૮, ઉદ્દે૦ ૧

---

પાછા એકેન્દ્રિયાદિ રૂપે પેટાવિભાગ પાડચા છે તે જ પ્રમાણે મિશ્રના પણ મનોમિશ્ર, વચનમિશ્રાદિ પેટાવિભાગ પાડચા છે અને વિસ્રસાના વર્ણાદિ પેટાવિભાગ પાડચા છે, તે વર્ણાદિના પણ કૃષ્ણાદિ પેટાવિભાગ પાડચા છે

આમ એક દ્રવ્યની અપેક્ષાએ આટલો વિસ્તાર કરી, પાછુ બે દ્રવ્યોની અપેક્ષાએ તે બધુ ગણાવ્યુ છે તેમા એક અમુક રીતે અને બીજુ બીજી રીતે એવા પણ વિભાગો સભવતા હોવાથી વિસ્તારનો પાર નથી રહ્યો એ પ્રમાણે પાછો ત્રણ દ્રવ્યોનો, અને અતે ચાર દ્રવ્યોનો એમ અસંખ્યાત અને અનત દ્રવ્યોનો ઉલ્લેખ કરી પ્રકરણ પૂરુ કર્યુ છે

૧ કારણકે પ્રયોગપરિણત એટલે શરીરાદિરૂપે પરિણત, પરતુ જીવપુદ્ગલનો સબધકાળ થોડો છે, તેથી તે થોડા છે, વિસ્રસા૦ તો અનત છે, કારણકે જીવથી ગ્રહણ ન થાય તેવા પણ અનત પુદ્ગલો છે

## ૫

# અસ્તિકાય અને કાલવિભાગ

### ૧ અસ્તિકાય

#### ૧

વિવરણ અસ્તિ એટલે પ્રદેશ અને કાય એટલે સમૂહ. એ પ્રમાણે અસ્તિકાય એટલે પ્રદેશોના સમૂહ. જીવ પુદ્ગલ વગેરે પાંચ દ્રવ્યોને અસ્તિકાય પણ કહેવામાં આવે છે કારણકે તે દ્રવ્યો પ્રદેશોના સમૂહરૂપ છે તેઓ એક પ્રદેશરૂપ અથવા એક અવયવરૂપ નથી પુદ્ગલ તો કે અવયવરૂપ તથા અવયવપ્રચયરૂપ એમ બને પ્રકારનું છે

જૈનદર્શન જીવ સિવાય બીજું અજીવતત્ત્વ માને છે તે અજીવતત્ત્વ પાંચ પ્રકારનું છે ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય આકાશાસ્તિકાય કાલ અને પુદ્ગલાસ્તિકાય. તેમાં કાલનો પ્રદેશસમૂહ સંભવતો ન હોવાથી તેને અસ્તિકાય કહેવામાં નથી આવતો. ઉપરાંત કેટલાક આચાર્યો તો તેને

અન્તત્ર તત્ત્વ પણ નથી માનતા એટલે અજીવતત્ત્વમા ચાર અસ્તિકાયો છે, અને પાચમો જીવાસ્તિકાય. એમ કુલ પાચ અસ્તિકાયો થયા

એમા જીવ, આકાશ અને પુદ્ગલ એ તત્ત્વો તો વૈશેષિક, ન્યાય, સાખ્ય આદિ દર્શનોને પણ માન્ય છે, જો કે પુદ્ગલાસ્તિકાયને બદલે બીજા દર્શનોમા પ્રકૃતિ, પરમાણુ આદિ શબ્દોનો ઉપયોગ થાય છે પરતુ, ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બને તત્ત્વો જૈનદર્શન સિવાય બીજુ કોઈ પણ દર્શન માનતુ નથી

બધા દ્રવ્યો આકાશમા અવકાશ મેળવીને રહેલા છે તે પ્રમાણે ધર્મ, અધર્મ જીવ, અને પુદ્ગલ પણ આકાશમા જ સ્થિત છે તેમા જીવ અને પુદ્ગલ એ બે દ્રવ્યો જ ગતિશીલ અને ગતિપૂર્વક સ્થિતિશીલ છે, અર્થાત્ ગતિ અને સ્થિતિનુ ઉપાદાનકારણ જીવ અને પુદ્ગલ જ છે તો પણ નિમિત્તકારણ કે જે કાર્યની ઉત્પત્તિમા અવશ્ય અપેક્ષિત છે, તે ઉપાદાનકારણથી ભિન્ન હોવુ જ જોઈએ એથી જીવ–પુદ્ગલની ગતિમા નિમિત્તરૂપે ધર્માસ્તિકાયની અને સ્થિતિમા નિમિત્તરૂપે અધર્માસ્તિકાયની સિદ્ધિ થઈ જાય છે આ અભિપ્રાયથી શાસ્ત્રમા ધર્માસ્તિકાયનુ લક્ષણ જ 'ગતિશીલ પદાર્થોની ગતિમા નિમિત્ત થવુ' અને અધર્માસ્તિકાયનુ લક્ષણ 'સ્થિતિમા નિમિત્ત થવુ' એટલુ બતાવ્યુ છે

એ ધર્મ અને અધર્મનુ કાર્ય આકાશથી સિદ્ધ થઈ શકે તેમ નથી કેમકે તે અનત અને અખડ હોવાથી જડ તથા ચેતન દ્રવ્યને પોતાનામાં સર્વત્ર ગતિ અને સ્થિતિ કરતા રોકી શકે નહી એટલે અનત પુદ્ગલ અને અનત જીવવ્યક્તિઓ

અનંત પરિમાણ વિસ્તૃત આકાશક્ષેત્રમાં રોકાયા વિના સંચાર કરશે તેથી તે એવી પૃથક્ થઈ જશે કે જેથી એમનું ફરીથી મળવું અને નિયત સૃષ્ટિરૂપે ન રહે આવી જ બનવું એ અસંભવિત તો નથી તો તેની તો જરૂર પડે. આ કારણથી ઉપરના ગતિશીલ દ્રવ્યોની ગતિમર્યાદાને નિયંત્રિત કરનાર તત્ત્વના સ્વીકાર જૈન દર્શન કરે છે એ જ તત્ત્વ ધર્માસ્તિકાય કહેવાય. એ જ દલીલથી એ રીતે સ્થિતિમર્યાદાના નિયામકરૂપે અધર્માસ્તિકાય તત્ત્વનો સ્વીકાર થાય છે.

એ ધર્મ આદિ જો સમગ્ર આકાશમાં નથી રહેતા પણ આકાશના અમુક પરિમિત ભાગમાં જ સ્થિત છે જેટલા ભાગમાં તે સ્થિત છે તેટલો ભાગ લોક—લોકાકાશ કહેવાય છે. આ ભાગની બહાર આસપાસ ચારે તરફ જે અનંત આકાશ વિદ્યમાન છે તે અલોકાકાશ કહેવાય છે.

ધર્માસ્તિકાયાદિ પાંચે દ્રવ્ય નિત્ય છે અર્થાત્ તે પોતપોતાના સામાન્ય તથા વિશેષરૂપથી કદાપિ ચ્યુત થતાં નથી તે પાંચે સ્થિર પણ છે — એટલે કે તેમની સંખ્યામાં કદાપિ ઓછાવત્તાપણું થતું નથી. ધર્મ અધર્મ આકાશ અને જીવ એ ચાર અરૂપી છે પુદ્ગલ રૂપી (મૂર્ત) છે. વળી ધર્મ અધર્મ અને આકાશ એક એક વ્યક્તિરૂપ છે એમની બે અથવા તેથી અધિક વ્યક્તિઓ નથી હોતી. એ જ રીતે તે ત્રણે નિષ્ક્રિય પણ છે.

કાય એટલે સમૂહ એ ઉપરથી એવું સૂચિત કર્યું છે કે તે પાંચે પ્રદેશસમૂહરૂપ છે. પ્રદેશ એટલે એવો સૂક્ષ્મ અંશ કે જેના બીજા અંશોની કલ્પના સર્વજ્ઞની બુદ્ધિથી પણ ન થઈ શકે. ધર્મ અને અધર્મ બન્ને એક એક વ્યક્તિરૂપ

છે, અને એમના પ્રદેશ અસંખ્યાત છે અર્થાત્ ઉક્ત બંને દ્રવ્યો એક એવા અખંડ સ્કંધરૂપ છે કે જેના અસંખ્યાત અવિભાજ્ય અંશ ફક્ત બુદ્ધિથી કલ્પી શકાય છે, પણ વસ્તુભૂત સ્કંધથી અલગ કરી શકાતા નથી

જીવદ્રવ્ય વ્યક્તિરૂપે અનંત છે પ્રત્યેક જીવ એક અખંડ વસ્તુ છે તેને પણ અસંખ્યાત પ્રદેશ છે

આકાશદ્રવ્ય બીજા બધા દ્રવ્યોથી મોટો સ્કંધ છે કેમકે તે અનંતપ્રદેશપરિમાણ છે

પુદ્ગલદ્રવ્યના સ્કંધ નિયતરૂપ નથી હોતા, કોઈ સંખ્યાત પ્રદેશનો, કોઈ અસંખ્યાત પ્રદેશનો, કોઈ અનંતપ્રદેશનો તો કોઈ અનંતાનંત પ્રદેશનો પણ હોય છે પુદ્ગલના પ્રદેશ પોતાના સ્કંધથી જુદા પણ થઈ શકે છે

ગૌ૦—હે ભગવન્! અસ્તિકાયો કેટલા છે?

મ૦—હે ગૌતમ! પાંચ છે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, જીવાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય

ગૌ૦—હે ભગવન્! ધર્માસ્તિકાયમાં કેટલા રંગ, ગંધ રસ અને સ્પર્શ છે?

મ૦—હે ગૌતમ! ધર્માસ્તિકાય અરૂપી છે, તેથી તેમાં રંગ, ગંધાદિ નથી તે અરૂપી, અજીવ, અને શાશ્વત અવસ્થિત લોકદ્રવ્ય છે દ્રવ્યથી ધર્માસ્તિકાય એક દ્રવ્ય છે, ક્ષેત્રથી તે લોક જેવડો છે, કાળથી તે નિત્ય છે, ભાવથી તે રંગ ગંધાદિ વિનાનો છે ગુણથી તે ગતિગુણવાળો છે, એ પ્રમાણે અધર્માસ્તિકાય સ્થિતિગુણવાળો છે આકાશાસ્તિકાય તો લોકાલોક જેવડો છે, અને ગુણથી અન્ય દ્રવ્યોને અવકાશ આપવારૂપ અવગાહનાગુણવાળો છે

ગૌ — હે ભગવન્ જીવાસ્તિકાય કેટલાં રૂપગંધાદિવાળો છે?

મ — હે ગૌતમ જીવાસ્તિકાય પણ અરૂપી કોઈ રૂપગંધાદિ વિનાનો છે દ્રવ્યથી તે અનંત દ્રવ્યરૂપ છે ક્ષેત્રથી તે લોક જેવડો છે કાળથી તે નિત્ય છે ભાવથી રંગ ગંધાદિ વિનાનો તથા ગુણથી બોધવ્યાપારરૂપ ઉપયોગગુણવાળો છે

ગૌ — હે ભગવન્! પુદ્ગલાસ્તિકાયમાં કેટલા રંગ ગંધાદિ છે?

મ — હે ગૌતમ તે પાંચ રંગ, પાંચ રસ બે ગંધ અને આઠ સ્પર્શવાળો છે મૂર્ત છે અજીવ છે શાશ્વત છે અને અવસ્થિત લોકદ્રવ્ય છે દ્રવ્યથી તે અનંત દ્રવ્યરૂપ છે ક્ષેત્રથી લોક જેવડો છે કાળથી નિત્ય છે ભાવથી રંગગંધાદિવાળો છે અને ગુણથી તે (પરસ્પર સંબંધરૂપ) ગ્રહણગુણવાળો છે[1]

ગૌ — હે ભગવન્ ધર્માસ્તિકાયનો એક પ્રદેશ તે ધર્માસ્તિકાય એમ કહેવાય?

મ — ના ગૌતમ એ પ્રમાણે બે ત્રણ કે અસંખ્યેય પ્રદેશો પણ ન કહેવાય, જ્યાં સુધી ધર્માસ્તિકાયનો એક પ્રદેશ પણ ઓછો છે ત્યાં સુધી તેને ધર્માસ્તિકાય ન કહેવાય. કારણ કે ચક્રનો ભાગ તે ચક્ર ન કહેવાય તે આખું હોય

---

૧ ગ્રહણ કે ઔદારિકાદિ અનેક પુદ્ગલો સાથે જીવનો સંબંધ છે અથવા પ્રાણધારી જીવ ઔદારિકાદિ અનેક જાતના પુદ્ગલોનું ગ્રહણ કર્યા કરે છે.

ત્યારે જ ચક્ર કહેવાય તે પ્રમાણે, જ્યારે ધર્માસ્તિકાય પૂરો હોય ત્યારે જ ધર્માસ્તિકાય એમ કહેવાય

—શતક ૨, ઉદ્દે૦ ૧૦

૨

ગૌ૦—હે ભગવન્ ! આકાશના કેટલા પ્રકાર છે ?

મ૦—હે ગૌતમ ! બે પ્રકાર છે લોકાકાશ અને અલોકાકાશ જે ક્ષેત્રમા ધર્માસ્તિકાય વગેરે દ્રવ્યો રહે છે, તે ક્ષેત્ર, તે દ્રવ્યો સહિત લોક–લોકાકાશ કહેવાય છે, અને તેથી ઊલટું તે અલોકાકાશ અલોકાકાશમા જીવાદિ દ્રવ્યો નથી

આકાશ પોતે અગુરુલઘુ છે,

—શતક ૨, ઉદ્દે૦ ૧૦

૩

ગૌ૦—હે ભગવન્ ! ધર્માસ્તિકાય કેટલો મોટો છે ?

મ૦—હે ગૌતમ ! તે લોકપ્રમાણ છે, લોકને સ્પર્શેલો તથા લોકને જ અડીને રહેલો છે

ગૌ૦—હે ભગવન્ ! ધર્માસ્તિકાયના કેટલા ભાગને અધોલોક સ્પર્શે છે ?

મ૦—હે ગૌતમ ! અધોલોક ધર્માસ્તિકાયના અડધાથી વધારે ભાગને અડકે છે[1]

ગૌ૦—હે ભગવન્ ! ધર્માસ્તિકાયના કેટલા ભાગને તિર્યગ્લોક સ્પર્શે છે ?

---

૧ કારણકે ૧૪ રજ્જુપ્રમાણ લોકમા અધોલોક સાત રજ્જુ પ્રમાણથી વધારે છે રજ્જુ માટે જુઓ આગળ પા ૫૫૧

મ —હે ગૌતમ ! અસંખ્યેય ભાગને[1]

ગૌ —હે ભગવન્ ! ધર્માસ્તિકાયના કેટલા ભાગને ઊર્ધ્વલોક સ્પર્શે છે ?

મ —હે ગૌતમ ! ધર્માસ્તિકાયના કાંઈક ઓછા અર્ધ ભાગને અડકે છે

—શતક ૨ ઉદ્દે. ૧

૩

ગૌ —હે ભગવન્ ! આ લોક કેવો કહેવાય છે ?

મ —હે ગૌતમ ! આ લોક પંચાસ્તિકાયરૂપ કહેવાય છે

ગૌ —હે ભગવન્ ! ધર્માસ્તિકાય વડે જીવોની શી પ્રવૃત્તિ થાય ?

મ —હે ગૌતમ ! ધર્માસ્તિકાય વડે જીવોનું ગમનાગમન ભાષા ઉન્મેષ મનોયોગ વચનયોગ અને કાયયોગ પ્રવર્તે છે તે સિવાય તેવા પ્રકારના જે બીજા ગમનશીલ ભાવો છે તે સર્વ ધર્માસ્તિકાયથી પ્રવર્તે છે કેમકે ધર્માસ્તિકાય ગતિલક્ષણ છે

ગૌ —હે ભગવન્ અધર્માસ્તિકાય વડે જીવોની શી પ્રવૃત્તિ થાય ?

મ —હે ગૌતમ અધર્માસ્તિકાયવડે જીવોનું ઊભા રહેવું બેસવું સૂવું અને મનને સ્થિર કરવું વગેરે જે કાંઈ સ્થિર ભાવો છે તે પ્રવર્તે છે કારણકે અધર્માસ્તિકાય સ્થિતિલક્ષણ છે

1 કારણકે ઊર્ધ્વલોકનું પ્રમાણ ૧૮ રાજ્જુનું છે અને ધર્માસ્તિકાયનું તો અસંખ્યેયોજન છે

ગૌ૦—હે ભગવન્ ! આકાશાસ્તિકાયવડે જીવોની અને અજીવોની શી પ્રવૃત્તિ થાય ?

મ૦—હે ગૌતમ ! આકાશાસ્તિકાય એ જીવ અને અજીવદ્રવ્યોના આશ્રયરૂપ છે (જેમ એક ઓરડાનું આકાશ એક દીવાના પ્રકાશથી ભરાય, અને બીજા સહસ્ર દીવાનો પ્રકાશ પણ ત્યાં જ સમાય, તેમ પુદ્‌ગલના પરિણામની વિચિત્રતાને લીધે) એક કે બે પરમાણુથી પૂર્ણ એક આકાશ પ્રદેશની અંદર સો પરમાણુ પણ માય અને હજાર કરોડ—કે અનંત સુધીના પરમાણુઓ પણ સમાય

ગૌ૦—હે ભગવન્ ! જીવાસ્તિકાયવડે જીવોનું શું પ્રવર્તે ?

મ૦—હે ગૌતમ ! જીવાસ્તિકાય વડે જીવ અનંત આભિનિબોધિક જ્ઞાનના (મતિજ્ઞાનના) અને અનંત શ્રુતજ્ઞાનના પર્યાયોના — એમ કેવલજ્ઞાન અને દર્શનના અનંતપર્યાયોના — એમ તે તે જ્ઞાન અને દર્શનના ઉપયોગને પ્રાપ્ત થાય છે કેમકે ઉપયોગ (બોધવ્યાપાર) એ જીવનું લક્ષણ છે

ગૌ૦—હે ભગવન્ ! પુદ્‌ગલાસ્તિકાય વડે શું પ્રવર્તે ?

મ૦—હે ગૌતમ ! તેના વડે જીવોને ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, (અને) કાર્મણ (શરીર), શ્રોત્રેન્દ્રિયથી માંડીને સ્પર્શનેન્દ્રિય સુધીની ઇંદ્રિયો, મનોયોગ, વચનયોગ, કાયયોગ અને શ્વાસોચ્છ્‌વાસનું ગ્રહણ પ્રવર્તે છે કેમકે ગ્રહણલક્ષણ પુદ્‌ગલાસ્તિકાય છે

ગૌ૦—હે ભગવન્ ! ધર્માસ્તિકાયનો એક પ્રદેશ કેટલા ધર્માસ્તિકાયના પ્રદેશો વડે સ્પર્શાયેલો હોય ?

મ૦—હે ગૌતમ ! ઓછામાં ઓછા ત્રણ, અને વધારેમાં વધારે ૭ (કારણકે લોકાન્તે આવેલા ત્રિકોણ

ખૂણામાં આવેલા ધર્માસ્તિકાયને એક ઉપરનો અને એ બાજુના એમ ત્રણ જ ધર્માસ્તિકાયના પ્રદેશોની સ્પર્શના હોય. જ્યારે તેવો ખૂણો ન હોય ત્યારે ચાર દિશાના ચાર, એક ઉપરનો અને એક નીચેનો મળીને કુલ છ થાય)

ગૌ —હે ભગવન્! તે કેટલા અધર્માસ્તિકાયના પ્રદેશો વડે સ્પર્શાયેલો હોય?

ભ —હે ગૌતમ! ઓછામાં ઓછા ચાર, અને વધારેમાં વધારે સાત.[1]

ગૌ —ભગવન્! તે કેટલા આકાશાસ્તિકાયના પ્રદેશો વડે સ્પર્શાયેલો હોય?

ભ —હે ગૌતમ સાત. (લોકાન્તે પણ આકાશ હોવાથી તેને ઓછામાં ઓછું એ વિકલ્પ સંભવતો નથી)

ગૌ —હે ભગવન્ તે કેટલા જીવાસ્તિકાયના પ્રદેશો વડે સ્પર્શાયેલો હોય?

ભ —હે ગૌતમ અનંત પ્રદેશો વડે. (કારણકે તે એક જ ઠેકાણે અનંત જીવોના પ્રદેશો આવી રહેલા હોય છે)

ગૌ —હે ભગવન્! તે કેટલા પુદ્ગલાસ્તિકાયના પ્રદેશો વડે સ્પર્શાયેલો હોય?

ભ —હે ગૌતમ! અનંત પ્રદેશો વડે

ગૌ —હે ભગવન્! તે કેટલા કાલ (અદ્ધા)ના સમયો વડે સ્પર્શાયેલો હોય?

---

૧. કારણકે ધર્માસ્તિકાયના પ્રદેશોની પેઠે ત્રણ અને છ તો ખરા જ; ઉપરાંત જ્યાં ધર્માસ્તિકાયનો પ્રદેશ છે ત્યાં અધર્માસ્તિકાયનો પણ છે તેથી એક વધ્યો.

મ૦—હે ગૌતમ ! કદાચિત્ સ્પર્શાયેલો હોય, અને કદાચિત્ ન સ્પર્શાયેલો હોય[1] જો સ્પર્શાયેલો હોય તો અનંત સમયો વડે[2] સ્પર્શાયેલો હોય

[અધર્માસ્તિકાયમાં પણ તે પ્રમાણે જ છે]

ગૌ૦—હે ભગવન્ ! આકાશાસ્તિકાયનો એક પ્રદેશ કેટલા ધર્માસ્તિકાયના પ્રદેશો વડે સ્પર્શ કરાયેલો હોય ?

મ૦—હે ગૌતમ ! કદાચિત્ ! (લોકની અપેક્ષાએ) સ્પર્શ કરાયેલો હોય, અને (અલોકની અપેક્ષાએ) સ્પર્શ કરાયેલો ન હોય જો સ્પર્શ કરાયેલો હોય, તો ઓછામાં ઓછા એક,[3] બે, ત્રણ કે ચાર વડે સ્પર્શ કરાયેલો હોય, અને વધારેમાં વધારે સાત પ્રદેશો વડે સ્પર્શ કરાયેલા હોય[4] તે પ્રમાણે અધર્માસ્તિકાયનું પણ જાણવું આકાશાસ્તિકાયના છ પ્રદેશો વડે ન સ્પૃષ્ટ હોય, જીવાસ્તિકાયના પ્રદેશો વડે કદાચિત્ સ્પૃષ્ટ

૧ કારણ કે લોકમાં પણ કાલ તો માત્ર અઢી દ્વીપમાં જ વ્યાપેલો છે

૨ કારણ કે તે અનાદિ હોવાથી તેને અનંત સમયની સ્પર્શના હોય છે, અથવા વર્તમાન સમયવિશિષ્ટ અનંત દ્રવ્યો તે અનંત સમય કહેવાય છે, માટે

૩ અલોકાકાશના અગ્રભાગમાં વર્તતો આકાશપ્રદેશ લોકાન્તમાં વર્તતા એક ધર્માસ્તિકાયના પ્રદેશને જ સ્પર્શે વક્રગત આકાશપ્રદેશ બે વડે સ્પૃષ્ટ હોય, જે અલોકાકાશના પ્રદેશની આગળ, નીચે અને ઉપર ધર્મ૦ના પ્રદેશો હોય, તે ત્રણ વડે સ્પૃષ્ટ હોય, લોકાન્તને વિષે ખૂણામાં રહેલો આકાશપ્રદેશ ઉપર,-નીચે, અને બે દિશામાં રહેલા બે એમ ચાર પ્રદેશો વડે સ્પૃષ્ટ હોય

૪ જે આકાશના પ્રદેશ ઉપર-નીચે, ચાર દિશા અને પોતે છે ત્યાં જ રહેલા પ્રદેશ વડે સ્પર્શાય તે સાત વડે સ્પર્શાય

હોય કે ન હોય. હોય તો અવશ્ય અનંત પ્રદેશો વડે સ્પૃષ્ટ હોય. એ પ્રમાણે પુદ્ગલાસ્તિકાયના પ્રદેશો અને કાલના સમયોની સ્પર્શના જાણવી.

ગૌ૦ — હે ભગવન્! જીવાસ્તિકાયનો એક પ્રદેશ કેટલા ધર્માસ્તિકાયના પ્રદેશો વડે સ્પૃષ્ટ હોય?

મ૦ — હે ગૌતમ! ઓછામાં ઓછા ચાર અને વધારેમાં વધારે સાત વડે. એ પ્રમાણે અધર્માસ્તિકાયનું પણ જાણવું. આકાશાસ્તિકાયના સાત પ્રદેશ વડે સ્પર્શિત હોય. બાકી બધું ધર્માસ્તિકાય પ્રમાણે જાણવું.

ગૌ૦ — હે ભગવન્! પુદ્ગલાસ્તિકાયનો એક પ્રદેશ કેટલા ધર્માસ્તિકાયના પ્રદેશો વડે સ્પૃષ્ટ હોય?

મ૦ — હે ગૌતમ! જીવાસ્તિકાયની પેઠે બધું જાણવું.[1]

ગૌ૦ — હે ભગવન્! કાલનો એક સમય કેટલા ધર્માસ્તિકાયના પ્રદેશો વડે સ્પૃષ્ટ હોય?

મ૦ — હે ગૌતમ! સાત પ્રદેશો વડે.[2] અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયનું એ મુજબ જ જાણવું. જીવાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાયના અનંત પ્રદેશો વડે સ્પૃષ્ટ હોય. વળી અદ્ધાકાલ સમયવિશિષ્ટ [illegible]ને પણ અદ્ધાસમય કહીએ તો અનંત અદ્ધાસમયો વડે પણ સ્પૃષ્ટ હોય જ એમ કહેવું જોઈએ.

---

૧. મૂળમાં અહીં પુદ્ગલાસ્તિકાયના બે પ્રદેશો, ત્રણ પ્રદેશો એમ સંખ્યાત, અસંખ્યાત અને અનંત પ્રદેશોની પણ ગણના છે. તે દરેકમાં ગણિતે તો ઘણો તફાવત મળે છે; પણ બીજી રીતે તે નિરુપયોગી હોવાથી તેને અહીં પડતી મૂકી છે.

૨. અહીં ઓછામાં ઓછું એવો વિકલ્પ સંભવતો નથી; કારણ કે લોકાન્તના ખૂણા વિષે કાલ છે જ નહિ.

ગૌ૦—હે ભગવન્ ! ધર્માસ્તિકાયદ્રવ્ય ધર્માસ્તિકાયના કેટલા પ્રદેશો વડે સ્પર્શ કરાયેલ હોય ?

મ૦—હે ગૌતમ ! એક પણ પ્રદેશ વડે સ્પર્શ કરાયેલ ન હોય, પરંતુ અધર્માસ્તિકાયના અસંખ્યાત પ્રદેશો વડે, આકાશાસ્તિકાયના અસંખ્યાત પ્રદેશો વડે, જીવાસ્તિકાયના અનંત પ્રદેશો વડે, અને પુદ્ગલાસ્તિકાયના અનંત પ્રદેશો વડે સ્પૃષ્ટ હોય. પરંતુ અદ્ધા–કાલ–સમયો વડે તો કદાચ સ્પૃષ્ટ હોય, અને કદાચ સ્પૃષ્ટ નહોય. (કારણ કે અદ્ધા–સમય–માત્ર અઢીદ્વીપમાં જ છે.) એ પ્રમાણે બીજે બધે પણ સમજવું.

ગૌ૦—હે ભગવન્ ! ધર્માસ્તિકાયનો એક પ્રદેશ અવગાઢ હોય, ત્યાં બીજા કેટલા ધર્માસ્તિકાયના પ્રદેશો અવગાઢ હોય ?

મ૦—હે ગૌતમ ! એક પણ નહિ, પણ અધર્માસ્તિકાયનો એક, આકાશાસ્તિકાયનો એક, જીવાસ્તિકાયના અનંત અને પુદ્ગલાસ્તિકાયના અનંત હોય, અદ્ધા–સમયના તો કદાચ હોય અને કદાચ ન હોય. હોય તો અનંત હોય.

એ પ્રમાણે અધર્માસ્તિકાયનું સમજવું. આકાશાસ્તિકાયનો એક પ્રદેશ હોય, ત્યાં પણ એ મુજબ જ જાણવું, પરંતુ આકાશાસ્તિકાયમાં સર્વત્ર ધર્માદિ નથી, તેથી આકાશના પ્રદેશ આગળ કદાચ ધર્માદિનો પ્રદેશ ન પણ હોય.

જીવાસ્તિકાયના પ્રદેશ આગળ ધર્મ૦ પ્રમાણે જ સમજવું, પરંતુ તેના પ્રદેશ આગળ જીવના પણ અનંત પ્રદેશો હોય.

એમ જાણવું.[1] પુદ્ગલાસ્તિકાય જીવની પેઠે જાણવો પરંતુ પુદ્ગલાસ્તિકાયના બે વગેરે પ્રદેશો અવગાઢ હોય ત્યાં ધર્માસ્તિકાયાદિના કેટલા હોય તે પ્રશ્નને પ્રસંગે જે પુદ્ગલના પ્રદેશો અલગ રહ્યા હોય, તો તેની સંખ્યા મુજબ જાણવા પણ તેના પ્રદેશો મળીને એક જ થઈ ગયા હોય, તો એક જ જાણવા. જીવ પુદ્ગલ અને અદ્ધા સમયના તો દરેક ઠેકાણે અનંત જ ગણવા.

ગૌ.—હે ભગવન્! જ્યાં એક ધર્માસ્તિકાય અવગાઢ હોય, ત્યાં કેટલા ધર્માસ્તિકાયના પ્રદેશો રહેલા હોય?

મ.—એક પણ નહિ. પણ અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયના અસંખ્યાત હોય પરંતુ જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને અદ્ધા-સમયના અનંત હોય. એમ બધે સમજી લેવું.

ગૌ.—હે ભગવન્! આ ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયને વિષે કોઈ પુરુષ બેસવાને ઊભો રહેવાને, અને આળોટવાને શક્તિમાન છે?

મ.—ના ગૌતમ! પરંતુ તે સ્થાને અનંત જીવો અવગાઢ છે. જેમ કોઈ ઓરડાનાં બારણાં બંધ કરી તેમાં હજાર દીવા સળગાવો તો તે દીવાઓનું તેજ પરસ્પર મળીને એકરૂપે થઈને રહે છતાં તેમાં કોઈ પુરુષ આળોટવા-બેસવાને

---

૧ સાર એ કે ધર્માદિ તો એક જ અખિલવ્યાપી છે. એટલે જ્યાં તેનો પ્રદેશ હોય, ત્યાં તેનો બીજો ન હોઈ શકે; પરંતુ જીવ તો અનંત વ્યક્તિ હોવાથી કોઈ જીવના એક પ્રદેશ આગળ અનંત અનંત જીવના પ્રદેશ હોઈ શકે.

શક્તિમાન ન થાય, અને છતાં ત્યાં હજાર દીવાનો પ્રકાશ રહેલો છે, તેમ — શતક ૧૩, ઉદ્દે૦ ૪

૪

ગૌ૦—હે ભગવન્! ધર્માસ્તિકાયના મધ્ય પ્રદેશો કેટલા છે?

મ૦—હે ગૌતમ! આઠ[1] છે

એ પ્રમાણે અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, અને જીવાસ્તિકાયનું પણ સમજવું

ગૌ૦—હે ભગવન્! જીવાસ્તિકાયના એ આઠ મધ્ય-પ્રદેશો આકાશાસ્તિકાયના કેટલા પ્રદેશોમાં સમાઈ શકે?

મ૦—હે ગૌતમ! ઓછામાં ઓછા એક, બે, ત્રણ, ચાર, પાંચ અને છ પ્રદેશમાં સમાય, તથા વધારેમાં વધારે આઠમાં સમાય, પણ સાતમાં ન સમાય[2]

ગૌ૦—હે ભગવન્! તે એમ જ છે, હે ભગવન્! તે એમ જ છે — શતક ૨૫, ઉદ્દે૦ ૫

૫

ગૌ૦—હે ભગવન્! ધર્માસ્તિકાયના અભિવચનો—અભિધાયક શબ્દો—પર્યાયો—કેટલા છે?

---

૧ મેરુના મધ્યભાગમાં આવેલા આઠ રુચક પ્રદેશોથી આઠ દિશાઓની શરૂઆત થાય છે, તેની અપેક્ષાએ આ મધ્યભાગો ગણ્યા હોય એમ લાગે છે—ટીકા

૨ જીવપ્રદેશોનો સંકોચ અને વિકાસ ધર્મ હોવાથી એકથી માંડીને છ આકાશપ્રદેશોમાં સમાય પણ વસ્તુસ્વભાવથી સાતમાં ન સમાય

ઉ — હે ગૌતમ! અનેક છે. ધર્મ, ધર્માસ્તિકાય, પ્રાણાતિપાતવિરમણ, મૃષાવાદવિરમણ ... એમ પરિગ્રહ-વિરમણ સુધી; ક્રોધવિવેક ... એમ મિથ્યાદર્શનશલ્યના ત્યાગ સુધી; ઈર્યાદિ પાંચ સમિતિ, અને મનાદિ ત્રણ ગુપ્તિ — એ બધાં તથા તેના જેવા બીજા શબ્દો તે સર્વે ધર્માસ્તિકાયના અભિવચન છે.[1]

તે પ્રમાણે અધર્માસ્તિકાયના અભિવચન આ પ્રમાણે છે: અધર્મ, અધર્માસ્તિકાય — અને પ્રાણાતિપાતથી માંડીને કાયની અગુપ્તિ — એ બધા અને તેના જેવાં બીજા જે અનેક શબ્દો છે તે બધા.

આકાશાસ્તિકાયનાં આ પ્રમાણે છે: આકાશ, આકાશાસ્તિકાય, ગગન, નભ, સમ, વિષમ, ખહ, વિહાય, વીચિ, વિવર, અંબર, અંબરસ (અંબ — જલરૂપ રસ જેમાંથી પ્રાપ્ત થાય છે તે), છિદ્ર, શુષિર, માર્ગ, વિમુખ (મુખ આદિ રહિત), અર્દ [(અર્દ) જે દ્વારા ગમન કરાય તે], વ્યર્દ, આધાર, વ્યોમ, ભાજન, અંતરિક્ષ, શ્યામ, અવકાશાંતર, અગમ (ગમનક્રિયા રહિત), સ્ફટિક (સ્વચ્છ) અને અનંત — એ બધા એના જેવાં બીજા અનેક.

જીવાસ્તિકાયનાં આ પ્રમાણે છે: જીવ, જીવાસ્તિકાય, પ્રાણ, ભૂત, સત્ત્વ, વિજ્ઞ, ચેતા (પુદ્ગલોનો ચય કરનાર), જેતા (કર્મરૂપી શત્રુને) આત્મા, રંગણ (રાગયુક્ત), હિંડુક (ગમન કરનાર), પુદ્ગલ, માનવ (નવીન નહીં પણ પ્રાચીન), કર્તા, વિકર્તા (વિવિધરૂપે કર્મોનો) જગત

1 અહીં ધર્માસ્તિકાય દ્રવ્યની સાથે અહિંસાદિ ધર્મો ગણાવ્યા છે તે ધ્યાનમાં રાખવા જેવું છે.

(ગમન શીલ) જન્તુ, યોનિ (ઉત્પાદક), સ્વયંભૂતિ, શરીરી, નાયક (કર્મનો) અને અન્તરાત્મા આ તથા તેના જેવા બીજા અનેક નામો જીવાસ્તિકાયનાં અભિવચનો છે.

—શતક ૨૦ ઉદ્દે૦ ૨

## ૨ કાલ

### ૧

ગૌ૦—હે ભગવન્! આ સમયક્ષેત્ર શું કહેવાય?

મ૦—હે ગૌતમ! આ જમ્બુદ્વીપ, તેની આસપાસ આવેલો લવણસમુદ્ર,[૧] તેની આસપાસ આવેલો ધાતકીખંડ દ્વીપ, તેની આસપાસ આવેલો કાલોદધિ, અને તેની આસપાસ આવેલા પુષ્કરદ્વીપનો અર્ધોભાગ એમ અઢીદ્વીપ અને બે સમુદ્ર એ સમયક્ષેત્ર છે.

વિવરણ ઉપર જણાવેલા ભાગ મનુષ્યલોક પણ કહેવાય છે. સૂર્યની ગતિથી ઓળખાતો દિવસ અને માસાદિરૂપ કાળ મનુષ્યક્ષેત્રમાં જ છે, પણ આગળ નથી, કારણકે આગળ રહેનારા સૂર્યો ગતિવાળા નથી. મનુષ્યલોકમાં જે જ્યોતિષ્ક છે, તે સદા ભ્રમણ કરે છે. એમનું ભ્રમણ મેરુની ચારે બાજુ થાય છે. મનુષ્યલોકમાં કુલ સૂર્ય અને ચંદ્ર એકસોબત્રીસ

---

૧ જમ્બુદ્વીપ થાળી જેવો ગોળ છે. તેની આસપાસ લવણસમુદ્ર કડાની પેઠે ગોળ વીંટળાયેલો છે, તેની આસપાસ ધાતકીખંડ અને તેની આસપાસ કાલોદધિ પણ તે જ રીતે કડાની પેઠે ગોળ વીંટળાયેલા છે. તેની આસપાસ પુષ્કરદ્વીપ પણ કડાની પેઠે ગોળ વીંટળાયેલો છે. તે પુષ્કરદ્વીપની જાડાઈના ગોળ ફરતા બે ભાગ કરતી વચ્ચેની લીટી જેવો માનુષ્યોત્તર પર્વત છે. તેની આ તરફનો ભાગ તે અર્ધો પુષ્કરદ્વીપ

એકસોબત્રીસ છે. તેમાં જંબૂદ્વીપમા બે-બે, લવણસમુદ્રમા ચાર-ચાર, ધાતકીખંડમા બાર-બાર, કાલોદધિમા ૪૨-૪૨ અને પુષ્કરાર્ધમા ૭૨-૭૨ છે. એક એક ચન્દ્રનો પરિવાર વીસ નક્ષત્ર, અઠ્યાસી ગ્રહ અને છાસઠ હજાર નવસો ને પંચોતેર કોટાકોટી તારાઓ છે.

મનુષ્યલોકમા મુહૂર્ત, અહોરાત્ર, પક્ષ ઇત્યાદિ રૂપે અનેક પ્રકારનો કાળ-વ્યવહાર થાય છે, તેની બહાર નહિ. મનુષ્યલોકની બહાર જે કોઈ કાળવ્યવહાર કરવાવાળો હોય અને એવો વ્યવહાર કરે તો પણ તે મનુષ્યલોકમા પ્રસિદ્ધ વ્યવહાર પ્રમાણે જ કરી શકે. કેમકે વ્યાવહારિક કાળવિભાગનો મુખ્ય આધાર નિયત ક્રિયા છે. આવી ક્રિયા સૂર્ય, ચંદ્ર આદિ જ્યોતિષ્કોની ગતિ જ છે. પરંતુ મનુષ્યલોકની બહારના સૂર્ય આદિ જ્યોતિષ્કો સ્થિર છે. આ કારણથી તેમની સ્થિતિ અને પ્રકાશ એકરૂપે છે. —શતક ૨ ઉદ્દે ૯

૨

ગૌ —હે ભગવન્ નરકમા રહેલા નૈરયિકો એમ જાણે કે સમય, આવલિકા, ઉત્સર્પિણી અને અવસર્પિણી ?

ભ —ના ગૌતમ ! તે સમયાદિનું માન અહીં મનુષ્યલોકમાં જ[1] છે. તેઓનું પ્રમાણ અહીં છે અને તેઓને અહીં એ પ્રમાણે જણાય છે. પરંતુ નૈરયિકોને એ પ્રમાણે જણાતું નથી. તે જ પ્રમાણે મનુષ્યક્ષેત્રની અંદરના કેટલાક પંચેન્દ્રિય તિર્યંચો, ભવનપતિઓ, વ્યંતરો અને જ્યોતિષ્કો પણ મનુષ્યલોકમા છે. તો પણ તે કાળના અવ્યવહારી છે. —શતક ૫ ઉદ્દે ૯

---

૧ સૂર્યાદિની ગતિને કારણે

## ૬

# લોકવિભાગ

## ૧ લોક

### ૧

તે કાલે, તે સમયે શ્રમણભગવંત મહાવીરના શિષ્ય રોહ નામે અનગાર હતા, તે સ્વભાવે ભદ્ર કોમળ, વિનયી, શાંત, ઓછા ક્રોધ-માન-માયા અને લોભવાળા અત્યંત નિરભિમાની, ગુરુને આશરે રહેનારા કોઈને સંતાપ ન કરે તેવા, અને ગુરુભક્ત હતા તે રોહ નામના અનગાર પોતે ઊભડક રહેલા, નીચે નમેલ મુખવાળા ધ્યાનરૂપ કોઠામાં પેઠેલા, તથા સંયમ અને તપ વડે આત્માને ભાવિત કરતા, શ્રમણભગવંત મહાવીરની આજુબાજુ વિહરે છે

તે રોહ અનગારને એક વખત નીચેની શંકા થતાં તેઓ ભગવાનને આવી પૂછવા લાગ્યા

પ્ર૦—હે ભગવન્! પહેલો લોક છે અને પછી અલોક છે કે પહેલો અલોક છે અને પછી લોક છે?

ગૌ૦—હે ભગવન્ ! એવડા મોટા આ લોકમા એવો કોઈ પરમાણુ જેટલો પણ પ્રદેશ છે કે જ્યા આ જીવ ઉત્પન્ન થયો ન હોય કે મરણ પામ્યો ન હોય ?

મ૦—હે ગૌતમ ! એ અર્થ બરાબર નથી જેમ કોઈ એક પુરુષ સો બકરી માટે એક વાડો કરે, અને તેમા વધારેમા વધારે હજાર બકરી પૂરે, અને તે વાડામા ઘણુ પાણી અને ચરવાનુ સ્થળ હોવાથી તે બકરીઓ ત્યા વધારેમા વધારે ૭ માસ સુધી રહે, તો હે ગૌતમ ! તે વાડાનો એવો કોઈ પરમાણુ જેટલો પ્રદેશ હોય કે જે તે બકરીઓની લીંડીઓથી, મૂત્રથી, રોમથી, શીગડાથી, ખરીથી અને નખથી પૂર્વે સ્પર્શ ન કરાયેલો હોય ? "ના, એવો ન હોય" હે ગૌતમ ! તો પણ એમ માની શકાય કે એ વાડામા એકાદ પ્રદેશ એવો હોય કે જ્યા તે બકરીની લીંડી વગેરેનો સ્પર્શ ન થયો હોય, પરતુ આ લોક તો શાશ્વત હોવાથી, સસાર અનાદિ હોવાથી, જીવ નિત્ય હોવાથી, તથા કર્મની અને જન્મ–મરણની બહુલતા હોવાથી એવો એક પણ પ્રદેશ નથી કે જ્યા આ જીવ જન્મ્યો ન હોય કે મર્યો ન હોય

—શતક ૧૨, ઉદ્દે૦ ૭

૪

ગૌ૦—હે ભગવન્ ! લોકના પૂર્વ ચરમાતમા (પૂર્વ બાજુના છેડાને અને) જીવો, જીવદેશો, જીવપ્રદેશો, અજીવો કે તેમના દેશ પ્રદેશો છે ?

મ૦—હે ગૌતમ ! ત્યા જીવો નથી પણ જીવદેશો અને જીવપ્રદેશો છે, (લોકનો છેલ્લો ભાગ વિષમ એટ

પ્રદેશના પ્રતરરૂપ હોવાથી તેમાં અસંખ્ય પ્રદેશાવગાહી જીવનો સંભવ નથી પરંતુ જીવદેશો અને જીવપ્રદેશોનો તો એક પ્રદેશ વિષે પણ અવગાહ સંભવે છે તેથી તે તો છે ) હવે જે જીવદેશો છે તેમાં પૃથિવ્યાદિ એકેન્દ્રિય જીવના દેશો લોકાન્તે અવશ્ય હોય છે અથવા (૧) એકેન્દ્રિયોના ઘણા દેશો અને બે ઇન્દ્રિયનો એક[1] દેશ અથવા (૨) એકેન્દ્રિયોના દેશો અને બેઇન્દ્રિયના અનેક દેશો, અથવા (૩) એકેન્દ્રિયોના દેશો અને બે ઇન્દ્રિયોના દેશો હોય એમ પાંચે ઇન્દ્રિયોવાળા સુધી ત્રણ ત્રણ વિકલ્પો જાણવા. અનિન્દ્રિય જીવ એટલે ઉપયોગરહિત કેવલજ્ઞાની જ્યારે કેવલિ-સમુદ્ઘાત કરે ત્યારે તેના દેશ પણ ત્યાં સંભવે છે પરંતુ આગ્નેયી વગેરે દિશાની પેઠે પૂર્વ દિશામાં ત્રણ વિકલ્પો ન થતાં પરંતુ એકેન્દ્રિયોના દેશો અને અનિન્દ્રિયનો દેશ એ વિકલ્પ છોડી દેવો કારણકે કેવલિસમુદ્ઘાતાવસ્થામાં આત્મ-પ્રદેશો કપાટના આકારના થાય, ત્યારે પૂર્વ દિશાના ચરમાન્તે પ્રદેશની વૃદ્ધિ-હાનિ વડે વિષમતા થતી હોવાથી લોકના દાંતાઓમાં અનિન્દ્રિય જીવના ઘણા દેશોનો સંભવ છે પણ એક દેશનો સંભવ નથી

વળી ત્યાં પુદ્ગલસ્કંધો તથા ધર્માસ્તિકાયાદિના દેશો અને પ્રદેશો હોવાથી અજીવો અજીવદેશો અને અજીવ-પ્રદેશો તો હોય જ છે ત્યાં જે અરૂપી અજીવો છે તે સાત છે ૧ ધર્માસ્તિકાયદેશ અધર્માસ્તિકાયદેશ અને આકાશ-

---

૧ કેમ કે દ્વિઇન્દ્રિય હોય જ નહીં; પણ જે દ્વિઇન્દ્રિય એકેન્દ્રિયમાં ઉત્પન્ન થવાની ઇચ્છાવાળો થઈ મારણાન્તિક સમુદ્ઘાત કરે તેની અપેક્ષાએ અહીં વિકલ્પ ઘટિત છે

ન્તિકાયદેશ તથા ત્રણેના પ્રદેશ એમ કુલ છ પ્રકારના છે ત્યા અદ્ધાસમય (કાળ) નથી, કારણ કે તે તો અઢીદ્વીપમા જ હોય છે રૂપીઅજીવના તો સ્કધ, દેશ, પ્રદેશ અને પરમાણુ એ ચાર પ્રકાર છે

એ જ પ્રમાણે લોકના દક્ષિણ દિશાના ચરમાતમા, તથા પશ્ચિમ અને ઉત્તર ચરમાતમા પણ જાણવુ

પરતુ લોકના ઉપરના ચરમાતમા થોડોક ફેર છે ત્યા સિદ્ધો હોવાથી ત્યા એકેન્દ્રિયોના દેશોની માફક અનિન્દ્રિયોના દેશો અવશ્ય હોય છે તેથી ત્યા જે જીવદેશો છે તે અવશ્ય એકેન્દ્રિયોના દેશો અને અનિન્દ્રિયોના દેશો છે, અથવા એકેન્દ્રિયોના દેશો, અનિન્દ્રિયોના દેશો અને બે ઇન્દ્રિયનો એક દેશ છે,[૧] અથવા એકેન્દ્રિયોના દેશો, અનિન્દ્રિયોના દેશો અને બે ઇન્દ્રિયોના દેશો છે એ પ્રમાણે વચલા વિકલ્પ સિવાયના બીજા બધા વિકલ્પો પચેન્દ્રિયો સુધી કહેવા ત્યા જે જીવ-પ્રદેશો છે, તે અવશ્ય એકેન્દ્રિયોના પ્રદેશો, અને અનિન્દ્રિયોના પ્રદેશો છે, અથવા એકેન્દ્રિયોના પ્રદેશો, અનિન્દ્રિયોના પ્રદેશો અને એક બેઇન્દ્રિયના પ્રદેશો છે, અથવા એકેન્દ્રિયોના

---

૧ અહી ઉપરના પૂર્વ દિશાના ચરમાન્તની પેઠે 'એકેન્દ્રિયોના દેશો, અનિન્દ્રિયોના દેશો અને બે ઇન્દ્રિયના દેશો' એવો વિકલ્પ નથી, કારણ કે, પ્રદેશની હાનિવૃદ્ધિથી થયેલ વિષમભાગ અહી ન હોવાથી પૂર્વ ચરમાન્તની પેઠે ત્યા બે ઇન્દ્રિયના અનેક દેશો સભવતા નથી પૂર્વ ચરમાન્તમા તો પ્રદેશની હાનિવૃદ્ધિ થતી હોવાથી અનેકપ્રતરાત્મક લોકાન્તક-હોવાથી ત્યા બેઇન્દ્રિય જીવના અનેક દેશ સભવે છે

પ્રદેશો[1] અનિંદ્રિયોના પ્રદેશો અને બેઇંદ્રિયોના પ્રદેશો છે એ પ્રમાણે પંચેંદ્રિય સુધી જાણવું. અજીવોના તો છ પ્રકાર સમજવા: રૂપીઅજીવના સ્કંધ, દેશ, પ્રદેશ અને પરમાણુ એ ચાર તથા ધર્મ, અધર્મ અને આકાશના દેશ અને પ્રદેશો એ ૭ મળીને કુલ ૧

લોકના હેઠળના ચરમાંતમાં જે જીવદેશો છે તે અવશ્ય એકેંદ્રિયોના દેશો છે; અથવા એકેંદ્રિયોના દેશો અને બેઇંદ્રિયનો દેશ છે[2]; અથવા એકેંદ્રિયોના દેશો અને બેઇંદ્રિયોના દેશો છે. એ પ્રમાણે અનિંદ્રિયો સુધી જાણવું. સત્ત્વના પ્રદેશોની બાબતમાં પૂર્વ ચરમાંતના પ્રશ્નોત્તર પ્રમાણે જાણવું, પણ તેમાં એકેંદ્રિયોના પ્રદેશો અને બેઇંદ્રિયનો પ્રદેશ એ વિકલ્પ અસંભવિત હોવાથી ઘટિત નથી.[1] અજીવોની બાબતમાં તો ઉપરના ચરમાંત પ્રમાણે જાણવું.

રત્નપ્રભાના ચરમાંત માટે એ પ્રમાણે પ્રશ્ન પૂછતાં લોકના ચાર ચરમાંત કહ્યા તેમ તેના પણ ચાર કહેવા. પણ ઉપરના ચરમાંતમાં જીવદેશો અવશ્ય એકેંદ્રિયના દેશો હોય છે અથવા (૧) એકેંદ્રિય દેશો અને બેઇંદ્રિયનો દેશ

---

૧ અહીં પણ એકેંદ્રિયોના પ્રદેશો, અનિંદ્રિયોના પ્રદેશો અને બેઇંદ્રિયનો પ્રદેશ એવો વિકલ્પ ન જાણવો. કારણ કે તેમાં 'બેઇંદ્રિયનો પ્રદેશ' એ અંશનો અસંભવ છે. કેવલિસમુદ્ઘાત સમયે લોકવ્યાપક અવસ્થા સિવાય જીવોના જ્યાં એક પ્રદેશ હોય ત્યાં અસંખ્યાતા પ્રદેશો હોય છે.

૨ અહીં એકેંદ્રિયોના દેશો અને બેઇંદ્રિયના દેશો' એ પણ એ વિકલ્પ લોકાંતના અભાવથી નથી ઘટતો.

અથવા (૨) એકેન્દ્રિયદેશો અને બેઇન્દ્રિયદેશો અથવા (૩) એકેન્દ્રિય દેશો અને બેઇન્દ્રિયોના દેશો — એમ ત્રણે વિકલ્પો થાય છે, કારણકે રત્નપ્રભામા બેઇન્દ્રિયો રહે છે, અને તેઓ એકેન્દ્રિયની અપેક્ષાએ થોડા હોય છે, તેથી તેના ઉપરના ચરમાતમા બે ઇન્દ્રિયનો એક, અથવા અનેક દેશ સભવિત છે એ પ્રમાણે અનિન્દ્રિય સુધી જાણવુ

જીવના જે પ્રદેશો છે, તે અવશ્ય એકેન્દ્રિયના છે અથવા એકેન્દ્રિય પ્રદેશો અને બેઇન્દ્રિયના પ્રદેશો,[1] અથવા એકેન્દ્રિયજીવપ્રદેશો અને બેઇન્દ્રિયોના પ્રદેશો — એમ બે બે વિકલ્પ જાણવા ત્યા રૂપી અજીવના ચાર અને અરૂપી અજીવના સાત પ્રકાર જાણવા, કારણ કે તે સમયક્ષેત્રની અદર હોવાથી ત્યા અદ્ધાસમય પણ હોય છે

રત્નપ્રભાનો નીચલો ચરમાત લોકના નીચલા ચરમાતની પેઠે જાણવો, પણ વિશેષ એ કે, જીવદેશો સબધે લોકના નીચેના ચરમાતમા બેઇન્દ્રિયાદિના મધ્યમ વિકલ્પ રહિત બે બે વિકલ્પો કહ્યા છે પણ અહી પચેન્દ્રિય એકલાની બાબતમા ત્રણે વિકલ્પ કહેવા, કારણકે રત્નપ્રભાના નીચેના ચરમાતમા દેવરૂપ પચેન્દ્રિયોના ગમનાગમન દ્વારા પચેન્દ્રિયનો દેશ અને તેના દેશો સભવે છે અને બેઇન્દ્રિયાદિ તો રત્નપ્રભાના નીચેના ચરમાન્તમા મરણસમુદ્ઘાતથી જાય ત્યારે જ તેનો સભવ હોવાથી ત્યા તેમનો દેશ જ સભવિત છે પરતુ દેશો સભવતા નથી, કેમકે રત્નપ્રભાનો નીચેનો ચરમાત એક પ્રતરરૂપ હોવાથી અનેક દેશનો હેતુ થતો નથી

---

૧ અહી પછીનો 'એકેન્દ્રિયપ્રદેશો અને બેઇન્દ્રિયનો પ્રદેશ' એ વિકલ્પ ન સભવવાના કારણ માટે જુઓ પા ૫૪૨ નો ૧

પ્રદેશો[1] અનિંદ્રિયોના પ્રદેશો અને બેઇંદ્રિયોના પ્રદેશો છે એ પ્રમાણે પંચેંદ્રિય સુધી જાણવું. અજીવોના તો દશ પ્રકાર સમજવા : રૂપીઅજીવના સ્કંધ, દેશ, પ્રદેશ અને પરમાણુ એ ચાર તથા ધર્મ, અધર્મ અને આકાશના દેશ અને પ્રદેશો એ ૭ મળીને કુલ ૧

[illegible] હેઠળના ચરમાંતમાં ? જીવદેશો છે તે અવશ્ય એકેંદ્રિયોના દેશો છે, અથવા એકેંદ્રિયોના દેશો અને બેઇંદ્રિયનો દેશ છે[2], અથવા એકેંદ્રિયોના દેશો અને બેઇંદ્રિયોના દેશો છે. એ પ્રમાણે અનિંદ્રિયો સુધી જાણવું. જીવના પ્રદેશોની બાબતમાં પૂર્વ ચરમાંતના પ્રશ્નોત્તર પ્રમાણે જાણવું. પણ તેમાં 'એકેંદ્રિયોના પ્રદેશો અને બેઇંદ્રિયનો પ્રદેશ' એ વિકલ્પ અસંભવિત હોવાથી ઘટિત નથી.[1] અજીવોની બાબતમાં તો ઉપરના ચરમાંત પ્રમાણે જાણવું.

રત્નપ્રભાના ચરમાંત માટે એ પ્રમાણે પ્રશ્ન પૂછતાં બાકીના ચાર ચરમાંત કહ્યા તેમ તેના પણ ચારે કહેવા. પણ ઉપરના ચરમાંતમાં જીવદેશો અવશ્ય એકેંદ્રિયના દેશો હોય છે, અથવા (૧) એકેંદ્રિય દેશો અને બેઇંદ્રિયનો દેશ

---

૧ અહીં પહેલો 'એકેંદ્રિયોના પ્રદેશો, અનિંદ્રિયોના પ્રદેશો અને બેઇંદ્રિયનો પ્રદેશ' એવો વિકલ્પ ન સમજવો. કારણ કે તેમાં 'બેઇંદ્રિયનો પ્રદેશ' એ અંશનો અસંભવ છે. કેવલિસમુદ્ઘાત સમયે લોકવ્યાપક અવસ્થા સિવાય જીવોનો જ્યાં એક પ્રદેશ હોય ત્યાં અસંખ્યાતા પ્રદેશો હોય છે.

૨ અહીં 'એકેંદ્રિયોના દેશો અને બેઇંદ્રિયના દેશો' એ પહેલો વિકલ્પ [illegible] અભાવથી નથી ઘટતો.

રત્નપ્રભાના ચાર ચરમાંતની પેઠે શર્કરાપ્રભાના પણ ચાર ચરમાંત કહેવા અને રત્નપ્રભાના નીચેના ચરમાંતની પેઠે શર્કરાપ્રભાનો ઉપલો તથા નીચલો ચરમાંત સમજવો. એ પ્રમાણે સાતમી પૃથિવી સુધી જાણવું[1] તથા સૌધર્મ દેવલોકથી અચ્યુત સુધીના દેવલોક સંબંધી પણ એમ જ જાણવું. ગ્રૈવેયક વિમાનો માટે પણ એમ જ જાણવું, પણ તેમાં વિશેષ એ કે ઉપલા અને નીચલા ચરમાંત વિષે જીવદેશો સંબંધિ પંચેંદ્રિયોમાં પણ વચલો વિકલ્પ ન કહેવો — કારણ કે ગ્રૈવેયક તથા અનુત્તર વિમાનમાં દેવોનું ગમનાગમન ન હોવાથી[2] પંચેંદ્રિયમાં પણ બન્ને વિકલ્પ છે.

—શતક ૧૬ ઉદ્દે ૮

૫

ગૌતમ ! હે ભગવન્ ! મોટી ઋદ્ધિવાળો દેવ લોકાંતમાં ઊભા રહી અલોકમાં પોતાના હાથ ઇત્યાદિને સંકોચવા કે પસારવા સમર્થ છે?

મ —ના ગૌતમ, ધર્માસ્તિકાયના અભાવથી અલોકમાં જીવ અને પુદ્ગલ હોય નહીં માટે ત્યાં જીવ અને પુદ્ગલની ગતિ નથી. જીવોની સાથે રહેલા પુદ્ગલો આહારરૂપે શરીરરૂપે કલેવરરૂપે તથા શ્વાસોશ્વાસાદિરૂપે ઉપચિત થયેલા હોય છે અર્થાત પુદ્ગલો હમેશાં જીવાનુગામી સ્વભાવવાળા હોય

---

૧ દેવોનું ગમનાગમન તો ત્રીજી નરકપૃથ્વી સુધી જ છે, ચોથી આગળની નરકપૃથ્વી વિષે દેવોનું ગમનાગમન ન હોવાથી પંચેંદ્રિયના બે વિકલ્પો જ હોય એવી ગણના કરી છે તે વિચારણીય છે —ટીકા

૨ અચ્યુત દેવલોક સુધી દેવોના ગમનાગમનનો સંભવ છે

છે, જે ક્ષેત્રમા જીવો છ ત્યા જ પુદ્ગલોની ગતિ હોય છે, તેમ જ પુદ્ગલોને આશરીને જીવોનો અને પુદ્ગલોનો ગતિધર્મ હોય છે

—શતક ૧૬, ઉદ્દે૦ ૮

## ૨ લોકનો આકાર

વિવરણ લોકના અધો, મધ્યમ અને ઊર્ધ્વ એવા ત્રણ ભાગ છે નીચેનો ભાગ મેરુ પર્વતની સમતલ ભૂમિની નીચે નવસો યોજનના ઊંડાણ પછી ગણાય છે, જેનો આકાર ઊંધા કરેલા શકોરા જેવો છે, અથવા નીચે નીચે વિસ્તીર્ણ છે સમતલની નીચે નવસો યોજન તેમ જ તેની ઉપરના નવસો યોજન એમ કુલ ૧૮૦૦ યોજનનો મધ્યમ લોક છે, જેનો આકાર ઝાલરની પેઠે બરાબર લબાઈ પહોળાઈવાળો છે મધ્યમ લોકની ઉપરનો સપૂર્ણ લોક ઊર્ધ્વ લોક છે, જેનો આકાર પખાજ જેવો છે

નારકોના નિવાસસ્થાનની સાત નરકભૂમિઓ અધોલોકમા આવેલી છે તે સાતે એકબીજાથી નીચે છે, તથા તે દરેક નીચેની નીચેની ભૂમિની લબાઈ પહોળાઈ અધિક અધિક છે તે સાતે ભૂમિઓ એકબીજાથી નીચે છે, પણ એકબીજાને અડીને રહેલી નથી અર્થાત્ તે દરેકની વચમા બહુ જ મોટુ અતર છે આ અતરમા ઘનોદધિ, ઘનવાત, તનુવાત, અને આકાશ, ક્રમથી નીચે નીચે છે અર્થાત્ પહેલી નરકભૂમિની નીચે ઘનોદધિ છે, ઘનોદધિની નીચે ઘનવાત છે, ઘનવાતની નીચે તનુવાત અને તનુવાતની નીચે આકાશ છે તેની પછી બીજી નરકભૂમિ છે તેની નીચે પાછો ઘનોદધિ

આદિનો એ જ ક્રમ છે ઉપરની અપેક્ષાએ નીચેની પૃથ્વીની જાડાઈ ઓછી ઓછી છે જેમકે ૧૮ હજાર યોજન, ૧૩૨ હજાર યોજન ૧૨૮ હજાર યોજન ૧૨ હજાર યોજન ૧૧૮ હજાર યોજન ૧૧૬ હજાર યોજન અને ૧ ૮ હજાર યોજન. તે સાતેની નીચે જે સાત ઘનોદધિ છે તેમની જાડાઈ એક સરખી એટલે વીસ વીસ હજાર યોજનની છે અને જે સાત ઘનવાત અને સાત તનુવાત છે તેમની જાડાઈ સામાન્યરૂપથી અસંખ્યાત યોજનપ્રમાણ હોવા છતાં એક એકથી નીચેનાની જાડાઈ વિશેષ છે

નરકની પહેલી ભૂમિ રત્નપ્રધાન હોવાથી રત્નપ્રભા કહેવાય છે એ રીતે શર્કરા એટલે કાંકરાની બહુલતાને લીધે બીજી શર્કરાપ્રભા, વાલુકા એટલે રેતીની મુખ્યતાને લીધે ત્રીજી વાલુકાપ્રભા પંક એટલે કાદવની અધિકતાથી ચોથી પંકપ્રભા ધૂમ એટલે કે ધૂમાડાની અધિકતાથી પાંચમી ધૂમપ્રભા તમ એટલે કે અંધારાની વિશેષતાથી છઠ્ઠી તમઃપ્રભા અને મહાતમ. એટલે કે ઘન અંધારની પ્રચુરતાથી સાતમી મહાતમઃપ્રભા કહેવાય છે

તેમાં રત્નપ્રભા ભૂમિના પાછા ત્રણ કાંડ છે પહેલો ખરકાંડ રત્નપ્રચુર છે જે સૌથી ઉપર છે તેની જાડાઈ ૧૬ હજાર યોજન પ્રમાણ છે એની નીચેનો ૮૪ હજાર યોજન જાડાઈવાળો કાંડ પંકબહુલ છે અને એની નીચેનો ત્રીજો જલબહુલ છે તેની જાડાઈ ૮ હજાર યોજન છે બીજીથી લઈ સાતમી ભૂમિ સુધીમાં આવો વિભાગ નથી તેમાં શર્કરા આદિ જે જે પદાર્થો છે તે બધી જગાએ એક સરખા છે

સાતે ભૂમિઓની જેટજેટલી જાડાઈ કહી છે, એની ઉપર તથા નીચેના એક એક હજાર યોજન છોડતા બાકીના મધ્ય ભાગમા નરકવાસ છે દરેક નરકભૂમિમા માળવાળા ઘરના તળની પેઠે પ્રતર છે રત્નપ્રભામા તેવા ૧૩, શર્કરાપ્રભામા ૧૧ એમ દરેક નીચેની ભૂમિમા બે બે ઓછા કરતા સાતમીમા એક જ પ્રસ્તર છે એ પ્રસ્તરોમા નરક છે એ પ્રસ્તર અને બીજા પ્રસ્તર વચ્ચે જે અવકાશ છે, તેમા નરક નથી દરેક પ્રતરની જાડાઈ જે ત્રણ ત્રણ હજાર યોજનની માનવામા આવે છે, એમા એ વિવિધ સસ્થાન (આકાર) વાળા નરક છે

પહેલીથી સાતમી ભૂમિ સુધીના નરક વધતી જતી અશુભતાયુક્ત રચનાવાળા છે રત્નપ્રભાને છોડીને બાકીની છ ભૂમિઓમા નથી દ્વીપ, સમુદ્ર, પર્વત, સરોવર, ગામ કે શહેર વગેરે નથી વૃક્ષલતાદિ, કે નથી એકેદ્રિયથી લઈને પચેદ્રિય પર્યંત તિર્યંચ, નથી મનુષ્ય કે નથી દેવ રત્નપ્રભાને છોડીને એમ કહેવાનુ કારણ એ કે, એની ઉપરનો થોડો ભાગ મધ્યલોકમા સમિલિત છે તેથી તેમા દ્વીપાદિ મળી આવે છે રત્નપ્રભા સિવાયની બાકીની ૭ ભૂમિઓમા ફક્ત નારક અને કેટલાક એકેદ્રિય જીવ હોય છે એ ભૂમિઓમા ક્યારેક કોઈ સ્થાન ઉપર મનુષ્ય, દેવ અને પચેદ્રિય તિર્યંચોનો પણ સભવ છે મનુષ્યનો સભવ એ અપેક્ષાએ છે કે કેવલિસમુદ્ઘાત કરતો મનુષ્ય સર્વલોકવ્યાપી હોવાથી એ ભૂમિઓમા પણ આત્મપ્રદેશ ફેલાવે છે એ ઉપરાત વૈક્રિયલબ્ધિવાળા મનુષ્યો અને તિર્યંચો પણ ત્યા પહોચે છે કેટલાક દેવો પણ ક્યારેક પોતાના પૂર્વજન્મના

નિત્ર નારકોની પાસે એમને દુઃખમુક્ત કરવાના ઉદ્દેશથી
જાય છે. એ રીતે જનારા પણ ફક્ત ત્રણ ભૂમિઓ સુધી
જઈ શકે છે, આગળ નહીં. પરમાધાર્મિક નામના નરક-
પાલ દેવો જ ભયથી જ પહેલી ત્રણ ભૂમિઓમાં હોય છે.
બીજા દેવો ફક્ત પહેલી ભૂમિમાં જ હોય છે.

મધ્યમલોકની આકૃતિ ઝાલર જેવી છે. મધ્યમલોકમાં
દ્વીપ અને સમુદ્ર અસંખ્યાત છે. તે ક્રમથી દ્વીપની પછી
સમુદ્ર અને સમુદ્રની પછી દ્વીપ એ રીતે ગોઠવાયેલા છે.
જંબુદ્વીપ થાળી જેવો ગોળ છે; અને બીજા બધા દ્વીપ-
સમુદ્રની આકૃતિ વલયના જેવી એટલે કે ચૂડીના જેવી છે.

સૌથી પ્રથમ જંબુદ્વીપ[1] બધાની વચમાં છે. તેનો
પૂર્વ પશ્ચિમ તથા ઉત્તર દક્ષિણ વિસ્તાર લાખલાખ યોજનનો
છે. તેને વીંટનાર લવણસમુદ્રનો વિસ્તાર એનાથી બમણો
છે. ધાતકીખંડ લવણસમુદ્રને વીંટીને આવેલો છે અને
તેનો વિસ્તાર તેથી બમણો છે. ધાતકીખંડને વીંટનાર
કાલોદધિનો વિસ્તાર તેનાથી બમણો છે. તેને વીંટનાર
પુષ્કરવરદ્વીપનો કાલોદધિથી બમણો છે અને પુષ્કરોદધિનો
તેનાથી બમણો છે. આ જ ક્રમ છેવટના દ્વીપ સ્વયંભૂરમણ
અને છેવટના સ્વયંભૂરમણ સમુદ્ર સુધી જાણવો.

જંબુદ્વીપની મધ્યમાં મેરુ પર્વત છે; તથા તેમાં સાત
ક્ષેત્રો છે. તેમાં પહેલું ભરત છે. તે દક્ષિણ તરફ છે.

૧. મૂળમાં શતક ૯ નો ૧મો જંબુદ્વીપ ઉદ્દેશો છે અને
તે સંક્ષેપે રચેલો છે. એ પ્રશ્નના વ્યાખ્યાનમાં અહીં આખી જંબુ-
દ્વીપપ્રજ્ઞપ્તિ (પ ૧૫ ૧૩ ૮૧) જોવી એમ જણાવ્યું છે. સિવાય
આખું પુસ્તક આ ગ્રંથમાં આપવું નિરર્થક હોવાથી ઉતાર્યું નથી.

ભરતની ઉત્તરે હૈમવત, હૈમવતની ઉત્તરે હરિ, હરિની ઉત્તરે વિદેહ, વિદેહની ઉત્તરે રમ્યક, રમ્યકની ઉત્તરે હિરણ્યવત, અને હિરણ્યવતની ઉત્તરે ઐરવત છે. સાતે ક્ષેત્રોને એક બીજાથી જુદા પાડવા માટે તેમની વચમા છ પર્વતો છે. તે વર્ષધર કહેવાય છે. તે બધા પૂર્વથી પશ્ચિમ લાબા છે. ભરત અને હૈમવતની વચ્ચે હિમવાન છે, તે પ્રમાણે પછીનાના નામ મહાહિમવાન, નિષધ, નીલ, રુક્મી અને શિખરી છે.

જબુદ્વીપની અપેક્ષાએ ધાતકીખડદ્વીપમા મેરુ, વર્ષ અને વર્ષધરની સખ્યા બમણી છે. જોકે તેમના નામ એક-સરખા છે. વલયાકૃતિ ધાતકીખડના પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધ એમ બે ભાગ છે. તેમનો વિભાગ બે પર્વતથી થાય છે. તે દક્ષિણથી ઉત્તર ફેલાયેલા છે અને બાણ સમાન સરળ છે. પ્રત્યેક ભાગમા એક એક મેરુ, સાત સાત વર્ષ, અને છ છ વર્ષધર છે.

મેરુ, વર્ષ અને વર્ષધરોની જે સખ્યા ધાતકીખડમા છે, તે જ પુષ્કરાર્ધદ્વીપમા છે. એટલે કે એમા પણ બે મેરુ આદિ છે. તે પણ બાણાકાર પર્વતોથી વિભક્ત થયેલા પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધમા રહેલા છે. આ રીતે સરવાળો કરતા અઢીદ્વીપમાં કુલ પાચ મેરુ, ત્રીશ વર્ષધર, પાત્રીશ ક્ષેત્રો, પાચ દેવકુરુ, પાચ ઉત્તરકુરુ, પાચ મહાવિદેહના ૧૦૮ વિજય, (ક્ષેત્રવિશેષો) અને પાચ ભરત તેમ જ પાચ ઐરવતના બસો પચાવન આર્યદેશ છે. અતરદ્વીપ ફક્ત લવણસમુદ્રમા ૫૬ છે.[1] જેમા મોક્ષમાર્ગને જાણનારા

૧ નવમા શતકમા ત્રીજા ઉદ્દેશકમા 'જીવાભિગમસૂત્રમા જણાવ્યા પ્રમાણે અતરદ્વીપોનુ વર્ણન કહેવુ અને એમ ૨૮ ઉદ્દેશકો ગણી લેવા', એમ જણાવ્યુ છે. પરતુ એ રીતે (પ્રતિ ૩,

અપરાજિત અને સર્વાર્થસિદ્ધ એ પાચ અનુત્તરવિમાન છે એ બધા કલ્પાતીત કહેવાય છે કલ્પોપપન્નમા સ્વામીસેવક ભાવ છે, કલ્પાતીતમા બધા ઇન્દ્ર જેવા અહમિંદ્ર છે મનુષ્યલોકમા જવાનુ થાય તો પણ કલ્પોપપન્ન દેવો જ જાય છે, કલ્પાતીત દેવો પોતાનુ સ્થાન છોડી ક્યાય જતા નથી તેથી ઉપર પછી ઇષત્પ્રાગ્ભારાપૃથ્વી અથવા સિદ્ધ લોકોનુ સ્થાન જેની ઉપર આવેલુ છે તે છે પછી લોકાન્ત છે

વિવરણ એટલુ યાદ રાખવાનુ કે સમસ્ત લોક જીવોથી ભરેલો છે પરતુ વિવિધ પ્રકારના ને વિવિધ વર્ગના જીવ સરખા પ્રમાણમા સર્વત્ર આવેલા નથી, પણ અમુક પ્રકારે વહેચાયેલા છે

પ્રથમ તો નિગોદ એટલે કે અત્યત સૂક્ષ્મ – આપણી ઇન્દ્રિયોને અગોચર – એવા સ્થાવર જીવો છે નિગોદના બે વર્ગ છે નિત્યનિગોદ – એટલે કે જેમાના જીવો આ નીચતમ વર્ગમાથી કદી બહાર નીકળવાના નથી અને ૨ ઇતરનિગોદ – એટલે કે જેમાના જીવો ઊચા વર્ગમા જઈ શકે, પણ તેમના કર્મથી પાછા આ વર્ગમા આવી પડે

ત્રસ જીવો વિશ્વના અમુક ભાગમા એટલે કે ત્રસનાડીમા રહેલા છે આ ત્રસનાડી લોકની આરપાર ઉપરથી નીચે સુધી આવેલી છે તે ૧૪ રજ્જુ[1] ઊચી, ૧ રજ્જુ પહોળી અને ૧ રજ્જુ લાબી છે ત્રસનાડીમા સ્થાવર અને તિર્યચ સર્વત્ર હોય છે, પણ મનુષ્યો માત્ર મધ્યલોકમા અને તેમા પણ અઢી

---

૧ કોઈ દેવ એક પલકમા ૨૦૫૭૧૫૨ યોજન કાપે તે રીતે ૭ માસમા જેટલુ ક્ષેત્ર તે ઓળગે તેટલાને 'રજ્જુ' કહે છે

દ્વીપમાં જ વસે છે. ત્રસનાડીની બહાર ત્રસનાડી છે, તેમાં કેવળ સ્થાવર જીવ જ હોય.

ગૌ — હે ભગવન્! લોકનું સંસ્થાન (આકાર) કેવું કહ્યું છે?

મ — હે ગૌતમ! લોક શરાવના આકાર જેવો છે [એટલે કે મૃદંગના એક જેટલા તળિયાવાળા] શરાવ (કોડિયા) ને ઊંધું વાળી તેના ઉપર મૃદંગ જેવું મૂક્યું હોય તેવા છે. અથવા કેડથી નીચે પહોળો ઘનો ઘાઘરો પહેરી હાથ કોણીએથી વાળી કેડે મૂકી ઊભેલા પુરુષ જેવું છે.] તે નીચે વિસ્તીર્ણ – પહોળો છે અને ઉપર ઊભા મૃદંગના આકારે સ્થિત છે.

— શતક ૭ ઉદ્દે ૧

૪

ગૌ — હે ભગવન્! લોકનો બરાબર સમ (પ્રદેશની હાનિ વૃદ્ધિરહિત) ભાગ ક્યાં આવેલો છે? તથા લોકનો સર્વથી સંક્ષિપ્ત–સાંકડો ભાગ ક્યાં આવેલો છે?

મ — હે ગૌતમ! રત્નપ્રભા પૃથ્વીનો ઉપરના ક્ષુદ્ર પ્રતર જ્યાંથી ઉપર પ્રતરની વૃદ્ધિ થવા નહિ છે તથા નીચેનો પ્રતર, જ્યાંથી નીચે પ્રતરની વૃદ્ધિ થવા માંડે છે. ત્યાં લોકનો સમભાગ તેમ જ સાંકડો ભાગ છે.

ગૌ૦— હે ભગવન્! આ અધોલોક, તિર્યગ્ લોક અને ઊર્ધ્વલોકમાં કોણ કોનાથી વિશેષાધિક છે?

મ — સૌથી થોડો તિર્યગ્લોક છે. તેથી અસંખ્યાત ગણો ઊર્ધ્વલોક છે અને તેથી વિશેષાધિક અધોલોક છે.

શતક ૧૩ ઉદ્દે ૪

૩

ગૌ૦—હે ભગવન્ ! ક્ષેત્રલોક કેટલા પ્રકારનો કહ્યો છે ?

મ૦—હે ગૌતમ ! ત્રણ પ્રકારનો કહ્યો છે અધો, તિર્યગ્ અને ઊર્ધ્વ તેમાં અધોલોક સાત પ્રકારનો છે (રત્નપ્રભાથી અધસ્તમપૃથ્વી સુધીની સાત પૃથ્વીઓ પ્રમાણે )

તિર્યગ્લોક અસંખ્ય પ્રકારનો છે (જંબુદ્વીપથી માંડીને સ્વયંભૂરમણ સમુદ્ર સુધીના દ્વીપ-સમુદ્રો પ્રમાણે )

ઊર્ધ્વલોક ૧૫ પ્રકારનો છે (સૌધર્મથી માંડીને અચ્યુત સુધીના ૧૨ કલ્પો, ગ્રૈવેયક વિમાન, અનુત્તરવિમાન, અને ઇષત્પ્રાગ્ભારપૃથિવી પ્રમાણે )

ગૌ૦—હે ભગવન્ ! અધોલોક કેવા આકારે છે ?

મ૦—હે ગૌતમ ! ત્રાપાને આકારે તિર્યગ્લોક ઝાલરને આકારે છે અને ઊર્ધ્વલોક ઊભા મૃદંગને આકારે છે

ગૌ૦—હે ભગવન્ ! અલોક કેવા આકારનો છે ?

મ૦—હે ગૌતમ ! પોલા ગોળાના આકારનો છે

ગૌ૦—હે ભગવન્ ! લોક કેટલો મોટો કહ્યો છે ?

મ૦—હે ગૌતમ ! આ જંબુદ્વીપ સર્વ દ્વીપોની અંદર છે, અને ત્રણ લાખ, સોળ હજાર, બસો સત્તાવીશ યોજન, ત્રણ કોશ, એકસો અઠ્ઠાવીશ ધનુષ અને કાંઈક અધિક સાડાતેર આંગળ પરિધિવાળો છે હવે મોટી દિવ્ય ઋદ્ધિ – શક્તિવાળા છ દેવો જંબુદ્વીપમાં મેરુપર્વતની ચૂલિકાને ચારે તરફ વીંટાઈને ઊભા રહે પછી નીચે મોટી ચાર દિક્કુમારીઓ ચાર બલિપિંડને ગ્રહણ કરી, જંબુદ્વીપની ચારે દિશામાં બહાર મુખ રાખીને ઊભી રહે પછી તે ચારે

બલિપિંડને તેઓ એક સાથે બહાર ફેંકે તો પણ હે ગૌતમ! તેમનો એક દેવ તે ચારે પિંડને પૃથ્વી ઉપર પડ્યા પહેલા શીઘ્ર ગ્રહણ કરવા સમર્થ છે. હે ગૌતમ! એવી ગતિવાળા તે દેવોમાંથી એક દેવ ત્વરિત ગતિ વડે પૂર્વ દિશા તરફ જાય, એક દક્ષિણ તરફ જાય, એક પશ્ચિમ તરફ, એક ઉત્તર તરફ, એક ઊર્ધ્વ દિશામાં અને એક અધોદિશામાં જાય. હવે તે જ વખતે હજાર વર્ષના આયુષ્યવાળો એક બાળક ઉત્પન્ન થાય, ત્યાર પછી તે બાળકના માતાપિતા મરણ પામે પણ તે દેવો લોકના અંતને ન પામી શકે. ત્યાર પછી તે બાળકનું આયુષ્ય પૂરું થાય તોપણ તે દેવો લોકના અંતને ન પામી શકે. પછી તે બાળકના અસ્થિ અને મજ્જા પણ નાશ પામે છતાં તે દેવો લોકાંતને પામી શકે નહિ. પછી તે બાળકની સાત પેઢી સુધીના કુલવંશ નષ્ટ થાય તો પણ તે દેવો લોકાંતને પ્રાપ્ત કરી શકે નહીં. પછી તે બાળકનું નામગોત્ર પણ નષ્ટ થઈ જાય ત્યાં તે દેવો લોકના અંતને પામે નહિ, ત્યારે પણ તે દેવોએ નહિ ઓળંગેલો ભાગ ઓળંગેલા ભાગ કરતાં અસંખ્યાતમો ભાગ જેટલો બાકી રહ્યો હોય. હે ગૌતમ! લોક એટલો મોટો કહ્યો છે.

ગૌ૦—હે ભગવન્! અલોક કેટલો મોટો કહ્યો છે?

મ૦—હે ગૌતમ! આ મનુષ્યક્ષેત્ર લંબાઈ અને પહોળાઈમાં ૪૫ લાખ યોજન છે. [પછીની ઉપમા ઉપર પ્રમાણે જાણવી. પરંતુ દેવો દશ ગણવા, દિક્કુમારીઓ અને બલિપિંડ આઠ આઠ ગણવા. અને તે દેવો મનુષ્ય લોકની ચારે બાજુ ઊભા હોય, તથા દિક્કુમારીઓ માનુષોત્તર પર્વતની ચારે દિશા—અને ચારે વિદિશામાં બાહ્યાભિમુખ

ઊભી રહી માનુષોત્તર પર્વતની બહારની દિશામા પિડ ફેકે એમ ગણવુ. આ દાખલામા જન્મેલા બાળકનુ આયુષ એક લાખ વર્ષનુ ગણવુ અને અંતે ગમન કરાયેલા ક્ષેત્ર કરતા નહી ગમન કરાયેલુ ક્ષેત્ર અનતગણુ ગણવુ ] હે ગૌતમ' અલોક એટલો મોટો છે

ગૌ૦—હે ભગવન્' લોકના એક આકાશપ્રદેશમા જે એકદ્રિય જીવોના પ્રદેશો છે તેમજ એ ઇદ્રિયથી માડીને પચેદ્રિયના પ્રદેશો અને અનિદ્રિયના પ્રદેશો છે, તે બધા પરસ્પર બદ્ધ, સ્પૃષ્ટ અને સબદ્ધ છે ? વળી હે ભગવન્' તે બધા પરસ્પર એકબીજાને આબાધા ઉત્પન્ન કરે તથા અવયવનો છેદ કરે ?

મ૦—હે ગૌતમ' એ વાત બરાબર નથી જેમ શૃગારના આકાર સહિત, સુદર વેશવાળી અને સગીતાદિને વિષે નિપુણતાવાળી કોઈ એક નર્તકી હોય, અને તે સેકડો અથવા લાખો માણસોથી ભરેલા રગસ્થાનમા બત્રીશ પ્રકારના નાટચમાનુ કોઈ પણ એક પ્રકારનુ નાટચ દેખાડે, તો હે ગૌતમ' તે પ્રેક્ષકો શુ તેને અનિમેષ દૃષ્ટિએ ચોતરફથી જુએ ? 'હા ભગવન્' જુએ'' તો હે ગૌતમ' તે પ્રેક્ષકોની દૃષ્ટિઓ તે નર્તકીને વિષે ચારે બાજુથી પડેલી હોવા છતા તેને કાઈ આબાધા ઉત્પન્ન કરે અથવા તેના અવયવનો છેદ કરે ? 'ના ભગવન્'' અથવા તે નર્તકી તે પ્રેક્ષકોની દૃષ્ટિઓને કાઈ આબાધાદિ ઉત્પન્ન કરે' 'ના ભગવન્'" તે પ્રમાણે ઉપર પણ સમજવુ

ગૌ૦—હે ભગવન્' લોકના એક આકાશપ્રદેશમા ઓછામા ઓછા રહેલા જીવપ્રદેશો, વધારેમા વધારે રહેલા

પછી મસકનું મો ઉઘાડું કરી તે ભાગનો પવન કાઢી નાખે, પછી તે મસકના ઉપરના ભાગમા પાણી ભરી, પાછું ત મસકનું મુખ બાધી દે, અને પછી તેની વચલી ગાઠ છોડી દે, તો હે ગૌતમ! તે ભરેલુ પાણી તે પવનની ઉપર ઉપરના ભાગમા રહે? 'હા રહે!' અથવા હે ગૌતમ! જેમ કોઈ એક પુરુષ ચામડાની મસકને ફુલાવી પોતાની કેડે બાધે. પછી તે પુરુષ ખૂબ ઊંડા પાણીમા પ્રવેશ કરે, તો હે ગૌતમ! તે પુરુષ પાણીના ઉપર ઉપરના ભાગમા રહે? 'હા રહે!' તે કારણથી હે ગૌતમ! લોકની સ્થિતિ આઠ પ્રકારની કહી છે —શતક ૧, ઉદ્દે૦ ૬

૨

ગૌ૦—હે ભગવન્! લવણસમુદ્રનો આકાર કેવો છે?

મ૦—હે ગૌતમ! ગોતીર્થ જેવો, નૌકા જેવો, છીપના સપુટ જેવો, અશ્વસ્કધ જેવો, તથા વલભી જેવો વૃત્ત અને વલયના આકારનો છે

ગૌ૦—હે ભગવન્! તેનુ માપ શુ છે?

મ૦—હે ગૌતમ! લવણસમુદ્રનો ચક્રવાલ વિષ્કભ બે લાખ યોજનનો છે તેનો ઘેરાવો ૫ દર લાખ, એકાશી હજાર, અને એકસો ઓગણચાલીસ યોજન ઉપરાત થોડો ઘણો વત્તો ઓછો છે તેનો ઉદ્વેધ એકહજાર યોજન છે, તેનો ઉત્સેધ સોળ હજાર યોજન છે, અને તેનુ સર્વાગ્ર ૧૭ હજાર યોજન છે

ગૌ૦—હે ભગવન્! તો પછી એવડો મોટો લવણ-સમુદ્ર આ જબુદ્વીપ નામના દ્વીપને શા માટે ડુબાડતો નથી? અને જલમય કરી દેતો નથી?

મ૦ — હે ગૌતમ ! જંબુદ્વીપ નામના આ દ્વીપમાં ભરત અને ઐરવત ક્ષેત્રોમાં અરહંતો, ચક્રવર્તીઓ, બળદેવો, વાસુદેવો, ચારણો, વિદ્યાધરો, શ્રમણો, શ્રમણીઓ, શ્રાવિકાઓ, અને એક ધર્મવાળા મનુષ્યો રહે છે. તેઓ સ્વભાવે ભદ્ર, વિનીત અને ઉપશાંત હોય છે. સ્વભાવથી જ તેઓના ક્રોધાદિ કષાયો મંદ હોય છે. તેઓ સરળ અને કોમળ હોય છે તથા તેઓ જિતેંદ્રિય, ભદ્ર અને નમ્ર હોય છે. તેવા મનુષ્યોના પ્રભાવથી લવણસમુદ્ર જંબુદ્વીપને ડુબાવતો નથી અને ત્રાસ કરી શકતો નથી.

— શતક ૫, ઉદ્દે૦ ૨

## ૪. કર્મ અને અકર્મભૂમિ

ગૌ૦ — હે ભગવન્ ! કર્મભૂમિઓ કેટલી છે ?

મ૦ — હે ગૌતમ ! પંદર છે : પાંચ ભરત, પાંચ ઐરવત, અને પાંચ મહાવિદેહ.

ગૌ૦ — હે ભગવન્ ! અકર્મભૂમિઓ કેટલી કહી છે ?

મ૦ — હે ગૌતમ ! ત્રીશ કહી છે : પાંચ હૈમવત, પાંચ હૈરણ્યવત, પાંચ હરિવર્ષ, પાંચ રમ્યકવર્ષ, પાંચ દેવકુરુ અને પાંચ ઉત્તરકુરુ.[1]

ગૌ૦ — હે ભગવન્ ! એ ત્રીશ અકર્મભૂમિઓમાં ઉત્સર્પિણી અને અવસર્પિણીરૂપ કાળ છે ? ઉ૦ નથી.

---

૧. દેવકુરુ અને ઉત્તરકુરુ વિભાગો વિદેહની અંદરના હોવા છતાં તે કર્મભૂમિઓ નથી. કારણ ત્યાં સુષમસુષમ (એકાંતસુખરૂપ જ કાળ, અને તે જ ભોગભૂમિ પરિસ્થિતિરૂપે રહેલું છે) હોવાથી ચારિત્રનો સંભવ નથી.

ગૌ૦—હે ભગવન્ ! પાચ ભરતોમા અને પાચ ઐરવતોમા ઉત્સર્પિણી અને અવસર્પિણીરૂપ કાળ છે?

મ૦—હા, ગૌતમ ! છે

ગૌ૦—હે ભગવન્ ! પાચ મહાવિદેહમા ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળ છે?

મ૦—નથી 'હે આયુષ્માન્ શ્રમણ ! ત્યા એકરૂપે અવસ્થિત કાળ કહ્યો છે

ગૌ૦—હે ભગવન્ ! એ પાચ મહાવિદેહોમા અરહંત ભગવાનો પાચ મહાવ્રતવાળા અને પ્રતિક્રમણસહિત ધર્મનો ઉપદેશ કરે છે?[1]

મ૦—હે ગૌતમ ! પાચ ભરતોમા અને પાચ ઐરવતોમા પહેલા અને છેલ્લા એ બે અરહંત ભગવંતો પાચ મહાવ્રતવાળા તથા પ્રતિક્રમણસહિત ધર્મનો ઉપદેશ કરે છે, બાકીના અરહંત ભગવંતો ચાર મહાવ્રતવાળા ધર્મનો ઉપદેશ કરે છે વળી પાચ મહાવિદેહમા પણ અરહંત ભગવંતો ચાર મહાવ્રતવાળા ધર્મનો ઉપદેશ કરે છે

ગૌ૦—હે ભગવન્ ! જંબુદ્વીપ નામે દ્વીપના ભારતવર્ષમા આ અવસર્પિણીમા કેટલા તીર્થંકરો થયા છે?

મ૦—હે ગૌતમ ! ચોવીશ તીર્થંકરો થયા છે ઋષભ, અજિત, સંભવ, અભિનંદન, સુમતિ, સુપ્રભ, સુપાર્શ્વ,

---

૧ એ બે વસ્તુઓ પાર્શ્વના સિદ્ધાતથી જુદી પડતી મહાવીરના માર્ગની વિશેષતાઓ છે પાર્શ્વ ચાર મહાવ્રત જ ઉપદેશતા બ્રહ્મચર્યને અપરિગ્રહમા સમાવી લેવામા આવતુ અને પ્રતિક્રમણ પણ હંમેશ કરવાને બદલે પ્રસંગ આવ્યે જ કરવામા આવતુ.

ચંદ્રપ્રભ, પુષ્પદન્ત-સુવિધિ, શીતલ, શ્રેયાંસ, વાસુપૂજ્ય, વિમલ, અનંત, ધર્મ, શાન્તિ, કુંથુ, અર, મલ્લિ, મુનિસુવ્રત, નમિ, નેમિ, પાર્શ્વ અને વર્ધમાન.[1]

ગૌ૦ — હે ભગવન્ ! એ ચોવીશ તીર્થંકરોનાં ૨૩ જિનાંતરોમાં ક્યા જિનના અંતરમાં કાલિક[2] શ્રુતનો વિચ્છેદ કહ્યો છે ?

મ૦ — હે ગૌતમ ! એ ૨૩ જિનાંતરોમાં પહેલાં અને છેલ્લાં આઠ આઠ જિનાંતરોમાં કાલિકશ્રુતનો અવિચ્છેદ કહ્યો છે અને વચલા સાત જિનાંતરોમાં કાલિકશ્રુતનો વિચ્છેદ કહ્યો છે. દૃષ્ટિવાદનો વિચ્છેદ તો બધાય જિનાંતરોમાં કહ્યો છે.

ગૌ૦ — હે ભગવન્ ! જંબુદ્વીપ નામે દ્વીપના ભારતવર્ષમાં આ અવસર્પિણીમાં આપ દેવાનુપ્રિયનું પૂર્વગત શ્રુત કેટલા કાળ સુધી રહેશે ?

મ૦ — હે ગૌતમ ! એક હજાર વર્ષ સુધી રહેશે.

ગૌ૦ — હે ભગવન્ ! બાકી બધા તીર્થંકરોનું પૂર્વગત શ્રુત કેટલા કાળ સુધી રહ્યું હતું ?

મ૦ — હે ગૌતમ ! કેટલાક તીર્થંકરોનું સંખ્યાતા કાળ સુધી અને કેટલાકનું અસંખ્યાત કાળ સુધી.

---

૧. તેમનાં જન્મસ્થાનાદિ માટે જુઓ આ માળાનું યોગશાસ્ત્ર પુસ્તક પા. ૧૭૭.

૨. જેનાં અધ્યયનાદિ કાળે–દિવસ અને રાત્રીના પહેલા તથા છેલ્લા પહોરે જ થઈ શકે તે આચારાંગાદિ કાલિક શ્રુત કહેવાય છે અને જેનાં અધ્યયનાદિ બધા કાળે થઈ શકે તે દશવૈકાલિકાદિ ઉત્કાલિક શ્રુત કહેવાય છે.

ગૌ૦—હે ભગવન્ ! જમ્બુદ્વીપ નામે દ્વીપના ભારતવર્ષમા આ અવસર્પિણી કાળમા આપ દેવાનુપ્રિયનુ તીર્થ કેટલા કાળ સુધી રહેશે ?

* મ૦—હે ગૌતમ ! એકવીશ હજાર વર્ષ સુધી રહેશે ?

ગૌ૦—હે ભગવન્ ! તેવી રીતે ભાવી તીર્થકરોમાના છેલ્લા તીર્થંકરનુ તીર્થ કેટલા કાળ સુધી રહેશે ?

મ૦—હે ગૌતમ ! કોશલ દેશના ઋષભદેવ અર્હતનો જેટલો જિનપર્યાય કહ્યો છે, તેટલા (હજાર વર્ષ ન્યૂન લાખ પૂર્વ)[૧] વર્ષ સુધી

ગૌ૦—હે ભગવન્ ! તીર્થ એ તીર્થ છે કે તીર્થંકર તીર્થ છે ?

મ૦—હે ગૌતમ ! અર્હત તો અવશ્ય તીર્થંકર છે, પરંતુ ચાર પ્રકારનો શ્રમણપ્રધાન સઘ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા, તે તીર્થરૂપ છે

ગૌ૦—હે ભગવન્ ! પ્રવચન એ પ્રવચન છે કે પ્રવચની એ પ્રવચન છે ?

મ૦—હે ગૌતમ ! અર્હત તો અવશ્ય પ્રવચની (પ્રવચનના ઉપદેશક) છે, અને દ્વાદશાગ ગણિપિટક (આચારાગાદિ ૧૨ અગગ્રથ) પ્રવચન છે

ગૌ૦—હે ભગવન્ ! આ જે ઉગ્રકુલના, ભોગકુલના, રાજન્યકુલના, ઇક્ષ્વાકુકુલના, જ્ઞાતકુલના અને કૌરવ્યકુલના ક્ષત્રિયો આ ધર્મમા પ્રવેશ કરે છે, અને પ્રવેશ કરીને આઠ પ્રકારના કર્મરૂપ રજોમલને ધુએ છે, તેઓ ત્યાર પછી સિદ્ધ

૧ તેની સખ્યા માટે જુઓ આગળ પા ૨૧૪

થાય છે અને સર્વ દુઃખનો અંત કરે છે.

મ૦—હા ગૌતમ ! પરંતુ કેટલાક કોઈ એક દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થાય છે.

—શતક ૨ ઉદ્દે ૯

૫

ગૌ—હે ભગવન્ ! જંબુદ્વીપ નામના દ્વીપમાં આ અવસર્પિણીમાં ઉત્તમ અર્થોને પ્રાપ્ત સુષમસુષમા કાળમાં ભારતવર્ષનો આકાર અને ભાવોનો આવિર્ભાવ કેવો હતો ?

મ૦—હે ગૌતમ ! ભૂમિભાગ બહુ સમ હોવાથી રમણીય હતો, તે જેમકે આલિંગ પુષ્કર–તબલાનું મુખપુટ–હોય તેવો ભારતવર્ષનો ભૂમિભાગ હતો. [અહીંથી આગળ, જીવાજીવાભિગમસૂત્રમાં ઉત્તરકુરુના વર્ણનમાં આપેલી વિગતો, જેવી કે ભૂમિભાગમાં રહેલાં તૃણ અને મણિઓના પાંચ વર્ણ, સુરભિ ગંધ, કોમળ સ્પર્શ, સારા શબ્દ, વાવ વગેરે, વાવ વગેરેમાં અનુગત ઉત્પાતપર્વતાદિ, ઉત્પાતપર્વતાદિને આશ્રિત હંસાસનાદિ, લતાગૃહાદિ અને શિલાપટ્ટકાદિનું વર્ણન સમજી લેવું–એમ ટીકાકાર કહે છે.[1]] તે કાળમાં ભારતવર્ષમાં તે તે દેશોમાં કુશ અને વિકુશથી વિશુદ્ધ વૃક્ષમૂલો તથા (ત્યાંથી માંડીને) છ પ્રકારના માણસો હતા. તે જેમકે પદ્મ સમાન ગંધવાળા, કસ્તૂરી સમાન ગંધવાળા, મમત્વ વિનાના, તેજસ્વી અને રૂપાળા, સહનશીલ તથા ઉતાવળ વિનાના (શનૈશ્ચારી)

---

૧ એ પ્રકારનાં વર્ણનો જુદા જુદા પ્રકરણના તે તે ભવના વર્ણનો માટે સમાન જેવાં જ હોઈ તેમની વિગતોમાં મહત્ત્વનું કશું ન હોવાથી અહીં ઉતાર્યાં નથી.

ગૌ૦—હે ભગવન્! તે એ પ્રમાણે છે, હે ભગવન્! તે એ પ્રમાણે છે

—શતક ૬, ઉદ્દે૦ ૭

૬

ગૌ૦—હે ભગવન્! જંબુદ્વીપ નામે દ્વીપમાં ભારતવર્ષને વિષે આ અવસર્પિણીમાં દુષમાદુષમા કાલ અત્યંત ઉત્કટ અવસ્થાને પ્રાપ્ત થશે, ત્યારે ભારતવર્ષનો આકાર અને ભાવોનો આવિર્ભાવ કેવે પ્રકારે થશે?

મ૦—હે ગૌતમ! હાહાભૂત (જે કાળે દુઃખી લોકો 'હાહા' શબ્દ કરશે), ભંભાભૂત (જે કાળે દુઃખાર્ત પશુઓ ભાં ભાં શબ્દ કરશે), અને કોલાહલભૂત (જ્યારે દુઃખ-પીડિત પક્ષીઓ કોલાહલ કરશે) એવો તે કાલ થશે. કાલના પ્રભાવથી ઘણા કઠોર, ધૂળથી મેલા, અસહ્ય, અનુચિત અને ભયંકર વાયુ, તેમ જ સંવર્તક વાયુ (ભમરિયા વાયુ) વાશે. આ કાળે વારંવાર ચારે બાજુએ ધૂળ ઊડતી હોવાથી રજથી મલિન, અને અંધકાર વડે પ્રકાશરહિત દિશાઓ ધૂમાડા જેવી ઝાંખી દેખાશે. કાલની રૂક્ષતાથી ચંદ્રો અધિક શીતતા આપશે અને સૂર્યો અત્યંત તપશે. વળી વારંવાર ઘણા ખરાબ રસવાળા, વિરુદ્ધ રસવાળા, ખારા, ખાતર સમાન (ખાટા) પાણીવાળા, અગ્નિની માફક દાહક પાણીવાળા, વીજળીયુક્ત, કરા વરસાવનારા કે પર્વત ભેદનારા અશનિમેઘ, વિષમેઘ તથા વ્યાધિ-રોગ-વેદના ઉત્પન્ન કરનાર પાણીવાળા અને મનને રુચે નહીં તેવા પાણીવાળા મેઘો તીક્ષ્ણ ધારાઓ નાખતા પુષ્કળ વરસશે. તેથી ભારતવર્ષમાં ગામ-નગર વગેરે ઠેકાણે રહેલા મનુષ્યો, ચોપગા, ખેચર,

નગર ગામ અને નગરમાં આવેલા જનસમૂહો તથા બહુ પ્રકારના વૃક્ષો ગુચ્છો લતાઓ વેલડીઓ ઘાસ ઔષધી વગેરે ધરો વગેરે શાલી વગેરે તથા પ્રવાલ અને અંકુરાદિ તૃણવનસ્પતિઓ નાશ પામશે. વૈતાઢ્ય[1] સિવાયના પર્વતો ડુંગરો ધૂળનાં ઢીમાં ઢગલાઓ તથા રજ વિનાની ભૂમિઓ નાશ પામશે. ગંગા અને સિંધુ સિવાય પાણીના ઝરાઓ ખાડાઓ તથા દુર્ગમ અને વિષમ ભૂમિમાં રહેલા ઊંચાં અને નીચાં સ્થળો સરખાં થશે.

તે વખતે ભારતવર્ષની ભૂમિ પણ અંગાર જેવી છાણાના અગ્નિ જેવી ભસ્મીભૂત, તપી ગયેલ કડાયા જેવી, અગ્નિ સરખી બહુ રજવાળી બહુ કીચડવાળી, બહુ સેવાળવાળી ઘણા કાદવવાળી અને પ્રાણીઓને ચાલવું મુશ્કેલ પડે તેવી થશે.

તે વખતે ભારતવર્ષના મનુષ્યો ખરાબ રૂપવાળા, ખરાબ વર્ણવાળા ખરાબ ગંધવાળા દુષ્ટ રસવાળા ખરાબ સ્પર્શવાળા અનિષ્ટ અમનોજ્ઞ, મનને ન ગમે તેવા હીન સ્વરવાળા દીન સ્વરવાળા અનિષ્ટ સ્વરવાળા મનને ન ગમે તેવા સ્વરવાળા, જેઓનાં વચન અને જન્મ અપ્રમાણ છે એવા નિર્લજ્જ કૂડકપટ કલહ વધ, બંધ અને વૈરમાં આસક્ત મર્યાદાનુ ઉલ્લંઘન કરવામાં મુખ્ય અકાર્ય કરવામાં નિત્ય તત્પર, માતપિતાદિને અવશ્ય કરવા યોગ્ય વિનયથી

---

[1] ભરતક્ષેત્રના મધ્યમાં આવેલો લાંબો પર્વત. ચુલ્લહિમવંત પર્વત ઉપરથી નીકળેલ ગંગા અને સિંધુ નદીઓ એ પર્વતની ગુફામાં થઈને દક્ષિણાર્ધ ભરતમાં દાખલ થાય છે.

રહિત, બેડોળ રૂપવાળા, વધેલા નખ–કેશ–દાઢી–મૂછ અને રોમવાળા, કાળા, અત્યંત કઠોર, શ્યામવર્ણ વાળા, છૂટા કેશવાળા, ધોળા કેશવાળા, બહુ સ્નાયુથી બાંધેલ હોવાને લીધે દુર્દર્શનીય રૂપવાળા, વાંકા અને કરચલીઓવાળા પ્રત્યેક અંગયુક્ત, વૃદ્ધાવસ્થાયુક્ત પુરુષ જેવા, છૂટા અને સડી ગયેલા દાંતની શ્રેણિવાળા, ભયંકર એવો ડોક પાછળનો ભાગ અને મુખવાળા, વિષમ નેત્રવાળા, વાંકી નાસિકાવાળા, વાંકા અને વલિઓથી વિકૃત થયેલા, ભયંકર મુખવાળા, ખસ અને ખરજથી વ્યાપ્ત, કઠણ અને તીક્ષ્ણ નખો વડે ખજવાળવાથી વિકૃત થયેલા, દરાજ-કોઢ-અને કરોળિયાવાળા, ફાટી ગયેલ અને કઠોર ચામડીવાળા, વિચિત્ર અંગવાળા, ઊષ્ટ્રાદિના જેવી ગતિવાળા, માથાના વિષમ બંધનવાળા, યોગ્ય સ્થાને નહી ગોઠવાયેલ તથા છૂટા દેખાતા હાડકાવાળા, દુર્બલ, ખરાબ બાંધાવાળા, ખરાબ પ્રમાણવાળા, ખરાબ આકૃતિવાળા, ખરાબ રૂપવાળા, ખરાબ સ્થાન અને આસનવાળા, ખરાબ શય્યાવાળા, ખરાબ ભોજનવાળા, જેઓના પ્રત્યેક અંગ અનેક વ્યાધિઓથી પીડિત છે તેવા, સ્ખલનાયુક્ત વિહ્વલ ગતિવાળા, ઉત્સાહરહિત, સત્ત્વરહિત, વિકૃત ચેષ્ટાવાળા, તેજરહિત, વારંવાર શીત, ઉષ્ણ, અને કઠોર પવન વડે વ્યાપ્ત, જેઓના અંગ ધૂળ વડે મલિન અને રજ વડે વ્યાપ્ત છે એવા, બહુ ક્રોધ, માન અને માયાવાળા, બહુ લોભવાળા, અશુભ દુખના ભાગી, પ્રાય ધર્મસંજ્ઞા અને સમ્યક્ત્વથી ભ્રષ્ટ, વધારેમા વધારે એક હાથ પ્રમાણ શરીરવાળા, વધારેમા વધારે સોળ અને વીશ વર્ષના આયુષવાળા, પુત્રપૌત્રાદિ પરિવારમા અત્યંત સ્નેહવાળા (ઘણા પુત્રપૌત્રાદિનુ પાલન કરનારા), બીજના જેવા, અને

બીજમાત્ર એવાં મનુષ્યોનાં બહોંતેર કુટુંબો ગંગા, અને સિંધુ એ બે મહાનદીઓ અને વૈતાઢ્ય પર્વતનો આશ્રય કરીને દરમાં રહેનારાં થશે.

ગૌ૦—હે ભગવન્! તે મનુષ્યો કેવા પ્રકારનો આહાર કરશે?

મ૦—હે ગૌતમ! તે કાળે અને તે સમયે રથના માર્ગ જેટલા વિસ્તારવાળી ગંગા અને સિંધુ એ મહાનદીઓ રથની ધરીને પેસવાના છિદ્ર જેટલા ભાગમાં પાણીને વહેશે. તે પાણી ઘણાં માછલાં અને કાચબા વગેરેથી ભરેલું હશે પણ તેમાં ઘણું પાણી નહિ હોય. ત્યારે તે મનુષ્યો સૂર્ય ઊગ્યા પછી એક મુહૂર્તની અંદર અને સૂર્ય આથમ્યા પછી એક મુહૂર્તમાં પોતપોતાના દરોમાંથી બહાર નીકળશે અને માછલાં તથા કાચબા વગેરેને જમીનમાં દાટશે. પછી ટાઢ અને તડકા વડે બફાઈ ગયેલાં માછલાં અને કાચબા વગેરેથી તેઓ એકવીસ હજાર વર્ષ સુધી આજીવિકા કરતા રહેશે.

—શતક ૭ ઉદ્દે૦ ૬

# ૭

# પરચૂરણ વિભાગ

## ૧. ચાલતું ચાલ્યું કહેવાય

### ૧

વિવરણ મહાવીરના સમયમાં જે અનેક દાર્શનિક હતા, તેમાં જમાલિ નામના મહાવીરના ભાણેજ પણ એક દાર્શનિક તરીકે હતા.[1] મહાવીરનો આગમ અનેકાંતવાદપૂર્ણ છે, એટલે તે એક જ પદાર્થને પણ અનેક પ્રકારની દૃષ્ટિઓથી ભિન્ન ભિન્ન રૂપે જોઈ શકે છે. જમાલિ અને મહાવીર વચ્ચે જે એક બાબતમાં મતભેદ હતો એમ જણાય છે, તેનું ઉદાહરણ નીચે પ્રમાણે છે. એક શાળવીને આપણે સૂતર આપી વણવાનું કહ્યું. તે શાળવીએ કપડું વણવાનું શરૂ પણ કર્યું. પછી બે ચાર દિવસ બાદ આપણે તેને પૂછીશું કે સૂતરનું શું થયું? ત્યારે તે કહેશે કે કપડું વણાયું

---

૧ જુઓ ચારિત્ર ખંડમાં તેમનું ચરિત્ર, પા. ૨૬૭

તે ક્રિયા નકામી ગણાય છે તો પછી પટ જેમ પ્રથમ સમયે ઉત્પન્ન થતો નથી, તેમ ઉત્તર સમયોને વિષે પણ ઉત્પન્ન ન જ થવો જોઈએ કારણકે ઉત્તર સમયની ક્રિયાઓમા શું વિશેષતા છે કે, જેથી પ્રથમ સમયની ક્રિયાથી પટ ઉત્પન્ન ન થાય અને ઉત્તર સમયની ક્રિયાઓથી થાય ?' તાત્પર્ય એ છે કે જ્યારે અંત્ય સમયે આપણે પટને ઉત્પન્ન થયેલો જોઈએ છીએ, ત્યારે તે પટને અંત્ય સમયની પહેલા આદિ દરેક સમયમા અંશે અંશે ઉત્પન્ન થતો માનવો જ જોઈએ અર્થાત્ ઉત્પદ્યમાન પટ ઉત્પન્ન થાય છે, એ મંતવ્ય નિર્વિવાદ છે

—શતક ૧, ઉદ્દે૦ ૧, ૧૦

૨

રાજગૃહનગરમા ગુણશિલક ચૈત્યની આસપાસ થોડે દૂર ઘણા અન્યતીર્થિકો રહેતા હતા તેઓ ભગવાનના સ્થવિરોને આવીને કહેવા લાગ્યા કે, "તમે અસંયમી અને પાપી છો કારણ કે તમે અદત્ત (કોઈએ નહિ આપેલ) પદાર્થનું ગ્રહણ કરો છો, અદત્ત પદાર્થને ખાઓ છો અને અદત્તનો સ્વાદ લો છો કારણ કે તમને આપવામા આવતો પદાર્થ જ્યા સુધી પાત્રમા પડ્યો નથી, તેવામા વચમાથી કોઈ તે પદાર્થને લઈ લે, તો દાતા ગૃહસ્થના પદાર્થનું અપહરણ થયું કહેવાય, પણ તમારા પદાર્થનું અપહરણ થયું ન કહેવાય માટે તમે અદત્તનું ગ્રહણ અને ભોજન કરો છો એમ કહેવાય. અને તે કારણે તમે જરૂર અસંયમી ઇત્યાદિ છો।"

ત્યારે તે સ્થવિરોએ તેમને કહ્યું કે, હે આર્યો! અમારા મતમાં[1] અપાતું તે અપાયેલું, ગ્રહણ કરાતું તે ગ્રહણ કરાયેલું અને પાત્રમાં નખાતું તે નખાયેલું છે. તેથી હે આર્યો! અપાતો પદાર્થ જ્યાં સુધી પાત્રમાં નથી પડ્યો તેવામાં વચમાં કોઈ પદાર્થનો તે અપહાર કરે તો તે અમારા પદાર્થનો અપહાર થયો એમ કહેવાય. માટે અમે દત્તનું જ ગ્રહણ કરીએ છીએ અને ભોજન કરીએ છીએ; નથી અમે અસંયમી વગેરે નથી.

— શતક ૮ ઉદ્દે. ૭

## ૨. કેટલા મતો છે?

અનેક પ્રકારના પરિણામવાળા જીવો જેને વિષે ક[illegible]ન સમવસરણ—મત અથવા દર્શન કહેવાય છે.

ગૌ.—હે ભગવન્! કેટલાં સમવસરણો—મતો કહ્યાં છે?

મ.—હે ગૌતમ! ચાર સમવસરણો કહ્યાં છે: ક્રિયાવાદી, અક્રિયાવાદી, અજ્ઞાનવાદી અને વિનયવાદી.

વિવરણ: આ મતોના સંબંધે સવિસ્તર હકીકત મળી શકતી નથી. સૂત્રકૃતાંગ સૂત્રના પ્રથમ શ્રુતસ્કંધના બારમા સમવસરણ અધ્યયનમાં[2] આ મતોનું સંક્ષિપ્ત વર્ણન

---

1. મૂળમાં તો પેલા અન્યતીર્થિકો "તમારે મતે અપાતું તે અપાયેલું નથી, માટે તમે દોષી છો" એવો આક્ષેપ ક[illegible] છે; કારણ આજીવિક જૈન હોવા છતાં તેઓનો મત ઉપર પ્રમાણે હોવાથી પેલાઓએ આ જૈનોને પણ એમ કહ્યું હોય.

2. જુઓ આ માળાનું 'સંયમધર્મ' પુસ્તક પા. ૧૩૪

છે[1] પરંતુ તે ઉપરથી તેમની ચોક્કસ માન્યતા શી હતી તે સ્પષ્ટ જાણી શકાતું નથી તોપણ એટલું જાણી શકાય છે કે ક્રિયાવાદી વગેરે સ્વતંત્ર મતો નહીં હોય, પરંતુ મહાવીર ભગવાનના સમયમાં જે મતો પ્રચલિત હતા, તે બધાનો પૂર્વોક્ત ચાર પ્રકારમાં સમાવેશ કર્યો હશે

૧ ક્રિયાવાદી આ મતોની ભિન્ન ભિન્ન વ્યાખ્યા છે પ્રથમ વ્યાખ્યા પ્રમાણે, કર્તા સિવાય ક્રિયા સંભવતી નથી, માટે ક્રિયાના કર્તા તરીકે આત્માના અસ્તિત્વને માનનાર ક્રિયાવાદી કહેવાય છે બીજી વ્યાખ્યા પ્રમાણે, ક્રિયા પ્રધાન છે, અને જ્ઞાનનું કાંઈ પણ પ્રયોજન નથી એવી માન્યતાવાળા ક્રિયાવાદી છે ત્રીજી વ્યાખ્યા પ્રમાણે જીવાદિ પદાર્થના અસ્તિત્વને માનનારા ક્રિયાવાદી કહેવાય છે ક્રિયાવાદીના કુલ એંશી પ્રકાર કહેવાય છે

૨ અક્રિયાવાદી તેઓનું મંતવ્ય એ છે કે, કોઈ પણ અનવસ્થિત પદાર્થમાં ક્રિયા હોતી નથી જો તેમાં ક્રિયા હોય, તો તેની અનવસ્થિતિ ન હોય માટે ક્રિયાના અભાવને માનનારા અક્રિયાવાદી છે અથવા, ક્રિયાનું શું પ્રયોજન છે? માત્ર ચિત્તશુદ્ધિ જ આવશ્યક છે—એવી માન્યતા-વાળા અક્રિયાવાદી કહેવાય અથવા જીવાદિના નાસ્તિત્વને માનનારા અક્રિયાવાદી કહેવાય અક્રિયાવાદીના ૮૪ પ્રકાર કહેવાય છે

૩ અજ્ઞાનવાદી 'અજ્ઞાન શ્રેયરૂપ છે, કારણકે જ્ઞાનથી કર્મનો તીવ્ર બંધ થાય છે, અને અજ્ઞાનપૂર્વક કર્મબંધ

---

૧ તથા જુઓ આચારાંગ ટીકા, અધ્ય૦ ૧, ઉદ્દે૦ ૧, પૃ૦ ૧૬

નિષ્ફળ થાય છે —એવી માન્યતાવાળા અજ્ઞાનવાદી કહેવાય છે તેમના સડસઠ પ્રકાર છે

૪ વિનયવાદી સ્વર્ગાપવર્ગાદિ શ્રેયનું કારણ વિનય છે—એમ વિનયને જ પ્રધાનપણે માનનારા અને જેને કોઈ પણ નિશ્ચિત લિંગ આચાર કે શાસ્ત્ર નથી તે વિનયવાદી કહેવાય છે તેમના બત્રીશ પ્રકાર છે.*

ગૌ —હે ભગવન્! લેશ્યાયુક્ત જીવો કયા વાદવાળા હોય?

મ —હે ગૌતમ ચારે વાદવાળા હોય.

ગૌ —હે ભગવન્! લેશ્યારહિત જીવો કયા વાદવાળા હોય?

મ —હે ગૌતમ તેઓ ક્રિયાવાદી હોય.[1] તે પ્રમાણે કૃષ્ણપાક્ષિક[2] જીવો છેલ્લા ત્રણના વાદવાળા હોય છે શુક્લપાક્ષિકો ચારે વાદવાળા હોય સમ્યગ્દૃષ્ટિ જીવો ક્રિયાવાદી જ હોય. મિથ્યાદૃષ્ટિ જીવો છેલ્લા ત્રણ વાદવાળા હોય. સમ્યગ્મિથ્યાદૃષ્ટિ જીવો અજ્ઞાનવાદી અને વિનયવાદી જ[3] હોય

* આ ચારે વર્ગ મિથ્યાવાદીના છે; જ્યારે અહીં ક્રિયાવાદી જીવાદિના અસ્તિત્વને માનનાર હોવાથી સમ્યગ્દૃષ્ટિ લેવા.

૧ કારણ કે અયોગિકેવલિ અને સિદ્ધો જ અલેશ્ય હોય છે તેમને તો ક્રિયાવાદના હેતુભૂત યથાસ્થિત દ્રવ્યસ્વરૂપનું જ્ઞાન હોય છે

૨ જેમને અર્ધ પુદ્ગલાવર્ત જેટલો સમય સંસારમાં ભટકવાનું છે તે જીવો અને જેને તેથી અધિક ભમવાનું છે તે કૃષ્ણપાક્ષિક જુઓ પા. ૯૪ નોંધ ૧

૩ કારણ કે તેઓ નાસ્તિક પણ નથી કે આસ્તિક પણ નથી.

પાચ જ્ઞાન વાળાઓમાનો દરેક ક્રિયાવાદી જ હોય પરંતુ ત્રણ અજ્ઞાનવાળા જીવો પછીના ત્રણ વાદવાળા હોય[1]

નૈરયિકો ચારે વાદવાળા હોય પૃથિવીકાયિકો માત્ર અક્રિયાવાદી અને અજ્ઞાનવાદી હોય[2] એમ જ ચતુરિન્દ્રિય સુધીનુ જાણવુ

ગૌ૦—હે ભગવન્! ક્રિયાવાદી જીવો કોનુ આયુષ બાધે ?

મ૦—હે ગૌતમ! નૈરયિક અને તિર્યંચયોનિકનુ ન બાધે, પણ મનુષ્ય[3] અને દેવનુ બાધે દેવનુ બાધે તો વૈમાનિકનુ જ બાધે.

અક્રિયાવાદીઓ નૈરયિકથી માડીને દેવ સુધીનુ બાધે એ પ્રમાણે અજ્ઞાનવાદી અને વિનયવાદી વિષે પણ જાણવુ

લેશ્યાવાળા ક્રિયાવાદી મનુષ્ય અને દેવનુ બાધે કૃષ્ણલેશ્યાવાળા ક્રિયાવાદી મનુષ્યનુ બાધે કૃષ્ણલેશ્યાવાળા અક્રિયાવાદી, અજ્ઞાનવાદી અને વિનયવાદી નૈરયિક, તિર્યંચ,

---

૧ એ પ્રમાણે મૂળમા સજ્ઞાઓવાળા, નોસજ્ઞાવાળા, વેદવાળા, કષાયી, યોગવાળા, ઉપયોગવાળા વગેરેના ઉલ્લેખો છે. પણ તેમા સ્મૃતિની કસરત સિવાય બીજુ મહત્ત્વ નથી તેથી અહી તે બધા ઉતાર્યા નથી

૨ તેઓ મિથ્યાદૃષ્ટિ છે તેથી તેઓ અક્રિયાવાદીઓ અને અજ્ઞાનવાદીઓ જ હોય કોઈ પણ વાદનો અભાવ હોય તો પણ તે બે વાદને યોગ્ય જીવનો પરિણામ સભવે છે મૂળમા આ ઉપરાત અન્ય યોનિઓના પણ ઉલ્લેખ છે

૩ જે દેવો અને નારકો છે તેઓ મનુષ્યનુ, અને મનુષ્યો તથા પંચેન્દ્રિયતિર્યંચો દેવોનુ બાધે

દેવ અને મનુષ્યનું બાંધે. એ જ નીલ અને કાપોત માટે પણ જાણવું. તેજોલેશ્યાવાળા ક્રિયાવાદીઓ મનુષ્ય અને દેવનું બાંધે. તેજોલેશ્યાવાળા અક્રિયાવાદીઓ તિર્યંચ મનુષ્ય અને દેવનું બાંધે. એ જ પ્રમાણે તેજોલેશ્યાવાળા અજ્ઞાનવાદી અને વિનયવાદીનું પણ જાણવું. તથા તેજોલેશ્યા પ્રમાણે પદ્મ અને શુક્લવાળાનું પણ જાણવું. લેશ્યારહિત જીવો કોઈનું આયુ નથી બાંધતા.

કૃષ્ણપાક્ષિક અક્રિયાવાદી ચારે પ્રકારનાં આયુ બાંધે. કૃષ્ણપાક્ષિક અજ્ઞાનવાદી અને વિનયવાદી પણ ચારે પ્રકારના આયુ બાંધે. શુક્લપાક્ષિક મનુષ્ય અને દેવનું બાંધે.

સમ્યગ્દૃષ્ટિ ક્રિયાવાદી મનુષ્ય અને દેવનું બાંધે. મિથ્યાદૃષ્ટિ ચારે પ્રકારના બાંધે. સમ્યગ્મિથ્યાદૃષ્ટિ અજ્ઞાનવાદી કોઈનું ન બાંધે. સમ્યગ્મિથ્યાદૃષ્ટિ વિનયવાદી કોઈનું ન બાંધે.

જ્ઞાની મતિજ્ઞાની શ્રુતજ્ઞાની અને અવધિજ્ઞાની મનુષ્ય અને દેવનું બાંધે. મનઃપર્યવજ્ઞાની (ક્રિયાવાદી) દેવનું (વૈમાનિકનું) બાંધે. કેવલજ્ઞાની કોઈનું ન બાંધે.

ક્રિયાવાદી નૈરયિકો મનુષ્યનું બાંધે. અક્રિયાવાદી નૈરયિકો તિર્યંચ અને મનુષ્યનું બાંધે. અજ્ઞાનવાદી અને વિનયવાદી નૈરયિકો તિર્યંચ અને મનુષ્યનું બાંધે.

અક્રિયાવાદી પૃથ્વીકાયિકો[1] તિર્યંચ અને મનુષ્યનું બાંધે. અજ્ઞાનવાદી પૃથ્વીકાયિકો તિર્યંચ અને મનુષ્યનું બાંધે.

---

૧ લેશ્યાવાળા પૃથ્વીકાયિકો બધા તેજોલેશ્યામાં કોઈનું ન બાંધે. એમ કહેવાનું કારણ કે તે લેશ્યા તેમને અપર્યાપ્તપણામાં પૂરી થવા પહેલાં હોય છે અને અપર્યાપ્તપણામાં પૂરીવાર થતી જ

ક્રિયાવાદી પચેદ્રિય તિર્યંચ, દેવનુ બાધે અક્રિયાવાદી, અજ્ઞાનવાદી અને વિનયવાદી પચેદ્રિય તિર્યંચો ચારે પ્રકારના આયુ કૃષ્ણલેશ્યાવાળા ક્રિયાવાદી પચેદ્રિય તિર્યંચ કોઈનુ ન બાધે[1] કૃષ્ણલેશ્યાવાળા, અક્રિયાવાદી, અજ્ઞાનવાદી અને વિનયવાદી પચેદ્રિય તિર્યંચો ચારે પ્રકારનુ બાધે તેમજ નીલ અને કાપોત લેશ્યાવાળા પચેદ્રિય તિર્યંચોનુ પણ જાણવુ તેજોલેશ્યાવાળા ક્રિયાવાદી પચેદ્રિય તિર્યંચો વૈમાનિક દેવનુ જ બાધે પરતુ તેજોલેશ્યાવાળા અક્રિયાવાદી, અજ્ઞાનવાદી અને વિનયવાદી પચેદ્રિયતિર્યંચો દેવ, તિર્યંચ અને મનુષ્યનુ આયુ એમ જ પદ્મ અને શુક્લવાળાનુ પણ જાણવુ

સમ્યગ્દષ્ટિ વૈમાનિકનુ જ બાધે મિથ્યાદષ્ટિને કૃષ્ણ-પાક્ષિકોની જેમ જાણવા સમ્યગ્મિથ્યાદષ્ટિ એક પણ ન બાધે[2]

---

પરભવનુ આયુષ બધાય છે અપ્કાયિક અને વનસ્પતિકાયનુ પૃથ્વીકાયિક પ્રમાણે જ જાણવુ અગ્નિકાય અને વાયુકાય તિર્યંચનુ જ બાધે બે ઇંદ્રિયથી ચાર ઇંદ્રિય સુધીના પણ પૃથ્વીકાય પ્રમાણે જાણવા પણ સમ્યક્ત્વ અને જ્ઞાનમા તેઓ એક પણ આયુષ નથી બાધતા કારણ કે તેમને તેનો કાળ અલ્પ હોય છે

1 કારણ કે જ્યારે સમ્યગ્દષ્ટિ પચેદ્રિય તિર્યંચ કૃષ્ણાદિ અશુભ લેશ્યાના પરિણામવાળા હોય છે, ત્યારે તેઓ કોઈ પણ આયુષનો બધ નથી કરતા અને તેજોલેશ્યાદિ શુભ પરિણામ-વાળા હોય છે ત્યારે જ કેવળ વૈમાનિકાયુષનો બધ કરે છે

2 આમ આ ઉપરાત અન્ય લાબો વિસ્તાર મૂળમા છે

ગૌ૦ — હે ભગવન્! શું ક્રિયાવાદી જીવો ભવસિદ્ધિક છે કે અભવસિદ્ધિક?

મ૦ — હે ગૌતમ! તેઓ ભવસિદ્ધિક છે. બાકીના ત્રણ વાદી બંને છે.[1]

— શતક ૩ ઉદ્દે૦ ૧

## ૩. તુલ્યના પ્રકાર

ગૌતમ — હે ભગવન્! તુલ્યના કેટલા પ્રકાર કહેલ છે?

મ૦ — હે ગૌતમ! છ પ્રકારે તુલ્ય કહેલ છે: દ્રવ્યતુલ્ય, ક્ષેત્ર, કાલ, ભવ, ભાવ અને સંસ્થાન તુલ્ય.

૧. એક પરમાણુ બીજા પરમાણુ સાથે દ્રવ્યથી તુલ્ય છે.

૨. આકાશના એક પ્રદેશમાં રહેલ પુદ્ગલ એક પ્રદેશમાં રહેલ પુદ્ગલદ્રવ્યની સાથે ક્ષેત્રથી તુલ્ય છે.

૩. એક સમયની સ્થિતિવાળું પુદ્ગલદ્રવ્ય, એક સમયની સ્થિતિવાળા પુદ્ગલની સાથે કાલથી તુલ્ય છે.

૪. નારક જીવ નારકની સાથે ભવરૂપે તુલ્ય છે.

૫. એકગુણ કાળા વર્ણવાળું પુદ્ગલ દ્રવ્ય એકગુણ કાળા વર્ણવાળા પુદ્ગલદ્રવ્યની સાથે ભાવથી તુલ્ય છે.

૬. પરિમંડલ[2] સંસ્થાન પરિમંડલ સંસ્થાન સાથે સંસ્થાન વડે તુલ્ય છે.

— શતક ૧૪ ઉદ્દે૦ ૭

---

૧. બાકી ત્રણ અક્રિયાવાળા, અજ્ઞાનવાળા, વિનયવાળા વગેરેનો બાકી ક્રમ મૂળમાં આવે છે.

૨. સંસ્થાન એટલે આકારવિશેષ. તેના વૃત્ત, ત્ર્યસ્ર, ચતુરસ્ર અને આયત એમ અન્ય પ્રકારો માટે જુઓ આગળ પા. [illegible]

# ૪ પરચૂરણ બાબતો

૧

ગૌ૦—હે ભગવન્ ! હમેશાં સૂક્ષ્મ સ્નેહકાય – અપ્કાય (એક જાતનુ પાણી) માપપૂર્વક પડે છે ?

મ૦—હા ગૌતમ ! પડે છે તે ઊંચે પડે છે, નીચે પણ પડે છે, અને તીરછે પણ પડે છે

ગૌ—હે ભગવન્ ! તે સૂક્ષ્મ અપ્કાય, આ સામાન્ય સ્થૂલ અપ્કાયની (પાણીની) સાથે પરસ્પર સમાયુક્ત થઈને લાબાકાળ સુધી રહે ?

મ૦—ના ગૌતમ ! તે શીઘ્ર નાશ પામી જાય છે

—શતક ૧, ઉદ્દે૦ ૬

૨

ગૌ૦—હે ભગવન્ ! અસ્તિત્વ અસ્તિત્વમા પરિણમે, અને નાસ્તિત્વ નાસ્તિત્વમા પરિણમે છે ?

મ૦—હા ગૌતમ !

ગૌ૦—હે ભગવન્ ! તે શુ પ્રયોગથી – જીવના વ્યાપારથી તેમ પરિણામે છે કે સ્વભાવથી ?

મ૦—હે ગૌતમ ! તે પ્રયોગથી અને સ્વભાવથી એમ બન્ને પ્રકારે પરિણામે છે

—શતક ૧, ઉદ્દે૦ ૩

૩

ગૌતમ૦—હે ભગવન્ ! જબુદ્વીપમા આ ભારતવર્ષમાં આ અવસર્પિણીના કાળમા કેટલા કુલકરો થયા ?

મ — હે ગૌતમ! સાત કુલકરો થયા : વિમલવાહન, ચક્ષુષ્માન, યશોમાન, અભિચંદ્ર, પ્રસેનજિત, મરુદેવ, અને નાભિ.[1]

વિવરણ : આ અવસર્પિણીના પ્રથમ સુષમસુષમા નામના આરામાં લોકો સુખી હતા. તેમનામાં રાજા પ્રજા કે નાતજાત નહોતાં. બધા સમાનભાવે વસતા. એમને કશી ચીજ માટે પ્રયત્ન કરવો પડતો નહોતો. કારણ કે કલ્પવૃક્ષો તેમને બધી ચીજો આપતાં. બધાં બાળક (સ્ત્રી–પુરુષના) યુગલરૂપે અવતરતાં અને તે બે જ પતિપત્ની થતાં. ૪૯ દિવસમાં તો તેમને માબાપની સંભાળની જરૂર રહેતી નહીં. કલ્પવૃક્ષનાં ફળ પણ તેમને ત્રણ ત્રણ દિવસે ખાવાં પડતાં. ત્યાર પછીના સુષમા આરામાં વસ્તુસ્થિતિ બગડતી ગઈ. ફળ તેમને બે બે દિવસે ખાવા પડતાં; અને બાળકોને મોટાં થતાં ૬૪ દિવસ લાગતા. પરંતુ અહીં સુધી મરીને તેઓ દેવપણે જ જન્મતા. પરંતુ પછીના સુષમદુઃષમા આરામાં વસ્તુસ્થિતિ વધુ બગડી. બાળકો ૭૯ દિવસે મોટાં થતાં. મરીને પણ ચારે ગતિએ જતાં. ફળ રોજ ખાવા પડતાં. મનુષ્યોના સદ્‌ગુણ ઘટ્યા અને તેઓની માનસિક વૃત્તિઓ બગડવા લાગી. તેથી કાયદાની જરૂર પડવા લાગી. તે વખતે અનુક્રમે સાત કુલકર થયા અને તેમણે માનવજીવન માટે

૧. અહીં પણ તીર્થંકરો, તેમની માતાઓ, પિતાઓ, ચક્રવર્તીઓ, તેમની સ્ત્રીઓ, વાસુદેવો, બલદેવો, વાસુદેવનાં માતપિતા, વાસુદેવના પ્રતિશત્રુઓ વગેરે બધાની વિગતવાર જાણવા પૂરતી માહિતી સમવાયાંગસૂત્રમાંથી જોઈ લેવી એવું મૂળમાં જણાવેલું છે.

નિયમ બાધ્યા દિગબરો ૧૪ કુલકર માને છે, અને તેમને 'મનુ' પણ કહે છે બ્રાહ્મણગ્રથોમા એ રીતે મનુઓએ વ્યવસ્થા દાખલ કર્યાની હકીકત આવે જ છે ધીમેધીમે કલ્પવૃક્ષ ઓછા થવાથી તથા દરેક વસ્તુ માટે લડાલડી થવાથી અનુક્રમે દરેક કુલકરે મનુષ્યોને જમીનની સીમાઓ નક્કી કરી આપી, હાથીઘોડા ઉપર બેસવાનુ શીખવાડ્યુ, (પર્વતો અને નદીઓ થતા) પર્વત ઉપર ચડતા અને વહાણ બાધતા શીખવાડ્યુ, (નાળ સાથે બાળકો અવતરવા લાગતા) નાળ વધેરવાનુ શીખવ્યુ, વગેરે રસિક વર્ણન આપવામા આવે છે એ છેલ્લા કુલકર નાભિના પુત્ર તે જ પ્રથમ તીર્થંકર ઋષભદેવ

ઋષભદેવને નાભિની સૂચનાથી જ લોકોએ રાજા બનાવ્યા પૃથ્વી ઉપર એ પ્રથમ જ રાજા થયા તેમણે જ પહેલી વાર પોતાના પુત્રપુત્રીના લગ્ન વખતે જોડકાના ભાઈ બહેન પરણાવવાની પ્રથા તોડી કલ્પદ્રુમ તેમના સમયમા જ એકસાથે નિષ્ફળ થવા લાગ્યા તેથી મનુષ્યોને ઉદરનિર્વાહ અર્થે પ્રયત્ન કરવો પડ્યો ઋષભદેવે જ પોતાની પ્રજાને કુંભારનુ, દરજીનુ, હજામનુ, ચિત્રકારનુ અને વણકરનુ એ પાચ કામ શીખવ્યા (પાછલા શુભ આરાઓમા મનુષ્યોને વાળ-નખ વધતા નહોતા) વળી એમણે એમને ખેતી, વેપાર અને રાધવાની કળા શીખવી તેમ જ લિપિ, ગણિત અને પુરુષોની ૭૨ અને સ્ત્રીઓની ૬૪ કળાઓ પણ શીખવી તેમના મરણ વખતે જ અગ્નિસસ્કારની પ્રણાલી દેવોએ દાખલ કરી ત્યા સુધી મડદાને વનમા જ મૂકી આવવામા આવતુ ઋષભના નિર્વાણ પછી ૩ વર્ષ અને

# અન્યતીર્થિકો

## ૧

### એક સાથે એક જ વેદ હોય

રાજગૃહ નગરનો પ્રસંગ છે

ધર્મકથાદિ પતી જવાથી લોકો વેરાઈ ગયા બાદ ગૌતમમુનિ મહાવીર ભગવાનને આવીને પોતાની શંકા પૂછે છે:

ગૌ૦—હે ભગવન્! અન્યતીર્થિકો[૧] એમ કહે છે કે, 'કોઈ પણ નિર્ગ્રંથ મર્યા પછી દેવ થાય તો, તો તે દેવ ત્યાં બીજા દેવો સાથે કે બીજા દેવોની દેવીઓ સાથે વિષયસેવન કરતો નથી, તેમ જ પોતાની દેવીઓને વશ કરીને તેઓની સાથે પણ વિષયસેવન કરતો નથી પરંતુ તે દેવ પોતે જ પોતાના નવાં બે રૂપ કરે છે તેમાં એક રૂપ દેવનું અને બીજું દેવીનું હોય છે તે પ્રમાણે બે રૂપ બનાવી તે દેવ કૃત્રિમ દેવી સાથે વિષયસેવન કરે છે એ પ્રમાણે એક જીવ એક જ કાળે બે વેદ અનુભવે છે પુરુષવેદ અને સ્ત્રીવેદ' હે ભગવન્! એવું કેમ કરીને હોય?

૧ અન્યના તીર્થને–માર્ગને–સિદ્ધાંતને–અનુસરનારા

મ — હે ગૌતમ! એ લોકોનું એ બધું કહેવું ખોટું છે. હું તો એમ કહું છું કે તે દેવ બીજા દેવો સાથે તથા બીજા દેવની દેવીઓ સાથે તેઓને વશ કરીને વિષયસેવન કરે છે અને પોતાની દેવીઓને વશ કરીને તેઓની સાથે પણ વિષયસેવન કરે છે, પણ પોતે પોતાના બે રૂપ બનાવીને વિષયસેવન કરતો નથી. એક જીવ એક સમયે એક વેદ અનુભવે છે, બે કદી નહિ.

— શતક ૨, ઉદ્દે. ૫

૨

**કર્મ પ્રમાણે જ વેદના ન અનુભવે**

ગૌ — હે ભગવન્! અન્યતીર્થિકો એમ કહે છે કે સર્વ ભૂતપ્રાણો જે પ્રમાણે કર્મ બાંધ્યું હોય તે પ્રમાણે જ વેદના અનુભવે છે; તે એમ શાથી છે?

મ — હે ગૌતમ! તેમનું તે કહેવું ખોટું છે. હું તો એમ કહું છું કે કેટલાક જીવો કર્મ પ્રમાણે વેદનાને અનુભવે છે, ત્યારે કેટલાક તેથી જુદી વેદના અનુભવે છે.

ગૌ — હે ભગવન્! એ કેવી રીતે?

મ — હે ગૌતમ! જેઓ કર્મ અનુસાર વેદના અનુભવે છે, તેઓ કર્મ અનુસાર વેદના અનુભવે છે; અને જેઓ તેથી જુદી અનુભવે છે, તેઓ તેથી જુદી અનુભવે છે.[1]

— શતક ૫, ઉદ્દે. ૫

---

૧ મહાવીરનો જવાબ કંઈ નવો ખુલાસો નથી આપતો. ટીકાકાર ઉમેરે છે કે, કર્મની સ્થિતિ રસ વગેરેમાં પુરુષપ્રયત્નથી ફેરફાર કરી શકાય છે; તેથી કેટલાક કર્મ પ્રમાણે જ વેદના નથી અનુભવતા.

## ૩

## અહીં નર્યું દુઃખ જ નથી

ગૌ૦—હે ભગવન્! અન્યતીર્થિકો એમ કહે છે કે, સર્વે જીવો એકાંત દુઃખરૂપ વેદનાને અનુભવે છે, તે એમ કેમ હોય?

ભ૦—હે ગૌતમ! તેઓનું તે કહેવું ખોટું છે. હું એમ કહું છું કે, કેટલાક જીવો એકાંત દુઃખરૂપ વેદના અનુભવે છે, અને કદાચિત સુખ પણ અનુભવે છે. ત્યારે કેટલાક એકાંત સુખ અનુભવે છે અને કદાચિત દુઃખ અનુભવે છે. વળી કેટલાક કદાચિત સુખ અને કદાચિત દુઃખ એમ વિવિધ પ્રકારે વેદનાને અનુભવે છે.

જેમકે નારકો એકાંત દુઃખરૂપ વેદના અનુભવે છે અને કદાચિત સુખ અનુભવે છે[1]; દેવો એકાંત સુખરૂપ વેદના અનુભવે છે અને કદાચિત દુઃખને અનુભવે છે[2]; ત્યારે પૃથ્વીકાયથી માંડીને મનુષ્યો સુધીના જીવો (કદાચિત્ સુખ અને કદાચિત દુઃખ એમ) વિવિધ પ્રકારે વેદના અનુભવે છે. —શતક ૬, ઉદ્દે૦ ૧૦

## ૪

## એકાંતબાલ

ગૌ૦—હે ભગવન્! અન્યતીર્થિકો એમ કહે છે કે, 'જિનોને મતે શ્રમણો સર્વ પાપસ્થાનોમાંથી વિરતિવાળા હોવાથી

---

૧ તીર્થંકરના જન્માદિ પ્રસંગે તથા પૂર્વજન્મના મિત્ર દેવના પ્રયોગ દ્વારા.

૨. પરસ્પર આહનનમાં, અને પ્રિય વસ્તુના વિયોગાદિમાં.

પંડિત કહેવાય છે અને શ્રમણોપાસકો દેશ – એટલે કે અમુક અંશે – વિરતિવાળા હોવાથી બાલપંડિત કહેવાય છે. પરંતુ જે જીવને એક પણ જીવના વધની અવિરતિ છે તે જીવ બાલપંડિત ન કહેવાવો જોઈએ. તો હે ભગવન્! તેઓનું આમ કહેવું સત્ય છે?

મ૦—હે ગૌતમ! તેઓનું આમ કહેવું મિથ્યા છે. હું તો એમ કહું છું કે જે જીવે એક પણ પ્રાણીના વધની વિરતિ કરી છે તે જીવ એકાંતબાલ ન કહેવાય, પરંતુ બાલપંડિત કહેવાય.

ગૌ૦—હે ભગવન્! જીવો બાલ એટલે કે વિરતિરહિત છે? પંડિત એટલે કે સર્વ વિરતિવાળા છે? કે બાલપંડિત અર્થાત્ દેશવિરતિવાળા છે?

મ૦—હે ગૌતમ! જીવો બાલ પણ છે, પંડિત પણ છે અને બાલપંડિત પણ છે. તેમાં નૈરયિકોથી ચાર ઇંદ્રિયોવાળા જીવો સુધીનાઓ બાલ હોય છે. પંચેંદ્રિય તિર્યંચો બાલ અને બાલપંડિત હોય છે. મનુષ્યો બાલ, પંડિત અને બાલપંડિત હોય છે. તથા વાનવ્યંતર વગેરે દેવો બાલ છે.

—શતક ૧૭ ઉદ્દે૦ ૨

## ૫

## કેવલજ્ઞાની અને યક્ષ

રાજગૃહ નગરનો પ્રસંગ છે.

ગૌ૦—હે ભગવન્! અન્યતીર્થિકો એમ કહે છે કે, કેવલી યક્ષના આવેશથી આવિષ્ટ થઈને કદાચ બે પ્રકારની ભાષા બોલે છે: મૃષાભાષા અને સત્યમૃષા ભાષા. તો હે ભગવન્! એ ખરું છે?

મ૦—હે ગૌતમ! તેમનું તે કહેવું ખોટું છે. હું તો એમ કહું છું કે, કેવલજ્ઞાની યક્ષના આવેશથી આવિષ્ટ થતા નથી, તેથી તેઓ તો પાપવ્યાપાર વિનાની અને બીજાનો ઉપઘાત ન કરે તેવી એ ભાષા કદાચ બોલે છે: સત્ય અને અસત્ય-અમૃષા.[1]

—શતક ૧૮, ઉદ્દે૦ ૭.

## ૬

## રાજગૃહનગરનો ઊના પાણીનો કુંડ

ગૌ૦—હે ભગવન્! અન્યતીર્થિકો એમ કહે છે કે રાજગૃહનગરથી બહાર વૈભાર પર્વતની નીચે એક મોટો પાણીનો હ્રદ આવેલો છે. તેની લંબાઈ અને પહોળાઈ અનેક યોજન જેટલી છે, તથા તેનો આગળનો ભાગ અનેક જાતના વૃક્ષખંડોથી સુશોભિત છે. તેમાં અનેક ઉદાર મેઘો વરસવાની તૈયારીમાં હોય છે અને વરસે છે. વળી તે ઉપરાંત તે હ્રદમાંથી હમેશાં ઊનુંઊનું પાણી ઝર્યા કરે છે. હે ભગવન્! એમ કેમ હોય?

મ૦—હે ગૌતમ! તેઓએ જે કાંઈ કહ્યું છે, તે ખોટું છે. હું તો આ પ્રમાણે કહું છું કે, રાજગૃહનગરની બહાર વૈભાર પર્વતની પાસે 'મહાતપોપતીરપ્રભવ' નામનું ઝરણું છે. તેની લંબાઈ અને પહોળાઈ પાંચસે ધનુષ જેટલી છે. તેનો આગળનો ભાગ અનેક જાતના વૃક્ષખંડોથી સુશોભિત છે. તે ઝરણામાં અનેક ઉષ્ણ યોનિવાળા જીવો

[1] સંબોધન, આજ્ઞા વગેરેમાં વપરાતી ભાષા સત્ય નથી કે અસત્ય નથી.

અને પુદ્ગલો પાણીપણે ઉત્પન્ન થાય છે, નાશ પામે છે અને ચ્યવે છે અને ઉપચય પામે છે. તદુપરાંત તે ઝરણામાંથી હંમેશ ઉનું ઉનું પાણી ઝર્યા કરે છે. એ 'મહાતપોપતીર પ્રભવ' નામના ઝરણનો અર્થ છે.[1]

—શતક ૨, ઉદ્દે. ૫

૭

## મિથ્યાદૃષ્ટિનું વિપરીત જ્ઞાન

ગૌ૦—હે ભગવન્! રાજગૃહનગરમાં રહેલો મિથ્યાદૃષ્ટિ (અન્ય મતવાળો) ભાવિતાત્મા સાધુ વીર્યલબ્ધિથી, વૈક્રિયલબ્ધિથી અને વિભંગજ્ઞાનલબ્ધિથી વારાણસી નગરીનું વિકુર્વણ કરીને તદ્ગત રૂપોને જાણે-જુએ?

મ૦—હા, ગૌતમ!

ગૌ૦—હે ભગવન્! શું તે જેવું છે તેવું જાણે અને જુએ, કે વિપરીત રીતે જાણે અને જુએ?

મ૦—હે ગૌતમ! તે વિપરીત રીતે જાણે અને જુએ. કારણ કે તેના મનમાં તો એમ થાય છે કે વારાણસીમાં રહેલો હું રાજગૃહ નગરીની વિકુર્વણા કરીને તદ્ગત રૂપોને જાણું છું અને જોઉં છું. એવું તેનું દર્શન વિપરીત હોય છે. વળી તેને એવો ખ્યાલ નથી હોતો કે આ જે દેખાય છે તે

---

1. મહા—આતપ = મોટો તાપ; તેની પાસે જેની ઉત્પત્તિ છે તે. મહાવીરે વિશેષ શું કહ્યું, તથા પ્રત્યક્ષવસ્તુમાં કેવળજ્ઞાની કે સામાન્યજ્ઞાનીના વર્ણનમાં શો ફેર પડે, તે બાબતના સાધનો તો સમજવું નથી. કાળ પછીના લખાણમાં તેવા ફેરફારો જણાયા છે.

મારી વીર્યલબ્ધિ આદિથી ઊભુ થયેલુ છે તે તો તેને વાસ્તવિક માને છે આવુ તેનુ દર્શન વિપરીત હોય છે

પરતુ અમાયી, સમ્યગ્દષ્ટિ ભાવિતાત્મા અનગાર તો રૂપોને જેમ હોય તેમ જાણે છે તેના મનમા થાય છે કે હુ રાજગૃહનગરમા રહીને વારાણસીનગરીની વિકુર્વણા કરીને તદ્‌ગત રૂપોને જાણુ છુ તથા જોઉં છુ વળી તે સાધુના મનમા એમ થાય છે કે આ વારાણસીનગરી નથી, પણ એ મારી વીર્યલબ્ધિ, વૈક્રિયલબ્ધિ, કે અવધિજ્ઞાનલબ્ધિ છે એ મે મેળવેલા ઋદ્ધિ, દ્યુતિ, યશ, બળ, વીર્ય અને પુરુષકાર–પરાક્રમરૂપ છે તેથી તે સાધુ તથાભાવે જાણે છે અને જુએ છે, પણ અન્યથાભાવે નથી જેતા

—શતક ૩, ઉદ્દે૦ ૬

૮

## નારકલોક

ગૌ૦—હે ભગવન્ ! અન્યતીર્થિકો એમ કહે છે કે, જેમ કોઈ યુવતી ને યુવાન હાથમા હાથ ભિડાવીને ઊભેલાં હોય, અથવા જેમ આરાઓથી ભિડાયેલી ચક્રની નાભિ હોય, તે પ્રમાણે ચારસે પાચસે યોજન સુધી મનુષ્યલોક મનુષ્યોથી ખીચોખીચ ભરેલો છે હે ભગવન્ ! તે એ પ્રમાણે કેમ હોઈ શકે ?

મ૦—હે ગૌતમ ! તેઓ જે કહે છે, તે ખોટુ છે હુ એમ કહુ છુ કે, એ પ્રમાણે તો નારકલોક નારકોથી ખીચોખીચ ભરેલો છે કારણ કે તેઓ મોટી મોગરી, કગ્ગલ, તરવાર, હળ, ગદા, મુશળ, ચક્ર, નારાચ, કુંત (ભાલો), તોમર, શૂળ,

તથા બાકડી આદિનાં[1] એક કે અનેક સંખ્યેય રૂપો વિકુર્વી શકે છે તે બધા સજાવ હોય છે, અસજાવ નથી હોતા વળી તે સદશ હોય છે અસદશ નથી હોતાં. એ રૂપોને વિકુર્વીને એક બીજાના શરીરને અભિઘ્નતા અભિઘ્નતા તેઓ વિપુલ, પ્રગાઢ કર્કશ પરુષ નિષ્ઠુર, ચંડ તીવ્ર, દુઃખરૂપ દુર્ગ અને દુરધિસહ્ય વેદનાને ઊભી કરે છે

—શતક ૫ ઉદ્દે૦ ૧

## ૯

### સુખદુઃખ દેખાડી શકાય નહિ

ગૌ૦ —હે ભગવન્! અન્યતીર્થિકો એમ કહે છે કે રાજગૃહનગરમાં જેટલા જીવો છે તેટલા જીવોને કોઈ બોરના ઠળિયા જેટલું પણ, વાલ જેટલું પણ, કલાય કે ચોખા જેટલું પણ, અડદ જેટલું પણ, મગ જેટલું પણ, જૂ જેટલું પણ, અને લીખ જેટલું પણ સુખ વા દુઃખ કાઢીને દેખાડવા સમર્થ નથી. હે ભગવન્! તે એમ કેવી રીતે હોઈ શકે?

મ૦ —હે ગૌતમ! તે લોકો જે કહે છે તે મિથ્યા છે. હું એમ કહું છું કે સર્વ લોકમાં પણ સર્વ જીવોને કોઈ સુખ વા દુઃખ દેખાડવા સમર્થ નથી. કોઈ મહા ઋદ્ધિ અને પ્રભાવવાળો દેવ એક મોટો ગંધનો દાબડો લઈને ઉઘાડે અને તેને ઉઘાડી સંપૂર્ણ જંબૂદ્વીપને ત્રણ ચપટી વગાડે તેટલામાં ૨૧ વાર ફરી શીઘ્ર પાછો આવે, તો હે

---

૧ મૂળમાં તો ઉપરાંત મુસુંઢિ શક્તિ ભિંડમાલ આદિ વધારે છે

ગૌતમ! તે સંપૂર્ણ જંબુદ્વીપ તે ગંધપુદ્ગલોના સ્પર્શવાળો થયો કે નહીં? 'હા! થયો!' હે ગૌતમ! કોઈ તે ગંધ-પુદ્ગલોને બોરના ઠળિયા જેટલા પણ દર્શાવવા સમર્થ છે? 'ના'! તેમ, હે ગૌતમ! સુખાદિને પણ કોઈ દર્શાવવા સમર્થ નથી.[1]

—શતક ૬, ઉદ્દે૦ ૧૦

## ૧૦

## નિંદા એ સંયમ છે?

પાર્શ્વનાથના વંશમાં થયેલ કાલાસ્યવેષિપુત્ર નામનો સાધુ એક વખત મહાવીરના સ્થવિર ભગવંતો પાસે આવીને કહેવા લાગ્યો: હે આર્યો! સામાયિક[2] એટલે શું, પ્રત્યાખ્યાન એટલે શું, સંયમ એટલે શું, સંવર એટલે શું, વિવેક એટલે શું અને વ્યુત્સર્ગ એટલે શું, તે તમે જાણો છો? ત્યારે તે સ્થવિરોએ કહ્યું કે, 'હે આર્ય! અમારો આત્મા એ જ સામાયિક છે; અમારો આત્મા જ પ્રત્યાખ્યાન છે તથા અમારો આત્મા જ સંયમ, સંવર, વિવેક અને વ્યુત્સર્ગ છે.[3]

---

૧ ટીકાકાર એ આખાનો સાર ટૂંકમાં જણાવે છે કે, અતિસૂક્ષ્મપણાને લીધે ગંધના પુદ્ગલો અમૂર્ત તુલ્ય હોવાથી જેમ કોઈ દર્શાવવા સમર્થ નથી, તેમ સુખ અને દુઃખ પણ દેખાડી શકાય નહીં.

૨. સામાયિક એટલે સમભાવ, પ્રત્યાખ્યાન એટલે નિયમપૂર્વક પાપકર્માદિનો ત્યાગ, સંયમ એટલે પૃથ્વી વગેરે જીવોને સાચવવા તે, સંવર એટલે ઇંદ્રિય-મનની પ્રવૃત્તિઓ અટકાવવી તે, વિવેક એટલે વિશેષજ્ઞાન, અને તેને પરિણામે હેયવસ્તુઓનો ત્યાગ, વ્યુત્સર્ગ એટલે શરીર વગેરેમાં અનાસક્તપણું.

૩ 'કર્મનું નહિ બાંધવું' વગેરે જીવના ગુણો છે, અને જીવના ગુણોથી જીવ જુદો નથી, માટે સામાયિકનો અર્થ પણ આત્મા છે.

પ્ર —જો પછી હે આર્યો જો આત્મા જ સામાયિક વગેરે રૂપ છે તો તમે ક્રોધ માન, માયા અને લોભનો ત્યાગ કરી શા માટે તે ક્રોધ વગેરેની નિંદા કરો છો ?

ઉ —હે કાલાસ્યવેષિપુત્ર ! સંયમને માટે અમે ક્રોધાદિકની નિંદા કરીએ છીએ.[1]

પ્ર —હે ભગવંતો નિંદા એ સંયમ છે કે અનિંદા ?

ઉ —હે કાલાસ્યવેષિપુત્ર ! (અહીં) નિંદા એ સંયમ છે પણ અનિંદા નહિ (દોષોની) નિંદા બધા દોષોનો નાશ કરે છે આત્મા સર્વ મિથ્યાત્વને (અવિરતિને) જાણીને નિંદા દ્વારા બધા દોષોને ત્યાગ કરે છે એ પ્રમાણે અમારો આત્મા (નિંદા દ્વારા શિધરો) સંયમમાં સ્થાપિત થાય છે.

આ સાંભળી કાલાસ્યવેષિપુત્રને ભાન આવ્યું, અને તે પેલા ભગવંતોને નમસ્કાર કરી બોલ્યા હે ભગવંત ! પૂર્વ અજ્ઞાન હોવાથી સ્વાધ્યાયનું શ્રવણ ન હોવાથી તથા નિયમની પ્રાપ્તિ ન થયેલી હોવાથી આવા પદો મે સાંભળ્યા ન હતા ચિંતવ્યા ન હતા નિશ્ચિત કર્યાં ન હતાં તથા તેઓમાં મે શ્રદ્ધા પ્રીતિ, કે તથા રુચિ કરી ન હતી પરંતુ હવે તો હું તેઓમાં શ્રદ્ધા પ્રીતિ તથા રુચિ કરું છું હે ભગવંતો તમે જેમ કહો છો તે એ પ્રમાણે જ છે.

ત્યારબાદ તે ભગવંતોની અનુગામી કાલાસ્યવેષિપુત્ર સાગ

---

[1] આત્મા મિ જ સામાયિક (સમભાવ) રૂપ છે એમ માનનાર ક્રોધની નિંદા શી રીતે કરી શકે ? — એવો ભાવ છે.

[2] અર્થાત્ પાપની નિંદા કરવાથી સંયમ થઈ શકે છે. માણસે તેમાંથી પાપરૂપ થી અનુમતિ આપવી યત્ન છે

મહાવ્રતવાળો[1] ધર્મ મૂકી પ્રતિક્રમણવાળો[2] અને પાંચ મહાવ્રતવાળો ધર્મ સ્વીકાર્યો, ત્યાર પછી તે સાધુએ ઘણાં વર્ષો સુધી સાધુપણું પાળ્યું અને એ પ્રયોજન સારુ નગ્નપણું, મુંડપણું, સ્નાન ન કરવું, દાતણ ન કરવું, છત્ર ન રાખવું, જોડા ન પહેરવા, ભોંયપથારી કરવી, પાટિયા ઉપર સૂવું, લાકડા ઉપર સૂવું, કેશનો લોચ કરવો, બ્રહ્મચર્યપૂર્વક રહેવું ભિક્ષા માટે બીજાને ઘેર જવું, ભિક્ષા મળે કે ન મળે અથવા ઓછી મળે એ સહન કરવું, તથા અનુકૂલ અને પ્રતિકૂલ બાવીશ પરિષહોને સહન કરવા – એ બધું કર્યું પછી છેલ્લા શ્વાસોચ્છ્વાસ વખતે તે કાલાસ્યવેષિપુત્ર સિદ્ધ થયો, બુદ્ધ થયો અને મુક્ત થયો — શતક ૧, ઉદ્દે૦ ૯

## ૧૧
## આજીવિક સિદ્ધાંત

ગૌ૦—હે ભગવન્ ! જે શ્રમણોપાસકને પૂર્વે (સ્થૂલ) હિંસાદિના ત્યાગનો નિયમ (પ્રત્યાખ્યાન) ન હોય, તે પછીથી તે નિયમ લેતો શું કરે ?

મ૦—હે ગૌતમ ! ભૂતકાળમાં કરેલ હિંસાદિને નિંદે, વર્તમાન હિંસાદિનો સંવર — રોધ કરે, અને ભવિષ્યકાળના હિંસાદિનું પ્રત્યાખ્યાન – ' નહીં કરું એવી પ્રતિજ્ઞા ' – કરે

---

[1] પરિગ્રહેલી સ્ત્રી ભોગવાય છે, એમ કરીને પાર્શ્વનાથના મતમાં મૈથુનને પરિગ્રહમાં જ સમાવ્યું છે

[2] પાર્શ્વનાથનો ધર્મ પ્રતિક્રમણ વિનાનો છે કારણ કે તેમના સાધુઓ કારણ હોય ત્યારે જ પ્રતિક્રમણ કરે છે જ્યારે મહાવીરના સાધુઓ કારણ હોય કે ન હોય, તો પણ પ્રતિક્રમણ ચોક્કસ કરે છે

તેવો શ્રમણોપાસક પછી મન-વાણી-કાયાથી કે કરવા કરાવવા અનુમતિ આપવાથી તે હિંસાદિ કરતો નથી આવા પ્રકારના શ્રમણોપાસકો હોય છે પણ આવા પ્રકારના આજીવિક (ગોશાલક)ના ઉપાસકો નથી હોતા.

તેઓનો સિદ્ધાંત એવો છે કે દરેક જીવ, જીવને ખાય જ ભલે પછી તે હણીને, છેદીને, ભેદીને લોપીને[1] વિલોપીને[2] કે વિનાશ કરીને ખાય.

પણ આજીવિકના મતમાં આ બાર આજીવિકોપાસકો કહ્યા છે: તાલ તાલપ્રલંબ ઉદ્વિધ સંવિધ અવવિધ ઉદય નામોદય, નર્મોદય અનુપાલક શંખપાલક અયંપુલ અને કાતર. તેઓનો દેવ અર્હત્ (ગોશાલક) છે. માતાપિતાની સેવા કરનારા તેઓ પણ આ પાંચ પ્રકારના ફળને ખાતા નથી: ઉંબરાના ફળ, વડના ફળ, બોર, સતરનાં ફળ અને પીપળાનાં ફળ. તેઓ ગળી લસણ અને કંદમૂળના વિવર્જક છે. તેઓ નહિ ખસી કરેલા, તથા નહીં નાથેલા એવા બળદો વડે ત્રસ જીવોની હિંસારહિત વ્યાપાર વડે આજીવિકા કરે છે. જ્યારે એ ગોશાલકના ભક્તો પણ એ પ્રકારે (અહિંસા) ધર્મને ઇચ્છે છે, તો પછી જે આ શ્રમણોપાસકો છે તેઓને માટે શું કહેવું? તેઓએ આ પંદર કર્માદાનો[3] પોતે ન કરવાં, બીજા પાસે ન કરાવવાં કે કરનારને અનુમતિ ન આપવી.

---

૧ પ્રાણ વગેરેના કાપવા વડે
૨ ચામડી ઉતારવા વડે.
૩ કર્મબંધનના હેતુરૂપ વ્યાપારો

૧ અંગારકર્મ (અંગારા પાડવા, વેચવા કે ઈંટોના નિભાડા પકવવા વગેરે) ૨ વનકર્મ (વન છેદવું, વેચવું ઇ૦) ૩ શકટકર્મ (ગાડા ફેરવવા, તૈયાર કરવા, વેચવા ઇ૦) ૪ ભાટકર્મ (બીજાની વસ્તુઓ ભાડે ગાડાં ભરીને બીજે ઠેકાણે લઈ જવી ઇ૦) ૫ સ્ફોટકર્મ (જમીનને હળ કોદાળી વગેરે વડે ફાડવી) ૬ દંતવાણિજ્ય (હાથીદાંત, ચર્મ, ચામર વગેરેનો વેપાર) ૭ લાક્ષાવાણિજ્ય (લાખ વગેરેનો વેપાર) ૮ કેશવાણિજ્ય (કેશવાળા ગાય, ભેંસ, સ્ત્રી વગેરેનો વેપાર) ૯ રસવાણિજ્ય (દારૂ વગેરેનો વેપાર) ૧૦ વિષવાણિજ્ય (ઝેર, શસ્ત્ર વગેરેનો વેપાર) ૧૧ યંત્રપીલનકર્મ (કોલુ, ઘાણી વગેરે ચલાવવા) ૧૨ નિર્લાંછનકર્મ (પશુઓને ખસી કરવા વગેરે) ૧૩ દવાગ્નિદાપન (દવ સળગાવવા ઇ૦) ૧૪ સરોવર-તળાવ વગેરેનું શોષણ, અને ૧૫ અસતીપોષણ (દાસી વગેરે રાખી કમાણી કરવી)

આ કર્મોદાનો ત્યાગનારા શ્રમણોપાસકો પવિત્ર (શુક્લ) અને પવિત્રતાપ્રધાન થઈને, મરણકાળે મરણ પામી, કોઈ પણ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થાય છે — શતક ૮, ઉદ્દે૦ ૫

## ૧૨

## અસ્તિકાયનો સિદ્ધાંત

રાજગૃહ નગરના ગુણશીલ ચૈત્યની પાસે થોડે દૂર ઘણા અન્યતીર્થિકો રહેતા હતા તેમના નામ આ પ્રમાણે હતા કાલોદાયી, શૈલોદાયી, સેવાલોદાયી, ઉદય, નામોદય, નર્મોદય,[1] અન્યપાલક, શૈલપાલક, શંખપાલક,[1] અને સુહસ્તી ગૃહપતિ

---

[1] આ નામો તથા ઉપર જણાવેલ આજીવિક શ્રાવકોના નામોમાંના ઘણા મળતા આવે છે પા ૫૯૪.

તેઓ એક વાર એકઠા બેસી વાતો કરતા હતા તે વખતે તેમને થયું કે શ્રમણ જ્ઞાતપુત્ર (મહાવીર) પાંચ અસ્તિકાયો[1] ઉપદેશે છે. તેમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય અને પુદ્ગલાસ્તિકાય એ અજીવકાય છે અને જીવાસ્તિકાય એ જીવકાય છે. વળી ધર્મ, અધર્મ, આકાશ અને જીવ એ ચાર અસ્તિકાયો અરૂપી છે અને પુદ્ગલાસ્તિકાય રૂપી છે. આ બધું કેમ માની શકાય?

તે અરસામાં જ ભગવાન મહાવીર ફરતા ફરતા રાજગૃહમાં આવી પહોંચ્યા અને ગુણશિલ ચૈત્યમાં ઊતર્યા. એક વખત મહાવીરના મોટા શિષ્ય ગૌતમસ્વામી ઇન્દ્રભૂતિ રાજગૃહમાં ભિક્ષા માગી પાછા ફરતા હતા ત્યારે પેલા અન્યતીર્થિકોએ તેમને બોલાવીને પોતાનો અભિપ્રાય તેમની આગળ વ્યક્ત કર્યો. ત્યારે ગૌતમે તેમને કહ્યું કે 'દેવાનુપ્રિયો! અમે વિદ્યમાન વસ્તુને અવિદ્યમાન નથી કહેતા અને અવિદ્યમાનને વિદ્યમાન નથી કહેતા. અમે તો અસ્તિભાવને જ અસ્તિ કહીએ છીએ અને નાસ્તિભાવને નાસ્તિ કહીએ છીએ. માટે હે દેવાનુપ્રિયો! જ્ઞાન વડે તમે સ્વયમેવ એ અર્થનો વિચાર કરો.' આમ કહી ગૌતમ ચાલ્યા ગયા.

ત્યાર પછી એક વખત મહાવીર ભગવાન ઘણાં માણસોને ધર્મકથા સંભળાવતા હતા ત્યારે કાલોદાયી ત્યાં આવ્યો. તેને આવ્યો જાણી ભગવાને તેને પૂર્વે બીજાઓ સાથે મળીને અસ્તિકાયના સિદ્ધાંત વિષે તેણે કરેલો વિચાર કહી સંભળાવ્યો અને તેને પૂછ્યું કે એ વાત યથાર્થ છે કે

---
૧ જુઓ ખં ૨ બીજો અધ્યાય ૫.

કેમ? ત્યારે કાલોદાયીએ તેની હા પાડી.[1] પછી ભગવાને તેને કહ્યું કે, હે કાલોદાયિ! એ વાત સત્ય છે. હું પાંચ અસ્તિકાયનો સિદ્ધાન્ત ઉપદેશું છું.

ત્યારે કાલોદાયીએ તેમને કહ્યું, 'હે ભગવન્! એ અરૂપી અજીવકાય, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, અને આકાશાસ્તિકાયમાં બેસવા-સૂવા-આળોટવાને કોઈ શક્તિમાન છે?'

મ૦—ના, પરંતુ હે કાલોદાયિ! એક રૂપી અજીવકાય પુદ્ગલાસ્તિકાયમાં બેસવા-સૂવા-આળોટવાને કોઈ પણ શક્તિમાન છે.

કા૦—હે ભગવન્! એ રૂપી અજીવકાય પુદ્ગલાસ્તિકાયને જીવોનાં અશુભ ફલસહિત પાપકર્મો લાગે?

મ૦—ના કાલોદાયિ! પરંતુ અરૂપી જીવકાયને ફલસહિત કર્મો લાગે.

અહીં કાલોદાયી બોધ પામ્યો, અને તેણે ભગવાન પાસે સ્કંદની પેઠે પ્રવ્રજ્યા સ્વીકારી.

—શતક ૭, ઉદ્દે૦ ૧૦

## ૧૩
## એકસાથે બે ક્રિયા ન હોય

ગૌ૦—હે ભગવન્! અન્યતીર્થિકો એમ કહે છે કે, એક જીવ એક સમયે બે ક્રિયાઓ કરે છે: ઐર્યાપથિકી અને

---

1. આ પ્રમાણે શંકા પૂછવા આવનારને તેની શંકા કહેતા પહેલાં દિવ્યજ્ઞાનથી જાણી લઈ કહી બતાવવાની અને શંકા કરનારમાં દલીલ કરતાં ચમત્કારથી વિશ્વાસ ઉત્પન્ન કરાવવાની હકીકત આ ગ્રંથમાં ઠેર ઠેર આવે છે.

સાંપરાયિકી જ્યારે તે ઐર્યાપથિકી કરે છે ત્યારે સાંપરાયિકી કરે છે અને જ્યારે સાંપરાયિકી કરે છે ત્યારે ઐર્યાપથિકી કરે છે તથા ઐર્યાપથિકી કરવાથી સાંપરાયિકી કરે છે અને સાંપરાયિકી કરવાથી ઐર્યાપથિકી કરે છે હે ભગવન્! તે એ પ્રમાણે કેવી રીતે હોય?

ઉ૦ — હે ગૌતમ! તેઓનું એ કહેવું ખોટું છે. હું એ પ્રમાણે કહું છું કે એક જીવ એક સમયે એક ક્રિયા જ કરે છે.[1]

— શતક ૧, ઉદ્દે૦ ૧૦

---

૧ કારણ કે ઐર્યાપથિકીનું કારણ કષાય વિનાની સ્થિતિ છે અને સાંપરાયિકીનું કારણ કષાયવાળી સ્થિતિ છે માટે તે બન્ને પરસ્પર વિરુદ્ધ ક્રિયાની પ્રવૃત્તિ એક જ સમયે કેવી રીતે થઈ શકે? — ટીકા.

આગળ (પા. ૪૭૭) ઉપર એક કાળે એક જીવ બે આયુષ્ય ઉપાર્જે છે એવું માનનારાનો મત જણાવ્યો છે તે મત અને આ મતને બહુ જ દૂર હોય એમ જણાતું નથી. કારણ કે એક સમયે બે આયુષ્ય ઉપાર્જવાનું માનનારે પણ એક કાળે બે ક્રિયા કરવાનું માનવું જોઈએ. વિશેષાવશ્યકસૂત્રમાં (ગા ૨૪૨૪-૫) ગંગ નામના આચાર્ય તથા તેમના સામે ટકી રહેનારા ધનગુપ્ત નામના ગુરુની કથા છે. ગંગ એક વખત ગુરુને વંદન કરવા જતા નદી પાર કરતા હતા, તે વખતે ઉપર તાપથી તેમના ટાલિયા માથાને તાપ લાગતો હતો, અને નીચે પગ પાણીમાં હોવાથી ઠંડક લાગતી હતી. તેથી તેમણે એક સમયે બે ક્રિયાના અનુભવનો સિદ્ધાંત માન્યો. પણ મણિનાગ નામના મહાવીરના અનુયાયી નાગે તેમને ફટકારી મારી નાખવાની ધમકી આપી ત્યારે તે ઉપદેશ આપવાનું તેમણે છોડ્યું

१

# ખગોળ

## ૧ સૂર્ય

૧

ગૌ૦—હે ભગવન્ ! જેટલે દૂરથી ઊગતો સૂર્ય શીઘ્ર નજરે પડે છે, તેટલે જ દૂરથી આથમતો સૂર્ય પણ શીઘ્ર નજરે જોવાય છે ?

મ૦—હા ગૌતમ !

ગૌ૦—હે ભગવન્ ! ઊગતો સૂર્ય પોતાના તાપ દ્વારા જેટલા ક્ષેત્રને પ્રકાશિત કરે છે, તેટલા જ ક્ષેત્રને આથમતો સૂર્ય પણ પ્રકાશિત કરે છે ?

મ૦—હા ગૌતમ !

ગૌ૦—હે ભગવન્ ! સૂર્ય જે ક્ષેત્રને પ્રકાશિત કરે છે, તે ક્ષેત્ર સૂર્યથી સ્પર્શાયેલું હોય છે કે અસ્પર્શાયેલું ?

મ૦—હે ગૌતમ ! સ્પર્શાયેલું હોય છે

—શતક ૧, ઉદ્દે૦ ૬

૨

ચંપા નગરીમાં પૂર્ણભદ્ર ચૈત્યમાં મહાવીર ભગવાન ઊતર્યા હતા, ત્યારનો પ્રસંગ છે.

ગૌ — હે ભગવન્! જંબુદ્વીપમાં સૂર્યો ઈશાનખૂણામાંથી ઊગીને અગ્નિખૂણામાં આથમે છે; અગ્નિખૂણામાં ઊગીને નૈઋત્યખૂણામાં આથમે છે; નૈઋત્યખૂણામાં ઊગીને વાયવ્ય-ખૂણામાં આથમે છે; અને વાયવ્યખૂણામાં ઊગીને ઈશાનખૂણામાં આથમે છે?

મ — હા ગૌતમ! એ જ પ્રમાણે સઘળું પણ જાણવું.

વિવરણ: જૈન માન્યતા અન્ય માન્યતાઓ કરતાં જુદી છે. એક (સૂર્ય પશ્ચિમ તરફના દરિયામાં પેસી પાતાળમાં જઈને ફરી પૂર્વ તરફના સમુદ્ર ઉપર ઊગે છે એમ જૈનો નથી માનતા. તેઓની માન્યતા મુજબ થાળી જેવા જંબુદ્વીપના મધ્યમાં મેરુ છે. તેની આસપાસ સૂર્યચંદ્રાદિ ફર્યા કરે છે. એક અહોરાત્રનાં ૩૦ મુહૂર્તમાં સૂર્ય વગેરે મેરુ પર્વતની આસપાસનું માત્ર અર્ધું વર્તુળ ફરી શકે છે. જેથી ભરતવર્ષમાં રાત્ર જ્યારે પૂરી થાય, ત્યારે જે સૂર્ય આગલે દિવસે પ્રકાશ્યો હતો, તે મેરુ પર્વતની વાયવ્ય દિશાએ આવી શકે. તેથી તે સમયે ભરતવર્ષની પૂર્વમાં જે સૂર્ય ઊગે છે તે આગલી સંધ્યાએ આથમેલો સૂર્ય ન હોઈ શકે પણ તેનાથી બીજો જ સૂર્ય હોઈ શકે. ત્રીજે દિવસે સવારે પાછો પહેલા દિવસનો સૂર્ય તે દરમ્યાન આગ્નેયી દિશાએ આવી પહોંચીને ઊગે છે. અને એ વ્યવસ્થા નિરંતર ચાલ્યાં કરે છે. આથી જૈનો જંબુદ્વીપમાં બે ચંદ્ર બે સૂર્ય એ પ્રમાણે બધું બેવડું માને છે.

ભરતવર્ષમા તો એક કાળે એમાથી એકેક જ દેખાય છે. પણ બને અત્યત સમાન હોવાથી દેખાવમા કશો ભેદ પડતો નથી

જબુદ્વીપ ઉપર જેટલા જ્યોતિષ્કો છે, તેથી બીજા દ્વીપો અને સમુદ્રો ઉપર સ્વાભાવિક રીતે જ વધારે હોય છે. કારણ કે તે મેરુથી બહુ દૂર આવેલા છે એમ લવણ-સમુદ્રમા જૈનો ચાર સૂર્ય માને છે, ધાતકીખડમા ૧૨, કાલોદધિમા ૪૨, અને અર્ધા પુષ્કરદ્વીપમા ૭૨ એ રીતે મનુષ્યલોકમા સૌ મળીને ૧૩૨ સૂર્ય તથા ૧૩૨ ચદ્ર છે

જોકે સૂર્ય બધી દિશાઓમા ગોળ ફરે છે, તો પણ તેનો પ્રકાશ મર્યાદિત છે તેથી જેટલી હદ સુધી સૂર્યનો પ્રકાશ જેટલો વખત પહોચે, તેટલી હદમા તેટલો વખત દિવસ કહેવાય છે અને બાકીનામા રાત્રી કહેવાય છે વળી જગતમા બે સૂર્યની હાજરી હોવાથી એક જ વખતે બે દિશામા દિવસ હોય, અને બે દિશામા રાત્રી હોય

ગૌ૦—હે ભગવન્ ! જ્યારે જબુદ્વીપના દક્ષિણ તરફના ભાગમા દિવસ હોય છે, ત્યારે ઉત્તર તરફના ભાગમા પણ દિવસ હોય છે, અને તે વખતે મેરુની પૂર્વ પશ્ચિમે રાત્રી હોય છે ?

મ૦—હા ગૌતમ ! તે પ્રમાણે પૂર્વપશ્ચિમમા દિવસ હોય, ત્યારે ઉત્તરદક્ષિણે રાત્રી હોય.

વળી, મોટામા મોટો દિવસ અઢાર મુહૂર્તનો અને નાનામા નાની રાત્રી બાર મુહૂર્તની હોય છે જે ક્રમ પ્રમાણે દિવસનુ માપ ઓછુ થાય, તે ક્રમ પ્રમાણે રાત્રીનુ માપ

વધતું નથી. એમ બાર મુહૂર્તનો નાનામાં નાનો દિવસ અને ૧૮ મુહૂર્તની મોટામાં મોટી રાત્રી થાય.[1]

— શતક ૫ ઉદ્દે ૧

૩

ગૌ૦ — હે ભગવન્! જંબુદ્વીપમાં બે સૂર્યો ઊગવાને સમયે દૂર છતાં પાસે દેખાય છે, મધ્યાહ્ન સમયે પાસે છતાં દૂર દેખાય છે અને આથમવાને સમયે દૂર છતાં પાસે દેખાય છે?

મ૦ — હા ગૌતમ!

ગૌ૦ — હે ભગવન્! જંબુદ્વીપમાં બે સૂર્યો ઊગવાને સમયે મધ્યાહ્ન સમયે અને આથમવાને સમયે ઊંચાઈમાં સરખા છે?

મ૦ — હા ગૌતમ!

ગૌ૦ — હે ભગવન્! તો પછી ઊગવાને અને આથમવાને સમયે તે પાસે કેમ દેખાય છે અને મધ્યાહ્ન સમયે દૂર કેમ દેખાય છે?

મ૦ — હે ગૌતમ! તેજના પ્રતિઘાતથી તેમ બને છે

1. ટીકામાં જણાવ્યા પ્રમાણે સૂર્યનાં ભ્રમણ માટે ૧૮૪ મંડળ છે. તેમાં જ્યારે સૌથી અંદરના મંડળમાં સૂર્ય હોય ત્યારે ૧૮ મુહૂર્તનો સૌથી મોટો દિવસ હોય. અને જ્યારે સૌથી બહારના મંડળમાં સૂર્ય હોય ત્યારે નાનામાં નાનો ૧૨ મુહૂર્તનો દિવસ હોય. રાત્રી અને દિવસનાં ભ્રમણ માટે ૩ મુહૂર્ત છે. જ્યારે દિવસ વધે તેમ રાત્રી ઘટે અને રાત્રી વધે ત્યારે દિવસ ઘટે. સરળ કે કુલ ૩ મુહૂર્ત ગણવાં લેઈએ.

ગૌ૦—હે ભગવન્ ! જબુદ્વીપમા સૂર્ય કેટલુ ક્ષેત્ર ઊચે તપાવે છે, કેટલુ નીચે તપાવે છે, અને કેટલુ તીરછુ તપાવે છે ?

મ૦—હે ગૌતમ ! સો યોજન ઊચેનુ, અઢારસો યોજન નીચેનુ, અને સૂડતાલીસ હજાર બસે ત્રેસઠ યોજન તથા એક યોજનના સાઠિયા એકવીશ ભાગ જેટલુ તીરછુ ક્ષેત્ર તપાવે છે

ગૌ૦—હે ભગવન્ ! માનુષોત્તર પર્વતની અદર જે ચદ્રો, સૂર્યો, ગ્રહગણ, નક્ષત્ર અને તારારૂપ દેવો છે, તે શુ (કલ્પ-સ્વર્ગથી પણ). ઉપર આવેલા છે, કલ્પોમા આવેલા છે, સામાન્ય વિમાનોમા આવેલા છે, જ્યોતિશ્ચક્રની મડલગતિના ક્ષેત્રમા આવેલા છે, જ્યોતિશ્ચચક્રના સ્થિતિક્ષેત્રમા[1] આવેલા છે, ગતિમા પ્રીતિવાળા છે, તથા ગતિયુક્ત છે ?

મ૦—હે ગૌતમ ! તેઓ કલ્પની ઉપર, કલ્પમા કે વિમાનોમા નથી આવેલા, પણ જ્યોતિશ્ચક્રની મડલગતિના ક્ષેત્રમા આવેલા છે, તથા ગતિમા પ્રીતિવાળા તથા ગતિયુક્ત છે પરતુ માનુપક્ષેત્રની બહાર જે ચદ્રાદિ છે, તેઓ ગતિ વિનાના છે

—શતક ૮, ઉદ્દે૦ ૮

## ૪

એક વખત ભગવત ગૌતમે તુરતનો ઊગેલો અને જાસૂમણાના પુષ્પના પુજ જેવો રાતો બાલસૂર્ય જોયો તે

---

૧ જે જ્યોતિષ્કો સ્થિર રહે છે, મડલગતિ કરતા નથી તેમના ક્ષેત્રમા.

જોઈને તે મહાવીર ભગવાન પાસે આવીને પૂછવા લાગ્યા કે ભગવન્! સૂર્ય એ શું છે? અને હે ભગવન્! સૂર્યનો અર્થ શો છે?

મ.—હે ગૌતમ! સૂર્ય એ શુભ પદાર્થ છે અને સૂર્યનો અર્થ પણ શુભ છે.[1]

—શતક ૧૪ ઉદ્દે. ૯

૨ ચંદ્ર

રાજગૃહ નગરમાં ગૌતમ સ્વામી પૂછે છે: હે ભગવન્! જંબુદ્વીપમાં કેટલા ચંદ્રોએ પ્રકાશ કર્યો, કેટલા પ્રકાશ કરે છે અને કેટલા પ્રકાશ કરશે?

મ.—હે ગૌતમ! જંબુદ્વીપમાં બે ચંદ્રે પ્રકાશ કર્યો છે, કરે છે અને કરશે. તે જ પ્રમાણે સૂર્ય પણ બે સમજવા. એક ચંદ્ર તથા સૂર્યનો પરિવાર ૮૮ ગ્રહ, ૨૮ નક્ષત્ર અને ૬૬૯૭૫ ઉપર ૧૪ મીંડાં એટલા તારાઓ છે.

—શતક ૯ ઉદ્દે. ૨

૩ ગ્રહણ

ગૌ.—હે ભગવન્! ઘણા માણસો પરસ્પર એમ કહે છે કે રાહુ ચંદ્રને ગ્રસે છે. હે ભગવન્! એમ કેમ હોય?

---

૧ આનો શો અર્થ થયો? ટીકાકાર જણાવે છે કે સૂર્ય વિમાનમાં આવેલા પૃથ્વીકાયિકોની આતપ નામની પુણ્ય પ્રકૃતિના ઉદયમાં રહેલ હોવાથી સૂર્ય વસ્તુ શુભસ્વરૂપી છે, વળી લોકમાં પણ તે પ્રશસ્ત જ મનાય છે તથા જ્યોતિષીઓનો તે ઇંદ્ર છે. સૂર્યનો અર્થ: સૂર એટલે કે ક્ષમાવીર, તપવીર, દાનવીર, સંગ્રામવીર ઇત્યાદિ વીરો પ્રત્યે હિતકારક તે સૂર્ય

મ૦—હે ગૌતમ ! એ લોકો જે કહે છે, તે અસત્ય કહે છે હું તો આ પ્રમાણે કહું છુ રાહુ મહા ઋદ્ધિવાળો, મહા સુખવાળો, ઉત્તમ વસ્ત્રો, ઉત્તમ માલા, ઉત્તમ સુગધ અને ઉત્તમ આભૂષણ ધારણ કરનાર દેવ છે તે રાહુ દેવના નવ નામો કહ્યાં છે શૃંગાટક, જટિલક, ક્ષત્રક, ખર, દર્દુર, મકર, મત્સ્ય, કચ્છપ અને કૃષ્ણસર્પ તે રાહુદેવના વિમાનો પાચ વર્ણવાળા છે કાળા, લીલા, લાલ, પીળા અને શુક્લ તેમા રાહુનુ જે કાળુ વિમાન છે, તે કાજળના જેવા વર્ણવાળુ છે જે લીલુ વિમાન છે, તે કાચા તુબડાના વર્ણ જેવુ છે જે લાલ વર્ણનુ વિમાન છે, તે મજીઠના વર્ણ જેવુ છે જે પીળુ વિમાન છે, તે હળદરના વર્ણ જેવુ છે અને જે ધોળુ વિમાન છે, તે રાળના ઢગલાના વર્ણ જેવુ છે જ્યારે આવતો કે જતો, વિવિધરૂપ ધારણ કરતો કે કામક્રીડા કરતો રાહુ પૂર્વમા રહેલા ચદ્રના પ્રકાશને આવરીને પશ્ચિમ તરફ જાય, ત્યારે ચદ્ર પૂર્વમા દેખાય છે અને રાહુ પશ્ચિમમા દેખાય છે એ પ્રમાણે અન્ય દિશાઓનુ પણ જાણવુ

પરતુ જ્યારે આવતો કે જતો, વિવિધ રૂપ ધારણ કરતો કે કામક્રીડા કરતો રાહુ ચદ્રની જ્યોત્સ્નાનુ આવરણ કરતો કરતો સ્થિતિ કરે છે, ત્યારે મનુષ્યલોકમા મનુષ્યો કહે છે કે, 'રાહુ ચદ્રને ગ્રસે છે ' એ પ્રમાણે જ્યારે રાહુ આવતો કે જતો, ચદ્રના પ્રકાશને આવરીને પાસે થઈને નીકળી જાય, ત્યારે મનુષ્યલોકમા મનુષ્યો કહે છે કે, 'ચદ્રે રાહુની કુક્ષિ ભેદી,' અર્થાત્ રાહુની કુક્ષિમા પ્રવેશ કર્યો એ પ્રમાણે જ્યારે રાહુ ચદ્રની લેશ્યાને ઢાકીને પાછો વળે,

ત્યારે મનુષ્યલોકમાં મનુષ્યો કહે છે કે રાહુએ ચંદ્રને ગ્રસ્યો. એ પ્રમાણે ત્યારે રાહુ ચંદ્રના પ્રકાશને ચારે દિશાએ આવરીને રહે ત્યારે મનુષ્યો કહે છે કે રાહુએ ચંદ્રને ગ્રસ્યો.

ગૌ૦ — હે ભગવન્[1] રાહુ કેટલા પ્રકારના કહ્યા છે?

મ૦ — હે ગૌતમ! રાહુ બે પ્રકારના કહ્યા છે: ધ્રુવરાહુ (નિત્યરાહુ) અને પર્વરાહુ. તેમાં જે ધ્રુવરાહુ છે તે કૃષ્ણપક્ષના પડવાથી માંડીને (પ્રતિદિવસ) પોતાના પંદરમા ભાગ વડે ચંદ્રબિંબના પંદરમા ભાગને ઢાંકતો રહે છે: પડવાને દિવસ પ્રથમ ભાગને ઢાંકે છે; બીજને દિવસે બીજા ભાગને;

એમ અમાવાસ્યાને દિવસે ચંદ્રના પંદરમા ભાગને ઢાંકે છે; અને કૃષ્ણપક્ષને છેલ્લે સમયે ચંદ્ર સર્વથા આચ્છાદિત થાય છે. પછી શુક્લપક્ષના પડવાથી માંડીને દરરોજ રાહુ ચંદ્રની લેશ્યાના પંદરમા ભાગને વધુ ને વધુ દેખાડતો જાય છે; અને શુક્લપક્ષને છેવટને સમયે ચંદ્ર રાહુથી સર્વથા મુક્ત હોય છે. પર્વરાહુ તો ઓછામાં ઓછા છ માસે ચંદ્રને કે સૂર્યને ઢાંકે છે; અને વધારેમાં વધારે ૪૨ માસે ચંદ્રને અને વધારેમાં વધારે અડતાલીસ વર્ષે સૂર્યને ઢાંકે છે.[2]

---

૧. ટીકામાંથી: પ્રશ્ન — ચંદ્રનું વિમાન તો ૫૬/૬૧ ભાગ મોટું એવું એક યોજન છે; જ્યારે રાહુનું વિમાન ગ્રહવિમાન હોવાથી અર્ધું યોજન છે; તો પછી પોતાનાથી મોટા એવા ચંદ્રવિમાનને રાહુનું વિમાન આખું શી રીતે ઢાંકે? સમા૦ — ગ્રહવિમાનનું માપ અર્ધો યોજન જણાવ્યું છે, તે તો સામાન્ય જણાવ્યું છે. એથી રાહુનું વિમાન મોટું પણ હોઈ શકે. બીજા એમ પણ કહે છે કે રાહુનું વિમાન તો નાનું જ છે, પણ તેનાં અંધારાં કિરણોનું જાળ મોટું હોય છે.

ગૌ૦—હે ભગવન્ ! શાથી ચંદ્રને 'મશ્રી'-સશ્રી-એ પ્રમાણે કહે છે ?

મ૦—હે ગૌતમ ! જ્યોતિષ્કના ઇંદ્ર અને જ્યોતિષ્કના રાજા ચંદ્રના મૃગાંક વિમાનમાં મનોહર દેવો, મનોહર દેવીઓ, મનોહર આસન, શયન, સ્તંભ તથા સુંદર પાત્ર વગેરે ઉપકરણો છે, તથા ચંદ્ર પોતે પણ સૌમ્ય, કાંત, સુભગ, પ્રિયદર્શન, અને સુરૂપ છે તે માટે ચંદ્ર 'મશ્રી'-સશ્રી-શોભાસહિત કહેવાય છે

ગૌ૦—હે ભગવન્ ! શા હેતુથી સૂર્યને આદિત્ય (આદિમાં થયેલો) એમ કહેવાય છે ?

મ૦—હે ગૌતમ ! સમયો, આવલિકાઓથી માંડીને ઉત્સર્પિણીઓ અને અવસર્પિણીઓનો આદિભૂત-કારણ-સૂર્ય છે, માટે આદિત્ય આદિમાં થનાર કહેવાય છે [અર્થાત્ કાલના સમય, આવલિકા, આદિ ભેદો સૂર્યની અપેક્ષાએ થાય છે, માટે સૂર્ય અહોરાત્રાદિ કાલનો આદિભૂત હોવાથી આદિત્ય કહેવાય છે]

—શતક ૧૨, ઉદ્દે૦ ૬

## ૪ અજવાળું-અંધારું

ગૌ૦—હે ભગવન્ ! દિવસે અજવાળું અને રાત્રીએ અંધારું શાથી હોય છે ?

મ૦—હે ગૌતમ ! દિવસે સારા પુદ્ગલો હોય છે અને સારો પુદ્ગલપરિણામ હોય છે તથા રાત્રિમાં અશુભ પુદ્ગલો હોય છે અને અશુભ પુદ્ગલ-પરિણામ હોય છે તેથી તેમ થાય છે

ગૌ૦ — હે ભગવન્! નૈરયિકોને પ્રકાશ હોય છે કે અંધકાર?

મ૦ — હે ગૌતમ! અંધકાર હોય છે. કારણ કે નૈરયિકોને[1] અશુભ પુદ્ગલ તથા અશુભ પુદ્ગલપરિણામ છે.

ગૌ૦ — હે ભગવન્! અસુરકુમારોને પ્રકાશ છે કે અંધકાર?

મ૦ — હે ગૌતમ! પ્રકાશ હોય છે. કારણ કે તેઓને શુભપુદ્ગલો છે અને શુભ પુદ્ગલપરિણામ છે. એ પ્રમાણે સ્તનિતકુમારો સુધી જાણવું.

પૃથ્વીકાયિકથી માંડીને ત્રીન્દ્રિય સુધીના જીવોને નૈરયિકો જેવા જાણવા.[2]

ચતુરિન્દ્રિયોને પ્રકાશ પણ હોય છે[3] કારણ કે તેમને શુભ અને અશુભ પુદ્ગલ હોય છે તથા શુભ અને અશુભ પુદ્ગલ પરિણામ હોય છે. તે પ્રમાણે મનુષ્યો સુધી જાણવું.

---

૧. ખાસ કરીને તેઓના ક્ષેત્રમાં.

૨. તેઓ આ ક્ષેત્રમાં પણ છે અને અહીં સૂર્યનાં કિરણ વગેરેનો સંબંધ પણ છે; ત્યાં તેઓને અંધકાર કહ્યો તેનું કારણ એ છે કે તેઓને નેત્ર ઇન્દ્રિય નથી. માટે તેઓ વડે શુભ પુદ્ગલનું કાર્ય ન થઈ શકવાથી તેઓને અપેક્ષાએ અશુભ પુદ્ગલો કહે છે.

૩. ચતુરિન્દ્રિય જીવોને આંખ હોવાને લીધે રવિકિરણાદિનો સદ્ભાવ હોય ત્યારે દૃશ્ય પદાર્થના જ્ઞાનમાં હેતુ હોવાથી શુભ પુદ્ગલો કહ્યાં છે અને રવિકિરણાદિનો સંપર્ક ન હોય ત્યારે પદાર્થજ્ઞાનનાં અજનક હોવાથી અશુભ પુદ્ગલો કહ્યાં છે.

શેષ જેમ અસુરકુમારો કહ્યા, તેમ વાનવ્યંતર, જ્યોતિષિક અને વૈમાનિક માટે જાણવું

— શતક ૫, ઉદ્દે૦ ૯

### ૫. તમસ્કાય

તમસ્ — અંધારા પુદ્ગલો — નો કાય — એટલે રાશિ તે તમસ્કાય. આ લોકમાં આવેલો એક ખાસ તમસ્કાય અહીં વિવક્ષિત છે. તે તમસ્કાય કાં તો પૃથ્વીકાય હોઈ શકે કે અપ્કાય હોઈ શકે. કારણ કે એ બે કાયો સિવાયનો કોઈ તમસ્કાય જેવો હોઈ શકે નહીં. તેમાં શંકા છે.

ગૌ૦—હે ભગવન્! આ તમસ્કાય પૃથ્વીતમસ્કાય છે કે પાણીતમસ્કાય છે?

મ૦—હે ગૌતમ! તે પાણી-તમસ્કાય છે. કારણ કે કેટલાક મણિ વગેરે જેવો પૃથ્વીકાય તો પ્રકાશિત પણ હોય છે, પરંતુ પાણીતમસ્કાય તો અંધારો જ હોય.

ગૌ૦—હે ભગવન્! એ તમસ્કાય ક્યાંથી શરૂ થયો છે અને તેનો અંત ક્યાં છે?

મ૦—હે ગૌતમ! જંબુદ્વીપની બહાર તીરછે અસંખ્ય દ્વીપો અને સમુદ્રો ઓળંગ્યા પછી અરુણવરદ્વીપ આવે છે. તે દ્વીપની બહારની વેદિકાના અંતથી અરુણોદય સમુદ્રમાં ૪૨ હજાર યોજન દૂર જઈએ, ત્યારે ઉપરિતન જલાંત આવે છે. ત્યાંથી એક પ્રદેશની શ્રેણીએ[1] તમસ્કાય શરૂ થાય છે. ત્યાંથી શરૂ થઈ તે ૧૭૨૧ યોજન ઊંચો જઈ, ત્યાંથી પાછો તીરછો વિસ્તાર પામતો સૌધર્મ,

---

[1] એટલે કે સમભિત્તિપણે, નહિ કે એક પ્રદેશવાળી શ્રેણીએ.—ટીકા

વર્ણ એટલે કાળો, ગભીર, રૂવાટા ઊભા કરનાર તથા ભયકર છે, કે તેને જોઈને જ કેટલાક દેવો પણ ક્ષોભ પામે અને કદાચ કોઈ દેવ તેમા પ્રવેશ કરે તોય પણ તે શરીરની ત્વરાથી અને મનની ત્વરાથી તેને જલદી ઉલ્લઘી જાય તે તમસ્કાયના તેર નામ છે તમ, તમસ્કાય, અધકાર, મહાધકાર, લોકાધકાર, લોકતમિસ્ર, દેવાધકાર, દેવતમિસ્ર, દેવારણ્ય, દેવવ્યૂહ, દેવપરિઘ, દેવપ્રતિક્ષોભ અને અરુણોદક સમુદ્ર

ગૌ૦—હે ભગવન્ ! તમસ્કાય પૃથ્વીનો પરિણામ છે, પાણીનો પરિણામ છે, જીવનો પરિણામ છે કે પુદ્ગલનો પરિણામ છે ?

મ૦—હે ગૌતમ ! તે પાણીનો પણ પરિણામ છે, જીવનો પણ પરિણામ છે અને પુદ્ગલનો પણ પરિણામ છે[1] પણ પૃથ્વીનો પરિણામ નથી તે તમસ્કાયમા સર્વ પ્રાણો, ભૂતો, જીવો અને સત્ત્વો સ્થૂલ વાયુ, સ્થૂલ વનસ્પતિ અને ત્રસ-પણે અનેક વાર અથવા અનત વાર પૂર્વે ઉત્પન્ન થયા છે, પણ સ્થૂલ પૃથ્વીકાયિકપણે અને સ્થૂલ અગ્નિકાયિકપણે નથી થયા

—શતક ૬, ઉદ્દે૦ ૫

## ૬ કૃષ્ણરાજિ

કૃષ્ણરાજિ એટલે કાળા પુદ્ગલોની રેખા તેવી આઠ કૃષ્ણરાજિઓ છે[2] ઉપર સનત્કુમાર–માહેન્દ્ર કલ્પમા અને

---

૧ પાણી એ જીવ અને પુદ્ગલના પરિણામરૂપ જ છે

૨ આ આખો વિભાગ તમસ્કાય જેવો હોવાથી તેમાથી પ્રશ્નોત્તરો દૂર કર્યાં છે

નીચે બ્રહ્મલોક કલ્પમાં (અ)રિષ્ટ વિમાનના પ્રસ્તરમાં ન આવેલી છે. તે જેમકે બે પૂર્વમાં, બે પશ્ચિમમાં, બે દક્ષિણમાં અને બે ઉત્તરમાં. તેમાં પૂર્વ-અભ્યંતર કૃષ્ણરાજિ દક્ષિણ-બાહ્ય કૃષ્ણરાજિને સ્પર્શેલી છે. દક્ષિણ-અભ્યંતર રાજિ પશ્ચિમ-બાહ્યને સ્પર્શેલી છે. પશ્ચિમ-અભ્યંતર રાજિ ઉત્તર-બાહ્યને સ્પર્શેલી છે અને ઉત્તર-અભ્યંતર રાજિ પૂર્વ-બાહ્યને સ્પર્શેલી છે. પૂર્વની અને પશ્ચિમની બે બાહ્ય રાજિઓ છખૂણી છે. ઉત્તરની અને દક્ષિણની બે બાહ્ય રાજિઓ ત્રાંસી-ત્રિખૂણી છે. પૂર્વની અને પશ્ચિમની બે અભ્યંતર રાજિઓ ચોખંડી છે અને ઉત્તરની અને દક્ષિણની બે અભ્યંતર રાજિઓ પણ ચોખંડી છે.

તે રાજિઓનો આયામ અસંખ્યેય યોજનસહસ્ર છે, વિષ્કંભ સંખ્યેય યોજનસહસ્ર છે અને પરિક્ષેપ અસંખ્યેય યોજનસહસ્ર છે. એક નિમેષ જેટલા વખતમાં આખા જંબુદ્વીપને એકવીસ વાર ફરી આવે એવો દેવ ધમધમાટ અર્ધા માસ જાય તો પણ તેના સંખ્યેય ભાગને પહોંચે, પરંતુ અસંખ્યેય ભાગને ન પહોંચે.

તે રાજિઓમાં ગામ વગેરે નથી. મોટા મેઘો છે, પણ તેને દેવ કરે છે, અસુર કે નાગ નહીં[1]. સ્થૂલ ગર્જનાના શબ્દોનું મેઘ પ્રમાણે જાણવું. વિગ્રહગતિવાળા સિવાય ત્યાં સ્થૂલ અપકાય, સ્થૂલ અગ્નિકાય અને સ્થૂલ વનસ્પતિકાય હોઈ શકે નહિ. ત્યાં ચંદ્ર કે સૂર્યની પ્રભા પણ નથી. ત

૧ કૃષ્ણરાજિ આગળ અસુરકુમારો અને નાગકુમારોનું ગમન સંભવતું નથી.—ટીકા.

કાળી તથા મહાભયંકર — દેવને પણ ડરાવે તેવી છે તે કૃષ્ણરાજિના આઠ નામ છે કૃષ્ણરાજિ, મેઘરાજિ, મઘા, માઘવતી, વાતપરિઘા, વાતપરિક્ષોભા, દેવપરિઘા, દેવપરિક્ષોભા.

કૃષ્ણરાજિ પૃથ્વીનો પરિણામ છે, પણ જલનો પરિણામ નથી તથા જીવનો પણ પરિણામ છે અને પુદ્ગલનો પણ પરિણામ છે તેમા સર્વ પ્રાણો ભૂતો વગેરે પૂર્વે અનેક વાર અથવા અનંત વાર ઉત્પન્ન થયા છે, પણ સ્થૂલ અપ્કાયપણે, સ્થૂલ અગ્નિકાયપણે, અને સ્થૂલ વનસ્પતિકાયપણે ઉત્પન્ન થયા નથી

— શતક ૬, ઉદ્દે૦ ૫

## ૨ ભૂગોળ

### ૧

### ઋતુઓ

ગૌ૦—હે ભગવન્! જ્યારે જંબુદ્વીપના દક્ષિણાર્ધમાં વર્ષાની મોસમનો પ્રથમ સમય હોય, ત્યારે ઉત્તરાર્ધમા પણ હોય, તથા દક્ષિણાર્ધમા વરસાદની શરૂઆત થાય છે તે જ સમય પછી તુરત જ બીજા સમયે મંદર (મેરુ) પર્વતની પૂર્વ પશ્ચિમે પણ વરસાદની શરૂઆત હોય?

મ૦—હા ગૌતમ! એ જ પ્રમાણે અહોરાત્ર, પક્ષ, માસ, ઋતુ, અયન, સંવત્સર એ બધા સંબંધે પણ સમયની પેઠે જાણવું (પાંચ વરસનો) યુગ, વર્ષશત વર્ષસહસ્ર, તથા એમ છેક પલ્યોપમ અને સાગરોપમ સુધી જાણવુ

ગૌ૦—હે ભગવન્! જ્યારે જંબુદ્વીપમા દક્ષિણાર્ધમા પ્રથમ અવસર્પિણી હોય છે, ત્યારે ઉત્તરાર્ધમા પણ પ્રથમ

અવસર્પિણી હોય છે અને જ્યારે ઉત્તરાર્ધમાં પણ તેમ હોય છે ત્યારે જંબુદ્વીપમાં મંદર પર્વતની પૂર્વ પશ્ચિમે અવસર્પિણી નથી તેમ ઉત્સર્પિણી નથી પણ ત્યાં અવસ્થિત કાળ છે?

મ — હા ગૌતમ!

— શતક ૫ ઉદ્દે ૧

૨

### વાયુઓ

ગૌ — હે ભગવન્ ઈષત્પુરોવાત (એટલે કે થોડી ભીનાશવાળા[1]) પથ્યવાત (એટલે વનસ્પતિ વગેરેને હિતકર) મંદ વાયુ, અને મહાવાયુ વાય છે?

મ — હા ગૌતમ! તે વાયુઓ બધી દિશાઓમાં અને ખૂણાઓમાં છે. જ્યારે પૂર્વમાં ઈષત્પુરોવાત વગેરે વાયુઓ વાય છે ત્યારે તે બધા પશ્ચિમમાં પણ વાય છે અને જ્યારે પશ્ચિમમાં તે બધા વાય છે ત્યારે પૂર્વમાં પણ તે બધા વાય છે. એમ બધી દિશાઓ અને ખૂણાઓમાં સમજવું.

વળી, તે બધા વાયુઓ દ્વીપોમાં તેમ જ સમુદ્રોમાં પણ હોય છે. પરંતુ એટલો ફેર છે કે, જ્યારે દ્વીપના વાયુ વાતા હોય છે ત્યારે સમુદ્રના નથી વાતા અને જ્યારે સમુદ્રના વાતા હોય ત્યારે દ્વીપના નથી વાતા.[2]

---

૧. પુરોવાતના વાયુમાં પ્રાય ભીનાશ હોય છે એમ ટીકાકાર વાયુઆશ્રીને કહે છે વેદને આશ્રયે પણ કહે છે

૨. સરખામણીની ભાષામાં જે શીત વાયુઓ વાય છે તે સમુદ્ર તરફથી આવેલા હોય છે તે વખતે જમીનના ઉષ્ણ વાયુઓ વાતા નથી આમ જમીનના અને સમુદ્રના વાયુમાં પરસ્પર વિરુદ્ધ ગુણ હોવાથી તે બંને એક સાથે વાઈ શકે નહીં

ગૌ૦—હે ભગવન્! ઈષત્પુરોવાત વગેરે વાયુઓ ક્યારે વાય છે?

મ૦—હે ગૌતમ! જ્યારે વાયુકાય પોતાના સ્વભાવ-પૂર્વક ગતિ કરે છે, ત્યારે તે બધા વાયુ વાય છે. અથવા વાયુકાય વૈક્રિયશરીર બનાવીને ગતિ કરે છે, ત્યારે તે બધા વાયુ વાય છે. અથવા જ્યારે વાયુકુમારો અને વાયુકુમારીઓ પોતાને, બીજાને કે બન્ને માટે વાયુકાયને ઉદીરે છે, ત્યારે તે બધા વાયુઓ વાય છે.

—શતક ૫, ઉદ્દે૦ ૨

## ૭

## ભરતીઓટ

ગૌ૦—હે ભગવન્! લવણસમુદ્ર ચૌદશને દિવસે, આઠમને દિવસે, અમાસને દિવસે, અને પૂનમને દિવસે વધારે કેમ વધે છે અને વધારે કેમ ઘટે છે?

મ૦—હે ગૌતમ! લવણસમુદ્રની વચ્ચે ચારે દિશામાં ચાર મોટા પાતાળકળશો છે. વડવામુખ, કેયૂપ, યૂપ અને ઈશ્વર. તેમનો ઉદ્વેધ એક લાખ યોજનનો છે. તેમનો મૂળનો વિષ્કંભ દશહજાર યોજનનો છે, મધ્યમ વિષ્કંભ લાખ યોજનનો છે અને મુખભાગનો વિષ્કંભ દશહજાર યોજનનો છે. તે કલશોના ત્રણ ભાગ છે — નીચેનો, વચલો અને ઉપરનો. તેમાં જે નીચેનો ભાગ છે તેમાં વાયુ છે, વચલામાં પાણી અને વાયુ છે, તથા ઉપરના ભાગમાં પાણી છે. એ ઉપરાંત લવણસમુદ્રમાં બીજા પણ નાના (એકહજાર યોજનના ઉદ્વેધવાળા, તથા સો સો હજાર અને સો યોજનના

અનુક્રમે વિષ્કંભવાળા) સાત હજાર આઠસો ચોરાશી કુ-
કલશો છે. તે દરેકના ત્રણ ભાગોમાં પણ એ રીતે વાયુ,
વાયુ-પાણી અને પાણી રહેલાં છે. જ્યારે તે કલશોના
વાયુઓમાં વિક્ષોભ થાય છે ત્યારે લવણસમુદ્રમાં પાણીનો
વધારો ઘટાડો દેખાય છે.

— શતક ૨ ઉદ્દે. ૩

૪

વૃષ્ટિ

ગૌ — હે ભગવન્! શું એમ છે કે કાલે વરસનાર
પર્જન્ય (મેઘ) વૃષ્ટિકાય (જળસમૂહ) ને વરસાવે?

મ — હા ગૌતમ.

ગૌ — હે ભગવન્! જ્યારે દેવેન્દ્ર અને દેવનો રાજા
શક્ર વૃષ્ટિ કરવાની ઇચ્છાવાળો હોય ત્યારે તે કેવી રીતે
વૃષ્ટિ કરે?

મ — હે ગૌતમ! ત્યારે દેવેન્દ્ર શક્ર અભ્યંતર
પરિષદના દેવોને બોલાવે છે. તે દેવો મધ્યમ પરિષદના
દેવોને બોલાવે છે. તે દેવો બહારની પરિષદના દેવોને બોલાવે
છે. ત્યાર પછી તે દેવો બહાર-બહારના દેવોને બોલાવે છે.
પછી તે દેવો આભિયોગિક (દાસ) દેવોને બોલાવે છે. તે
દેવો વૃષ્ટિકાયિક (વૃષ્ટિ કરનારા) દેવોને બોલાવે છે. પછી
તે વૃષ્ટિકાયિક દેવો વૃષ્ટિ કરે છે.

ગૌ — હે ભગવન્! અસુરકુમાર દેવો પણ શું વૃષ્ટિ
કરે છે?

મ — હા ગૌતમ! અરિહંત ભગવંતોના જન્મ મહિમા —

જ્ઞાનોત્પત્તિ — નિર્વાણના ઉત્સવ પ્રસંગે તેઓ પણ વૃષ્ટિ કરે છે એમ વૈમાનિક સુધીના દેવો માટે સમજવું[1]

— શતક ૧૪, ઉદ્દે૦ ૨

## ૫

## દિશાઓ

ગૌ૦—હે ભગવન્! આ પૂર્વ દિશા એ શું કહેવાય છે?

મ૦—હે ગૌતમ! (ત્યાં એકેન્દ્રિયાદિ જીવ રહેલ હોવાથી) તે જીવરૂપ, તેમ જ (ત્યાં પુદ્ગલાસ્તિકાય વગેરે અજીવ પદાર્થ રહેલા હોવાથી) અજીવરૂપ પણ કહેવાય છે એ પ્રમાણે બધી દિશાઓનું જાણવું દિશાઓ દશ છે પૂર્વ, પૂર્વદક્ષિણ (અગ્નિકોણ), દક્ષિણ, દક્ષિણપશ્ચિમ (નૈઋર્તકોણ), પશ્ચિમ, પશ્ચિમોત્તર (વાયવ્યકોણ), ઉત્તર, ઉત્તરપૂર્વ (ઈશાનકોણ), ઊર્ધ્વ અને અધો તેમના અનુક્રમે નામો (તેમના સ્વામી દેવોના નામ પ્રમાણે) ઐન્દ્રી (પૂર્વ) આગ્નેયી (અગ્નિકોણ), યામ્યા (દક્ષિણ), નૈઋર્તી (નૈઋર્તકોણ), વારુણી (પશ્ચિમ), વાયવ્યા, સોમ્યા (ઉત્તર), ઐશાની (ઈશાનકોણ), વિમલા (ઊર્ધ્વ દિશા પ્રકાશ યુક્ત હોવાથી), અને તમા (અધો દિશા અંધકાર-યુક્ત હોવાથી)

---

૧ એ પ્રમાણે જ્યારે તમસ્કાય (અંધારું) કરવું હોય ત્યારે તમસ્કાયિક (તમસ્કાય કરનાર) દેવોને બોલાવવામાં આવે અને તેઓ તમસ્કાય કરે અસુરકુમાર દેવો પણ ક્રીડા કે રતિ નિમિત્તે, શત્રુને મોહ પમાડવા માટે, છુપાવેલા દ્રવ્યને સાચવવા માટે અને પોતાના શરીરને ઢાંકી દેવા માટે તમસ્કાય કરે છે. એ પ્રમાણે વૈમાનિકો સુધી જાણવું

અને પ્રદેશરૂપ છે, અજીવરૂપ છે, અજીવના દેશરૂપ છે, અને અજીવના પ્રદેશરૂપ પણ છે તેમા જે જીવના દેશો છે તે અવશ્ય એકેન્દ્રિય જીવના દેશો[1] છે, અથવા એકેન્દ્રિયોના દેશો અને બે ઇંદ્રિયનો દેશ[1] છે, અથવા એકેંદ્રિયોના દેશો અને બે ઇંદ્રિયના દેશો છે, અથવા એકેંદ્રિયોના દેશો અને બે ઇંદ્રિયોના દેશો છે અથવા એકેંદ્રિયોના દેશો અને ત્રિઇંદ્રિયનો દેશ છે એમ અહી પણ ત્રણ વિકલ્પો જાણવા એમ અનિંદ્રિય સુધી ત્રણ વિકલ્પો જાણવા

તેમા જે જીવના પ્રદેશો છે, તે અવશ્ય એકેંદ્રિયોના પ્રદેશો છે, અથવા એકેંદ્રિયોના પ્રદેશો અને બે ઇંદ્રિયના પ્રદેશો છે, અથવા એકેંદ્રિયોના પ્રદેશો અને બે ઇંદ્રિયોના પ્રદેશો છે એમ સર્વત્ર પ્રથમ સિવાયના બે વિકલ્પો જાણવા[2] એ પ્રમાણે અનિંદ્રિય સુધી જાણવુ અજીવો માટેનુ બધુ ઉપર પ્રમાણે જાણવુ

યામ્યા (દક્ષિણા), વારુણી (પશ્ચિમ), અને સૌમ્યા (ઉત્તર) દિશાઓને માટે પૂર્વ દિશાની પેઠે જાણવુ અને નૈર્ઋતી, વાયવ્ય, અને ઐશાની દિશાઓ માટે આગ્નેયી પેઠે જાણવુ વિમલા (ઊર્ધ્વ) દિશામા[3] આગ્નેયીની પેઠે

---

૧ કારણ કે એકેંદ્રિય જીવો સકલલોકમા વ્યાપેલા હોવાથી આગ્નેયીમા પણ તે તો અવશ્ય હોય જ પરતુ દ્વિઇંદ્રિય તો અલ્પ જ હોવાથી કદાચિત્ એક પણ સભવે

૨. કારણ કે લોકવ્યાપી અવસ્થામા રહેલા અનિન્દ્રિય (મુક્ત) જીવ સિવાય બધા જીવોનો જ્યા એક પ્રદેશ હોય છે, ત્યા તે અસખ્ય હોય છે

૩. વિમલામા જીવોનો અવગાહ ન હોવાથી

જીવો જાણવા અને ઐન્દ્રીની પેઠે અજીવો જાણવા. એ પ્રમાણે તમા (અધો) દિશા માટે પણ જાણવું, પરંતુ તેમાં અરૂપી જીવો છ પ્રકારના જ કહેવા કારણ કે ત્યાં અદ્ધાસમય (કાલ) નથી.[1]

—શતક ૧. ઉદ્દે. ૧

હે ગૌતમ ! જંબૂદ્વીપમાં મેરુ પર્વતના બરોબર મધ્યભાગને વિષે આ રત્નપ્રભા પૃથ્વીના ઉપર અને નીચેના ક્ષુદ્ર (સર્વ કરતાં લઘુ) એવા બે પ્રતરો છે. તેને વિષે તિર્યગ્ લોકના મધ્યભાગરૂપ આઠ પ્રદેશનો રુચક કહ્યો છે. ત્યાંથી આ દશ દિશાઓ નીકળે છે.

તેમાં ઐન્દ્રી દિશાની આદિમાં રુચક છે. તેની આદિમાં બે પ્રદેશો છે. બે પ્રદેશની ઉત્તરોત્તર વૃદ્ધિ થાય છે. લોકની અપેક્ષાએ તે અસંખ્યાત પ્રદેશવાળી છે અને અલોકની અપેક્ષાએ અનંત પ્રદેશાત્મક છે. લોકની અપેક્ષાએ આદિ અને અંત સહિત છે અને અલોકની અપેક્ષાએ સાદિ અને અનંત છે. લોકની અપેક્ષાએ તે મૃદંગને આકારે છે અને અલોકની અપેક્ષાએ ગાડાની ઉધને આકારે કહેલી છે.

આગ્નેયી દિશા પણ એ પ્રમાણે જાણવી. પરંતુ તેની આદિમાં એક પ્રદેશ છે. તે ઉત્તરોત્તર વૃદ્ધિ રહિત છે.

---

૧ સમયનો વ્યવહાર સૂર્યના પ્રકાશ ઉપર અવલંબિત છે. તે પ્રકાશ તમા વિષે નથી માટે ત્યાં અદ્ધાસમય (કાલ) નથી. વિમલાને વિષે પણ ગતિમાન સૂર્યનો પ્રકાશ નથી, તો પણ મેરુપર્વતના સ્ફટિક કાંડને વિષે ગતિમાન સૂર્યના પ્રકાશનો સંક્રમ થાય છે — ટીકા.

એક પ્રદેશના વિસ્તારવાળી છે તે તૂટી ગયેલી મોતીની માળાને આકારે છે

ઐન્દ્રી પ્રમાણે ચારે દિશા ગણવી, અને આગ્નેયી પ્રમાણે વિદિશાઓ જાણવી

વિમલા દિશાની આદિમા ચાર પ્રદેશ છે તે બે પ્રદેશના વિસ્તારવાળી છે ઉત્તરોત્તર વૃદ્ધિ રહિત છે બાકી બધુ આગ્નેયી પ્રમાણે જાણવુ, પણ તેનો આકાર રુચક જેવો જાણવો એ પ્રમાણે તમાદિશા પણ જાણવી

— શતક ૧૩, ઉદ્દે૦ ૪

## ૩ ઓષધિ

### ૧

ગૌ૦—હે ભગવન્ ! ઓદન, કુલ્માષ અને મદિરા એ ત્રણે દ્રવ્યો કયા જીવના શરીરો કહેવાય ?

મ૦—હે ગૌતમ ! તે ત્રણેમા જે ઘન (કઠણ) પદાર્થ છે તે તેમના જૂના આકારની અપેક્ષાએ વનસ્પતિજીવનાં શરીરો છે અને જ્યારે તે ખાણિયા વગેરે શસ્ત્રોથી કુટાય છે, નવા આકારના ધારક થાય છે, અને અગ્નિથી તેમના વર્ણો (રગો) બદલાય છે, અગ્નિથી પોતાના પૂર્વ સ્વભાવને છોડનારા થાય છે, અને અગ્નિથી નવા આકારના ધારક થાય છે, ત્યારે તે દ્રવ્યો અગ્નિના શરીરો કહેવાય છે વળી સુરા (મદિરા) મા જે પ્રવાહી પદાર્થ છે, તે તેના જૂના આકારની અપેક્ષાએ પાણીના જીવના શરીરો છે, અને જ્યારે તે પ્રવાહી ભાગ શસ્ત્રથી કુટાય છે તથા અગ્નિથી જુદા રગને ધારણ કરે છે, ત્યારે તે ભાગ અગ્નિકાયના શરીરો છે એમ કહેવાય છે

મ૦—હે ગૌતમ! ઓછામા ઓછુ અતર્મુહૂર્ત, અને વધારેમા વધારે ત્રણ વરસ કાયમ રહે ત્યારબાદ તે યોનિ મ્લાન થાય છે, અને પ્રતિધ્વસ પામે છે પછી તે બીજ અ-બીજ થાય છે

તે પ્રમાણે કલાય, મસૂર તલ, મગ, અડદ, વાલ, કળથી, ચોળા, તુવેર અને ગોળ ચણાનુ પણ જાણવુ પણ વધારેમા વધારે પાચ વર્ષ જાણવા તે પ્રમાણે અળસી, કુસુભ, કોદરા, કાગ, બટી, શણ, સરસવ એને મૂલકબીજનુ પણ જાણવુ, પણ વધારેમા વધારે સાત વર્ષ જાણવા

—શતક ૬, ઉદ્દે૦ ૭

3

ગૌ૦—હે ભગવન્! વનસ્પતિકાયિકો કયા કાળે સૌથી અલ્પ આહારવાળા હોય છે, અને કયા કાળે સૌથી મહા-આહારવાળા હોય છે?

મ૦—હે ગૌતમ! શ્રાવણ, ભાદરવો અને કારતકમાં મહાઆહારવાળા હોય છે પછી શરદમા, પછી હેમાતમા, પછી વસતમા અને પછી ગ્રીષ્મઋતુમા અનુક્રમે અલ્પ આહારવાળા હોય છે ગ્રીષ્મમા સૌથી અલ્પ આહારવાળા હોય છે

ગૌ૦—હે ભગવન્! ગ્રીષ્મમા જો વનસ્પતિકાયિક સૌથી અલ્પ આહારવાળા હોય, તો ઘણા વનસ્પતિકાયિકો ગ્રીષ્મમા પાદડાવાળા, પુષ્પવાળા, ફળવાળા, લીલાછમ દીપતા અને વનની શોભા વડે અત્યત સુશોભિત કેમ હોય છે?

મ૦—હે ગૌતમ ! ગ્રીષ્મઋતુમાં ઘણા ઉષ્ણયોનિવાળા જીવો અને પુદ્ગલો વનસ્પતિકાયપણે ઉપજે છે અને વધે છે તેથી ગ્રીષ્મઋતુમાં તેમ થાય છે

ગૌ —હે ભગવન્ મૂળો મૂળના જીવથી વ્યાપ્ત છે કંદો કંદના જીવથી વ્યાપ્ત છે અને એમ બીજો બીજના જીવથી વ્યાપ્ત છે ?

મ —હા ગૌતમ

ગૌ —હે ભગવન્ જો મૂળો મૂળના જીવથી વ્યાપ્ત છે ૯૦ તો વનસ્પતિકાયિક કેવી રીતે આહાર કરે અને કેવી રીતે પરિણમાવે ?

મ —હે ગૌતમ ! મૂળો મૂળના જીવથી વ્યાપ્ત છે અને તે પૃથ્વીના જીવ સાથે સંબદ્ધ છે માટે વનસ્પતિકાયિકજીવો આહાર કરે છે અને તેને પરિણમાવે છે એ પ્રમાણે બીજો બીજના જીવથી વ્યાપ્ત છે અને તે ફળના જીવ સાથે સંબદ્ધ છે માટે તે આહાર કરે છે અને તેને પરિણમાવે છે

ગૌ —હે ભગવન્ ! આલુ (બટાટા) મૂળા, આદુ હિરિલી સિરિલિ, સિસ્સિરિલિ કિટ્ટિકા છિરિયા છીરવિદારિકા વજ્રકંદ સૂરણકંદ, ખલુડ આદ્રભદ્રમોથ પિંડહરિદ્રા, રોહિણી હુથીહુ થિરુગા, મુદ્ગપર્ણી, અશ્વકર્ણી સિંહકર્ણી સીહંડી મુસુંઢી અને તેવા પ્રકારની બીજી વનસ્પતિઓ શું અનંત જીવવાળી અને ભિન્ન ભિન્ન જીવવાળી છે ?

મ —હા ગૌતમ !

—શતક ૭ ઉદ્દે ૩

૪

ગૌ૦—હે ભગવન્! વૃક્ષો કેટલા પ્રકારના કહ્યા છે?

મ૦—હે ગૌતમ! વૃક્ષો ત્રણ પ્રકારના કહ્યા છે સંખ્યાત જીવવાળા, અસંખ્યાત જીવવાળા (તાડ, તમાલ, નાળિયેરી વગેરે)[1] અને અનંત જીવવાળા (બટાકા, આદુ વગેરે) તેમાં અસંખ્યાત જીવવાળાના બે પ્રકાર છે એક બીજવાળા (નિંબ, આમ્ર, જાંબુ, ઇ૦), અને બહુ બીજવાળા (કોઠું, બીલું, ઉંબરો વગેરે) —શતક ૮, ઉદ્દે૦ ૩

૫

ગૌ૦—હે ભગવન્! ઉત્પલ એક જીવવાળું છે કે અનેક જીવવાળું છે?

મ૦—હે ગૌતમ! તે એક જીવવાળું છે, પણ અનેક જીવવાળું નથી ત્યાર પછી જ્યારે તે ઉત્પલને બીજા જીવો — જીવાશ્રિત પાંદડાં વગેરે અવયવો — ઊગે છે, ત્યારે તે ઉત્પલ એક જીવવાળું નથી, પણ અનેક જીવવાળું છે[2]

ગૌ૦—હે ભગવન્! તે જીવો ક્યાંથી આવીને ઊપજે છે?

મ૦—હે ગૌતમ! તે જીવો નૈરયિકથી આવીને ઊપજતા નથી, પણ તિર્યંચથી, મનુષ્યથી કે દેવથી[3] આવીને ઊપજે છે

---

૧ જુઓ પ્રજ્ઞાપના પદ ૧, પૃ૦ ૩૩-૧

૨ જ્યાં સુધી એક જ પાન હોય છે, ત્યાં સુધી એક જ જીવ હોય, પણ પછી પાન વધતાં જાય, તેમ તેમ બહુ જીવો ત્યાં ઉત્પન્ન થાય

૩ દેવમાં પણ સનત્કુમારથી ઉપરનાં લોકોમાંથી નહીં વળી સાલી, ઘઉ વગેરેના મૂળપણે દેવ કદી ન ઉત્પન્ન થાય, પણ પુષ્પાદિ શુભ અંગમાં ઉત્પન્ન થાય —શતક ૨૧, ઉદ્દે૦ ૧

ગૌ૦—હે ભગવન્ ! તે જીવો ઉત્પલ જાતિમાં એક સમયમાં કેટલા ઉત્પન્ન થાય ?

મ૦—ઓછામાં ઓછા એક બે કે ત્રણ અને વધારેમાં વધારે સંખ્યાત કે અસંખ્યાત જીવો એક સમયમાં ઉત્પન્ન થાય. અને સમયે સમયે અસંખ્ય કાઢવામાં આવે તો અસંખ્ય અવસર્પિણી અને ઉત્સર્પિણી જેવા કાળ પૂરા કાઢી ન શકાય. તેમના શરીરની* અવગાહના ઓછામાં ઓછી અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલી અને વધારેમાં વધારે કંઈક અધિક હજાર યોજન હોય છે.[1]

તે જીવ અથવા જીવો જ્ઞાનાવરણીયથી અંતરાય સુધીના કર્મના બંધક છે. આયુકર્મના બંધક કે અબંધક કે બંને પણ છે.[2] જ્ઞાનાવરણીય કર્મથી માંડીને અંતરાય કર્મ સુધીના કર્મના વેદકત્વનું પણ તે પ્રમાણે જાણવું. તે પ્રમાણે તેમને સાતાના તેમ જ અસાતાના વેદક જાણવા. તેઓ જ્ઞાનાવરણીયથી અંતરાય સુધીના કર્મોના ઉદયવાળા છે. તે કર્મોના ઉદીરક પણ છે. પરંતુ વેદનીય અને આયુષ કર્મના ઉદીરણાની અપેક્ષાએ કોઈ ઉદીરક છે કોઈ નથી. વનસ્પતિજીવને પ્રથમ ચાર લેશ્યાઓ હોય. એટલે ઉત્પલના જીવોનું પણ તેમ જાણવું.

---

* ગાલી વ્રીહિ વગેરેના મૂળના જીવના શરીરની વધારેમાં વધારે અવગાહના એથી નવ ધનુષ્ય જેટલી છે.
— શતક ૨૧ ઉ૦ ૧

૧ અસંખ્ય સમુદ્રો વગેરેમાંથી તેવા પ્રકારના કોઈ સમુદ્રમાં તેટલી મોટી અવગાહના હોય. — ટીકા

૨ એક ઉત્પલમાં અનેક જીવ હોવાથી કોઈ બાંધતો હોય કોઈ ન બાંધતો હોય.

તે જીવો મિથ્યાદૃષ્ટિ છે, અજ્ઞાની છે, [મન-વાણીના યોગ સિવાય] માત્ર કાયયોગી છે, સાકાર કે નિરાકાર ઉપયોગવાળા છે, તેમના શરીરો પાંચ વર્ણવાળા, પાંચ રસવાળા, બે બે ગંધવાળા અને આઠ સ્પર્શવાળા છે તે જીવો પોતે વર્ણાદિરહિત છે. ઉચ્છ્વાસક–નિશ્વાસક છે, (તથા અપર્યાપ્ત અવસ્થામાં) અનુચ્છ્વાસક-નિશ્વાસક પણ છે, તે જીવો આહારક છે અને વિગ્રહગતિમાં અનાહારક પણ છે, તેઓ અવિરતિ-વાળા છે, સક્રિય છે, સાત અથવા આઠ કર્મના બંધક છે, આહાર-ભય-મૈથુન-પરિગ્રહ સંજ્ઞાના ઉપયોગવાળા છે, ક્રોધ-માન માયા-લોભ કષાયવાળા છે, નપુંસક વેદવાળા જ છે પણ સ્ત્રીવેદના, પુરુષવેદના તેમ જ નપુંસકવેદના બંધક તો છે, તેઓ અસંજ્ઞી છે, તથા ઇન્દ્રિયવાળા છે

તે ઉત્પલનો જીવ ઉત્પલપણે કાળની અપેક્ષાએ ઓછામાં ઓછો અંતર્મુહૂર્ત સુધી રહે અને વધારેમાં વધારે અસંખ્ય-કાલ સુધી રહે. તે ઉત્પલનો જીવ પૃથ્વીકાયિકમાં આવે અને ફરી પાછો ઉત્પલમાં આવે એ પ્રમાણે ભવની અપેક્ષાએ ઓછામાં ઓછા બે ભવ[1] અને વધારેમાં વધારે અસંખ્યાત ભવ સુધી ગમનાગમન કરે એમ વાયુકાયિક સુધી સમજવું પણ વનસ્પતિમાં આવે તો ઓછામાં ઓછા બે ભવ અને વધારેમાં વધારે અનંત ભવ સુધી ગમનાગમન કરે બે ઇન્દ્રિયની અપેક્ષાએ ઓછામાં ઓછા બે ભવ, અને વધારેમાં વધારે સંખ્યાત ભવો ગમનાગમન કરે એમ ચતુરિંદ્રિય જીવ સુધી ગમનાગમનનો કાલ સમજવો

---

૧ પ્રથમ ભવ પૃથ્વીકાયિકપણે, અને બીજો ઉત્પલપણે, ત્યાર પછી મનુષ્યાદિ ગતિમાં આવે

કોઈ કેગ પડતો હોય છે તે બધાના નામ સંગ્રહની તે દૃષ્ટિએ અહી જુદા જુદા વર્ગોના નામ ઉતાર્યા છે

૧ કલાય–વટાણા, મસૂર, તલ, મગ, અડદ વાલ, કલથી, આલિસંદક, સટિન, અને પલિમથક–ચણા. (શાલી મુજબ)

૨ અળશી, કુસુંબ, કોદરા, કાંગ, ગળ, તુવેર, કોદૂસા, સણ, સરસવ, અને મૂળકબીજ (શાલી મુજબ)

૩ વાસ, વેણુ, કનક, કર્કાવંશ, ચારુવંશ, દંડા, કુડા, વિમા, અંડા, વેણુકા અને કલ્યાણી (શાલી મુજબ. પણ અહી કોઈ ઠેકાણે દેવ ઉત્પન્ન નથી થતા, તથા ત્રણ જ લેશ્યા ગણવી )

૪ ઇક્ષુ–શેરડી, ઇક્ષુવાટિકા, વીરણ, ઇક્કડ, ભમાસ, સૂંઠ, શર, વેત્ર (નેતર), તિમિર, સતપોરગ અને નડ (શાલી મુજબ પણ સ્કંધની બાબતમા દેવો પણ ઉત્પન્ન થાય છે, તથા તેઓને ચાર લેશ્યાઓ હોય છે એમ કહેવુ )

૫ સેડિય, ભંતિય, દર્ભ, કોતિય, દર્ભકુશ, પર્વક, પોદઇલિ (પોઇદઇલિ), અર્જુન (અજ્જન), આપાઢક, રોહિતક, સમુ, અ(ત)વખીર, ભુસ, એરંડ, કુરુકુંદ, કરકર, સૂંઠ, વિભંગ, મધુરયણ (મધુવયણ), થુરગ, શિલ્પિક અને સુંકલીતૃણ (વાસના વર્ગ મુજબ)

૬ અભ્રરુહ,[1] વાયણ, હરિતક, તાંદળજો, તૃણ, વત્થુલ, પોરક, માર્જારક, વિલ્લિ (ચિલ્લિ), પાલક્ક, દગપિપ્પલી, દર્વિદર્વી, સ્વસ્તિક, શાકમંડુકી, મૂલક, સરસવ, અમ્બિલશાક, જિયંતગ (વાસના વર્ગ મુજબ )

૧ વૃક્ષ ઉપર થતી અમુક પ્રકારની વનસ્પતિ

૭ તુલસી કૃષ્ણ, ઉરાલ, ફણેજ્જા, અજ્જ ન ભૂતણા ચોરા જીરા દમણા, મરુઆ ઇંદીવર અને શતપુષ્પ (ઘાસના વર્ગ મુજબ.)

—શતક ૨૧

## ૪ ગતિ અને બંધ

### ૧

### ગતિ

ગૌતમ—હે ભગવન્ ! ગતિપ્રપાત કેટલા પ્રકારના છે ?

મ.—હે ગૌતમ ! પાંચ પ્રકારના છે. ૧ પ્રયોગગતિ—એટલે કે મન-વાણી-કાયાના વ્યાપારો વડે મન વગેરેના પુદ્ગલોની ગતિ. ૨ તતગતિ—એટલે કે ગામ જવું વગેરેરૂપ વિસ્તારવાળી ગતિ. ૩ બંધનછેદન ગતિ—એટલે કે બંધનના છેદનથી થતી ગતિ, જેમકે જીવમુક્ત શરીરની કે શરીરમુક્ત જીવની. ૪ ઉપપાતગતિ—એટલે કે ક્ષેત્રાદિકમાં ગતિ જેમકે આકાશાદિકમાં નારકાદિ જીવો, સિદ્ધ જીવો અથવા પુદ્ગલોની ગતિ. અને ૫. વિહાયોગતિ—એટલે કે આકાશમાં ગમન કરવું તે. જેમકે પરમાણુની લોકાન્ત સુધીની.

—શતક ૮ ઉદ્દે ૭

### ૨

### બંધ

ગૌ.—હે ભગવન્ બંધ કેટલા પ્રકારનો કહ્યો છે ?

મ.—હે ગૌતમ ! બે પ્રકારનો છે. પ્રયોગ (કૃત્રિમ) બંધ અને વિસ્રસા (સ્વાભાવિક) બંધ. ૧ તેમાં વિસ્રસાબંધ

બે પ્રકારનો છે આદિ અને અનાદિ તેમા અનાદિ વિસ્રસાબંધ ત્રણ પ્રકારનો છે ધર્માસ્તિકાયનો અન્યોન્ય અનાદિ વિસ્રસાબંધ, તેમ જ અધર્માસ્તિકાયનો અને આકાશાસ્તિકાયનો [1]

સાદિવિસ્રસાબંધ ત્રણ પ્રકારનો છે (૧) બંધન-પ્રત્યયિક — એટલે કે સ્નિગ્ધત્વાદિ ગુણ દ્વારા દ્વિપ્રદેશિકાદિ પરમાણુઓનો બંધ (૨) ભાજનપ્રત્યયિક — એટલે કે ભાજન — આધારને નિમિત્તે થતો બંધ [2] અને (૩) પરિણામ-પ્રત્યયિક — એટલે કે રૂપાન્તર નિમિત્તે થતો બંધ [3]

૨ પ્રયોગબંધના ત્રણ પ્રકાર છે (૧) અનાદિ અનત (૨) સાદિ અનત અને (૩) સાદિ સાત

પ્રયોગબંધ એટલે જીવના વ્યાપારવડે જીવપ્રદેશોનો અને ઔદારિકાદિ શરીરના પુદ્ગલોનો જે બંધ થાય તે

---

૧ તે બંધ દેશબંધ છે, પણ સર્વબંધ નથી ધર્માસ્તિકાયાદિના પ્રદેશોનો બીજા પ્રદેશો સાથે પરસ્પર સબંધ તે દેશબંધ જો તેમનો સર્વબંધ હોય તો એક પ્રદેશમા બીજા સર્વ પ્રદેશોનો અતર્ભાવ થાય, અને તેથી ધર્માસ્તિકાયાદિ એક એક પ્રદેશરૂપ થાય — ટીકા વળી તે ત્રણેનો તે બંધ સર્વકાલ સુધી હોય છે

૨ જૂની મદિરાનો, જૂના ગોળનો અને જૂના ચોખાનો ભાજનપ્રત્યયિક બંધ છે એક ભાજનમા રહેલી જૂની મદિરા ઘટ્ટ થાય છે અને જૂના ગોળ તથા ચોખાનો પિંડ થાય છે

૩ વાદળા, ઇંદ્રધનુષ, સંધ્યા, ગાંધર્વનગર, વીજળી, દિગ્દાહ, ધૂળની વૃષ્ટિ, ધૂમિકા, મહિકા, ચદ્રગ્રહણ, કિરણના લીસોટા ઇ૦

(૧) અનાદિ અનંત બંધ તો જીવના આઠ મધ્ય પ્રદેશોનો છે [જીવ અસંખ્યાત પ્રદેશિક છે પણ તેમાં વચ્ચેના જે આઠ પ્રદેશો છે તે જ્યારે ત્યારે (એટલે કે કેવલિસમુદ્ઘાત વખતે પણ, કે જ્યારે જીવ સમગ્રલોકને વ્યાપીને રહે છે ત્યારે) પણ તેવી જ સ્થિતિમાં રહે છે. બાકીના જીવપ્રદેશોમાં સંકોચ વિકાસરૂપે વિપરિવર્તન થયા કરે છે. એટલે આ આઠ પ્રદેશોનો બંધ અનાદિઅનંત છે.[1]]

(૨) સાદિ અનંત બંધ સિદ્ધના જીવપ્રદેશોનો છે.
(૩) સાદિ સાંત બંધ ચાર પ્રકારનો છે: ૧. આલાપન બંધ —એટલે કે રજ્જુ વગેરેથી તૃણાદિનો બંધ. ૨. આલીન બંધ—એટલે કે લાખ વગેરેથી થતો બંધ. ૩. શરીરબંધ —એટલે કે સમુદ્ઘાત કરવામાં વિસ્તારિત અને સંકોચિત જીવપ્રદેશોના સંબંધથી તૈજસાદિ શરીરપ્રદેશોનો સંબંધ.[2] અને ૪. શરીરપ્રયોગબંધ — એટલે કે ઔદારિકાદિ શરીરના વ્યાપારથી શરીરના પુદ્ગલોને ગ્રહણ કરવારૂપ બંધ.

અ. તેમાં આલીનબંધ ચાર પ્રકારનો છે: શ્લેષણાબંધ (શિખરોનો, ફરસબંધીનો, સ્તંભોના, પ્રાસાદોનો, કાષ્ઠોનો, ચામડાંઓનો, ઘડાઓનો, કપડાંઓનો અને સાદડીઓનો ચૂના વડે, કચરા વડે, વજ્રલેપ વડે, લાખ વડે તથા મીણ ઇત્યાદિ શ્લેષણ દ્રવ્યો વડે થતો બંધ) ઉચ્ચય બંધ (તૃણ, કાષ્ઠ, પત્ર, તુષ

૧. એ આઠ પ્રદેશોમાં પણ કોઈ પણ એક પ્રદેશનો તેની પાસે રહેલા બે પ્રદેશો અને ઉપર કે નીચે રહેલા એક પ્રદેશ સાથે એમ ત્રણ ત્રણ પ્રદેશ સાથે અનાદિઅનંત બંધ છે. —ટીકા
૨. અથવા સમુદ્ઘાત કરવામાં સંકુચિત થયેલા આ પ્રદેશોનો સંબંધ તે શરીરબંધ, એમ અન્ય આચાર્ય માને છે. —ટીકા

મધુ, છાણ, કચરા વગેરેના ઢગલાનો બંધ) સમુચ્ચય બંધ (કૂવા, તળાવ, નદી ધરા, વાપી, પુષ્કરિણી, દીર્ઘિકા, ગુંજાલિકા, સરોવરો, બિલ, દેવકુલ, સભા, પરબ, સ્તૂપ, ખાઈ, પરિઘ, કિલ્લા, કાંગરા, ચારિકા, દ્વાર, ગોપુર, તોરણ, પ્રાસાદ, ઘર શરણ, લેણ (ગૃહવિશેષ), હાટ, શૃંગાટકાકારમાર્ગ, ત્રિકમાર્ગ, ચતુષ્કમાર્ગ, ચત્વરમાર્ગ, ચતુર્મુખમાર્ગ અને રાજમાર્ગાદિનો ચૂના દ્વારા, કચરા દ્વારા અને વજ્રલેપના સમુચ્ચય વડે થતો બંધ) અને સહનનબંધ તે બે પ્રકારનો છે દેશસહનનબંધ (એટલે કે કોઈ વસ્તુના અંશથી કોઈ વસ્તુના અંશનો શકટાદિ[1] અવયવોની પેઠે પરસ્પર સંબંધરૂપ બંધ) અને સર્વસહનનબંધ (એટલે કે ક્ષીરનીરાદિની પેઠે સર્વાત્મ-સંબંધરૂપ બંધ)

૬ શરીરબંધ બે પ્રકારનો છે પૂર્વપ્રયોગપ્રત્યયિક (–એટલે કે વેદના, કષાયાદિ સમુદ્ઘાતરૂપ જીવનો વ્યાપાર, તે નિમિત્તે થયેલો જીવપ્રદેશોનો કે તદાશ્રિત તૈજસ–કાર્મણ શરીરનો બંધ) અને પ્રત્યુત્પન્નપ્રયોગપ્રત્યયિક (એટલે કે વર્તમાન કાલે કેવલિસમુદ્ઘાતરૂપ જીવવ્યાપારથી થયેલો તૈજસ–કાર્મણ શરીરનો બંધ[2])

---

૧ ગાડા, રથ, યાન, યુગ્યવાહન, ગિલ્લી (અંબાડી), થિલ્લિ (પલાણ), શિબિકા, સ્યન્દમાની (પુરુષ જેટલું મોટું વાહન), તેમ જ લોઢી, લોઢાના કડાયા, કડછા, આસન, શયન, સ્તંભો, ભાંડ (માટીના વાસણ), પાત્ર અને નાના પ્રકારનાં ઉપકરણ

૨ કેવલિસમુદ્ઘાત વડે સમુદ્ઘાત કરતા અને તે સમુદ્ઘાતથી પાછા ફરતા, વચ્ચે મંથાનાવસ્થામાં વર્તતા

ઔદારિકશરીરપ્રયોગબંધમાં સર્વબંધ કાળની અપેક્ષાએ એક સમય અને દેશબંધ ઓછામા ઓછો એક સમય અને વધારેમા વધારે એક સમય ન્યૂન ત્રણ પલ્યોપમ સુધી હોય છે[1]

ઔદારિક શરીરના બંધનુ અંતર કાલથી જાણીએ તો સર્વબંધનુ અંતર ઓછામા ઓછુ ત્રણ સમય ન્યૂન ક્ષુલ્લક ભવગ્રહણ પર્યંત છે, અને વધારેમા વધારે સમયાધિક પૂર્વકોટી અને તેત્રીશ સાગરોપમ છે દેશબંધનુ અંતર ઓછામા ઓછુ એક સમય અને વધારેમા વધારે ત્રણ સમય અધિક તેત્રીશ સાગરોપમ છે[2]

---

૧ પૂર્વલાના ઉદાહરણમા જણાવ્યા પ્રમાણે સર્વબંધ એક સમય જ હોય અને જ્યારે વાયુકાયિક - મનુષ્યાદિ વૈક્રિય શરીર કરીને અને તેને છોડીને ઔદારિક શરીરનો એક સમય સર્વબંધ કરે, અને પુન તેનો દેશબંધ કરી, એક સમય પછી તરત જ મરણ પામે, ત્યારે ઓછામા ઓછો એક સમય દેશબંધ થાય ઔદારિક શરીરવાળાની વધારેમા વધારે સ્થિતિ ત્રણ પલ્યોપમ છે તેમા પ્રથમ સમયે તેઓ સર્વબંધક છે, અને પછી એક સમય ન્યૂન ત્રણ પલ્યોપમ સુધી દેશબંધક છે પેટાવિભાગમા દરેકની વધારેમા વધારે સ્થિતિ અલગ અલગ જાણવી અહીં વિસ્તાર પડતો મૂક્યો છે

૨ કોઈ જીવ મનુષ્યાદિ ગતિમા અવિગ્રહગતિએ આવી ત્યા પ્રથમ સમયે સર્વબંધક થઈ, પૂર્વકોટીવર્ષ પર્યંત ત્યા રહી, તેત્રીશ સાગરોપમની સ્થિતિવાળો નારક કે સર્વાર્થસિદ્ધ દેવ થાય, અને પછી તે ત્રણ સમયની વિગ્રહગતિએ ઔદારીકશરીરધારી થાય, વિગ્રહગતિના બે સમયમા તે અનાહારક હોય અને ત્રીજે સમયે તે ઔદારિકશરીરનો સર્વબંધક થાય હવે તેમા વિગ્રહગતિના

[મૂળમાં એના પેટાવિભાગોના તથા પછીથી એ બધી રીતે વૈક્રિયાદિ શરીરનાં વર્ણવ્યાં છે એમ કુલ આ વિભાગનાં ૧૧ સૂત્ર છે ]

ઔદારિક શરીરના સર્વબંધવાળો જીવ વૈક્રિયશરીરનો અબંધક છે (કારણ કે ઔદારિક અને વૈક્રિયનો બંધ એક સમયે ન હોય) આહારક શરીરનો પણ અબંધક છે તૈજસનો દેશબંધક છે (કારણ કે તે શરીર સદા રહે છે તેથી) તથા કાર્મણનો પણ દેશબંધક છે ઔદારિક શરીરના દેશબંધવાળા જીવનું પણ તે પ્રમાણે જાણવું

વૈક્રિયશરીરના સર્વબંધવાળો જીવ ઔદારિક અને આહારકનો અબંધક છે પણ તૈજસ અને કાર્મણ શરીરનો દેશબંધક છે વૈક્રિયશરીરના દેશબંધવાળો જીવ ઉપર પ્રમાણે જ જાણવો.

આહારક શરીરના સર્વબંધવાળો જીવ ઔદારિક અને વૈક્રિયનો અબંધક છે પણ તૈજસ અને કાર્મણનો દેશબંધક છે દેશબંધવાળાનું તેમ જ જાણવું

તૈજસશરીરના દેશબંધવાળો જીવ ઔદારિકનો બંધક છે તેમ જ અબંધક પણ છે[૧] વૈક્રિય અને આહારકનું પણ તેમ જ

---

૮ બે સમય અનાહારક છે તેમાંથી એક સમય પૂર્વકોટીના સર્વબંધસ્થાને પ્રક્ષિપ્ત કરીએ તેથી પૂર્ણ પૂર્ણ વર્ષ અને એક અધિક થયો. એ રીતે સર્વબંધનું ઉત્કૃષ્ટ અંતર સમયાધિક પૂર્વકોટિ અને તેત્રીસ સાગરોપમ થાય

૧. વિગ્રહગતિમાં અબંધક છે, અવિગ્રહસ્થ બંધક છે બંધક પણ દેશબંધક તેમ જ સર્વબંધક એમ બને પ્રકારે છે

જાણવું કાર્મણનો બંધક જ છે અબંધક નથી બંધક પણ દેશબંધક જ છે

કાર્મણશરીરનો દેશબંધક જ હોય તે જીવનું બધું તૈજસશરીરની પેઠે જાણવું તૈજસ શરીરનો દેશબંધક છે

ગૌ૦—હે ભગવન્! ઔદારિકાદિ શરીરના દેશબંધક, સર્વબંધક, અને અબંધક એવા સર્વ જીવોમા કયા જીવો કયા જીવોથી વિશેષાધિક છે?

મ૦—હે ગૌતમ! સૌથી થોડા જીવો આહારક શરીરના સર્વબંધક છે[1] તેથી તેના દેશબંધક સંખ્યાતગણા છે તેથી વૈક્રિય શરીરના સર્વબંધક અસંખ્યાતગણા છે, તેથી તેના દેશબંધક અસંખ્યાતગણા છે તેથી તૈજસ અને કાર્મણ-શરીરના અબંધક જીવો અનંતગણા અને પરસ્પરતુલ્ય છે[2] તેથી ઔદારિક શરીરના સર્વબંધક અનંતગણા છે,[3] તેથી તેના અબંધક વિશેષાધિક[4] છે, તેનાથી તેના દેશબંધક જીવો અસંખ્યેયગણા છે,[5] તેનાથી તૈજસ અને કાર્મણ શરીરના દેશબંધક વિશેષાધિક છે,[6] તેથી વૈક્રિય શરીરના અબંધક

---

૧ ચતુર્દશપૂર્વ જાણનારા જ તે શરીર બનાવતા હોવાથી, તથા સર્વબંધ પ્રથમ સમયે જ હોવાથી

૨ કારણ કે તેઓ તો સિદ્ધો જ છે અને તેઓ વનસ્પતિ સિવાયના સર્વ જીવો કરતા અનંતગણા છે

૩ કારણ કે તેમા વનસ્પતિજીવ આવ્યા

૪ કારણ કે તેઓ વિગ્રહગતિવાળા તથા સિદ્ધો છે

૫ વિગ્રહસમય કરતા દેશબંધસમય અસંખ્યાતગણો છે

૬ કારણ કે સર્વે સંસારી જીવો તે બે શરીરના બંધક છે — મોક્ષ સુધી તે બંને કાયમ રહેતા હોવાથી

જીવો વિશેષાધિક છે;[1] તથા તેથી આહારક શરીરનાં અબંધક જીવો વિશેષાધિક છે.[2]

— શતક ૮, ઉદ્દે. ૯

ભગવાનના શિષ્ય માકંદિપુત્ર રાજગૃહમાં પૂછે છે:

મા. — હે ભગવન્! બંધ કેટલા પ્રકારનો છે?

મ. — હે માકંદિપુત્ર! બે પ્રકારનો છે: દ્રવ્યબંધ અને ભાવબંધ. દ્રવ્યબંધના બે પ્રકાર છે: પ્રયોગબંધ અને વિસ્રસાબંધ. ભાવબંધના બે પ્રકાર છે: મૂલપ્રકૃતિબંધ અને ઉત્તરપ્રકૃતિબંધ.[3]

— શતક ૧૮, ઉદ્દે. ૩

ગૌ. — હે ભગવન્! બંધ કેટલા પ્રકારનો છે?

મ. — હે ગૌતમ! ત્રણ પ્રકારનો છે: (૧) જીવપ્રયોગબંધ — એટલે કે જીવના મન-વાણી-કાયાના વ્યાપાર વડે કર્મપુદ્ગલોનો આત્મા સાથે બંધ થવો તે. (૨) અનંતરબંધ — એટલે કે કર્મપુદ્ગલોનો બંધ થયા પછીના સમયનો બંધ. (૩) અને પરંપરબંધ — એટલે કે ત્યાર પછીના દ્વિતીયાદિ સમયે થતો બંધ.

— શતક ૨, ઉદ્દે. ૭

---

૧. કારણ કે મુખ્યત્વે દેવો અને નારકો જ વૈક્રિયના બંધક છે; બાકીના બધા તથા સિદ્ધો અબંધક છે.

કારણ કે માત્ર કેટલાક મનુષ્યો જ આહારકના બંધક છે.

૩. જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મો તે મૂલપ્રકૃતિ છે અને તે દરેકના પાછા અવાંતરભેદ તે ઉત્તરપ્રકૃતિ.

# ૫ પરચૂરણ

## ૧

## આશીવિષો

વિવરણ આશી એટલે દાઢ, તેમા જેઓને વિષ હોય તે પ્રાણીઓ આશીવિષ કહેવાય છે તેમના બે પ્રકાર છે જાતિ (એટલે કે જન્મથી) આશીવિષ, અને કર્માશીવિષ સાપ વીછી વગેરે જાતિઆશીવિષ છે, અને કર્મ એટલે શાપાદિકથી બીજાને ઉપઘાત કરનારા કર્માશીવિષ છે પર્યાપ્ત પચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યને તપશ્ચર્યા આદિકથી અથવા બીજા કોઈ કારણથી આશીવિષલબ્ધિ ઉત્પન્ન થાય છે, અને તેથી તેઓ શાપાદિકથી બીજાનો નાશ કરવાની શક્તિવાળા હોય છે તેઓ આશીવિષલબ્ધિના સ્વભાવથી સહસ્રાર દેવલોક સુધીના દેવોમા ઉત્પન્ન થાય છે અને પૂર્વે તેમણે આશીવિષ ભાવનો અનુભવ કરેલો હોવાથી અપર્યાપ્ત અવસ્થામા તે દેવો કર્માશીવિષલબ્ધિવાળા હોય છે.

ગૌ૦—હે ભગવન્! આશીવિષો કેટલા પ્રકારના છે?

મ૦—હે ગૌતમ! આશીવિષો બે પ્રકારના છે. જાતિઆશીવિષ અને કર્માશીવિષ તેમા જાતિઆશીવિષો ચાર પ્રકારના કહ્યા છે ૧ વૃશ્ચિકજાતિઆશીવિષ, ૨. મંડૂકજાતિઆશીવિષ, ૩ ઉરગજાતિઆશીવિષ, અને ૪. મનુષ્યજાતિઆશીવિષ

તેમા વૃશ્ચિકજાતિઆશીવિષનુ વિષ અર્ધભરતક્ષેત્ર પ્રમાણ શરીરને વિષ વડે વિદલિત કરવા સમર્થ છે પણ તે તેનુ માત્ર સામર્થ્ય છે, કદી તેઓએ તેમ કર્યું નથી, કરતા નથી,

અને કરશે પણ નહિ. મંડૂકજાતિઆશીવિષ પોતાના વિષથી ભરતક્ષેત્રપ્રમાણ શરીરને તે પ્રમાણે વ્યાપ્ત કરવા સમર્થ છે. ઉરગજાતિઆશીવિષ જંબૂદ્વીપપ્રમાણક્ષેત્રને અને મનુષ્યજાતિઆશીવિષ મનુષ્યક્ષેત્રપ્રમાણ શરીરને.

જે કર્મઆશીવિષ છે તે તિર્યંચયોનિક કર્મઆશીવિષ છે, મનુષ્યકર્મઆશીવિષ છે અને દેવકર્મઆશીવિષ છે.

જે તિર્યંચયોનિક કર્મઆશીવિષ છે તે પર્યાપ્ત સંખ્યાતવર્ષના આયુષ્યવાળા ગર્ભજ કર્મભૂમિમાં ઉત્પન્ન થયેલા પંચેંદ્રિય તિર્યંચયોનિક જાણવા.

જે મનુષ્યકર્મઆશીવિષ છે, તે પણ પર્યાપ્ત સંખ્યાતવર્ષના આયુષ્યવાળા ગર્ભજ અને કર્મભૂમિમાં ઉત્પન્ન થયેલા મનુષ્ય જાણવા.

જે દેવકર્મઆશીવિષ છે તે અપર્યાપ્ત[1] અવસ્થાવાળા ભવનવાસી, વાનવ્યંતર, જ્યોતિષ્ક અને સહસ્રાર કલ્પ સુધીના વૈમાનિક દેવો છે. —શતક ૮ ઉદ્દે. ૨

૨

દીવો

ગૌ.—હે ભગવન્! બળતા દીવામાં શું બળે છે? દીવો, દીવી, વાટ, તેલ, દીવાનું ઢાંકણું કે જ્યોતિ બળે છે?

મ.—હે ગૌતમ! જ્યોતિ બળે છે. તે પ્રમાણે બળતા ઘરમાં પણ ઘર, ભીંતો, ત્રાટી, ધારણ (મોભની નીચેના સ્તંભ), મોભ, વાંસ, મલ્લ (ભીંતોના આધારસ્તંભ), છીંદરીઓ, છાપરું, કે છાદન નથી બળતું પણ જ્યોતિ બળે છે. —શતક ૮ ઉદ્દે. ૧

૧ જુઓ પ્રકરણની શરૂઆતમાં વિવરણ

## ૩
## સ્વપ્ન

ગૌ૦—હે ભગવન્! સ્વપ્નદર્શન કેટલા પ્રકારનું છે?

મ૦—હે ગૌતમ! પાંચ પ્રકારનું છે ૧ યથાતથ્ય સ્વપ્નદર્શન—એટલે કે સત્ય અથવા તાત્ત્વિક સ્વપ્નદર્શન તેના દૃષ્ટાર્થાવિસંવાદી અને ફલાવિસંવાદી એવા બે પ્રકાર છે સ્વપ્નમા જોયેલા અર્થને અનુસારે જાગૃત અવસ્થામા બનાવ બને, તે દૃષ્ટાર્થાવિસંવાદી કહેવાય, અને સ્વપ્નના અનુસાર સંપત્તિ આદિ ફળ અવશ્ય મળે તો તે ફલાવિસંવાદી કહેવાય ૨ પ્રતાનસ્વપ્નદર્શન—એટલે કે વિસ્તારવાળુ સ્વપ્ન તે યથાતથ્ય પણ હોય કે અન્યથા પણ હોય ૩ ચિંતા-સ્વપ્નદર્શન—એટલે કે જાગૃત અવસ્થામા જે અર્થનુ ચિંતન કરેલુ હોય તેને સ્વપ્નામા જુએ તે ૪ તદ્વિપરીત સ્વપ્ન-દર્શન—એટલે કે જેવુ સ્વપ્ન જોયુ હોય, તેથી વિરુદ્ધ વસ્તુની જાગૃત અવસ્થામા પ્રાપ્તિ થાય તે અને ૫ અવ્યક્ત સ્વપ્ન-દર્શન—એટલે કે સ્વપ્નમા અસ્પષ્ટ અર્થનો અનુભવ કરવો તે

સૂતેલો પ્રાણી સ્વપ્ન ન જુએ, કે જાગતો પ્રાણી સ્વપ્ન ન જુએ, પણ સૂતો—જાગતો પ્રાણી સ્વપ્નને જુએ[૧]

---

૧. અહી મૂળમા 'સૂતેલા' અને 'જાગતા'ના બે અર્થ બતાવ્યા છે નિદ્રાયુક્ત જીવ દ્રવ્યથી સૂતેલો કહેવાય, અને વિરતિરહિત જીવ ભાવથી સૂતેલો કહેવાય નૈરયિકો ભાવથી સૂતેલા છે, એ પ્રમાણે ચતુરિન્દ્રિય સુધી જાણવુ પંચેન્દ્રિયતિર્યંચો ભાવથી સૂતેલા છે અને સૂતેલા—જાગતા છે, પણ તદ્દન જાગતા નથી મનુષ્યો સૂતેલા છે, જાગૃત પણ છે અને સૂતા-જાગતા પણ છે વાનવ્યંતર, જ્યોતિષિક અને વૈમાનિકોને નૈરયિકો જેવા જાણવા

સંવૃત (સંયમી) જીવ સત્ય સ્વપ્ન જુએ, અસંવૃત સત્ય પણ જુએ અને અસત્ય પણ જુએ અને સંવૃતાસંવૃત અસંવૃત જેવું જુએ.

સ્વપ્ન ૪૨ પ્રકારનાં છે અને મહાસ્વપ્ન ૩૦ પ્રકારનાં, એ બધાં મળી કુલ ૭૨ સ્વપ્નો છે [અહીં તીર્થંકરનો જીવ ગર્ભમાં ઊતરે ત્યારે તેમની માતાઓ કેટલાં સ્વપ્ન જુએ વગેરે બધું આગળ પા. ૨૧૬ મુજબ જાણવું]

જ્યારે શ્રમણ ભગવંત મહાવીર છદ્મસ્થપણામાં હતા ત્યારે તેઓ એક રાત્રિના છેલ્લા પ્રહરમાં આ દશ મહાસ્વપ્નો જોઈને જાગ્યા હતા: ૧ એક ભયંકર તાડ જેવા પિશાચને પરાજિત[1] કર્યો. ૨ એક ધોળી પાંખવાળા નરકોકિલને જોયો.[2] ૩ એક ચિત્રવિચિત્ર પાંખવાળા નરકોકિલને જોયો.[3] ૪ એક સર્વરત્નમય માળાયુગલ જોયું.[4] ૫ એક ધોળી ગાયોના ધણને જોયું.[5] ૬ ચોતરફ ખીલેલા પદ્મસરોવરને જોયું.[6] ૭ એક મહાસાગરને હાથ વડે તર્યો.[7] ૮ એક તેજસ્વી

---

૧ તેના ફળરૂપે તેમણે મોહનીય કર્મને મૂળથી નાશ કર્યો.

૨ તેના ફળરૂપે શુક્લધ્યાનને પ્રાપ્ત કર્યું.

૩ તેના ફળરૂપે દ્વાદશાંગ ગણિપિટક કહ્યું.

૪ તેના ફળરૂપે સાધુનો અને ગૃહસ્થનો એમ બે પ્રકારનો ધર્મ કહ્યો.

૫ તેના ફળરૂપે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાનો સંઘ પ્રાપ્ત કર્યો.

૬ તેના ફળરૂપે ચારે પ્રકારના દેવોને પ્રતિબોધ કર્યો.

૭ તેના ફળરૂપે સંસારને તર્યા.

મોટા સૂર્યને જોયો,[1] ૯ મોટા માનુષોત્તર પર્વતને પોતાના લીલા વર્ણના આતરડા વડે સર્વ બાજુએથી આવેષ્ટિત, પરિવેષ્ટિત કરેલો જોયો[2] અને ૧૦ મેરુ પર્વતની ચૂલિકા ઉપર સિંહાસન ઉપર બેઠેલ પોતાના આત્માને[3] જોયો

સ્વપ્નને અંતે[4] અશ્વ, ગજ કે બળદની પંક્તિ જુએ અને તેના ઉપર ચડે તથા તેના ઉપર પોતાને ચઢેલો માને,[5] તો તે તે જ ભવમા સિદ્ધ થાય

સમુદ્રને બને પડખે અડકેલુ તથા પૂર્વ અને પશ્ચિમ તરફ લાબુ મોટુ દામણુ જુએ અને તેને વીટાળે, બને બાજુએ લોકાન્તને સ્પર્શેલુ તથા પૂર્વ અને પશ્ચિમ લાબુ મોટુ દોરડુ જુએ, અને તેને કાપી નાખે, કાળુ અથવા[6] ધોળુ સૂતર જુએ અને તેને ઉકલે, લોઢુ, તાબુ, કથીર કે સીસાનો ઢગલો જુએ અને તેના ઉપર ચઢે, રૂપાના, સુવર્ણના, રત્નના કે વજ્રના ઢગલાને જુએ અને તેના ઉપર ચઢે, ઘાસના, કાષ્ઠના, પાદડાના, છાલના, કોતરાના, ભૂસાના, છાણના કે

---

૧ તેના ફળરૂપે કેવલજ્ઞાન અને દર્શન પ્રાપ્ત કર્યા

૨ તેના ફળરૂપે દેવલોકમા, મનુષ્યલોકમા અને અસુરલોકમા ઉદાર કીર્તિ, સ્તુતિ, અને સન્માન પ્રાપ્ત કર્યા

૩ તેના ફળરૂપે દેવ મનુષ્ય અને અસુરયુક્ત પરિષદમા કેવળી થઈને ધર્મ કહ્યા

૪. એટલે કે એ સ્વપ્ન જોઈને તરત જાગે અહીં જોનાર સ્ત્રી કે પુરુષ બને ગણાવાના છે જુઓ નીચે નોધ ૫

૫ આ ભાગ પછીના સ્વપ્નમા ફરી નથી લખ્યો, પણ એવો સમજી લેવો

૬ કાળા રગથી માડીને ધોળા સુધીનુ

કમરાના કમલાને જુએ અને તેને વિખેરે, શરસ્તંભને, વીરણ-સ્તંભને, વંશીમૂલસ્તંભને કે વલ્લિમૂલસ્તંભને જુએ અને તેને ઉખેડે, ક્ષીરકુંભને, દધિકુંભને, ઘતકુંભને કે મધુકુંભને જુએ અને તેને ઉપાડે, સુરાના, સૌવીરના, તેલના કે વસાના મોટા કુંભને જુએ અને તેને ભેદી નાખે, કુસુમિત મોટા પદ્મસરોવરને જુએ અને તેમાં પ્રવેશ કરે, મોટા સાગરને જુએ અને તેને તરી જાય, સર્વરત્નમય મોટું ભવન જુએ અને તેમાં પ્રવેશ કરે, તથા સર્વરત્નમય મોટું વિમાન જુએ અને તેના ઉપર ચડે — તો તે સિદ્ધ થાય.

— શતક ૧૬ ઉદ્દે૦ ૬

૪

રંગ

ગૌ૦ — હે ભગવન્! પ્રવાહી ગોળ (ફાણિત) કેટલા વર્ણ, ગંધ, રસ અને સ્પર્શવાળો હોય છે?

મ૦ — હે ગૌતમ! અહીં બે પ્રકારના નયો (દૃષ્ટિબિંદુઓ) વિવક્ષિત છે. નૈશ્ચયિક (પારમાર્થિક) નય પ્રમાણે તો તે પાંચ વર્ણ, બે ગંધ, પાંચ રસ અને આઠ સ્પર્શવાળો છે; પણ વ્યાવહારિક નયની અપેક્ષાએ તે મધુર રસવાળો છે.

એ પ્રમાણે ભમરો કાળો વર્ણ; પોપટની લીલી પાંખ; રાતી મજીઠ, પીળી હળદર, ધોળો શંખ, સુગંધી કુષ્ઠ, દુર્ગંધી મડદું, કડવો લીમડો, તીખી સૂંઠ, તૂરું કોઠું, ખાટી આમલી, ગળી ખાંડ, કર્કશ વજ્ર, સુંવાળું માખણ, ભારે લોઢું, હળવું ખાખરાનું પાન, ઠંડો હિમ, ઉષ્ણ અગ્નિકાય, અને સ્નિગ્ધ તેલ; બાકી રાખ લૂખા સ્પર્શવાળી છે. કુત્સિત એક નય

વાળો, એક ગધવાળો, એક રસવાળો અને બે સ્પર્શવાળો હોય છે દ્વિપ્રદેશિક સ્કધ કદાચ એક વર્ણવાળો કે કદાચ બે વર્ણવાળો કે કદાચ એક ગધવાળો કે કદાચ બે ગધવાળો, કદાચ એક રસવાળો કે કદાચ બે રસવાળો, કદાચ બે સ્પર્શવાળો, કદાચ ત્રણ સ્પર્શવાળો, અને કદાચ ચાર સ્પર્શવાળો હોય એ પ્રમાણે ત્રિપ્રદેશિક સ્કધ જાણવો, પણ તે કદાચ ત્રણ વર્ણવાળો અને ત્રણ રસવાળો પણ હોય એ પ્રમાણે ચતુષ્પ્રદેશિક સ્કધ વિષે પણ જાણવુ, પણ તે કદાચ ચાર વર્ણવાળો અને ચાર રસવાળો પણ હોય, એ પ્રમાણે પચપ્રદેશિક સ્કધને વિષે પણ જાણવુ પણ તે કદાચ પાચ વર્ણ અને પાચ રસવાળો પણ હોય તેમ છેક અસખ્યાત પ્રદેશિક સ્કધ સુધી જાણવુ તથા સૂક્ષ્મ પરિણામવાળો અનત પ્રદેશિક સ્કધ પણ તેમ જ જાણવો તેમ જ સ્થૂલ પરિણામ વાળો અનતપ્રદેશિક સ્કધ પણ જાણવો, પણ તે કદાચ પાચથી આઠ સુધીના સ્પર્શવાળો પણ હોય[1]

—શતક ૧૮, ઉદ્દે૦ ૭

## ૫

### શબ્દ

ગૌ૦—હે ભગવન્ ! છદ્મસ્થ મનુષ્ય વગાડવામા આવતા શખ, રણશિગુ, શખલી, કાહલી, કુક્કરના ચામડાથી મઢેલ મોઢાવાળુ વાજુ, ઢોલ, ઢોલકી, ડાકલુ, હોરભી,[2] ઝાલર,

---

૧ કારણ કે સ્થૂલ સ્કધોમા જ આઠેય સ્પર્શ હોય છે

૨ એનો અર્થ રૂઢિથી જાણવો—એમ ટીકાકાર પણ સૂચવે છે

દુંદુભિ, વીણા વગેરે તત વાદ્ય, ઢોલ વગેરે વિતતવાદ્ય, નક્કર વાદ્ય અને પોલાં વાદ્યના શબ્દો સાંભળે છે?

મ.—હા ગૌતમ!

ગૌ.—હે ભગવન્! તે શબ્દો કાન સાથે અથડાયા પછી સંભળાય છે કે અથડાયા વિના?

મ.—હે ગૌતમ! અથડાયા પછી સંભળાય છે. વળી તે ઓરે રહેલા શબ્દોને જ સાંભળે છે; પરે રહેલાને નહીં. પણ કેવળી તો ઓરે કે પરે રહેલા આદિ અને અંત વિનાના સર્વ પ્રકારના શબ્દને જાણે છે. કારણ કે તે સર્વ દિશાની મિત તેમ જ અમિત વસ્તુને પણ જાણે છે અને જુએ છે. તે બધું જાણે છે અને બધું જુએ છે. તે સર્વકાળે સર્વ પદાર્થો-ભાવોને જાણે છે અને જુએ છે. તેને અનંત જ્ઞાન અને અનંત દર્શન છે. વળી તે જ્ઞાન અને દર્શન કોઈ જાતના આવરણવાળું નથી.

—શતક ૫, ઉદ્દે. ૪

૧

# પ્રવેશનકનું ગણિત

બીજી ગતિમાંથી આવીને વિજાતીય ગતિમાં જીવનો પ્રવેશ–ઉત્પાદ થવો તે પ્રવેશનક કહેવાય

નરકો સાત છે રત્નપ્રભા, શર્કરાપ્રભા, વાલુકાપ્રભા, પંકપ્રભા, ધૂમપ્રભા, તમઃપ્રભા અને તમસ્તમઃપ્રભા અહીં તેમના વિષે ગણિત છે

વાણિજ્યગ્રામના દ્યુતિપલાશ ચૈત્યમાં પાર્શ્વપ્રભુના શિષ્ય ગાંગેય પ્રશ્ન પૂછે છે

ગાં૦—હે ભગવન્! એક નારક જીવ નૈરયિક પ્રવેશનક દ્વારા પ્રવેશ કરતો રત્નપ્રભામાં હોય, શર્કરાપ્રભામાં હોય એમ તમસ્તમઃપ્રભા પૃથ્વીમાં હોય ?

મ૦—હે ગાંગેય ! તે રત્નપ્રભામાં પણ હોય, શર્કરાપ્રભામાં પણ હોય એમ તમસ્તમઃપ્રભા પૃથ્વીમાં પણ હોય

### બેનું અલ્પિત

૧ બે નારકો નૈરયિક પ્રવેશનકનાવા પ્રવેશ કરતા હોય તો ત બન્ને રત્નપ્રભામા હોય કે શર્કરાપ્રભામા હોય. એમ તમસ્તમપ્રભા પૃથ્વીમા હોય.

૨ અથવા એક રત્નપ્રભામાં હોય અને એક શર્કરાપ્રભામા હોય અથવા એક રત્નપ્રભામા હોય અને એક વાલુકાપ્રભામાં હોય એમ એક રત્નપ્રભામાં હોય અને એક તમસ્તમપ્રભા પૃથ્વીમાં હોય

૩ અથવા એક શર્કરાપ્રભામા હોય અને એક વાલુકાપ્રભામા હોય એમ એક શર્કરાપ્રભામાં હોય અને એક તમસ્તમપ્રભા પૃથ્વીમાં હોય.

એમ આગળ આગળ કરતા જવું જેથી બે નૈરયિકોને આશરી દ્વિકસંયોગી કુલ ૬ ૫ ૪-૩-૨ ૧ એમ ૧ વિકલ્પો થશે.

### ત્રણનું અલ્પિત

ત્રણ નૈરયિકો પ્રવેશ કરે તેનો હસાબ આ પ્રમાણે

૧ તે ત્રણે રત્નપ્રભામાં પણ હોય, શર્કરાપ્રભામાં પણ હોય એમ તમસ્તમ પ્રભામાં પણ હોય

૨ અથવા એક રત્નપ્રભામાં અને બે શર્કરાપ્રભામાં એમ એક રત્નપ્રભામાં અને બે તમસ્તમપ્રભામાં હોય અથવા બે રત્નપ્રભામાં અને એક શર્કરાપ્રભામાં એમ બે રત્નપ્રભામા અને એક તમસ્તમપ્રભામા હોય.

૩ અથવા એક શર્કરાપ્રભામાં હોય અને બે વાલુકાપ્રભામાં હોય એમ એક શર્કરાપ્રભામાં અને બે તમસ્તમ-

પ્રભામા હોય અથવા એ શર્કરાપ્રભામા અને એક વાલુકા-પ્રભામા એમ એ શર્કરાપ્રભામા અને એક તમસ્તમ-પ્રભામા હોય

તેમ આગળની પૃથ્વીઓની વક્તવ્યતા કહેવી તે રીતે રત્નપ્રભાના કુલ ૧૨ વિકલ્પ, શર્કરાપ્રભાના ૧૦, વાલુકા-પ્રભાના ૮, પંકપ્રભાના ૬, ધૂમપ્રભાના ૪, અને તમ પ્રભાના ૨ એમ કુલ ૪૨ વિકલ્પો થશે

૪ અથવા એક રત્નપ્રભામા, એક શર્કરાપ્રભામા, અને એક વાલુકાપ્રભામા હોય, અથવા એક રત્નપ્રભામા, એક શર્કરાપ્રભામા અને એક પંકપ્રભામા એમ એક રત્નપ્રભામા, એક શર્કરાપ્રભામા અને એક તમસ્તમ પ્રભામાં હોય (કુલ પાચ)

અથવા એક રત્નપ્રભામા, એક વાલુકાપ્રભામા અને એક પંકપ્રભામા હોય, અથવા એક રત્નપ્રભામા એક વાલુકાપ્રભામા અને એક તમસ્તમ પ્રભામા હોય (કુલ ચાર વિકલ્પ)

અથવા એક રત્નપ્રભામા, એક પંકપ્રભામા અને ધૂમપ્રભામા હોય અથવા એક રત્નપ્રભામા, એક પંકપ્રભામા અને એક તમસ્તમ પ્રભામાં હોય (કુલ ત્રણ વિકલ્પ)

એ પ્રમાણે પંકપ્રભા છોડીને કુલ બે વિકલ્પ, તથા ધૂમપ્રભા છોડીને એક વિકલ્પ એમ કુલ રત્નપ્રભાના ૫-૪-૩-૨-૧ મળીને ૧૫ વિકલ્પ થાય

એ પ્રમાણે શર્કરાપ્રભાના ૪-૩-૨-૧ મળીને ૧૦ વિકલ્પ થાય એ પ્રમાણે વાલુકાપ્રભાના ૩-૨-૧ મળીને ૬

વિકલ્પ થાય એ પ્રમાણે પંકપ્રભાના ૧-૧-૧ મળીને ૩ વિકલ્પ થાય. એ પ્રમાણે ધૂમપ્રભાનો ૧ વિકલ્પ થાય

એમ ત્રણ નૈરયિકોને આશ્રયીને એકસંયોગી ૭ દ્વિકસંયોગી ૪૨ અને ત્રિકસંયોગી ૩૫ મળીને કુલ ૮૪ વિકલ્પ થાય છે

ત પ્રમાણે ચાર નૈરયિકોના એકસંયોગી ૭ દ્વિકસંયોગી ૬૩ ત્રિકસંયોગી ૧ ૫ અને ચતુઃસંયોગી ૩૫ મળી કુલ ૨૧ વિકલ્પ ગણવા.

## પાંચનું ગણિત

તે પ્રમાણે પાચ નૈરયિકોના અનુક્રમે ૭–૮૪–૨૧ –૧૪ ૨૧ મળી કુલ ૪૬૨ વિકલ્પ ગણવા.

તે પ્રમાણે ૭ નૈરયિકોના અનુક્રમે ૭–૧ ૫–૩૫ – ૩૫ –૧ ૫–૭ મળી કુલ ૬૨૪ વિકલ્પો થાય છે

તે પ્રમાણે સાત નૈરયિકોના ૭–૧૨૬–૫૨૫–૭૦૦–૩૧૫–૪૨–૧ મળી કુલ ૧૭૧૬ વિકલ્પો થાય છે

તે પ્રમાણે આઠ નૈરયિકોના ૭–૧૪૭–૭૩૫–૧૨૨૫–૭૩૫–૧૪૭–૭ મળી કુલ ૩  ૩ વિકલ્પ થાય છે.

ત પ્રમાણે નવ નૈરયિકોના ૭–૧૬૮–૯૮ –૧૯૬૦–૧૪૭૦–૩૯૨–૨૮ મળી કુલ ૫  ૫ વિકલ્પો થાય.

ત પ્રમાણે દશ નૈરયિકોના ૭–૧૮૯–૧૨૬ –૨૯૪ –૨૬૪૬–૮૮૨–૮૪ મળી કુલ ૮  ૮ વિકલ્પ થાય છે

## સંખ્યાતનું ગણિત

૧ જ્યારે સંખ્યાત[1] નારકો તે સાત પૃથ્વીઓમા

૧ અહીં ૧૧થી માંડીને શીર્ષપ્રહેલિકા (જુઓ પા ૧૧૪) સુધીની સંખ્યાને સંખ્યાત સમજવી

પ્રવેશ કરતા હોય, ત્યારે તેઓ રત્નપ્રભામા પણ હોય એમ તમસ્તમપ્રભામા પણ હોય [ એમ એકસયોગી ૭ વિકલ્પ ]

૨ અથવા એક રત્નપ્રભામા હોય અને સખ્યાતા શર્કરાપ્રભામા હોય . એમ એક રત્નપ્રભામા હોય અને સખ્યાતા તમસ્તમપ્રભામા હોય [ ૭ વિકલ્પ ]

અથવા બે રત્નપ્રભામા અને સખ્યાતા શર્કરાપ્રભામા હોય એમ ૭ રત્નપ્રભામા અને સખ્યાતા તમસ્તમ-પ્રભામા હોય ( ૭ વિકલ્પ ) એમ ત્રણ રત્નપ્રભામા એમ દશરત્નપ્રભામા અને સખ્યાત તમસ્તમપ્રભામા

અથવા સખ્યાતા રત્નપ્રભામા અને સખ્યાતા શર્કરાપ્રભામા એમ સખ્યાતા રત્નપ્રભામા અને સખ્યાતા તમસ્તમપ્રભામા

એમ શર્કરાપ્રભા આદિનુ પણ ગણી લેવુ એમ દ્વિકસયોગી ૨૩૧ વિકલ્પો થશે .

૩ અ અથવા એક રત્નપ્રભામા, એક શર્કરાપ્રભામા અને સખ્યાતા વાલુકાપ્રભામા . એમ એક રત્નપ્રભામા, એક શર્કરાપ્રભામા અને સખ્યાતા તમસ્તમપ્રભામા

અથવા એક રત્નપ્રભામા, બે શર્કરાપ્રભામા અને સખ્યાતા વાલુકાપ્રભામા એમ એક રત્નપ્રભામા, દશ શર્કરાપ્રભામા અને સખ્યાતા વાલુકાપ્રભામા પછી એક રત્નપ્રભામા, સખ્યાતા શર્કરાપ્રભામા અને સખ્યાતા વાલુકા-પ્રભામા હોય પછી બે રત્નપ્રભામા, સખ્યાતા શર્કરાપ્રભામા અને સખ્યાતા વાલુકાપ્રભામા . એમ ૧૦ રત્નપ્રભામા સખ્યાતા શર્કરાપ્રભામા અને સખ્યાતા વાલુકાપ્રભામા પછી

સંખ્યાતા રત્નપ્રભામાં સંખ્યાતા શર્કરાપ્રભામાં અને સંખ્યાતા વાલુકાપ્રભામાં.

એ જ પ્રમાણે એક રત્નપ્રભામાં એક વાલુકાપ્રભામાં અને સંખ્યાતા પંકપ્રભામાં હોય — એમ ગણતા ગણતા પાછા સંખ્યાતા રત્નપ્રભામાં સંખ્યાતા વાલુકાપ્રભામાં અને સંખ્યાતા પંકપ્રભામાં હોય એ છેવટે આવવું.

એમ પછીની બધી પૃથ્વીઓનું ગણવું. એમ ત્રિકસંયોગથી કુલ ૭૩૫ વિકલ્પો થશે.

૪ હવે એક રત્નપ્રભામાં એક શર્કરાપ્રભામાં એક વાલુકાપ્રભામાં અને સંખ્યાતા પંકપ્રભામાં. ત્યારબાદ પૂર્વોક્ત ક્રમથી ત્રીજી પૃથ્વીમાં બે થી માંડીને સંખ્યાત પદનો સંચાર કરતા બીજા ૧૦ વિકલ્પ થાય છે. એમ બીજી તથા પ્રથમ પૃથ્વીમાં પણ બેથી માંડીને સંખ્યાત પદનો સંચાર કરતા ૨૦ વિકલ્પ થાય. એમ બધા મળીને ૩૧ વિકલ્પ થાય. તે ૩૧ વિકલ્પો સાથે સાત નરકનાં ચતુષ્કસંયોગી ૩૫ પદનો ગુણાકાર કરતાં કુલ ૧૦૮૫ વિકલ્પો થશે.

એમ આદિની પાંચ પૃથ્વીઓ સાથે પંચસંયોગ કરવા. તેના પ્રથમ ચારમાં એક એક અને પાંચમીમાં સંખ્યાતા એમ પ્રથમ વિકલ્પ થાય. ત્યારબાદ ચોથી પૃથ્વીમાં અનુક્રમે બેથી માંડીને સંખ્યાત પદ સુધી સંચાર કરવો. એ રીતે બાકીની ત્રીજી બીજી અને પ્રથમ પૃથ્વીમાં પણ કરવો. એમ બધા મળીને પંચકસંયોગી ૪૧ વિકલ્પો થાય. તેની સાથે નરકપૃથ્વીના પંચકસંયોગી ૨૧ પદોનો ગુણાકાર કરતાં કુલ ૮૬૧ વિકલ્પો થાય.

પટ્કસયોગમા પૂર્વોક્ત ક્રમથી ૫૧ વિકલ્પો થાય છે તેની સાથે સાત નરકના પટ્કયોગી ૭ પદોનો ગુણાકાર કરતા ૩૫૭ વિકલ્પો થાય છે

સપ્તસયોગમા તો પૂર્વોક્ત ભાવનાથી ૬૧ વિકલ્પો થાય છે એ પ્રમાણે સખ્યાત નૈરયિકોને આશરીને ૭-૨૩૧-૭૩૫-૧૦૮૫-૮૬૧-૩૫૭-૬૧ મળી કુલ ૩૩૩૭ વિકલ્પો ગણવા

## અસંખ્યાતનું ગણિત

૧ થી ૧૦, પછી સખ્યાત અને પછી અસખ્યાતપદ ઉમેરી અસખ્યાતનુ ગણિત ગણવુ તેના ૭-૨૫૨-૮૦૫-૧૧૯૦-૯૪૫-૩૯૨-૬૭ મળી કુલ ૩૬૫૮ વિકલ્પો થશે

આ પ્રમાણે એકેદ્રિય, દ્વિઇદ્રિય, ત્રિઇદ્રિય, ચતુરિદ્રિય અને પચેદ્રિય તિર્યચયોનિકપ્રવેશનકમા એક તિર્યચ-યોનિક જીવથી માડીને અસખ્યાત જીવ સુધીનુ ગણિત ગણવુ

મનુષ્યપ્રવેશનક સમૂર્છિમ અને ગર્ભજ એમ બે પ્રકારનુ છે તેનુ પણ એક મનુષ્યથી માડીને અસખ્યાત મનુષ્ય સુધીનુ ગણિત ગણવુ

દેવપ્રવેશનક ચાર પ્રકારનુ છે- ભવનવાસિદેવપ્રવેશનક, વાનવ્યતરદેવ૦ જ્યોતિષ્કદેવ૦ અને વૈમાનિકદેવપ્રવેશનક. તેનુ પણ એક દેવથી માડીને અસખ્ય દેવ સુધીનુ ગણિત ગણવુ.

—શતક ૯, ઉદ્દે૦ ૩૨

## ૨

## રાશિઓ

### ૧

રાજગૃહનગરમાં ભગવાન ગૌતમ પૂછે છે

ગૌ —હે ભગવન્‌ યુગ્મો અથવા રાશિઓ કેટલી છે?

ભ —હે ગૌતમ[1] ચાર છે કૃતયુગ્મ ત્ર્યોજ દ્વાપરયુગ્મ, અને કલ્યોજ જે રાશિમાંથી ચાર ચાર કાઢતાં છેવટે ચાર બાકી રહે તે રાશિ કૃતયુગ્મ કહેવાય. જે રાશિમાંથી ચાર ચાર કાઢતાં છેવટે ત્રણ બાકી રહે, તે રાશિ ત્ર્યોજ કહેવાય. જેમાંથી ચાર ચાર કાઢતાં છેવટે બે બાકી રહે, તે રાશિ દ્વાપરયુગ્મ કહેવાય. અને જે રાશિમાંથી ચાર ચાર કાઢતાં એક બાકી રહે તે રાશિને કલ્યોજ કહે છે

ગૌ —હે ભગવન્‌ નૈરયિકો કૃતયુગ્મરાશિરૂપ છે ત્ર્યોજ છે દ્વાપરયુગ્મ છે કે કલ્યોજ રૂપ છે?

ઉ૦—હે ગૌતમ! તેઓ જઘન્યપદે (ઓછામા ઓછી સખ્યાએ) કૃતયુગ્મ છે, અને ઉત્કૃષ્ટપદે (વધારેમા વધારે સખ્યાએ) ત્ર્યોજ છે,[૧] તથા મધ્યમપદે કદાચ કૃતયુગ્મરૂપ હોય થી માડીને કલ્યોજરૂપ પણ હોય એ પ્રમાણે સ્તનિતકુમારો સુધી જાણવુ

વનસ્પતિકાયિકો તો જઘન્યપદ અને ઉત્કૃષ્ટપદની અપેક્ષાએ અપદ છે—અર્થાત્ તેમા જઘન્ય પદ અને ઉત્કૃષ્ટ પદનો સભવ નથી[૨] પણ મધ્યમપદની અપેક્ષાએ તેઓ કદાચ કૃતયુગ્મથી માડીને કદાચ કલ્યોજરૂપ હોય છે

બેઇંદ્રિય જીવો જઘન્યપદની અપેક્ષાએ કૃતયુગ્મ અને ઉત્કૃષ્ટપદે દ્વાપરયુગ્મ અને મધ્યમપદે ચારે રાશિરૂપ હોય એમ ચતુરિદ્રિય જીવો સુધી જાણવુ બાકીના એકેદ્રિયો બેઇંદ્રિયોની પેઠે જાણવા પચેદ્રિય તિર્યંચથી માડીને વૈમાનિકો સુધી નૈરયિકોની પેઠે જાણવા અને સિદ્ધો વનસ્પતિકાયિકોની પેઠે જાણવા[૩]

સ્ત્રીઓ જઘન્યપદે કૃતયુગ્મ છે, ઉત્કૃષ્ટપદે પણ કૃતયુગ્મ છે, અને મધ્યપદે ચારે ય છે એ પ્રમાણે અસુરકુમારથી

---

૧ આમ કહેવાનુ કારણ શુ એ પ્રશ્નના જવાબમા ટીકાકાર જણાવે છે કે તેવી માત્ર 'આજ્ઞા' છે

૨. જઘન્યપદ અને ઉત્કૃષ્ટપદ તો નિયત સખ્યારૂપ છે, અને તે નૈરયિકાદિને વિષે કાળાન્તરે પણ ઘટી શકે પરતુ વનસ્પતિ વિષે તે ઘટી શકતુ નથી કારણકે તે અનત હોવાથી અનિયત સ્વરૂપે હોય છે

૩ કારણકે તેઓની સખ્યા વધતી જતી હોવાથી તેઓ અનિયત પરિમાણરૂપ હોય છે

અગ્નિકુમાર સુધીની સ્ત્રીઓ હોય છે. તિર્યંચયોનિક સ્ત્રીઓ, તેમ જ મનુષ્યસ્ત્રીઓથી માંડીને વાનવ્યંતર, જ્યોતિષિક અને વૈમાનિકદેવની સ્ત્રીઓ પણ તેમ જ જાણવી.

જેટલા અલ્પઆયુષ્યવાળા અંધકવહ્નિ જીવો છે તેટલા ઉત્કૃષ્ટઆયુષ્યવાળા અંધકવહ્નિ[1] જીવો છે.

— શતક ૧૮ ઉદ્દે. ૪

૨

પરિમંડલ વગેરે સંસ્થાનો એટલે આકૃતિઓ વિષે આગળ પા. ૪૯૧ ઉપર આવી ગયેલું છે.

ગૌ૦ — હે ભગવન્! પરિમંડલ સંસ્થાન શું કૃતયુગ્મપ્રદેશાવગાઢ છે કે ... કલ્યોજપ્રદેશાવગાઢ છે?

મ૦ — હે ગૌતમ! માત્ર કૃતયુગ્મપ્રદેશાવગાઢ છે.[2] તે પ્રમાણે વૃત્ત સંસ્થાન દ્વાપરયુગ્મ સિવાય કૃતયુગ્માદિ[3] ત્રણે પ્રકારે અવગાઢ હોય. ત્ર્યસ્ર સંસ્થાન કલ્યોજ સિવાય

---

૧. બાદર અગ્નિકાયિક જીવ.—ટીકા. બીજા આચાર્યો સામ આત્મસાધક જીવ, એવો અર્થ કરે છે.

૨. કારણ કે પરિમંડલ સંસ્થાન ઓછામાં ઓછા વીસ પ્રદેશની અવગાહનાવાળું હોય છે.

૩. કારણ કે જે પ્રતરવૃત્ત ૧૨ પ્રદેશિક છે અને જે ઘનવૃત્ત ૩૨ પ્રદેશિક છે તેને તો ચારે ભાગતાં કાંઈ બાકી ન રહે તેથી કૃતયુગ્મ. જે ઘનવૃત્ત સાત પ્રદેશિક છે તેને ચારે ભાગતાં ત્રણ વધે છે માટે તે ત્ર્યોજ. જે પ્રતરવૃત્ત પાંચ પ્રદેશિક છે તેને ચારે ભાગતાં એક વધે માટે કલ્યોજ.

અન્ય ત્રણ વડે[1] અવગાઢ હોય ચતુરસ્રસંસ્થાન વૃત્ત-સંસ્થાન જેવું જાણવું[2] આયતસંસ્થાન તો ચારે પ્રકારનું[3] હોય

—શતક ૨૫, ઉદ્દે૦ ૩

## ૩

ધર્માસ્તિકાયથી માંડીને અદ્ધાસમય (કાલ) સુધીના ૭ દ્રવ્યો છે ધર્માસ્તિકાય દ્રવ્યાર્થરૂપે કલ્યોજ છે, કારણ કે તે એક દ્રવ્યરૂપ હોવાથી ચારે ભાગતા એક જ બાકી રહે છે એ પ્રમાણે અધર્માસ્તિકાય અને આકાશાસ્તિકાયને પણ

---

૧ જે ઘનત્ર્યસ્ર ચાર પ્રદેશવાળુ છે, તે કૃતયુગ્મ૦, જે પ્રતરત્ર્યસ્ર ત્રણ પ્રદેશાવગાઢ છે, અને જે ઘનત્ર્યસ્ર ૩૫ પ્રદેશાવગાઢ છે, તેને ચારે ભાગતા ત્રણ વધતા હોવાથી ત્ર્યોજ૦, અને જે પ્રતરત્ર્યસ્ર ૬ પ્રદેશિક છે તેને ચારે ભાગતા બે વધતા હોવાથી દ્વાપર૦

૨ જે પ્રતરચતુરસ્ર ચાર પ્રદેશિક છે, તથા જે ઘનચતુરસ્ર આઠ પ્રદેશિક છે તેની અપેક્ષાએ કૃતયુગ્મ૦, જે ઘનચતુરસ્ર ૨૭ પ્રદેશિક છે, તેની અપેક્ષાએ ત્ર્યોજ૦, તથા જે પ્રતરચતુરસ્ર નવપ્રદેશિક છે તેની અપેક્ષાએ કલ્યોજ૦

૩ જે શ્રેણીઆયત દ્વિપ્રદેશિક છે, અને જે પ્રતરાયત ૬ પ્રદેશિક છે તેની અપેક્ષાએ દ્વાપર૦, જે શ્રેણીઆયત ત્રણ પ્રદેશાવગાઢ છે, અને જે પ્રતરાયત પદર પ્રદેશિક છે, તેની અપેક્ષાએ ત્ર્યોજ૦, જે ઘનાયત ૧૨ પ્રદેશિક છે તેની અપેક્ષા કૃતયુગ્મ૦, તથા જે ઘનાયત ૪૫ પ્રદેશિક છે, તેની અપેક્ષાએ કલ્યોજ૦

ત્રણવું. જીવાસ્તિકાય દ્રવ્યાર્થપણે કૃતયુગ્મરૂપ છે. કારણ કે તે અનંત હોવાથી કૃતયુગ્મરૂપ જ છે. પુદ્ગલાસ્તિકાય પણ અનંત છે પણ તેના સંઘાત અને ભેદથી તેનું અનંતપણું અનવસ્થિત હોવાથી તે ચારે રાશિરૂપ હોય છે. અદ્ધા સમય જીવાસ્તિકાય જેવા જાણવા.

ધર્માસ્તિકાયના અવસ્થિત અનંત પ્રદેશો હોવાથી તે પ્રદેશાર્થરૂપે કૃતયુગ્મ ... એમ અદ્ધાસમય સુધી જાણવું.

જીવ દ્રવ્યાર્થરૂપે કલ્યોજરૂપ છે. કારણ કે જીવ દ્રવ્યરૂપે એક જ વ્યક્તિ છે. અને જીવો દ્રવ્યાર્થરૂપે અનંત અવસ્થિત હોવાથી તેઓ કૃતયુગ્મરૂપ ... હોય છે. જીવ-પ્રદેશની અપેક્ષાએ જીવો કૃતયુગ્મ છે. કારણ કે સમસ્ત જીવોના પ્રદેશો અવસ્થિત અનંતરૂપ છે. અને એક જીવના પ્રદેશો અવસ્થિત અસંખ્યાત છે. તેથી તેમને ચારે ભાગતા ચાર બાકી રહે. પરંતુ શરીરપ્રદેશની અપેક્ષાએ સામાન્યરૂપે સર્વ જીવના શરીરપ્રદેશો સંઘાત અને ભેદથી અનવસ્થિત અનંતરૂપે હોવાથી ભિન્ન ભિન્ન સમયે તેમાં ચતુર્વિધ રાશિનો સમવતાર થઈ શકે. વિશેષરૂપે એક એક જીવશરીરના પ્રદેશોમાં ચારે રાશિનો સમવતાર થાય છે. કારણ કે કોઈક જીવશરીરના પ્રદેશો કૃતયુગ્મરૂપ હોય છે. તો અન્યના બીજી રાશિરૂપ હોય છે. સિદ્ધો પ્રદેશાર્થપણે કૃતયુગ્મ જ છે.

જીવ આકાશના કૃતયુગ્મપ્રદેશોને આશ્રીને રહેલો હોય એમ કલ્યોજ પ્રદેશોને આશ્રીને રહેલો હોય. કારણ ઔદારિકાદિશરીરોની અવગાહના વિચિત્ર હોય છે

સમસ્તજીવો સામાન્યરૂપે[1] આકાશના કૃતયુગ્મ પ્રદેશોને આશરીને જ રહેલા છે કારણ કે સમસ્ત જીવો વડે અવગાઢ પ્રદેશો અસખ્ય છે, અને વિશેષરૂપે[2] ચારે પ્રકારની રાશિવાળા પ્રદેશોને આશરીને રહેલા હોય

નારકો સામાન્યરૂપે[1] ચારે પ્રકારની રાશિવાળા પ્રદેશોને આશરીને રહેલા હોય, કારણકે તેમના પરિણામ વિચિત્ર છે, તથા તેમના શરીરનુ પ્રમાણ પણ વિચિત્ર છે વિશેષ રૂપે પણ તેમ જ ગણાવુ એકેદ્રિય અને સિદ્ધ સિવાય બાકીના બધા જીવો માટે એમ જ જાણવુ સિદ્ધો અને એકેદ્રિયો સામાન્ય જીવોની પેઠે જાણવા

જીવ કૃતયુગ્મ સમયની સ્થિતિવાળો છે કારણકે સામાન્ય જીવની સ્થિતિ સર્વ કાળમા શાશ્વત છે, અને સર્વકાળ નિયત અનત સમયાત્મક છે

પરતુ નૈરયિક ચારે પ્રકારની રાશિવાળા સમયની સ્થિતિવાળો હોય, તેવુ જ વૈમાનિક સુધી જાણવુ કારણકે નારકાદિની ભિન્ન ભિન્ન સ્થિતિ હોવાથી કોઈ વાર તે કૃતયુગ્મ સમયની સ્થિતિવાળો હોય તો કોઈ વાર કલ્યોજ સમયની સ્થિતિવાળો હોય સિદ્ધને જીવની પેઠે જાણવુ

જીવના કાળા વર્ણના પર્યાયો, શરીરના વર્ણની અપેક્ષાએ ચારે પ્રકારના હોય એમ વૈમાનિક સુધી જાણવુ સિદ્ધ

---

૧ એક સમયે જ નહી, એ અર્થમા અયૌગપદ્ય

૨ એક સમયે–યુગપત્

સંબંધે આ વિષય બાબત કાંઈ ન પૂછવું, કારણ કે તેમને શરીર ન હોય.

એમ બધા વર્ણો અને સ્પર્શો સુધી જાણવું.

જીવના આભિનિબોધિકજ્ઞાનપર્યાયો કદાચ કૃતયુગ્મરૂપ હોય એમ ચારે પ્રકારના હોય. કારણ કે આવરણના ક્ષયોપશમની વિચિત્રતાથી આભિનિબોધિક જ્ઞાનની વિશેષતાઓ અને તેના સૂક્ષ્મ અવિભાગ અંશો અનંત છે. પણ ક્ષયોપશમની વિચિત્રતાથી તેનું અનંતપણું ચોક્કસ નથી. આમ એકેંદ્રિય સિવાયના વૈમાનિક સુધીના જીવો માટે જાણવું. એકેંદ્રિય જીવને સમ્યક્ત્વ ન હોવાથી આભિનિબોધિક જ્ઞાન હોતું નથી.

શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાનના પર્યાયો સંબંધે પણ એમ જ જાણવું, પણ વિકલેંદ્રિય જીવોને અવધિજ્ઞાન ન કહેવું. એમ મનઃપર્યવજ્ઞાનના પર્યાયો સંબંધે પણ જાણવું, પરંતુ તે સામાન્ય જીવો અને મનુષ્યોની અપેક્ષાએ કહેવું, બાકીનાઓને ન કહેવું. જીવના કેવલજ્ઞાનના પર્યાયો કૃતયુગ્મરૂપ છે. એ પ્રમાણે મનુષ્ય તથા સિદ્ધ સંબંધે પણ જાણવું.

મતિઅજ્ઞાનના પર્યાયોની બાબતમાં આભિનિબોધિકની પેઠે કહેવું. શ્રુતઅજ્ઞાન, વિભંગજ્ઞાન, ચક્ષુદર્શન, અચક્ષુદર્શન અને અવધિદર્શનના પર્યાયો સંબંધે પણ એ કહેવું. જેને જે હોય તે તેને કહેવું. કેવલદર્શનના પર્યાયો કેવલજ્ઞાનના પર્યાયોની પેઠે સમજવું.

—શતક ૨૫, ઉદ્દે. ૪

## ૪

પરમાણુપુદ્ગલ દ્રવ્યાર્થરૂપે કલ્યોજરૂપ છે, કારણકે તે એક જ છે પરતુ પરમાણુપુદ્ગલો સામાન્યરૂપે ચારે પ્રકારના હોય કારણકે તેઓ છે તો અનત, પણ સઘાત-ભેદથી તેમનુ સ્વરૂપ અનવસ્થિત છે,

દ્વિપ્રદેશિક સ્કધ દ્વાપરયુગ્મ છે, ત્રિપ્રદેશિક સ્કધ ત્ર્યોજ છે ચારપ્રદેશિક સ્કધ કૃતયુગ્મ છે એમ આગળ ચાલવુ

સખ્યાતપ્રદેશિક સ્કધ, અસખ્યાતપ્રદેશિક સ્કધ, તથા અનતપ્રદેશિક સ્કધ ચારે પ્રકારના હોય

પરમાણુ પુદ્ગલ કલ્યોજપ્રદેશાવગાઢ હોય, દ્વિપ્રદેશિક સ્કધ કદાચ દ્વાપરયુગ્મ કે કદાચ કલ્યોજ પ્રદેશાશ્રિત હોય[1]

ત્રિપ્રદેશિક સ્કધ ત્ર્યોજ, દ્વાપર, કે કલ્યોજપ્રદેશાશ્રિત હોય, ચતુ પ્રદેશાશ્રિત ચારેરૂપ હોય, એમ અનતપ્રદેશિક સ્કધો સુધી જાણવુ

પરમાણુપુદ્ગલ કદાચ કૃતયુગ્મની સ્થિતિવાળુ હોય, એમ ચારે પ્રકારની સ્થિતિવાળુ હોય, એમ અનતપ્રદેશિક સ્કધ સુધી જાણવુ

—શતક ૨૫, ઉદ્દે૦ ૪

## ૫

રાજગૃહનગરમા ગૌતમ પૂછે છે હે ભગવન્ ' ક્ષુદ્ર (નાના) સુગ્મો કેટલા છે ?

---

૧ કારણકે તે એક પ્રદેશમા સ્થિત પણ હોય

સંબંધે આ વિષય બાબત કાંઈ ન પૂછવું કારણ કે તેમને શરીર ન હોય.

એમ બધા વર્ણો અને સ્પર્શો સુધી જાણવું

જીવના આભિનિબોધિકજ્ઞાનપર્યાયો કદાચ કૃતયુગ્મરૂપ હોય એમ ચારે પ્રકારના હોય કારણ કે આવરણના ક્ષયોપશમની વિચિત્રતાથી આભિનિબોધિક જ્ઞાનની વિશેષતાઓ અને તેના સૂક્ષ્મ અવિભાજ્ય અંશો અનંત છે પણ ક્ષયોપશમની વિચિત્રતાથી તેનું અનંતપણું ચોક્કસ નથી આમ એકેંદ્રિય સિવાયના વૈમાનિક સુધીના જીવો માટે જાણવું એકેંદ્રિય જીવને સમ્યક્ત્વ ન હોવાથી આભિનિબોધિક જ્ઞાન હોતું નથી

શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાનના પર્યાયો સંબંધે પણ એમ જ જાણવું, પણ વિકલેંદ્રિય જીવોને અવધિજ્ઞાન ન કહેવું એમ મનઃપર્યવજ્ઞાનના પર્યાયો સંબંધે પણ જાણવું પરંતુ તે સામાન્ય જીવો અને મનુષ્યોની અપેક્ષાએ કહેવું બાકીનાઓને ન કહેવું જીવના કેવલજ્ઞાનના પર્યાયો કૃતયુગ્મરૂપ છે એ પ્રમાણે મનુષ્ય તથા સિદ્ધ સંબંધે પણ જાણવું

મતિઅજ્ઞાનના પર્યાયોની બાબતમાં આભિનિબોધિક જ્ઞાનની પેઠે કહેવું શ્રુતઅજ્ઞાન, વિભંગજ્ઞાન, ચક્ષુદર્શન, અચક્ષુદર્શન અને અવધિદર્શનના પર્યાયો સંબંધે પણ એ પ્રમાણે કહેવું જેને જે હોય તે તેને કહેવું કેવલદર્શનના પર્યાયો સંબંધે કેવલજ્ઞાનના પર્યાયોની પેઠે સમજવું

— શતક ૨૫ ઉદ્દે. ૪

કૃતયુગ્મ ૧૪ કલ્યોજત્ર્યોજ ૧૫ કલ્યોજદ્વાપરયુગ્મ ૧૬ કલ્યોજકલ્યોજ [1]

૬

આવલિકા અસંખ્યાતા સમયરૂપ છે તે જ પ્રમાણે સ્તોકથી માંડીને શીર્ષપ્રહેલિકા, પલ્યોપમ, સાગરોપમ અવસર્પિણી અને ઉત્સર્પિણીના સમયો સુધી જાણવું,[2] પુદ્‌ગલપરિવર્ત[3] અનંતસમયરૂપ છે તે જ પ્રમાણે ભૂતકાળ. ભવિષ્યકાળ તથા સર્વકાળનું પણ જાણવું

આનપ્રાણ સંખ્યાતી આવલિકારૂપ છે એ પ્રમાણે શીર્ષપ્રહેલિકા સુધી જાણવું પલ્યોપમ અસંખ્યાતી આવલિકારૂપ છે એમ સાગરોપમ, અવસર્પિણી અને ઉત્સર્પિણી સબંધે પણ જાણવું પુદ્‌ગલપરિવર્ત અનંતા આવલિકારૂપ છે એ પ્રમાણે સર્વકાળ સુધી જાણવું

સ્તોકમાં કેટલા આનપ્રાણ છે — વગેરે બધું આવલિકાની પેઠે જાણવું એ પ્રમાણે શીર્ષપ્રહેલિકા સુધી સમજવું

સાગરોપમ સંખ્યાતા પલ્યોપમરૂપ છે એ પ્રમાણે અવસર્પિણી અને ઉત્સર્પિણીનું પણ જાણવું પુદ્‌ગલપરિવર્ત અનંત પલ્યોપમરૂપ છે એ પ્રમાણે સર્વકાળ સુધી જાણવું

અવસર્પિણી કેટલા સાગરોપમરૂપ છે, એ બાબતમાં પલ્યોપમ જેવું બધું જાણવું.

---

૧ અહીં બચે, જેટલીવાર કાઢયા તે પદ પહેલું છે, અને જેટલા વધ્યા તેની અપેક્ષાએ બીજું પદ છે

૨. જુઓ પા ૨૧૩–૫

૩ જુઓ પા ૮૯ નોંધ ૧

મ — હે ગૌતમ! ચાર ક્ષુદ્રયુગ્મો કહ્યા છે કૃતયુગ્મ, ત્ર્યોજ, દ્વાપરયુગ્મ અને કલ્યોજ વિવરણ લઘુસંખ્યાવાળા રાશિવિશેષને ક્ષુદ્રયુગ્મ કહે છે તેમાં ચાર આઠ બાર વગેરે સંખ્યાવાળા રાશિને ક્ષુદ્રકૃતયુગ્મ કહે છે ત્રણ, સાત, અગિયાર વગેરે રાશિને ક્ષુદ્ર ત્ર્યોજ બે છ વગેરે રાશિને ક્ષુદ્ર દ્વાપરયુગ્મ અને એક પાંચ વગેરે સંખ્યાવાળા રાશિને ક્ષુદ્ર કલ્યોજ કહેવામાં આવે છે

ગૌ — હે ભગવન્ કેટલાં મહાયુગ્મો—મહારાશિઓ કહ્યા છે?

મ — હે ગૌતમ! સોળ મહાયુગ્મો કહ્યાં છે તે આ પ્રમાણે

૧ કૃતયુગ્મકૃતયુગ્મ — એટલે કે જે રાશિમાંથી પ્રતિસમય ચાર ચાર કાઢીએ તો છેવટે ચાર બાકી રહે અને જેટલી વાર કાઢ્યા તે સંખ્યામાંથી પણ ચાર ચાર કાઢીએ તો ચાર બાકી રહે તે.[1] [તે પ્રમાણે] ૨ કૃતયુગ્મત્ર્યોજ[2] ૩ કૃતયુગ્મ દ્વાપરયુગ્મ ૪ કૃતયુગ્મકલ્યોજ ૫ ત્ર્યોજકૃતયુગ્મ ૬ ત્ર્યોજત્ર્યોજ ૭ ત્ર્યોજદ્વાપરયુગ્મ ૮ ત્ર્યોજકલ્યોજ ૯ દ્વાપરયુગ્મકૃતયુગ્મ ૧૦ દ્વાપરયુગ્મત્ર્યોજ ૧૧ દ્વાપરયુગ્મદ્વાપરયુગ્મ ૧૨ દ્વાપરયુગ્મકલ્યોજ ૧૩ કલ્યોજ

---

૧ જેમકે ૧૬માંથી ચાર ચાર કાઢીએ તો અંતે ચાર રહે છે; અને જેટલીવાર કાઢ્યા તે સંખ્યા પણ ચાર છે

૨ જેમકે ૧૯માંથી ચાર ચાર કાઢીએ તો ત્રણ વધે અને જેટલીવાર કાઢ્યા તેની સંખ્યા ચાર છે

કૃતયુગ્મ ૧૪ કલ્યોજત્ર્યોજ ૧૫ કલ્યોજદ્વાપરયુગ્મ ૧૬ કલ્યોજકલ્યોજ[1]

૬

આવલિકા અસંખ્યાતા સમયરૂપ છે તે જ પ્રમાણે સ્તોકથી માંડીને શીર્ષપ્રહેલિકા, પલ્યોપમ, સાગરોપમ અવસર્પિણી અને ઉત્સર્પિણીના સમયો સુધી જાણવું,[2] પુદ્ગલપરિવર્ત[3] અનંતસમયરૂપ છે તે જ પ્રમાણે ભૂતકાળ, ભવિષ્યકાળ તથા સર્વકાળનું પણ જાણવું

આનપ્રાણ સંખ્યાતી આવલિકારૂપ છે એ પ્રમાણે શીર્ષપ્રહેલિકા સુધી જાણવું પલ્યોપમ અસંખ્યાતી આવલિકારૂપ છે એમ સાગરોપમ, અવસર્પિણી અને ઉત્સર્પિણી સંબંધે પણ જાણવું પુદ્ગલપરિવર્ત અનંતઃ આવલિકારૂપ છે એ પ્રમાણે સર્વકાળ સુધી જાણવું

સ્તોકમાં કેટલા આનપ્રાણ છે — વગેરે બધું આવલિકાની પેઠે જાણવું એ પ્રમાણે શીર્ષપ્રહેલિકા સુધી સમજવું

સાગરોપમ સંખ્યાતા પલ્યોપમરૂપ છે એ પ્રમાણે અવસર્પિણી અને ઉત્સર્પિણીનું પણ જાણવું પુદ્ગલપરિવર્ત અનંત પલ્યોપમરૂપ છે એ પ્રમાણે સર્વકાળ સુધી જાણવું

અવસર્પિણી કેટલા સાગરોપમરૂપ છે, એ બાબતમાં પલ્યોપમ જેવું બધું જાણવું.

---

૧ અહીં બધે, જેટલીવાર કાઢ્યા તે પદ પહેલું છે, અને જેટલા વધ્યા તેની અપેક્ષાએ બીજું પદ છે

૨ જુઓ પા ૨૧૩–૫

૩ જુઓ પા ૮૯. નોંધ ૧

પુદ્ગલપરિવર્ત અનંત ઉત્સર્પિણી અને અવસર્પિણીરૂપ છે એ પ્રમાણે સર્વકાળ સુધી જાણવું

ભૂતકાળ અનંત પુદ્ગલપરિવર્તરૂપ છે એ પ્રમાણે અનાગતકાળ અને સર્વકાળ સંબંધી જાણવું ભવિષ્યકાળ ભૂતકાળથી એક સમય અધિક છે સર્વકાળ ભૂતકાળ કરતાં કાંઈક અધિક બમણો છે અને ભવિષ્યકાળ કરતા કાંઈક ન્યૂન બમણો છે

—શતક ૨૫ ઉદ્દે૦ ૬

१

# વિવિધ પ્રશ્નો

૧

ગૌ૦—હે ભગવન્! લોકનો અંત અલોકના અંતને સ્પર્શે, અને અલોકનો પણ અંત લોકના અંતને સ્પર્શે?

મ૦—હા ગૌતમ!

ગૌ૦—હે ભગવન્! જે સ્પર્શાય છે તે શું સ્પૃષ્ટ છે?

મ૦—હા ગૌતમ!

ગૌ૦—હે ભગવન્! બેટનો છેડો સમુદ્રના છેડાને સ્પર્શે? સમુદ્રનો પણ છેડો બેટના છેડાને સ્પર્શે?

મ૦—હા ગૌતમ!

ગૌ૦—હે ભગવન્! એ પ્રમાણે પાણીનો છેડો વહાણના છેડાને સ્પર્શે, કાણાનો છેડો વસ્ત્રના છેડાને સ્પર્શે અને છાયાનો છેડો તડકાના છેડાને સ્પર્શે?

મ૦—હા ગૌતમ!

—શતક ૧, ઉદ્દે૦ ૬

૨

ગૌ — હે ભગવન્! વાદળુ (મેઘ) એક મોટું સ્ત્રીરૂપ વગેરે પરિણમાવવા સમર્થ છે? તથા તેવું રૂપ કરીને અનેક યોજનો સુધી જવા સમર્થ છે?

મ — હા ગૌતમ!

ગૌ — હે ભગવન્! મેઘ આત્મઋદ્ધિથી ગતિ કરે છે કે પરઋદ્ધિથી?

મ — હે ગૌતમ! તે પરઋદ્ધિથી[1] ગતિ કરે છે તથા પરકર્મ અને પરપ્રયોગથી.

ગૌ — હે ભગવન્! એ મેઘ સ્ત્રી છે?

મ — ના ગૌતમ! તે સ્ત્રી નથી પણ મેઘ છે. એ પ્રમાણે પુરુષ, ઘોડા તથા હાથી વગેરે વિષે પણ જાણવું.

ગૌ — હે ભગવન્! તે મેઘ એક મોટા વાહનનું રૂપ કરી અનેક યોજનો સુધી ગતિ કરે?

મ — હા ગૌતમ! વળી તે એક તરફ પૈડું રાખીને પણ ચાલે, અને બને તરફ પૈડું રાખીને પણ ચાલે.

— શતક ૩ ઉદ્દે ૪

૩

ગૌ — હે ભગવન્! તરતનો સળગાવેલો અગ્નિ બાળવારૂપ મહાક્રિયાવાળો હોય છે પણ પછી તે ક્ષણે ક્ષણે ઓછો થતો જાય, બુઝાઈ જાય, અંગારરૂપ થાય, મુર્મુરરૂપ થાય અને પછી ભસ્મરૂપ થઈને અલ્પ ક્રિયાવાળો થાય?

મ — હા ગૌતમ!

— શતક ૫ ઉદ્દે ૧

---

૧ વાયુ કે દેવ દ્વારા પ્રેરિત થઈને. — ટીકા.

૪

ગૌ૦—હે ભગવન્! રાજગૃહનગર પૃથ્વી કહેવાય, જલ કહેવાય, કૂટ કહેવાય, શૈલ કહેવાય કે અચિત્ત અને મિશ્ર કયો કહેવાય?

મ૦—હે ગૌતમ! તે બધાનો સમુદાય એ રાજગૃહનગર છે

—શતક ૫, ઉદ્દે૦ ૯

૫

ગૌ૦—હે ભગવન્! લવણસમુદ્ર ઊછળતા પાણીવાળો છે કે અક્ષુબ્ધ પાણીવાળો છે?

મ૦—હે ગૌતમ! તે ઊછળતા પાણીવાળો છે!

—શતક ૬, ઉદ્દે૦ ૮

૬

ગૌ૦—હે ભગવન્! દુઃખી જીવ દુઃખથી વ્યાપ્ત હોય કે, અદુઃખી જીવ દુઃખથી વ્યાપ્ત હોય?

મ૦—હે ગૌતમ! દુઃખી જીવ દુઃખથી વ્યાપ્ત હોય. એ પ્રમાણે દુઃખી નારક દુઃખથી વ્યાપ્ત હોય, પણ દુઃખરહિત નારક દુઃખથી વ્યાપ્ત ન હોય એ પ્રમાણે વૈમાનિકો સુધી જાણવું

—શતક ૭, ઉદ્દે૦ ૧

૭

ગૌ૦—હે ભગવન્! ઘોડો દોડતો હોય છે, ત્યારે 'ખુખુ' શબ્દ કેમ કરે છે?

મ — હે ગૌતમ ! જ્યારે તે દોડતો હોય છે ત્યારે હૃદય અને યકૃતની વચ્ચે કર્કટ નામે વાયુ ઉત્પન્ન થાય છે તેથી ઘોડો તે શબ્દ કરે છે

— શતક ૧ ઉદ્દે ૩

૮

ગૌ — હે ભગવન્ ! આ ઉંબર વૃક્ષની શાખા મરણ સમયે મરણ પામીને ક્યાં ઉત્પન્ન થશે ?

મ — હે ગૌતમ ! તે આ જ જંબુદ્વીપના ભારતવર્ષમાં પાટલિપુત્ર નામના નગરમાં પાટલિવૃક્ષપણે ઉત્પન્ન થશે અને ત્યાં તે અર્ચિત વંદિત અને પૂજનીય થશે [1]

— શતક ૧૪ ઉદ્દે ૮

૯

ગૌ — હે ભગવન્ ! અવ્યાબાધ દેવો અવ્યાબાધ એટલે કે પીડા નહિ કરનારા કેમ કહેવાય છે ?

મ — હે ગૌતમ ! એક એક અવ્યાબાધ દેવ એક એક પુરુષની એક એક પાંપણ ઉપર તે પુરુષને જરાય દુઃખ થવા દીધા સિવાય બત્રીસ પ્રકારનો નાટ્યવિધિ બતાવી શકવા સમર્થ છે તેથી તે અવ્યાબાધ કહેવાય છે

ગૌ — હે ભગવન્ ! દેવના ઇંદ્ર શક્ર કોઈ પુરુષના માથાને હાથ વડે તરવારથી કાપી નાખી કમંડલુમાં નાખવા સમર્થ છે ?

---

૧. મૂળમાં આવા બે ત્રણ પ્રશ્ન છે જેમાં સાલવૃક્ષનો સાલવૃક્ષની નાની શાખાઓનો છે

મ૦—હા ગૌતમ ! તે તેના માથાને છેદી છેદીને, ભેદી ભેદીને, કૂટી કૂટીને અને ચૂર્ણ કરીને કમંડલુમાં નાખે, અને છતાં તે પુરુષને જરા પણ પીડા ન થાય.

ગૌ૦—હે ભગવન્ ! જૃંભક દેવો જૃંભક (સ્વચ્છંદચારી) કેમ કહેવાય છે ?

મ૦—હે ગૌતમ ! તેઓ હમેશા પ્રમોદવાળા, અત્યંત ક્રીડાશીલ, કંદર્પને વિષે રતિવાળા, અને મૈથુન સેવવાના સ્વભાવવાળા હોય છે. જે તે દેવોને ગુસ્સે થયેલા જુએ છે તે ઘણો અપયશ પામે છે, અને જે તેઓને તુષ્ટ થયેલા જુએ છે, તે ઘણો યશ પામે છે. તેમના દશ પ્રકાર છે : અન્નજૃંભક, પાનજૃંભક, વસ્ત્રજૃંભક, ગૃહજૃંભક, શયનજૃંભક, પુષ્પજૃંભક, ફલજૃંભક, પુષ્પ-ફલજૃંભક, વિદ્યાજૃંભક અને અવ્યક્તજૃંભક[1]. તેઓ બધા દીર્ઘ વૈતાઢ્યોમાં, ચિત્ર વિચિત્ર, યમક અને સમક પર્વતોમાં તથા કાંચનપર્વતોમાં વસે છે. તેમની સ્થિતિ એક પલ્યોપમની છે.

—શતક ૧૪, ઉદ્દે૦ ૮

## ૧૦

ગૌ૦—હે ભગવન્ ! ઉદાયી[2] નામનો હાથી કઈ ગતિમાંથી આવ્યો છે, અને મરીને ક્યાં જવાનો છે ?

મ૦—હે ગૌતમ ! તે અસુરકુમાર દેવોમાંથી આવ્યો છે, અને મરીને રત્નપ્રભાપૃથ્વીમાં એક સાગરોપમની વધારેમાં

---

૧ અન્નાદિ વિભાગ વિના સામાન્યરૂપે સ્વચ્છંદચારી—ટીકા.

૨ કૂણિકનો હાથી. જુઓ પા. ૨૫૪–૫.

વધારે સ્થિતિવાળા નરકાવાસમાં નારકપણે ઉત્પન્ન થવાનો છે તે પ્રમાણે ભૂતાનંદ હાથીનું પણ જાણવું

— શતક ૧૭ ઉદ્દે ૧

૧૨

ગૌ —હે ભગવન્ ! દેવ અને અસુરોનો સંગ્રામ થાય છે ?

મ —હા ગૌતમ ! જ્યારે તેમનો સંગ્રામ થતો હોય, ત્યારે દેવો તણખલું લાકડું પાંદડું કે કાંકરો વગેરે જે કોઈ વસ્તુનો સ્પર્શ કરે, તે વસ્તુ તેમને શસ્ત્રરૂપે પરિણત થાય છે પણ અસુરકુમાર દેવોને તો હંમેશા વિકુર્વેલાં શસ્ત્રરત્નો હોય છે

ગૌ —હે ભગવન્ મોટા પ્રભાવવાળો દેવ હજાર રૂપો વિકુર્વીને પરસ્પર સંગ્રામ કરાવવા સમર્થ છે ?

મ —હા ગૌતમ ! તે બધા શરીરો એક જીવ સાથે સંબંધવાળાં હોય છે અને કોઈ પુરુષ તે શરીરો વચ્ચેના અંતરાઓને પોતાના હાથ વડે કે શસ્ત્ર વડે સ્પર્શ કરે તો પણ જીવને કશી પીડા ઉત્પન્ન કરી શકે નહીં.

— શતક ૧૮ ઉદ્દે

१

# સામાન્યકથન

## દેવોના પ્રકાર

ગૌ૦—હે ભગવન્ ! દેવો કેટલા પ્રકારના કહ્યા છે ?

મ૦—હે ગૌતમ ! ચાર પ્રકારના કહ્યા છે ભવનપતિ, વાનવ્યંતર, જ્યોતિષિક અને વૈમાનિક

—શતક ૨, ઉદ્દે૦ ૭

ગૌ૦—હે ભગવન્ ! દેવો કેટલા પ્રકારના કહ્યા છે ?

ગૌ૦—હે ભગવન્ ! દેવો પાંચ પ્રકારના કહ્યા છે ૧ ભવિષ્યમાં દેવપણાને પ્રાપ્ત થનાર 'ભવ્યદ્રવ્યદેવ' ૨ મનુષ્યોમાં દેવની પેઠે પૂજ્ય 'નરદેવ' ૩ શ્રુતાદિ ધર્મ વડે દેવો જેવા 'ધર્મદેવ' ૪ પારમાર્થિક દેવપણું હોવાથી સામાન્ય દેવો કરતા અધિક—શ્રેષ્ઠ 'દેવાધિદેવ' અને ૫ દેવગત્યાદિ કર્મના ઉદયથી દેવપણાનો અનુભવ કરનાર 'ભાવદેવ'

અરિહંત ભગવંતો ઉત્પન્ન થયેલા જ્ઞાન અને દર્શનને ધારણ કરનારા વગેરે હોવાથી 'દેવાધિદેવ' કહેવાય છે

તે પોતાના યથેષ્ટ કાર્યો કરે છે એ પ્રમાણે નરદેવ અને ધર્મદેવ સબધે પણ કહેવુ દેવાધિદેવમા પણ તે બધી શક્તિ છે, પણ ઔત્સુક્યના અભાવથી તેમણે તેમ કર્યું નથી, કરતા નથી અને કરશે પણ નહીં ભાવદેવોનુ ભવ્યદ્રવ્યદેવો જેવુ જ જાણવુ

ભવ્યદ્રવ્યદેવો મરીને દેવોમા જ ઉત્પન્ન થાય, નરદેવો તો નૈરયિકોમા જ[1] થાય ધર્મદેવો વૈમાનિકથી ઉપરના દેવોમા જ ઉત્પન્ન થાય છે, દેવાધિદેવો તો મરણ પામીને સિદ્ધ-બુદ્ધ-મુક્ત થાય છે. ભાવદેવો તિર્યંચયોનિકોમા અને મનુષ્યોમા જ ઉત્પન્ન થાય

સૌથી થોડા નરદેવો છે, તે કરતા દેવાધિદેવો સખ્યાતગણા છે, તે કરતા ધર્મદેવો સખ્યાતગણા છે, તે કરતા ભવ્યદ્રવ્યદેવો અસખ્યાતગણા છે, અને તે કરતા ભાવદેવો અસખ્યાતગણા છે —શતક ૧૨, ઉદ્દે૦ ૯

## ૨

## દેવોની સ્થિતિ

આલભિકા નગરીમા શખવન ચૈત્ય હતુ તે નગરીમા ઘણા શ્રાવકો રહેતા હતા એક વખત એકઠા થયેલા અને બેઠેલા તે શ્રાવકોમા વાર્તાલાપ થયો કે, 'દેવલોકમા દેવોની કેટલા કાલ સુધી સ્થિતિ કહી છે?' ત્યારે દેવસ્થિતિ સબધી સત્ય હકીકત જાણનાર ઋષિભપુત્ર તેમને કહ્યુ કે,

1 કોઈ ચક્રવર્તી દેવમા પણ ઉત્પન્ન થાય છે, પરતુ તે નરદેવપણું છોડીને ધર્મદેવપણું પામે તો જ કામભોગનો ત્યાગ કર્યા સિવાય તો તે નૈરયિકમા જ ઉપજે.

કે આયો[1] દેવલોકમાં દેવોની ઓછામાં ઓછી સ્થિતિ દશ હજાર વર્ષની કહી છે અને વધારેમાં વધારે સ્થિતિ તેત્રીસ સાગરોપમ વર્ષની કહી છે. તેથી ઉપરની સ્થિતિના દેવો કે દેવલોકો નથી. પરંતુ શ્રાવકોને તેના કહ્યા ઉપર શ્રદ્ધા થઈ નહીં.

પછી એક વખત ભગવાન મહાવીર ત્યાં આવતાં તે શ્રાવકોએ તેમને તે બાબત પૂછ્યું. ત્યારે ભગવાન મહાવીરે ઋષિભદ્રપુત્રના કથનને અનુમોદન આપ્યું. તેથી તે શ્રાવકોએ જઈને ઋષિભદ્રપુત્રની ક્ષમા માગી.

પછી તે ઋષિભદ્રપુત્ર ઘણાં શીલવ્રત વગેરે પાળતો ઘણાં વરસ સુધી શ્રમણપણું પાળીને અંતે ૬૦ ટંકના ઉપવાસથી મરણ પામી, સૌધર્મકલ્પમાં અરુણાભ નામે વિમાનમાં દેવ થયો. ત્યાં તેની સ્થિતિ ચાર પલ્યોપમની હતી. ત્યાંથી તે મહાવિદેહક્ષેત્રમાં સિદ્ધિપદ પામશે.

* * *

આલભિકામાં શંખવન ચૈત્યથી થોડે દૂર પુદ્ગલ નામનો બ્રાહ્મણધર્મી પરિવ્રાજક રહેતો હતો. તેને નિરંતર છ ટંકના ઉપવાસ કરતાં અને હાથ ઊંચા રાખી તડકો તપતાં તપતાં શિવરાજર્ષિની પેઠે વિભંગજ્ઞાન ઉત્પન્ન થયું અને તેથી તે બ્રહ્મલોક કલ્પમાં રહેલા દેવોની સ્થિતિ જાણવા તથા જોવા લાગ્યો, અને કહેવા લાગ્યો કે દેવોમાં વધારેમાં વધારે સ્થિતિ દશ સાગરોપમ વર્ષોની છે. પરંતુ પછી એક

---

૧. દરેક દેવલોકની સ્થિતિના નિયમો માટે જુઓ આ ભાગનું અંતિમ ઉમેરો પૃ. ૨૬૬

વખત મહાવીર ભગવાન એ નગરીમા આવતા, અને તેમને મોઢે તેત્રીસ સાગરોપમની વધારેમા વધારે સ્થિતિ જાણતા સ્કદકની પેઠે પુદ્ગલ પણ તેમની પાસે પ્રવ્રજિત થયો ત્યાર પછીનુ બધુ શિવરાજર્ષિની પેઠે જાણવુ

—શતક ૧૧, ઉદ્દે૦ ૧૨

## ૩

## દેવોના આવાસ

ગૌતમના પ્રશ્નો છે

અસુરકુમારના ચોસઠ લાખ આવાસો છે તેમા જે આવાસો નાના છે, તે સખ્યાત યોજન વિસ્તારવાળા છે, અને મોટા છે, તે અસખ્ય યોજન વિસ્તારવાળા છે

તેમા સખ્યાત યોજન વિસ્તારવાળા આવાસોમા એક સમયે ઓછામા ઓછા એક બે કે ત્રણ અને વધારેમા વધારે સખ્યાત અસુરકુમારો ઉત્પન્ન થાય છે ઓછામા ઓછા એક બે કે ત્રણ અને વધારેમા વધારે સખ્યાતા કાપોતાદિ-ચાર લેશ્યાવાળા ઉત્પન્ન થાય છે, કારણકે,ત્યા કાપોતાદિ ચાર-લેશ્યા હોય છે, તે પ્રમાણે કૃષ્ણપાક્ષિક, શુક્લપાક્ષિક સજ્ઞી, અસજ્ઞી, ભવસિદ્ધિક, અભવસિદ્ધિક, મતિજ્ઞાની, શ્રુતજ્ઞાની, અવધિ-જ્ઞાની, મતિઅજ્ઞાની, શ્રુતઅજ્ઞાની તથા વિભગજ્ઞાનીનુ પણ જાણવુ ચક્ષુર્દર્શનવાળા જીવો ઉત્પન્ન થતા નથી, પરતુ ઓછામા ઓછા એક બે અથવા ત્રણ અને વધારેમા વધારે સખ્યાતા અચક્ષુર્દર્શનવાળા જીવો ઉત્પન્ન થાય છે (કારણકે ઉત્પત્તિ સમયે સામાન્ય ઉપયોગરૂપ અચક્ષુર્દર્શન હોય છે ) એમ અવધિદર્શનવાળા પણ જાણવા એમ આહારસજ્ઞા, ભયસજ્ઞા મૈથુનસજ્ઞા અને પરિગ્રહસજ્ઞાવાળાનુ પણ જાણવુ તે પ્રમાણે

સ્ત્રી અને પુરુષ વેદવાળા ઉત્પન્ન થાય છે, (પણ નપુંસક વેદવાળા ત્યાં ઉપજતા નથી.) ઉપર પ્રમાણે કૃષ્ણલેશ્યાવાળાથી માંડીને તેજોલેશ્યાવાળા સુધીના જાણવા. શ્રોત્રેન્દ્રિયાદિના ઉપયોગવાળા ઉત્પન્ન થતા નથી પણ નોઇન્દ્રિય (મન)ના ઉપયોગવાળા ઉત્પન્ન થાય છે[1]. એ પ્રમાણે કાયયોગવાળા ઉત્પન્ન થાય છે (પણ મનયોગી અને વચનયોગી ઉત્પન્ન થતા નથી.) એ પ્રમાણે સાકારોપયોગવાળા અને એ રીતે અનાકારોપયોગવાળા પણ ઉત્પન્ન થાય છે.

વળી એ સંખ્યાતા યોજનવાળા આવાસામાંથી એક સમયે ઓછામાં ઓછા એક બે કે ત્રણ અને વધારેમાં વધારે સંખ્યાતા અસુરકુમારો ચ્યવન-મરણ પામે. એ પ્રમાણે કાપોતલેશ્યાવાળા ઉદ્વર્તે પર્યંત જાણવું[2]. વિશેષ એટલો કે અવધિજ્ઞાની અને અવધિદર્શની ત્યાંથી નીકળતા નથી (કારણ કે અસુરકુમારાદિથી નીકળેલા તીર્થંકરાદિ ન થાય અને અવધિજ્ઞાન અને અવધિદર્શન સહિત તો તીર્થંકરાદિ જ ઉદ્વર્તે) ચક્ષુદર્શની ઉદ્વર્તતા નથી. શ્રોત્રેન્દ્રિયાદિના ઉપયોગવાળા ઉદ્વર્તતા નથી. મનોયોગી અને વચનયોગી પણ ઉદ્વર્તતા નથી.

સંખ્યાત યોજન વિસ્તારવાળા અસુરકુમારાવાસોને વિષે સંખ્યાતા અસુરકુમારો છે, સંખ્યાતા કાપોતલેશ્યાવાળા છે ત્યાંથી માંડીને સંખ્યાતા સંજ્ઞીઓ સુધી એમ જ જાણવું.

૧ યદ્યપિ અહીં અપર્યાપ્તાવસ્થામાં મન પર્યાપ્તિનો અભાવ હોવાથી દ્રવ્યમન હોતું નથી, પણ ચૈતન્યરૂપ ભાવમન હંમેશ હોય છે.

૨ ઈશાન દેવલોક સુધીના દેવો પૃથ્વીકાયાદિ અસંજ્ઞીમાં ઉપજે છે માટે અસંજ્ઞી પણ ચ્યવે.

અસંજ્ઞી કદાચ હોય છે અને કદાચ નથી હોતા[૧] સંખ્યાતા ભવસિદ્ધિક કહેલા છે, એમ સંખ્યાતા પુરુષવેદવાળા છે ત્યાં સુધી કહેવું ક્રોધકષાયવાળા કદાચ હોય છે, અને કદાચ નથી હોતા એ પ્રમાણે માન, માયા સંબંધે પણ જાણવું[૨] લોભકષાયવાળા તો સંખ્યાતા હોય છે કારણકે દેવગતિમાં લોભકષાયી ઘણા હોય છે શ્રોત્રેન્દ્રિયાદિ ઉપયોગવાળા સંખ્યાતા છે નોઇંદ્રિયના ઉપયોગવાળા અસંજ્ઞીની પેઠે જાણવા સંખ્યાતા મનોયોગી છે, એ પ્રમાણે અનાકારોપયોગી સુધી જાણવું

ચરમ–એટલે કે જેને છેલ્લો જ અસુરકુમારભવ બાકી છે, અથવા અસુરકુમારભવને છેલ્લે સમયે વર્તતા જીવો કદાચિત્ હોય છે અને કદાચિત્ નથી હોતા હોય તો અસંજ્ઞીની પેઠે જાણવા.

અસંખ્યાતા યોજન વિસ્તારવાળા આવાસોમાં પણ બધું એ પ્રમાણે જ જાણવું, પણ સંખ્યાતને બદલે અસંખ્યાત પદ મૂકવું

નાગકુમારને ૮૪ લાખ ભવનો છે, સુવર્ણકુમારને ૭૨ લાખ, વાયુકુમારને ૯૬ લાખ, દ્વીપકુમાર, દિક્કુમાર ઉદધિકુમાર, વિદ્યુત્કુમાર, સ્તનિતકુમાર અને અગ્નિકુમારના

---

૧ અસંજ્ઞીઓમાંથી મરણ પામીને જેઓ અસુરકુમારપણે ઉત્પન્ન થયા છે, તેઓ અપર્યાપ્તાવસ્થામાં ભૂતભાવની અપેક્ષાએ અસંજ્ઞી કહેવાય છે તેઓ અલ્પ હોય છે, માટે કદાચ હોય છે અને કદાચ નથી હોતા એમ કહ્યું છે.

૨ દેવોમાં ક્રોધ, માન, અને માયાના ઉદયવાળા કોઈ સમયે જ હોય છે તેથી

પ્રત્યેક કુમારને ૭૬ લાખ ભવનો હોય છે બાકીનું બધું ઉપર પ્રમાણે જ જાણવું

વાનવ્યંતર દેવોના આવાસ અસંખ્ય લાખ છે અને તે સંખ્યાત યોજન વિસ્તારવાળા જ છે બાકીનું બધું અસુરકુમારોના સંખ્યાત પદમાં કહ્યું તેમ જાણવું

જ્યોતિષિક દેવોના[1] અસંખ્યલાખ આવાસ છે બાકીનું બધું વાનવ્યંતર પ્રમાણે જાણવું પણ અહીં માત્ર તેજોલેશ્યા કહેવી અને ઉત્પાદ તથા સત્તાને વિષે અસંજ્ઞી જીવો ઉપજતા કે ઉદ્વર્તતા નથી એમ કહેવું

સૌધર્મ દેવલોકના સંખ્યાત તેમ જ અસંખ્યાત યોજન વિસ્તારવાળા ૩૨ લાખ વિમાનાવાસ છે બાકી બધું જ્યોતિષિક પ્રમાણે જાણવું પણ ત્રણે આલાપકોમાં સંખ્યાતા પાઠ કહેવો, અહીંથી નીકળીને તીર્થંકરાદિ થાય છે માટે અવધિજ્ઞાની અને અવધિદર્શની ચ્યવે એમ કહેવું બાકી બધું પૂર્વ પ્રમાણે અસંખ્યાત યોજન વિસ્તારવાળા વિમાનાવાસોમાં અસંખ્યાત પદ મૂકીને એમ જ કહેવું પણ અવધિજ્ઞાની અને અવધિદર્શની સંખ્યાતા ચ્યવે છે એમ કહેવું કારણ કે તીર્થંકરાદિક જ અવધિજ્ઞાન અને અવધિદર્શન સહિત ચ્યવે અને તે સંખ્યાતા જ હોય.

સૌધર્મની પેઠે ઈશાનનું પણ કહેવું સનત્કુમારનું પણ તેમ જ જાણવું, પણ અહીં સ્ત્રીવેદવાળા ઉત્પન્ન થતા નથી તેમજ સત્તામાં પણ હોતા નથી ત્રણ આલાપકોને વિષે

૧ પૃથ્વીકાયિકના પણ અસંખ્યેય લાખ આવાસો કહ્યા છે
—શતક ૧ ઉદ્દે ૫

અસંજ્ઞી ન કહેવા, કારણ કે અહીં સંજ્ઞીથી આવીને ઉપજે છે અને સંજ્ઞીને વિષે જાય છે એ પ્રમાણે સહસ્રાર સુધી જાણવું, પરંતુ વિમાનો[1] અને લેશ્યાઓમાં[2] વિશેષ છે, બાકી બધું પૂર્વ પેઠે જાણવું

આનત અને પ્રાણતમાં સંખ્યાત અને અસંખ્યાત યોજન વિસ્તારવાળા ચારસો વિમાનાવાસ છે સંખ્યાત યોજન વિસ્તારવાળા વિમાનાવાસોને વિષે ત્રણ આલાપકો સહસ્રાર દેવલોકની પેઠે કહેવા, અસંખ્યાત યોજન વિસ્તારવાળા વિમાનોને વિષે ઉત્પાદ અને ચ્યવન સંબંધે એ પ્રમાણે 'સંખ્યાતા' પદ કહેવું,[3] માત્ર સત્તામાં અસંખ્યાત પદ કહેવું મનના (નોઇંદ્રિયના) ઉપયોગવાળા ઓછામાં ઓછા એક, બે કે ત્રણ અને વધારેમાં વધારે

---

૧ પહેલા સ્વર્ગમાં ૩૨ લાખ વિમાનો છે, બીજામાં ૨૮ લાખ, ત્રીજામાં ૧૨ લાખ, ચોથામાં આઠ લાખ, પાંચમામાં ૪ લાખ, છઠ્ઠામાં પચાસ હજાર, સાતમામાં ચાલીસ હજાર, આઠમામાં ૬ હજાર, નવમાથી બારમા સુધી સાતસો, અધોવર્તી ત્રણ ગ્રૈવેયકમાં ૧૧૧, મધ્યમ ત્રણમાં ૧૦૭, અને ઊર્ધ્વ ત્રણમાં ૧૦૦, તથા અનુત્તરમાં પાંચ

૨ શુક્રાદિ વિમાનવાસીની લેશ્યાઓ અનુક્રમે આ પ્રમાણે છે તેજ, તેજ, તેજ, પદ્મ, પદ્મશુક્લ, શુક્લ, પરમશુક્લ અહીં તો સર્વ શુક્રાદિ દેવસ્થાનોમાં પરમશુક્લ જાણવી

૩ આનતાદિમાં અસંખ્યાત યોજનવાળા વિમાનોમાં પણ ઉત્પાદ અને ચ્યવન વિષે સંખ્યાતા પદ મૂકવાનું કારણ એ કે, ગર્ભજ મનુષ્ય થકી જ આનતાદિમાં ઉત્પન્ન થાય છે, અને તે દેવો ત્યાંથી ચ્યવીને ગર્ભજ મનુષ્યમાં જ ઉત્પન્ન થાય છે, અને તે સંખ્યાતા જ હોય છે

સંખ્યાત ઉપજે અને સત્તામાં અસંખ્યાત હોય એમ કહેવું. આનત અને પ્રાણતની પેઠે આરણ અને અચ્યુતને વિષે કહેવું. પણ વિમાનાવાસો ત્રણસો કહેવા. એ પ્રમાણે ગ્રૈવેયકનું પણ જાણવું.

અનુત્તર વિમાનો પાંચ છે. તેમાં સર્વાર્થસિદ્ધ સંખ્યાત યોજનવાળું છે. બાકીનાં અસંખ્ય યોજનવાળાં છે. સર્વાર્થસિદ્ધમાં સંખ્યાત વિસ્તારવાળાં ગ્રૈવેયક સમાન કહેવું. વિશેષ એ કે કૃષ્ણપાક્ષિકો, અભવ્યો અને ત્રણ અજ્ઞાનવાળા અહીં ઉપજતા નથી, ચ્યવતા નથી અને સત્તામાં પણ હોતા નથી. વળી અહીં ચરમ જ હોય છે.[1] અસંખ્ય વિસ્તારવાળાંમાં પણ પૂર્વોક્ત કૃષ્ણપાક્ષિકાદિ ન કહેવા. પણ ત્યાં અચરમ (જેને છેલ્લો ભવ નથી એવા પણ) ઉપજે છે. બાકી બધું ગ્રૈવેયક પ્રમાણે.[2]

અસુરકુમારાવાસોમાં સમ્યગ્દૃષ્ટિ અસુરકુમારો પણ ઉપજે, તથા મિથ્યાદૃષ્ટિ પણ ઉપજે, પરંતુ સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ન ઉપજે. ચ્યવનની બાબતમાં પણ એ પ્રમાણે જાણવું. વળી તે આવાસમાં સમ્યગ્દૃષ્ટિ અસુરકુમારો વગેરે અવિરહિત છે, પણ સમ્યગ્મિથ્યાદૃષ્ટિ વડે કદાચ અવિરહિત છે અને કદાચ વિરહિત છે. એમ ગ્રૈવેયક અને અનુત્તર સુધી જાણવું. પણ વિશેષ એટલો કે અનુત્તર વિમાનમાં મિથ્યાદૃષ્ટિ અને મિશ્રદૃષ્ટિ ન કહેવા.

—શતક ૧૩ ઉદ્દે૦ ૨

૧ સંખ્યાત.
૨ ચાર અસંખ્યાત.

## ૪

## દેવોની વધઘટ

ગૌ૦—હે ભગવન્! નૈરયિકો કેટલા કાળ સુધી વધે છે, ઘટે છે કે અવસ્થિત રહે છે?

મ૦—હે ગૌતમ! ઓછામા ઓછા એક સમય સુધી, અને વધારેમા વધારે આવલિકાના અસંખ્ય ભાગ સુધી તેઓ વધે છે એ પ્રમાણે ઘટવાનો કાળ પણ જાણવો

પરંતુ ઓછામા ઓછો એક સમય સુધી અને વધારેમા વધારે ૨૪ મુહૂર્ત સુધી તેઓ અવસ્થિત રહે છે[૧] એમ સાતે પૃથ્વીઓમા જાણવું પણ એટલો ભેદ છે કે, રત્નપ્રભામા ૪૮ મુહૂર્ત, શર્કરાપ્રભામા ૧૪ રાત્રિદિવસ, વાલુકાપ્રભામા એક માસ, પંકપ્રભામા બે માસ, ધૂમપ્રભામા ચાર માસ, તમ પ્રભામા આઠ માસ, અને તમસ્તમાપ્રભામા બાર માસ અવસ્થાનકાળ છે

જેમ નૈરયિકો માટે કહ્યુ તેમ અસુરકુમારો માટે પણ જાણવુ પરંતુ ઓછામા ઓછા એક સમય સુધી અને વધારેમા વધારે ૪૮ મુહૂર્ત સુધી તેઓ અવસ્થિત રહે છે એમ દશે પ્રકારના ભવનપતિનુ જાણવુ

---

૧ સાતે પૃથ્વીઓમા બાર મુહૂર્ત સુધી કોઈ જીવ ઉત્પન્ન થાય નહિ, અને કોઈનુ મરણ થાય નહિ એ પ્રકારનો વધારેમા વધારે વિરહકાળ હોવાથી તેટલો કાળ તેઓ અવસ્થિત રહે છે તથા બીજા બાર મુહૂર્ત સુધી જેટલા જીવ નૈરયિકમા ઉત્પન્ન થાય, તેટલા જ મરે એવો પણ નૈરયિકનો અવસ્થાનકાળ હોવાથી—એ બને મળી ચોવીસ મુહૂર્ત સુધી નૈરયિકની એકપરિમાણતા હોવાથી તેઓની અવસ્થિતતા જાણવી

એકેન્દ્રિયો વધે પણ[1] છે, ઘટે પણ છે અને અવસ્થિત પણ રહે છે. એ ત્રણેનો કાળ ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે આવલિકાનો અસંખ્ય ભાગ જાણવો.

બેઇન્દ્રિયો તથા ત્રણઇન્દ્રિયો તે જ પ્રમાણે વધે છે, ઘટે છે. તેમનું અવસ્થાન ઓછામાં ઓછું એક સમય અને વધારેમાં વધારે બે અંતર્મુહૂર્ત[2] જાણવું. એ પ્રમાણે ચતુરિંદ્રિય સુધી જાણવું. બાકીના બધા જીવોનો વધવા ઘટવાનો કાળ પૂર્વ પ્રમાણે જાણવો. પણ તેઓના અવસ્થાનકાળમાં આ પ્રમાણે ભેદ છે: સંમૂર્છિમ પંચેન્દ્રિયતિર્યંચનો બે અંતર્મુહૂર્ત, ગર્ભજ પંચેન્દ્રિયતિર્યંચનો ચોવીસ મુહૂર્ત, સંમૂર્છિમ મનુષ્યનો ૪૮ મુહૂર્ત, ગર્ભજ મનુષ્યનો ૨૪ મુહૂર્ત, વાનવ્યંતર જ્યોતિષિક સૌધર્મ અને ઈશાનમાં ૪૮ મુહૂર્ત, સનત્કુમારમાં ૧૮ રાત્રીદિવસ અને ૪ મુહૂર્ત, માહેન્દ્રદેવલોકમાં ૨૪ રાત્રીદિવસ અને ૨ મુહૂર્ત, બ્રહ્મલોકમાં ૪૫ રાત્રીદિવસ, લાંતકમાં ૯ રાત્રીદિવસ, મહાશુક્રમાં ૧૬ રાત્રીદિવસ, સહસ્રારમાં ૨ રાત્રીદિવસ, આનત અને

---

૧ તેઓ નિરંતર ઉત્પન્ન થતા હોવાથી તેમને વિરહકાળ છે જ નહિ. પણ ઘણા ઉત્પન્ન થતા હોવાથી અને થોડાં મરણ થતાં હોવાથી વધે પણ છે એમ કહ્યું છે; ઘણાનું મરણ થવાથી અને થોડાની ઉત્પત્તિ થવાથી ઘટે પણ છે એમ કહ્યું. તથા સરખાની ઉત્પત્તિ થવાથી અને સરખાનું મરણ થવાથી અવસ્થિત પણ છે એમ કહ્યું.

૨. એક અંતર્મુહૂર્ત વિરહકાળ છે અને બીજું અંતર્મુહૂર્ત તો સરખી સંખ્યાવાળાઓના ઉત્પાદ અને મરણનો સમય છે; એમ વિરહકાળ પણ અવસ્થાનકાળથી અહીં જાણવો.

પ્રાણતમા સખ્યેય માસો, આરણ અને અચ્યુતમા સખ્યેય વર્ષો, અને ગ્રૈવેયક,[૧] વિજય, વૈજયત, જયત અને અપરાજિતમાં અસખ્ય હજાર વર્ષ, તથા સર્વાર્થસિદ્ધમા પલ્યોપમનો સખ્યેય ભાગ

સિદ્ધો ઓછામા ઓછો એક સમય અને વધારેમા વધારે આઠ સમય સુધી વધે છે, અને ઓછામા ઓછો એક સમય અને વધારેમા વધારે છ માસ સુધી અવસ્થિત રહે છે

— શતક ૫, ઉદ્દે૦ ૮

## ૫

## દેવોનો વિષયભોગ

ગૌ૦—હે ભગવન્ ! દેવોનો ઇન્દ્ર અને દેવોનો રાજા શક્ર જ્યારે ભોગવવા યોગ્ય દિવ્ય ભોગોને ભોગવવાને ઇચ્છે, ત્યારે તે તેમને તે વખતે કેવી રીતે ભોગવે ?

મ૦—હે ગૌતમ ! તે વખતે તે એક મોટુ ચક્રના જેવુ સ્થાન વિકુર્વે છે[૨] તેની લબાઈ અને પહોળાઈ એક લાખ

---

૧ ગ્રૈવેયકના નીચલા ત્રણ ભાગમા સખ્યાત શત વર્ષો, મધ્યમ ત્રિકમા સખ્યાત હજાર વર્ષ અને ઉપરના ત્રણ ભાગમા સખ્યાત લાખ વર્ષ વિરહકાળ છે વિજયાદિમા તો અસખ્યાત-કાળ વિરહ છે સર્વાર્થસિદ્ધમા પલ્યોપમનો સખ્યેય ભાગ વિરહકાળ છે આનત પ્રાણતનો સખ્યાત માસ અને આરણ-અચ્યુતનો સખ્યાત વર્ષ વિરહકાળ છે

૨. શક્રને સુધર્માસભા ભોગસ્થાન છે, તોપણ તેમા માણવક સ્તભને વિષે દાબડામા જિનના અસ્થિઓ છે, અને તેની પાસે મૈથુનનિમિત્ત વિષયભોગ ન કરવા પડે માટે તે બીજુ સ્થાન વિકુર્વે છે

યોજનની અને પરિધિ ત્રણ લાખ સોળ હજાર બસો સત્તાવીસ યોજન ત્રણ કોસ એકસો અઠાવીસ ધનુષ અને કાંઈક અધિક સાડાતેર આંગળ છે તે યાનની ઉપર સમ અને રમણીય ભૂમિભાગ હોય છે તેના મધ્યભાગે એક સુંદર પ્રાસાદ હોય છે તેની ઊંચાઈ પાંચસો યોજન અને તેનો વિસ્તાર અઢીસો યોજન હોય છે તેમાં આઠ યોજન ઊંચી એક મણિપીઠિકા હોય છે તેની ઉપર એક મોટી દેવશય્યા હોય છે ત્યાં તે શક્ર પોતપોતાના પરિવારયુક્ત આઠ પટરાણીઓ સાથે નાટ્ય ગીત અને વાદિત્રના શબ્દો વડે ભોગવવા યોગ્ય દિવ્ય ભોગો ભોગવે છે શક્રની પેઠે ઈશાનનું પણ સમજવું. એ પ્રમાણે સનત્કુમારનું પણ જાણવું પરંતુ તે મહેલ ૬૦૦ યોજનનો જાણવો તથા મણિપીઠિકા ઉપર શય્યાને બદલે સિંહાસન કહેવું કારણ કે ત્યાં સ્પર્શમાત્રથી વિષયભોગનું ફળ હોય છે * તે પ્રમાણે પ્રાણત તથા અચ્યુત સુધી જાણવું પણ જેનો જેટલો પરિવાર હોય તેનો તેટલો અહીં કહેવો પોતપોતાના કલ્પનાં વિમાનોની

* ભવનપતિ વાનવ્યંતર, જ્યોતિષ્ક અને પહેલા તથા બીજા કલ્પના વૈમાનિક આટલા દેવો મનુષ્યની માફક કામસુખ ભોગવે છે ત્રીજા અને ચોથા કલ્પમાં સ્ત્રીના સ્પર્શ દ્વારા પાંચમા અને છઠ્ઠા કલ્પમાં દેવીઓના રૂપ જોઈને જ; સાતમા અને આઠમામાં દેવીઓના શબ્દ સાંભળીને જ; અને નવમા-દશમા તથા ૧૧-૧૨માં દેવીઓના ચિંતનથી જ સંતોષ કે બીજા સ્વર્ગ સુધી જ દેવીઓની ઉત્પત્તિ છે પણ તે આઠમા સ્વર્ગ સુધીના દેવોની ઇચ્છા મુજબ તેઓ ત્યાં ઉપર પહોંચી જાય છે બારમા ઉપરના દેવોને કામસુખની અપેક્ષા નથી.

ઊંચાઈ જેટલી મહેલની ઊંચાઈ જાણવી અને ઊંચાઈના અડધા ભાગ જેટલો વિસ્તાર જાણવો.[1]

— શતક ૧૪, ઉદ્દે૦ ૬

ગૌ૦—હે ભગવન્! જ્યોતિષ્કના ઇંદ્ર અને રાજા ચંદ્ર અને સૂર્ય કેવા પ્રકારના કામભોગોને ભોગવતા વિહરે છે?

મ૦—હે ગૌતમ! જેમ પ્રથમ યુવાવસ્થાના પ્રારંભમાં બલવાન કોઈ એક પુરુષ પ્રથમ ઊગતી યુવાવસ્થામાં બળવાળી ભાર્યા સાથે તાજો જ વિવાહ કર્યો, પછી ધન મેળવવા તે ૧૬ વર્ષ સુધી પરદેશ ચાલ્યો ગયો. પછી, તે ધનને મેળવી, કાર્ય સમાપ્ત કરી, વિઘ્નરહિતપણે પાછો પોતાને ઘેર આવ્યો. પછી તેણે સ્નાન કરી, બલિકર્માદિ કરી અઢાર પ્રકારના શાકાદિથી યુક્ત મનોજ્ઞ અને શુદ્ધ ભોજન કર્યું, પછી સુંદર શયનોપચારયુક્ત વાસગૃહમાં ઉત્તમ શૃંગારના ગૃહરૂપ, સુંદર વેષવાળી, કલાયુક્ત, અત્યંત રાગયુક્ત અને મનને અનુકૂલ એવી સ્ત્રી સાથે ઇષ્ટ શબ્દાદિ પાંચ પ્રકારના મનુષ્યસંબંધી કામભોગ ભોગવતો વિહરે, તો હે ગૌતમ! તે પુરુષ કામશાંતિ સમયે કેવા પ્રકારના સુખને અનુભવે? 'હે

---

૧ ઊંચાઈ પહોળાઈ: સનત્કુમાર અને માહેન્દ્રમાં ૬૦૦×૩૦૦, બ્રહ્મ અને લાન્તકમાં ૭૦૦×૩૫૦, શુક્ર અને સહસ્રાર ૮૦૦×૪૦૦, આનત, પ્રાણત અને આરણ–અચ્યુતના ૯૦૦×૪૫૦. સનત્કુમારથી માંડીને આગળના ઇંદ્રો પરિવાર સહિત ભોગ ભોગવે છે, કારણ કે સ્પર્શમાત્રનો ભોગ બીજાની હાજરીમાં અવિરુદ્ધ છે. પણ શક્ર અને ઈશાનેંદ્ર તો શરીર દ્વારા વિષયભોગ કરતા હોવાથી પરિવાર સહિત જતા નથી.

આયુષ્મન્ શ્રમણ ! તે પુરુષ ઉદાર સુખો અનુભવે. હે ગૌતમ ! તે પુરુષના કામભોગો કરતાં વાનવ્યંતર દેવોને અનંતગણા વિશિષ્ટતર કામભોગો હોય છે. તેમનાથી અસુરેન્દ્ર સિવાયના ભવનવાસી દેવોને, તેમનાથી અસુરકુમાર દેવોને, તેમનાથી ગ્રહો, નક્ષત્રો અને તારાઓને અને તેમનાથી ચંદ્ર અને સૂર્યને અનંતગણા વિશિષ્ટતર કામભોગો હોય છે.

— શતક ૧૨ ઉદ્દે. ૬

## ૬

## દેવોની ભાષા

ગૌ૦ — હે ભગવન્ ! દેવો સંયત કહેવાય ?

મ૦ — ના, ગૌતમ ! તેમ કહેવું એ ખોટું છે. પરંતુ તેમને અસંયત કહેવા એ નિષ્ઠુર વચન છે; તેમને સંયતાસંયત કહેવા એ અછતું છતું કરવા જેવું છે. પણ તેમને નોસંયત કહેવા.

ગૌ૦ — હે ભગવન્ ! દેવો કઈ ભાષામાં બોલે છે ?

મ૦ — હે ગૌતમ ! દેવો અર્ધમાગધી ભાષામાં બોલે છે; અને ત્યાં બોલાતી ભાષાઓમાં પણ તે જ ભાષા વિશિષ્ટરૂપ છે.[1]

— શતક ૫ ઉદ્દે. ૪

---

૧. પ્રાકૃત, સંસ્કૃત, માગધી, પૈશાચી, શૌરસેની અને અપભ્રંશ એ મુખ્ય છ ભાષામાંની માગધી ભાષાનું અને પ્રાકૃતભાષાનું કાંઈક કાંઈક લક્ષણ જે ભાષામાં છે તે અર્ધમાગધી કહેવાય. — ટીકા.

## ૭

## દેવોની શક્તિ

ગૌ૦—હે ભગવન્ ! દેવ પોતાની શક્તિ વડે ચાર પાંચ દેવવાસોને ઉલ્લંઘન કરે, અને ત્યાર પછી બીજાની શક્તિ વડે ઉલ્લંઘન કરે ?

મ૦—હા ગૌતમ ! અસુરકુમારો પણ આત્મશક્તિથી અસુરકુમારોના આવાસોનું ઉલ્લંઘન કરે, ત્યાર પછી બીજાની શક્તિ વડે ઉલ્લંઘન કરે. એ રીતે વૈમાનિક સુધી જાણવું.

ગૌ૦—હે ભગવન્ ! અલ્પ ઋદ્ધિવાળો દેવ મહા ઋદ્ધિવાળા દેવની વચ્ચે થઈને જાય ?

મ૦—ના ગૌતમ ! તે પ્રમાણે સમાન ઋદ્ધિવાળો પણ સમાન ઋદ્ધિવાળાની વચ્ચે થઈને ન જાય, પણ જો તે પ્રમત્ત હોય તો તેમની વચ્ચે થઈને જાય.

ગૌ૦—હે ભગવન્ ! શું તે દેવ સામેના દેવને વિમોહ પમાડીને જઈ શકે, કે વિમોહ પમાડ્યા વિના જઈ શકે ?

મ૦—હે ગૌતમ ! વિમોહ પમાડીને જઈ શકે.[1] મહાઋદ્ધિવાળો દેવ તો અલ્પ ઋદ્ધિવાળા દેવની વચ્ચે થઈને—તેને વિમોહ પમાડ્યા વિના, કે વિમોહ પમાડીને—જઈ શકે.

એ પ્રમાણે અલ્પ શક્તિવાળો અસુરકુમાર મહાશક્તિવાળા અસુરકુમારની વચ્ચે થઈને જઈ શકે વગેરે વૈમાનિક

---

૧ એ પ્રમાણે શસ્ત્રપ્રહાર કરીને જઈ શકે, એ વિકલ્પ પણ જાણવો.

—શતક ૧૪, ઉદ્દે૦ ૩

નુષીના વિકલ્પો સમજવા. એ પ્રમાણે અલ્પ શક્તિવાળો દેવ અને મહાશક્તિવાળી દેવી વગેરે, તથા અલ્પ શક્તિવાળી દેવી અને મહાશક્તિવાળો દેવ વગેરે, તથા અલ્પ શક્તિવાળી દેવી અને મોટી શક્તિવાળી દેવી વગેરે બાર પણ સમજવું

— શતક ૧ ઉદ્દે ૩

ગૌ — હે ભગવન્! મોટા ઋદ્ધિવાળો દેવ ભાવિતાત્મા અનગારની વચ્ચે થઈને જાય?

મ — હે ગૌતમ! દેવો બે પ્રકારના છે: માયિમિથ્યાદૃષ્ટિ અને અમાયિસમ્યગ્દૃષ્ટિ. તેમાં જે માયિ છે તે તો અનગારને જોઈને વંદતો નથી તથી તે તેની વચ્ચે થઈને જાય પણ જે અમાયિ છે તે તો તેને જોઈને નમે છે તેથી તે ન જાય.

ગૌ — હે ભગવન્! નારકોમાં સત્કાર, સન્માન, વંદન, અભ્યુત્થાન, અંજલિકરણ, આસનપ્રદાન, આસનાનુપ્રદાન[1], સામા જવું, બેઠેલાની સેવા કરવી, અને જાય ત્યારે તેની પાછળ જવું, ઇત્યાદિ વિનય છે?

મ — ના ગૌતમ! તેવું જ પ એકેન્દ્રિયથી માંડીને ચતુરિન્દ્રિય જીવો સુધી પણ જાણવું. પંચેન્દ્રિય તિર્યંચોમાં સત્કારાદિ હોય છે પણ આસન આપવું, અને બેસવું એ બે નથી. અસુરકુમારાદિ દેવો તથા મનુષ્યોમાં તે બધો વિનય છે

— શતક ૧૪ ઉદ્દે ૩

---

૧. બીજે ઠેકાણે જતી વ્યક્તિ માટે આસનને એક સ્થાનથી બીજે સ્થાને લાવવું

મોટી ઋદ્ધિવાળો દેવ હજારરૂપો ધારણ કરી હજાર ભાષા બોલવા સમર્થ છે

—શતક ૧૪, ઉદ્દે૦ ૯

૮

## દેવ મરીને ક્યાં જાય ?

ગૌ૦—હે ભગવન્ ! મહાઋદ્ધિવાળો દેવ મરણ પામીને તુરત જ બે શરીરને જ ધારણ કરનાર નાગોમાં ( એટલે કે જેઓ નાગનું શરીર છોડીને મનુષ્ય શરીર પ્રાપ્ત કરી મોક્ષ પ્રાપ્ત કરશે તેઓમાં ) ઉત્પન્ન થાય ?

મ૦—હા ગૌતમ ! ત્યાં તે નાગના જન્મમાં અર્ચિત, વન્દિત, પૂજિત, દિવ્ય, પ્રધાન, સત્ય, તથા સત્યાવપાતરૂપ (જેની સેવા સફલ છે તેવો ), થઈને તે સંસારનો અંત કરે, અને પાસે રહેલા પૂર્વના સંબંધી દેવોએ જેનું પ્રતિહારકર્મ કર્યું છે, તેવો થાય ત્યાંથી મરણ પામીને તે સિદ્ધ થાય, અને મુક્ત થાય એ પ્રમાણે બે શરીરવાળા મણિમાં અને બે શરીરવાળા વૃક્ષોમાં પણ જાણવું પણ જે વૃક્ષમાં ઉત્પન્ન થાય, તે વૃક્ષ સમીપમાં રહેલા દેવ વડે કૃતપ્રાતિહાર્ય ( રક્ષણાદિ કાર્ય )વાળું થાય, તથા તેની આસપાસ છાણ વગેરે વડે લીંપેલ અને ખડી વગેરે વડે ધોળેલ ચોતરો હોય

—શતક ૧૨, ઉદ્દે૦ ૮

૯

## દેવો વગેરે ક્યાંથી આવીને ઉત્પન્ન થાય ?

### ૧ નૈરયિકો

પ્ર૦—નૈરયિકો ક્યાંથી આવીને ઉત્પન્ન થાય ?

ઉ — મનુષ્યોમાંથી અને તિર્યંચયોનિકોમાંથી. (૧) ગ
ન તિર્યંચો પણ પંચેન્દ્રિય પર્યાપ્ત સંજ્ઞી અને અસંજ્ઞી
તેમાંના તેમાં અસંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચ જ્યારે નરક-
ભૂમિમાં ઉત્પન્ન થાય, તેમાં રત્નપ્રભામાં ઉત્પન્ન થનારા તિર-
ર્યંચની વિગતના સમાગમી: તેઓ એક સમયમાં ઓછામાં ઓછા
એક બે ત્રણ અને વધારેમાં વધારે સંખ્યાત કે અસંખ્યાત
ઉત્પન્ન થાય. તેમનાં શરીર છેવટ્ઠું[1] સંહનન(બાંધા)વાળાં હોય.
તેમની ઊંચાઈ ઓછામાં ઓછી આંગળના અસંખ્યાતમા
ભાગની અને વધારેમાં વધારે એક હજાર યોજનની હોય.
તેમનું સંસ્થાન (શરીરાકૃતિ) હૂંડક હોય.[2] તેમને પ્રથમ ત્રણ
લેશ્યાઓ હોય. તેઓ મિથ્યાદૃષ્ટિ હોય. તેમને મતિ અને શ્રુત બે
અજ્ઞાન હોય. વચન અને કાય એ બે વ્યાપાર હોય. આહાર
ભય મૈથુન-પરિગ્રહ એ ચાર સંજ્ઞા હોય. ચારે કષાય હોય.
પાંચ ઇંદ્રિય હોય. વેદના કષાય મારણાંતિક એ ત્રણ સમુદ્ઘાત
હોય. સુખ અને દુઃખ બંને વેદના હોય. નપુંસકવેદ હોય.
તથા તેમનાં અધ્યવસાયો પ્રશસ્ત તેમ જ અપ્રશસ્ત હોય. તે
નરકથી થાય, ફરી તિર્યંચ થાય, અને ફરી નરકમાં થાય,
એવું ગમનાગમન બે ભવ પર્યંત કરે.[3] આ પ્રમાણે બીજી
અનેક વિગતો તથા અનેક વિભાગો પાડીને મૂળમાં વિસ્તાર

૧. એટલે કે સેવાર્ત — છટ્ઠું. છ સંહનનોની વિગતો માટે
જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા. ૨૨૭.

૨. જુઓ ઉપરનું પુસ્તક, પા. ૧૩.

૩. અર્થાત્ બીજા ભવમાં નારક થઈ તે ફરી અસંજ્ઞી પં-
તિર્યંચ ન થાય, પણ અવશ્ય સંજ્ઞીપણું પ્રાપ્ત કરે.

૭૧ તે જેમકે - જો તે જઘન્ય આયુષવાળા રત્નપ્રભાના નારકી તરીકે ઉત્પન્ન થાય તો, ઉત્કૃષ્ટ આયુષવાળા નારકી તરીકે ઉત્પન્ન થાય તો, અથવા તે અસંજ્ઞી તિર્યંચ પોતે જઘન્ય સ્થિતિવાળો હોય તો,[2] અથવા ઉત્કૃષ્ટ સ્થિતિવાળો હોય તો, પાછો પોતે જઘન્ય આયુષવાળો હોઈ રત્નપ્રભામાં જઘન્ય આયુષવાળો થાય, અથવા ઉત્કૃષ્ટ આયુષ્યવાળો થાય; તથા પોતે ઉત્કૃષ્ટ આયુષવાળો હોઈ રત્નપ્રભામાં જઘન્ય અથવા ઉત્કૃષ્ટ આયુષવાળો થાય — એ પ્રમાણે[3] આ સંજ્ઞી પંચેંદ્રિય તિર્યંચ સંખ્યાતવર્ષ આયુષ્યવાળા તથા પર્યાપ્તમાંથી જ આવે, અને સાતે પૃથ્વીઓમાં ઉત્પન્ન થાય તેમની બાબતમાં રત્નપ્રભામાં છયે સંહનન કહેવાં, છયે સંસ્થાન કહેવાં, છયે લેશ્યા કહેવી, ત્રણ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન વિકલ્પે કહેવાં, ત્રણ યોગ, ત્રણ વેદનાઓ અને પાંચ સમુદ્‌ઘાતો કહેવા[4] અને ગમનાગમન બેથી આઠ ભવ સુધી કહેવું પોતે જઘન્ય સ્થિતિવાળો હોય તો તેની ઊંચાઈ આંગળના અસંખ્યાતમા ભાગથી માંડી બેથી નવ ધનુષ સુધીની કહેવી, ત્રણ લેશ્યા, મિથ્યાદૃષ્ટિ, બે અજ્ઞાન અને ત્રણ સમુદ્‌ઘાત

---

૧ તેની બધી વિગતો આપવી નિરર્થક છે જે જે વિશેષતાઓ છે તે નોંધ વગેરેમાં ટૂંકમાં આપી છે

૨ તેને અપ્રશસ્ત અધ્યવસાયો જ હોય, તેનું આયુષ અંતર્મુહૂર્તનું જ હોય

૩ નિર્વિશેષણ, પર્યાપ્ત, અને અસંજ્ઞી, તથા એ ત્રણ જઘન્ય સ્થિતિને અપેક્ષી તથા ઉત્કૃષ્ટ સ્થિતિને અપેક્ષી એમ કુલ નવ વિકલ્પો ગણવા

૪ અંત્ય બે મનુષ્યને જ હોય

કહેવા. એ પ્રમાણે શર્કરાપ્રભાદિનું જાણવું. પણ વાલુકા પ્રભામાં પાંચ સંહનન, પંકપ્રભામાં ચાર, ધૂમપ્રભામાં ત્રણ, તમ પ્રભામાં બે અને તમસ્તમ પ્રભામાં પ્રથમ સંહનન કહેવું. વળી તેમાં સ્ત્રીવેદ[1] ન કહેવો. વળી જો ઉત્કૃષ્ટ સ્થિતિવાળા નારકોમાં ઉત્પન્ન થાય તો ત્રણથી પાંચ ભવ કહેવા. તે પોતે જઘન્ય સ્થિતિવાળો હોય તો ત્રણથી સાત ભવ કહેવા તથા ઉત્કૃષ્ટ સ્થિતિવાળામાં ઉત્પન્ન થવાનો હોય તો ત્રણથી પાંચ ભવ કહેવા. તેનું ઉત્કૃષ્ટ સ્થિતિવાળો ઉત્કૃષ્ટ સ્થિતિવાળામાં થવાનો હોય ત્યાં જાણવું.

૭ જો તે મનુષ્યોમાંથી આવીને ઉત્પન્ન થાય તો પર્યાપ્ત સંખ્યાત આયુષ્યવાળા મનુષ્યમાંથી જ આવે, અને સાતે પૃથ્વીમાં ઉત્પન્ન થાય. રત્નપ્રભામાં છ સંહનન, ઊંચાઈ બેથી નવ આંગળથી માંડીને પાંચસો ધનુષ (બાકી બધું સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચની પેઠે જાણવું) ચાર જ્ઞાન, અને ત્રણ અજ્ઞાન વિકલ્પે,[2] તથા છ સમુદ્ઘાત કહેવા. જો તે મનુષ્ય પોતે જઘન્ય કાળની સ્થિતિવાળો હોય તો ઊંચાઈ બેથી નવ આંગળ કહેવી. ત્રણ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન વિકલ્પે કહેવાં. પાંચ સમુદ્ઘાત[3] કહેવા, અને જો તે ઉત્કૃષ્ટ સ્થિતિવાળો હોય, તો ઊંચાઈ પાંચસો ધનુષ કહેવી.

---

૧ સ્ત્રીઓ છઠ્ઠી નરક પૃથ્વી સુધી જ ઉપજે છે.

૨ જે મનુષ્ય અવધિ મનઃપર્યવ અને આહારક શરીર પ્રાપ્ત કરી નરકમાં ઉપજે તેને ચાર જ્ઞાન અને ત્રણ અજ્ઞાન વિકલ્પે હોય.

૩ ઉત્કૃષ્ટ સ્થિતિવાળાને જ આહારક સમુદ્ઘાત સંભવે તેથી.

શર્કરાપ્રભામા ઊંચાઈ એથી નવ હાથથી માંડીને પાચસો ધનુષ સુધી કહેવી જો તે પોતે જઘન્ય સ્થિતિવાળો હોય તો તેની ઊચાઈ એથી નવ હાથ કહેવી, અને ઉત્કૃષ્ટ સ્થિતિવાળો હોય તો પાચસો ધનુષ કહેવી એ પ્રમાણે છઠ્ઠી પૃથ્વી સુધી જાણવુ, પણ ત્રીજી પૃથ્વીથી એક એક સહનન ઘટાડવુ મપ્તમ નરકમા પ્રથમ સહનન કહેવુ, સ્ત્રીવેદ ન કહેવો, અને બે ભવ કહેવા

## ૨ ભવનવાસી

૧ અસુરકુમારો તિર્યંચો અને મનુષ્યોમાથી આવે—(એ વિગત નૈરયિકો પ્રમાણે જાણવી) ૧. અ પર્યાપ્ત અસજ્ઞી પચેદ્રિય તિર્યંચ પોતે જઘન્ય સ્થિતિવાળો હોય તો તેને પ્રશસ્ત અધ્યવસાય કહેવા

આ સજ્ઞી પચેદ્રિય તિર્યંચ સખ્યાત તેમ જ અસખ્યાત આયુષવાળામાથી આવીને ઉત્પન્ન થાય તેમા અસખ્યાત૦ને પ્રથમ સહનન, ઊચાઈ એથી નવ ધનુષથી માડીને છ ગાઉની, મમચતુરસ્ર સસ્થાન, મિથ્યાદષ્ટિ, બે અજ્ઞાન ત્રણ યોગ, ચાર સજ્ઞા, ચાર કષાય, પાચ ઇંદ્રિયો, ત્રણ સમુદ્દઘાત,[1] બે વેદના, બે વેદ,[2] બે અધ્યવસાયો, અને બે ભવ કહેવા પોતે જઘન્ય આયુષવાળો હોય તો ઊચાઈ એથી નવ ધનુષ અને કાઈક અધિક એક હજાર ધનુષ કહેવી.

---

૧ તે સમુદ્દઘાત કરીને પણ મરે છે અને કર્યા વિના પણ મરે છે

૨ અસખ્યાત વર્ષવાળા નપુસકવેદવાળા ન થાય — ટીકા.

૬ સખ્યાત વરવાળામાંથી આવે તો રત્નપ્રભા સમાન નથુવુ પણ લેશ્યા ચાર કહેવી અધ્યવસાય પ્રશસ્ત કહેવા.

૭ મનુષ્યોથી આવે તો સગ્નીમાંથી આવે સખ્યાત તથા અસખ્યાત વર્ષ આયુષ્યવાળામાથી આવે, અસખ્યાત વરવાળાના શરીરની ઊંચાઈ ઓછામાં ઓછી કાઇંક અધિક પાચસો ધનુષ અને વધારેમા વધારે ત્રણ ગાઉ કહેવી. બાકી તિર્યચયોનિકોની પેઠે કહેવુ પણ પોતે જઘન્ય સ્થિતિવાળો હોય તો શરીરની ઊંચાઈ કાઇંક અધિક પાચસો ધનુષ કહેવી. અને ઉત્કૃષ્ટ સ્થિતિવાળો હોય તો ત્રણ ગાઉની કહેવી

સખ્યાતવરવાળા પર્યાપ્તમાથી જ આવે. તેમનું રત્નપ્રભામા ઉત્પન્ન થનાર મનુષ્યો જેવું કહેવુ

નાગકુમારો તિર્યચો અને મનુષ્યોમાથી આવીને ઉત્પન્ન થાય છે તિર્યચોની બાબતમા અસુરકુમારો જેવુ કહેવુ સગ્ની પચેંદ્રિય સખ્યાત તેમ જ અસખ્યાત વર્ષના આયુષ્યવાળા કહેવાં સખ્યાત વર્ષવાળા પર્યાપ્તમાથી જ આવે. મનુષ્યોમા સગ્નીઓમાંથી આવે બીજુ અસુરકુમારની પેઠે કહેવુ અસખ્યાત વર્ષવાળા સગ્ની મનુષ્યની ઊંચાઈ કાઇંક અધિક પાંચસો ધનુષથી ત્રણ ગાઉ સુધીની કહેવી. સખ્યાતવર્ષવાળા પર્યાપ્તમાથી જ આવે.

એમ સ્તનિતકુમાર સુધી કહેવુ

## ૩ એકેંદ્રિયાદિ તિર્યંચ

પૃથ્વીકાયિકો તિર્યચ મનુષ્ય અને દેવોથી આવીને ઉત્પન્ન થાય છે

૧ જો તિર્યચમાંથી આવે, તો એકેંદ્રિયથી માંડીને પચેંદ્રિય તિર્યચમાંથી આવે.

અ  જો પૃથ્વીકાયિકમાંથી જ આવે, તો તેમનું સંહનન છેવટ્ટું હોય, તેઓ નિરંતર અસંખ્યાતા ઉત્પન્ન થાય, તેઓનું શરીર ઓછામાં ઓછું અને વધારેમાં વધારે આંગળના અસંખ્યાતમા ભાગ જેટલું હોય, તેઓની આકૃતિ મસૂરની દાળ જેવી હોય  તેઓને ચાર લેશ્યા, મિથ્યાદૃષ્ટિ, મતિ અને શ્રુત બે અજ્ઞાન, કાયયોગ, ચાર સંજ્ઞા, ચાર કષાય, સ્પર્શેન્દ્રિય, ત્રણ સમુદ્ઘાત, બે વેદના, નપુંસક વેદ, બંને પ્રકારના અધ્યવસાય, અને બેથી માંડીને સંખ્યાત ભવ હોય

ઉત્કૃષ્ટ સ્થિતિવાળામાં ઉત્પન્ન થાય, તો તે નિરંતર એક-બે-ત્રણ, સંખ્યાતા કે અસંખ્યાતા ઉત્પન્ન થાય, તેમને બેથી આઠ ભવ હોય  પોતે જઘન્ય સ્થિતિવાળો હોય, તો ત્રણ લેશ્યાઓ[1] કહેવી, તથા અપ્રશસ્ત અધ્યવસાય કહેવા, પોતે જઘન્ય સ્થિતિવાળો હોઈ, ઉત્કૃષ્ટ સ્થિતિવાળામાં ઉત્પન્ન થાય, તો એક-બે-ત્રણ, સંખ્યાત કે અસંખ્યાત ઉત્પન્ન થાય એમ કહેવું, તથા બેથી આઠ ભવ કહેવા

આ અપ્કાયિકમાંથી આવે, તો તેના શરીરની આકૃતિ સ્તિબુક-પરપોટા-જેવી કહેવી, બેથી આઠ ભવ કહેવા, કે અસંખ્યાત ભવ કહેવા

ઇ  તેજસ્કાયિકનું શરીર સોયના સમૂહ જેવું કહેવું, ત્રણ લેશ્યાઓ કહેવી[2]

---

૧ જઘન્ય સ્થિતિવાળામાં દેવો ઉત્પન્ન નથી થતા, તેથી તેમાં તેજોલેશ્યા ન હોય —ટીકા

૨ અપ્કાયિકમાં તો દેવ પણ ઉત્પન્ન થાય એટલે ચાર કહી હતી —ટીકા

ई. વાયુકાયિકનું શરીર ધ્વજાના આકારનું કહેવું

उ. વનસ્પતિકાયિકની આકૃતિ અનેક પ્રકારની કહેવી શરીરનું પ્રમાણ આગળના અસંખ્યાતમા ભાગથી માંડીને એક હજાર યોજન જેટલું કહેવું

ऊ. બેઇંદ્રિયથી આવે તો પર્યાપ્ત અને અપર્યાપ્ત બંનેમાંથી આવે એક સમયે એક-બે-ત્રણ સંખ્યાત કે અસંખ્યાત ઉત્પન્ન થાય. તેમને છેવટ્ટું સંહનન, ઊંચાઈ આંગળના અસંખ્યાતમા ભાગથી ૧૨ યોજન સુધીની હુંડક સંસ્થાન, ત્રણ લેશ્યા, બે દૃષ્ટિ, બે જ્ઞાન અને બે અજ્ઞાન (અવશ્ય) વચન અને કાય એ બે યોગ ચાર સંજ્ઞા ચાર કષાય બે ઇંદ્રિય તથા ત્રણ સમુદ્ઘાત કહેવા બાકીનું પૃથ્વીકાયિકની પેઠે કહેવું બેઇંદ્રિય માંડીને સંખ્યાત ભવ કહેવા. પોતે જઘન્ય સ્થિતિવાળો હોય તો આંગળના અસંખ્યાતમા ભાગ જેટલું શરીર, મિથ્યાદૃષ્ટિ બે અજ્ઞાન કાયયોગ, અપ્રશસ્ત અધ્યવસાય તથા બેથી આઠ ભવ કહેવા.

ऋ. ત્રણ ઇંદ્રિયોનું પણ તે પ્રમાણે જાણવું પણ શરીરની ઊંચાઈ વધારેમાં વધારે ત્રણ ગાઉ કહેવી. ત્રણ ઇંદ્રિયો કહેવી

ॠ. ચતુરિંદ્રિયનું પણ તે પ્રમાણે પણ વધારેમાં વધારે ચાર ગાઉની ઊંચાઈ તથા ચાર ઇંદ્રિયો કહેવી.

ए. પંચેંદ્રિયમાંથી આવે તો સંજ્ઞી અને અસંજ્ઞી બંનેમાંથી આવે અસંજ્ઞીઓ પર્યાપ્ત અને અપર્યાપ્ત બંનેમાંથી આવે શરીરની ઊંચાઈ આંગળના અસંખ્યાતમા ભાગથી માંડીને એક હજાર યોજન કહેવી પાંચ ઇંદ્રિય તથા બેથી

આઠ ભવ કહેવા સંજ્ઞીઓ સંખ્યાત વર્ષ આયુષવાળામાંથી જ આવે શરીરની ઊંચાઈ આંગળના અસંખ્યાતમા ભાગથી માંડી એક હજાર યોજન કહેવી, પોતે જઘન્ય સ્થિતિવાળા હોય, તો ઊંચાઈ માત્ર આંગળનો અસંખ્યાતમો ભાગ કહેવી ત્રણ લેશ્યા, મિથ્યાદૃષ્ટિ, બે અજ્ઞાન, કાયયોગ, ત્રણ સમુદ્ઘાતો અને અપ્રશસ્ત અધ્યવસાયો કહેવા

૨ જો મનુષ્યથી આવે તો સંજ્ઞી અને અસંજ્ઞી બંનેમાંથી આવે સંજ્ઞી સંખ્યાત વર્ષના આયુષવાળામાંથી જ આવે, તથા પર્યાપ્ત અને અપર્યાપ્ત બંનેમાંથી આવે સંખ્યાતવર્ષવાળાનું શરીર આંગળના અસંખ્યાતમા ભાગથી માંડીને પાંચસો ધનુષ જેટલું કહેવું

૩ જો દેવોમાંથી આવે તો ચારે વર્ગોમાંથી આવે

અ અસુરકુમારો એક-બે-ત્રણ, સંખ્યાત કે અસંખ્યાત ઉત્પન્ન થાય, તેઓ છયે સંહનન રહિત હોય ( કારણકે તેમને અસ્થિ, શિરા અને સ્નાયુ ઇત્યાદિ નથી, પણ તેમના પુદ્ગલો ઇષ્ટ, અને મનોજ્ઞ છે ) તેમના શરીરની ઊંચાઈ આંગળના અસંખ્યાતમા ભાગથી માંડીને સાત હાથની કહેવી અને વૈક્રિયશરીરની આંગળના સંખ્યાતમા ભાગથી માંડીને એક લાખ યોજન કહેવી સંસ્થાન સમચતુરસ્ર કહેવું, વૈક્રિયનું અનેક પ્રકારનું કહેવું ચાર લેશ્યાઓ, ત્રણે દૃષ્ટિ, ત્રણે જ્ઞાન (અવશ્ય) અને ત્રણ અજ્ઞાન (વિકલ્પે[1]), ત્રણ યોગ ચાર

---

[1] સમ્યગ્દૃષ્ટિને ત્રણ જ્ઞાન અવશ્ય હોય, મિથ્યાદૃષ્ટિને ત્રણ અજ્ઞાન હોય છે, પણ જેઓ અસંજ્ઞીમાંથી આવે તેઓને અપર્યાપ્ત અવસ્થામાં વિભંગ નથી હોતું

સંજ્ઞા ચાર કષાય પાંચ ઇંદ્રિય પાંચ સમુદ્ઘાત બે વેદના બે વેદ અને અધ્યવસાયો અને બે ભવ હોય છે નાગકુમાર વગેરેનું પણ તેમ જ જાણવું મા વાન વ્યંતરનું પણ તેમ જ : તેવું જ જ્યોતિષ્કોનું પણ તેમને એક તેજોલેશ્યા જ કહેવી. તથા ત્રણ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન અવશ્ય કહેવા. : વૈમાનિકોમાં કલ્પોપપન્નમાંથી જ આવે અને તે પણ સૌધર્મ અને ઈશાન એ બેમાંથી / તેમનું જ્યોતિષ્ક પ્રમાણે જાણવું.

*

અપકાયિકોનું પૃથ્વીકાયિકોની જેમ જાણવું. તેવું જ તેજસ્કાયિકનું પણ, પરંતુ તેઓ દેવોમાંથી આવતા નથી એમ કહેવું વાયુકાયિકનું પણ તેજસ્કાયિકની જેમ જાણવું વનસ્પતિકાયિકનું પૃથ્વીકાયિકની જેમ જાણવું પણ અમુક વર્ગમાં નિરંતર અનંત જીવ ઉત્પન્ન થાય છે એમ કહેવું અને ભવ બેથી માંડીને અનંત કહેવા

* * *

બેઇંદ્રિય જીવો પૃથ્વીકાયિકની જેમ જાણવા. પણ અપ્કાયિકથી માંડીને ચતુરિંદ્રિયો સાથે આઠ અને સંખ્યાત ભવો કહેવા. પંચેંદ્રિય તિર્યંચો અને મનુષ્યો સાથે આઠ ભવો કહેવા. દેવોમાંથી આવતા નથી એ પણ કહેવું

તેનું સામાન્ય રીતે ત્રણઇંદ્રિયનું જાણવું. તથા ચાર ઇંદ્રિયનું પણ જાણવું

* * *

પંચેંદ્રિય તિર્યંચો નૈરયિક, તિર્યંચો મનુષ્યો અને દેવોમાંથી પણ આવે છે જો નૈરયિકોમાંથી આવે તો સાતે

પૃથ્વીના નૈરયિકોમાથી આવે રત્નપ્રભાના નારકનુ અસુરકુમાર જેવુ કહેવુ, પણ તેના પુદ્‌ગલો અનિષ્ટ અને અમનોજ્ઞ કહેવા શરીરની અવગાહના આગળના અસંખ્યાતમા ભાગથી માડીને સાત ધનુષ્ય, ત્રણ હાથ અને ૬ આગળની કહેવી વૈક્રિયની આગળના સખ્યાતમા ભાગથી ૫૬૨ ધનુષ અને અઢી હાથ કહેવી તેમને હુડક સંસ્થાન, કાપોતલેસ્યા, ચાર સમુદ્‌ઘાત, નપુસકવેદ, અને બેથી આઠ ભવ કહેવા શર્કરાપ્રભાનુ પણ એ પ્રમાણે કહેવુ પણ અવગાહના પ્રજ્ઞા૦ ૫૬ ૨૧, પૃ, ૪૧૭-૧૭ મા કહ્યા પ્રમાણે કહેવી તથા ત્રણ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન અવશ્ય કહેવા એમ છઠ્ઠી સુધી જાણવુ પણ અવગાહના, લેશ્યા આદિમા ફેર સમજી લેવો

સાતમી પૃથ્વીના નારકને બેથી ૭ ભવ, કહેવા

આ જો તિર્યંચોમાથી આવે તો બધુ પૃથ્વીકાયિક પ્રમાણે જાણવુ પૃથ્વીકાયિકને બેથી આઠ ભવ કહેવા, એમ ચતુરિંદ્રિય સુધી જાણવુ પચેદ્રિયમાથી આવે તો સંજ્ઞી-અસંજ્ઞી બનેમાથી આવે ઇ૦, પૃથ્વીકાયિક પ્રમાણે જાણવુ અસંજ્ઞી ઉત્કૃષ્ટ કાળની સ્થિતિવાળામા ઉત્પન્ન થાય તો રત્નપ્રભા પેઠે જાણવુ, પણ પરિમાણ એક-બે-ત્રણ અને સખ્યાતા કહેવુ પોતે જઘન્ય સ્થિતિવાળો હોય, તો પૃથ્વીકાયિક પેઠે જાણવુ પણ બેથી આઠ ભવ કહેવા

સંજ્ઞી સખ્યાત વર્ષના આયુષવાળામાથી જ આવે જો તે ઉત્કૃષ્ટકાળની સ્થિતિવાળામા ઉત્પન્ન થાય, તો પરિમાણ એક-બે-ત્રણ અને સખ્યાત કહેવુ શરીર આગળના

અસંખ્યાતમા ભાગથી માંડીને એક હજાર યોજન કહેવું બાકી બધું તેમના પ્રમાણે

૩ જો મનુષ્યોમાંથી આવે તો સંજ્ઞી અને અસંજ્ઞી મનુષ્યોમાંથી આવે. સંજ્ઞી અસંખ્યાતવર્ષ આયુષવાળામાંથી ન આવે, તથા તે પર્યાપ્ત અને અપર્યાપ્ત બંનેમાંથી આવે. સંજ્ઞી મનુષ્યની બધી વક્તવ્યતા પૃથ્વીકાયિકની પેઠે જાણવી. ન તે ઉત્કૃષ્ટ કાયવાળામાં જન્મે તો શરીરપ્રમાણ જેથી નવ આંગળથી માંડીને પાંચસો ધનુષ કહેવું અને બે ભવ કહેવા.

૪ દેવોમાંથી આવે તો ચારે વર્ગમાંથી આવે. વૈમાનિકમાંથી આવે તો કલ્પોપપન્નમાંથી અને તે પણ સહસ્રાર કલ્પ સુધીનામાંથી આવે. સૌધર્મદેવને જેથી આઠ ભવ કહેવા. લેશ્યા સનત્કુમાર માહેન્દ્ર અને બ્રહ્મલોકમાં એક પદ્મ કહેવી અને બાકી બધાને શુક્લ કહેવી. વેદમાં પુરુષવેદ કહેવો.

### ૪ મનુષ્ય

મનુષ્યો ચારે ગતિમાંથી આવે. જો નારકોમાં સાતમી પૃથ્વીનામાંથી ન આવે.[1] જો તિર્યંચોમાં તેજસ્કાય અને વાયુકાયમાંથી ન આવે. દેવોમાંથી આવે તો ચારે ગતિમાંથી આવે.

એ પ્રમાણે બધું પંચેન્દ્રિયતિર્યંચ પ્રમાણે સહસ્રાર દેવો સુધી કહેવું. આનત પ્રાણત, આરણ અને અચ્યુતનું પણ તેમ સમજી લેવું

૧ પરિમાણ અને વધારેમાં વધારે સંખ્યાતા હોઈ.

કલ્પાતીતમા પણ ગ્રૈવેયક અને અનુત્તરૌપપાતક અંતમાથી આવે. ગ્રૈવેયકદેવને વૈક્રિય શરીર ન કહેવુ, તેની અવગાહના આગળના અસંખ્યાતમા ભાગથી માડીને બે હાથની કહેવી સમચતુરસ્ર સંસ્થાન, તથા પાચ સમુદ્ઘાતો કહેવા, પણ વૈક્રિય તથા તૈજસ તેઓ કરી શકતા નથી કે કરે પણ નહિ, એમ કહેવુ

અનુત્તરૌપપાતિકમા પણ પાચેમાથી આવે પ્રથમ ચારનુ ગ્રૈવેયક મુજબ જાણવુ, પણ અવગાહના આગળના અસંખ્યાતમા ભાગથી માડીને એક હાથ કહેવી સમ્યગ્દષ્ટિ કહેવી ત્રણ જ્ઞાન અવશ્ય કહેવા એથી ચાર ભવ કહેવા સર્વાર્થસિદ્ધની બાબતમા તે પ્રમાણે જાણવુ પણ બે ભવ કહેવા

## ૫ દેવો

વાનવ્યતર દેવોનુ નાગકુમારો જેવુ જાણવુ

જ્યોતિષિકોનુ પણ તેમ જ જાણવુ, પરંતુ તિર્યંચોમા તે સંજ્ઞી પચેંદ્રિય તિર્યચોથી ઉત્પન્ન થાય એમ કહેવુ તેઓ સંખ્યાતા કે અસંખ્યાતા વર્ષના આયુષ્યવાળામાથી આવે અસંખ્ય વર્ષવાળાનુ શરીરપ્રમાણ એથી નવ અને ૧૮૦૦ ધનુષથી કાઈક વધારે કહેવુ

અસંખ્યાત વર્ષના આયુષ્યવાળા મનુષ્યની અવગાહના કાઈક અધિક નવસો ધનુષ્યથી ત્રણ ગાઉ સુધીની જાણવી

સૌધર્મદેવોનુ જ્યોતિષિક ઉદ્દેશ પ્રમાણે જાણવુ અસંખ્યાત વર્ષવાળા સંજ્ઞી પચેંદ્રિય તિર્યચને બે દૃષ્ટિઓ કહેવી, બે જ્ઞાન કે અજ્ઞાન અવશ્ય કહેવા સંખ્યાત વર્ષવાળાને બે દૃષ્ટિ, બે જ્ઞાન અને બે અજ્ઞાન અવશ્ય કહેવા

અસંખ્ય વરસના આયુષ્યવાળા સંજ્ઞી મનુષ્યનું પ્રમાણ એકથી નવ ગાઉનું કહેવું.

સનત્કુમારોની ઉત્પત્તિ શર્કરાપ્રભાની પેઠે જાણવી. માહેન્દ્ર બ્રહ્મલોક અને સહસ્રાર સુધી એ પ્રમાણે જાણવું. લાંતક વગેરેમાં જઘન્ય સ્થિતિવાળા તિર્યંચયોનિકોને છ લેશ્યાઓ કહેવી. બ્રહ્મલોક અને લાંતકમાં પાંચ સંહનન કહેવાં તથા મહાશુક્ર અને સહસ્રારમાં ચાર કહેવાં.[1]

આનત દેવોમાં તિર્યંચયોનિકો ઉત્પન્ન નથી થતા. સંખ્યાત વરસવાળા પર્યાપ્ત સંજ્ઞી મનુષ્યને ત્રણ સંહનન કહેવાં અને ત્રણથી સાત ભવ કહેવા. ગ્રૈવેયક દેવોને બે સંહનન કહેવાં. વિજય વૈજયંત જયંત અને અપરાજિતમાં પ્રથમ સંહનન કહેવું અને ત્રણથી પાંચ ભવ કહેવા. મનુષ્યની બાબતમાં પ્રથમ સંહનન કહેવું. સર્વાર્થસિદ્ધ દેવોની બાબતમાં સંજ્ઞી મનુષ્યોને ત્રણ ભવ કહેવા. સંજ્ઞી મનુષ્ય પોતે જઘન્ય કાળની સ્થિતિવાળો હોય તો પ્રમાણ બેથી નવ હાથ કહેવું.

— શતક ૨૪

## ૧૦

## દેવની શરમ

ગૌ૦ — હે ભગવન્! મોટી ઋદ્ધિવાળો દેવ મરણ સમયે ચ્યવતો શરમને લીધે કેટલોક કાળ સુધી આહાર નથી કરતો?

મ૦ — હે ગૌતમ! જ્યારે દેવ મરવાની તૈયારીમાં હોય છે ત્યારે પોતે જ્યાં ઉત્પન્ન થવાનો છે તે સ્થાનને — પુરુષ દ્વારા ભોગવાતી સ્ત્રીના ગર્ભાશયને — જુએ છે, શરમાય છે તથા તેને ઘૃણા આવે છે. કારણ કે પોતાની ઉત્પત્તિમાં સંકોચ

૧. આ જઘન્યવાળા તિર્યંચ અને મનુષ્યોને આશ્રીને જાણવી.

તીર્થ વગેરે કારણે છે એમ ન જાણે છે. આમ અગ્નિને લીધે ચેન ન પડવાથી તે ત્યાં આહાર નથી કરતા[1] પરંતુ પછી ભયથી થતી પીડાવાળો કાળ મરણ ન થવાથી આહાર કરે છે. પછી તેનું દેવઆયુષ્ય સર્વથા નષ્ટ થતાં તે જ્યાં ઉત્પન્ન થાય છે ત્યાંનું આયુષ્ય ભોગવે છે. તે આયુષ્ય મનુષ્યનું જાણવું.[2]

— શતક ૧ ઉદ્દે૦ ૭

## ટિપ્પણ

દેવલોક વિષે થોડીક સામાન્ય હકીકત અત્રે એકઠી કરી છે.

૧. દેવોના ચાર વર્ગોમાંથી ત્રીજા વર્ગ — જ્યોતિષ્કમાં માત્ર પીત — તેજોલેશ્યા જ છે. અહીંયા લેશ્યાનો અર્થ દ્રવ્યલેશ્યા એટલે કે શારીરિક વર્ણ સમજવો. અધ્યવસાય-વિશેષરૂપ ભાવલેશ્યા તો ચારે નિકાયોના દેવોમાં છયે હોય છે.

૨. ઉપરના ચારે દેવવર્ગો ઇંદ્ર, સામાનિક આદિ દશ વિભાગોમાં વિભક્ત છે. ૧. સામાનિક આદિ બધા પ્રકારના દેવોના સ્વામી ઇંદ્ર કહેવાય. ૨. આયુષ આદિમાં ઇંદ્રની સમાન એટલે કે જે અમાત્ય, પિતા, ગુરુ આદિની માફક પૂજ્ય છે, પરંતુ જેનામાં ફક્ત ઇંદ્રત્વ નથી, તે

---

૧ દેવનો આહાર એટલે તથાવિધ પુદ્ગલોને મનથી ગ્રહણ કરવા તે.

૨ મહાઋદ્ધિવાળો દેવ મરીને નારક કે દેવ તથા તિર્યંચ નથી થતો.

સામાનિક કહેવાય છે ૩ મંત્રી અથવા પુરોહિત જેવા તે ત્રાયસ્ત્રિંશ ૪ મિત્ર જેવા તે પારિષદ્ય ૫ શસ્ત્ર ઉગામીને પીઠ પછવાડે ઊભા રહે તે આત્મરક્ષક ૬ સરહદની રક્ષા કરે તે લોકપાલ ૭ સૈનિક કે સેનાપતિ જેવા તે અનીક ૮ નગરવાસી જેવા તે પ્રકીર્ણક ૯ દાસ જેવા તે આભિયોગ્ય અને ૧૦ અંત્યજ જેવા તે કિલ્બિષિક

પરંતુ વ્યંતરો અને જ્યોતિષ્કોમાં ત્રાયસ્ત્રિંશ અને લોકપાલ નથી

ભવનવાસીમાં અને વ્યંતરોમાં બે બે ઇંદ્ર છે ચમર અને બલિ અસુરકુમારોમાં ધરણ અને ભૂતાનંદ નાગકુમારોમાં ઇ[૧]

૩ ભવનપતિ અને વ્યંતર જાતિના દેવોમાં શારીરિક વર્ણરૂપ લેશ્યાઓ ચાર ૪ છે કૃષ્ણ નીલ કાપોત અને તેજ

૪ દશ પ્રકારના ભવનપતિ જંબૂદ્વીપમાં આવેલા સુમેરુ પર્વત નીચે એના દક્ષિણ અને ઉત્તર ભાગમાં તીરછા અનેક કોટાકોટી લક્ષ યોજન સુધી રહે છે અસુરકુમારો મોટે ભાગે આવાસોમાં અને ક્યારેક ભવનોમાં વસે છે તથા નાગકુમાર આદિ મોટે ભાગે ભવનોમાં જ વસે છે રત્નપ્રભાના પૃથ્વીપિંડમાંથી ઉપરે નીચે એક એક હજાર યોજન છોડી દઈને, વચલા એક લાખ અઠ્યોતેર હજાર યોજન પરિમાણ ભાગમાં આવાસો દરેક જગાએ છે પરંતુ ભવનો

---

૧ ગુજરાત વિદ્યાપીઠ પ્રકાશિત તત્ત્વાર્થસૂત્ર પા ૧૭૫ અ ૪ સૂ ૬

તો રત્નપ્રભામા નીચે નેવુ હજાર યોજનપ્રમાણ ભાગમા જ છે આવાસો મોટા મંડપ જેવા હોય છે, અને ભવન નગર જેવા હોય છે

૫ અવધિજ્ઞાનનો વિષય અવધિજ્ઞાનનુ સામર્થ્ય ઉપર ઉપરના દેવોમા વધારે છે પહેલા અને બીજા સ્વર્ગના દેવોને નીચેના ભાગમા રત્નપ્રભા સુધી, તીરછા ભાગમાં અસંખ્યાત લાખ યોજન સુધી અને ઊંચા ભાગમા પોતપોતાના વિમાન સુધી જાણવાનુ સામર્થ્ય હોય છે ત્રીજા અને ચોથા સ્વર્ગના દેવોને નીચેના ભાગમા શર્કરાપ્રભા સુધી, તીરછા ભાગમા અસંખ્યાત લાખ યોજન સુધી અને ઊર્ધ્વ ભાગમા પોતપોતાના ભવન સુધી જોવાનુ સામર્થ્ય છે એ રીતે વધતા વધતા અનુત્તર વિમાનવાસી દેવો સંપૂર્ણ લોકનાલીને જોઈ શકે છે

૬ ગમનક્રિયાની શક્તિ અને પ્રવૃત્તિ ઉપર ઉપરના દેવોમા ઓછા હોય છે કેમકે ઉપર ઉપરના દેવોમા ઉત્તરોત્તર મહાનુભાવતા અને ઉદાસીનતા અધિક હોવાથી દેશાતર વિષયક ક્રીડા કરવાની રતિ ઓછી થતી જાય છે શક્તિ ગમે તેટલી હોય તોપણ કોઈ દેવ નીચેના ભાગમા ત્રીજા નરકથી આગળ ગયો નથી અને જશે નહિ

૭

# વિશેષ કથન

## ૧

### ભવનવાસી દેવો

૧

ગૌ.— હે ભગવન્[1] બધા અસુરકુમારો સરખા આહારવાળા અને સરખા શરીરવાળા છે?

મ.— ના ગૌતમ! અસુરકુમારો બે પ્રકારના છે: મોટા શરીરવાળા અને નાના શરીરવાળા.[1] તેમાં મોટા શરીરવાળા ઘણા પુદ્ગલોનો આહાર કરે છે, ઘણો ઉચ્છ્વાસ-નિશ્વાસ લે છે; વારંવાર આહાર કરે છે[2] તથા વારંવાર

---

૧. તેમનું નાનામાં નાનું શરીર આંગળના અસંખ્યેય ભાગ જેટલું છે અને મોટામાં મોટું સાત હાથનું છે. વૈક્રિય શરીર તો મોટામાં મોટું એક લાખ યોજનનું છે.

૨. એના સંબંધમાં સામાન્ય નિયમ એ છે કે દશ હજાર વર્ષના આયુષવાળા દેવો એક એક દિવસ વચમાં છોડીને આહાર લે છે; પલ્યોપમના આયુષવાળા દેવો દિનપૃથક્ત્વની પછી (બેથી નવ સુધી) આહાર લે છે અને સાગરોપમના આયુષવાળા માટે એવો નિયમ છે કે જેનું આયુષ જેટલા સાગરોપમનું તે તેટલા હજાર વર્ષ પછી આહાર લે છે.

ઉચ્છ્વાસનિશ્વાસ લે છે[1] પણ નાના શરીરવાળા તેથી ઊલટું કરે છે

ગૌ૦—હે ભગવન્! બધા અસુરકુમારો સરખા કર્મવાળા છે?

મ૦—ના ગૌતમ! જેઓ પહેલા ઉત્પન્ન થયેલા છે તેઓએ ઘણુ અશુભ કર્મ એકઠું કર્યું[2] હોવાથી મહાકર્મવાળા છે, અને જે પછી ઉત્પન્ન થયેલા છે, તેઓ અલ્પ કર્મવાળા છે તે પ્રમાણે પહેલા ઉત્પન્ન થયેલાઓનુ શુભકર્મ ક્ષીણ થયુ હોવાથી તેઓનો શુભ વર્ણ અને શુભ લેશ્યા પણ ઘટી જાય છે

ગૌ૦—હે ભગવન્! બધા અસુરકુમારો સરખી વેદનાવાળા છે?

મ૦—ના ગૌતમ! જે અસુરકુમારો સંજ્ઞિભૂત છે,[3]

---

૧ સામાન્ય નિયમ એવો છે કે, જેમ જેમ દેવોની સ્થિતિ વધતી જાય, તેમ તેમ ઉચ્છ્વાસનુ કાલમાન પણ વધતુ જાય જેમકે દશ હજાર વર્ષના આયુષવાળા દેવોને એક એક ઉચ્છ્વાસ સાત સાત સ્તોકપરિમાણ કાળમા થાય, એક પલ્યોપમ આયુષવાળાનો એક દિવસમા એક જ હોય, અને સાગરોપમ આયુષ્યવાળાનુ આયુષ જેટલા સાગરોપમનુ હોય તેનો એક એક ઉચ્છ્વાસ તેટતેટલે પખવાડિયે થાય છે

૨ તેઓનુ ચિત્ત અતિ કંદર્પ અને દર્પ યુક્ત હોવાથી અનેક પ્રકારની યાતના વડે નારકોને પીડા પમાડતા તેઓ ઘણું અશુભ કર્મ એકઠુ કરે છે—ટીકા

૩ સંજ્ઞા એટલે સમ્યગદર્શન પહેલા અસંજ્ઞી હોઈ પછી સંજ્ઞી થયા હોય, અર્થાત્ મિથ્યાદર્શન છોડીને જેઓ જન્મથી સમ્યગદર્શનયુક્ત ઉત્પન્ન થયેલા હોય તે સંજ્ઞિભૂત કહેવાય

એઓને પોતે કરેલી ચારિત્રની વિરાધના યાદ આવતી હોવાથી ચિત્તને સંતાપ થાય છે તેથી તેઓ મહા વેદનાવાળા છે પણ જે અસંજ્ઞિભૂત–મિથ્યાદૃષ્ટિઓ છે તેઓનું મન ઉપતાપ-રહિત છે માટે તેઓ ઓછી પીડાવાળા છે

—શતક ૧ ઉદ્દે ૨

એ પ્રમાણે સ્તનિતકુમારો સુધી જાણવું

*

ગૌ —હે ભગવન્ ! અસુરકુમારોના ઇન્દ્ર અને તેઓના રાજા ચમરની સુધર્મા નામની સભા ક્યાં રહેલી છે ?

મ —હે ગૌતમ જંબૂદ્વીપમાં રહેલ મેરુપર્વતની દક્ષિણ બાજુએ તીરછા અસંખ્ય દ્વીપ અને સમુદ્રો ઓળંગ્યા પછી અરુણવર નામનો દ્વીપ આવે છે તે દ્વીપની વેદિકાના બાહ્ય છેડાથી આગળ વધીએ ત્યારે અરુણોદય નામનો સમુદ્ર આવે છે તેમાં ૪ લાખ યોજન ઊંડા ઊતર્યા બાદ ત્યાં ઠેકાણે તિગિચ્છકૂટ નામનો ઉત્પાતપર્વત[1] આવે છે તે પર્વત મૂળમાં વિસ્તૃત છે વચ્ચે સાંકડો છે અને ઉપર વિશાળ છે તે પહાડ આખો રત્નમય છે તે પર્વતના ઉપરના સમતળ ભાગમાં એક મોટો મહેલ છે તે તિગિચ્છ-કૂટ પર્વતની દક્ષિણે અરુણોદય સમુદ્રમાં છસે કરોડ પંચાવન કરોડ પાંત્રીસ લાખ અને પચાસ હજાર યોજન તીરછું ગયા પછી તથા નીચે રત્નપ્રભા પૃથ્વીનો ૪૦ હજાર યોજન જેટલો ભાગ અવગાહ્યા પછી અસુરના રાજા ચમરની ચમરચંચા નામની

૧ તિર્યગ્લોકમાં જવા સારુ જ્યાં આવીને ચમર ઉત્પતન કરે–ઊડે તે સ્થાનનું નામ ઉત્પાતપર્વત કહેવાય

રાજધાની આવે છે તેનો કિલ્લો ૧૫૦ યોજન ઊંચો છે તે કિલ્લો નીચે ૫૦ યોજન પહોળો છે અને ઉપર તેર યોજન પહોળો છે તેને એક એક બાજુમા પાચસે પાચસે દરવાજા છે તેની ઊંચાઈ ૨૫૦ યોજન છે, અને વિસ્તાર ૧૨૫ યોજન છે તેમા તેની સુધર્માસભા વગેરે[1] આવેલા છે

— શતક ૨, ઉદ્દે૦ ૮

મોકા નગરીના નદન ચૈત્યમા ભગવાનના બીજા શિષ્ય અગ્નિભૂતિ[2] પૂછે છે હે ભગવન્ ! અસુરરાજ ચમર કેવી ઋદ્ધિ, દ્યુતિ, બળ, કીર્તિ, સુખ, પ્રભાવ અને વિકુર્વણ શક્તિવાળો છે ?

મ૦—હે ગૌતમ ! તે ત્યા ૩૪ લાખ ભવનાવાસો ઉપર, ૬૪ હજાર સામાનિક દેવો ઉપર, ૩૩ ત્રાયસ્ત્રિંશક દેવો ઉપર, ચાર લોકપાલો ઉપર, પાચ પટરાણીઓ ઉપર સાત સેનાઓ ઉપર, તથા બે લાખ ૫૬૦૦૦ આત્મરક્ષક દેવો ઉપર અને બીજા નગરવાસી દેવો ઉપર સત્તાધીશપણું ભોગવતો વિહરે છે એ ચમર આખો જબુદ્વીપ તો શુ, પણ આ તીરછા લોકમા પણ અસખ્ય દ્વીપ અને સમુદ્ર સુધીનુ

---

૧ વિગત માટે જુઓ જીવાભિગમસૂત્ર ૫૨૧–૬૩૨

૨ તેમનો જન્મ મગધદેશના ગોબર ગામમા ગૌતમગોત્રીય વિપ્ર શ્રીવસુભૂતિને ત્યા પૃથ્વીદેવીની કૂખે થયો હતો દીક્ષા સમયે તે ૪૩ વર્ષના હતા બાદ તે ૧૨ વર્ષ છદ્મસ્થપણે અને ૧૬ વર્ષ કેવળીપણે વિદ્યમાન હતા તેમનુ કુલ આયુષ્ય ૭૪ વર્ષનુ હતુ તેમનુ નિર્વાણ મહાવીરના જીવનકાળમા જ રાજગૃહમા થયુ હતુ

૧૬૦૦૦ આત્મરક્ષકો હોય છે ફરેકને ચાર ચાર પટરાણી હોય છે *"

—શતક ૩, ઉદ્દે૦ ૧

ચમર વગેરે ઇંદ્રોને ત્રણ ત્રણ સભાઓ હોય છે તેમના નામ શમિકા, ચંડા અને જાતા છે પહેલી સ્થિર સ્વભાવવાળી છે, બીજી ચંડ છે, અને ત્રીજી કોપ વગેરે ભાવોને વગર પ્રયોજને પણ ભજનારી છે એ ત્રણે સભા ક્રમપૂર્વક અભ્યંતરા, મધ્યમા અને બાહ્ય છે પ્રથમ સભામા ૨૪૦૦૦ સભાસદો છે, બીજીમાં ૨૮૦૦૦ અને ત્રીજીમા ૩૨૦૦૦ પ્રથમ સભામા ૩૫૦ દેવીઓ, બીજીમા ૩૦૦ અને છેલ્લીમા ૨૫૦ દેવીઓ સભાસદ છે એ પ્રમાણે બલિ વગેરેનુ પણ જાણવુ પણ સભાસદ બધેથી ચાર ચાર હજાર ઓછા કરવા, અને દેવીઓમા સો સો ઉમેરવી [1]

—શતક ૩, ઉદ્દે૦ ૧૦

## ૨

## વૈમાનિકો

### ૧

ઈશાનેન્દ્રના લોકપાલો, તેમના વિમાનો, અને રાજધાનીઓ માટે શતક ૪, ઉદ્દે૦ ૧–૮, મા જોયુ શક્રરાજના લોકપાલો વગેરેના વર્ણન માટે જુઓ શતક ૩, ઉદ્દે૦ ૭ તેને ચાર લોકપાલો છે સોમ, યમ, વરુણ અને વૈશ્રમણ સોમરાજાની

* અસુરકુમાર વગેરેની પટરાણીઓનાં નામ વગેરેનુ વર્ણન શતક ૧૦, ઉદ્દે૦ ૫મા છે

૧ એમ બીજે ઠેકાણે પણ થતા ફેરફારને માટે જુઓ જીવાભિગમસૂત્ર પૃ ૧૬૪-૧૭૪ તથા ૩૮૮-૩૯૦

આજ્ઞામાં આ દેવો રહે છે: સોમકાયિકો, સોમદેવકાયિકો, વિદ્યુત્કુમારો, વિદ્યુત્કુમારીઓ, અગ્નિકુમારો, અગ્નિકુમારીઓ, વાયુકુમારો, વાયુકુમારીઓ, ચંદ્રો, સૂર્યો, ગ્રહો, નક્ષત્રો, તારાઓ વગેરે. અંતરિક્ષમાં જે ઉત્પાતો થાય છે તે બધા સોમ મહારાજાની જાણમાં (વશમાં) છે. તે જેવા કે: ગ્રહ[1] ગ્રહમુસલ[1] ગ્રહગર્જના ગ્રહયુદ્ધ[2] અભ્રવૃક્ષ ગંધર્વનગર, ઉલ્કાપાત, દિગ્દાહ, યૂપક[3] યક્ષાદીપ્ત ધૂમિકા મહિકા ૨ રજોદ્ઘાત[4] ચંદ્રોપરાગ (ગ્રહણ) સૂર્યોપરાગ પ્રતિચંદ્ર (બીજો ચંદ્ર) ઉદકમત્સ્ય (ઇંદ્રધનુષના ખંડો) કપિહસિત (વાદળાં વિનાના આકાશમાં વીજળીના ઝબકારા) અમોઘ (સૂર્યના ઉદય અને અસ્ત વખતે સૂર્યના બિંબના વિકારથી થતા લાંબા લીસોટા) પૂર્વાદિ દિશાના પવનો વાતોદ્ભ્રામ (ઠેકાણા વિનાના પવનો) વાતોત્કલિકા (સમુદ્રના કલ્લોલની પેઠે વાતા પવનો) મંડલિકાવાત (પવનની ગોળીઓ) ગુંજતા પવનો (ગુંજવાતો) ઝંઝાવાતો અને (તણખલા વગેરે ફેંકનારા) સંવર્તક વાતો.

યમરાજને નીચેની વસ્તુઓ જાણમાં (વશમાં) છે: ડિંભ (વિઘ્નો) ડમર (એક રાજ્યમાં જ રાજકુમાર વગેરેએ

---

૧ ત્રણ ચાર ગ્રહોની લાંબી હાર થવી.

૨ એક દક્ષિણમાં અને એક ઉત્તરમાં એવી રીતે સામસામી હારમાં બે ગ્રહોનું રહેવું તે.

૩ અજવાળિયાના દિવસોમાં પડવો બીજ અને ત્રીજ સુધી જે વખતે સંધ્યાના છેડા ઢંકાય છે તે

૪ દિશાઓનું રજસ્વલપણું

કરેલા ઉપદ્રવો ), કલહ, બોલ, ખાર (પર પર મત્સર ), મહાયુદ્ધો, મહાપુરુષના મરણો. દુર્ભૂતો ( માણસ, અનાજ વગેરેને નુકસાન પહોંચાડનાર નઠારા જીવો ), રોગો, મહામારીઓ, વેદનાઓ, વળગાડો, એકાતરિયા વગેરે તાવો, દાહ, સડા, અજીર્ણ, પાડુરોગ, શૂળ, મરકી, મહામારી વગેરે

વરુણરાજાની જાણમા અતિવૃષ્ટિ, મદવૃષ્ટિ, સુવૃષ્ટિ, દુર્વૃષ્ટિ, ઉદકોદ્ભેદ ( પહાડ વગેરેમાથી પાણીની ઉત્પત્તિ ), ઉદકોત્પીલ ( તળાવ વગેરેમા પાણીનો સમૂહ ), અપવાહ ( પાણીનુ થોડુ વહેવુ ), પાણીના પ્રવાહ, ગામનુ તણાઈ જવુ, પ્રાણક્ષય, વગેરે બધા છે

વૈશ્રમણના તાબામા સોનાની વગેરે ખાણો, માલ્યાદિની વૃષ્ટિ, અન્નાદિની વૃદ્ધિ-હાનિ, નધણિયાતા ઘરો, જમીનમા દાટેલી સપત્તિ વગેરે છે

—શતક ૩, ઉદ્દે૦ ૭

૨

લવસત્તમદેવો લવસત્તમ એટલા માટે કહેવાય છે, કે કોઈ જુવાન તથા કુશળ પુરુષ શીઘ્રતાપૂર્વક ડાગર ઘઉં વગેરેના સાત લવ ( કોળી ) જેટલા સમયમા તીક્ષ્ણ દાતરડાથી કાપી નાખે, તેટલુ આયુષ ( સાત લવ જેટલુ ) તેમને વધારે હોત, તો તે દેવો તે જ ભવમા સિદ્ધ થાત

અનુત્તરૌપપાતિક દેવો પાસે અનુત્તર (સર્વોત્તમ) શબ્દાદિ હોય છે, માટે તે અનુત્તરૌપપાતિક કહેવાય છે છ ટકના તપ વડે જેટલા કર્મની નિર્જરા થાય તેટલુ કર્મ બાકી રહે ત્યારે અનુત્તરૌપપાતિક દેવપણે ઉત્પન્ન થવાય

—શતક ૧૪, ઉદ્દે૦ ૭

લોકાંતિક વિમાનો આઠ કૃષ્ણરાજિઓના આઠ અવકાશાંતરમાં આવેલાં છે અને વચમાં રિષ્ટાભ વિમાન છે આઠ લોકાંતિક વિમાનોમાં આઠ જાતના લોકાંતિક દેવો રહે છે સારસ્વત, આદિત્ય, વહ્નિ વરુણ ગર્દતોય તુષિત, અવ્યાબાધ અને આગ્નેય તથા વચમાં રિષ્ટદેવ રહે છે લોકાંતિક વિમાનોમાં સ્થિતિ આઠ સાગરોપમની છે અસંખ્ય હજાર યોજનને અંતરે લોકાંતિક વિમાનોથી લોકાંત આવેલો છે આ વિમાનોમાં અનેક વાર તથા અનંત વાર પૂર્વે સર્વ જીવો પૃથ્વીકાયિકાદિ પણે ઉત્પન્ન થયા છે પણ દેવપણે અનંત વાર નથી ઉત્પન્ન થયા.

—શતક ૬ ઉદ્દે ૫

૩

અસુરકુમારોની સ્થિતિ ઓછામાં ઓછી દશ હજાર વર્ષની અને વધારેમાં વધારે સાગરોપમ કરતાં વધારે કંઈ છે તેઓ ઓછામાં ઓછા સાત સ્તોક વડે, અને વધારેમાં વધારે પખવાડિયા કરતાં વધારે કાળ થયા પછી શ્વાસ લે અને નિઃશ્વાસ મૂકે તેઓ આહારના* અભિલાષી છે

---

* તેમને આહારમાં આવતા પુદ્ગલો ધોળાં, પીળાં સુગંધી ખાટાં મધુરાં કોમળ, હલકાં ચીકણાં અને ઉષ્ણ હોય છે પણ નારકોમાં કાળાં નીલાં દુર્ગંધી તીખાં, કડવાં કર્કશ, ભારે ટાઢાં અને લૂખાં હોય છે નારકો અને દેવોને અચિત્ત આહાર કહેલો પણ પૃથ્વીથી માંડીને મનુષ્યને સચિત્ત અચિત્ત અને મિશ્ર આહાર કહેલો.

તેમનો આહાર બે પ્રકારનો છે આભોગનિર્વર્તિત એટલે જ્ઞાનપૂર્વક કરેલો, અને અનાભોગનિર્વર્તિત એટલે અજ્ઞાનપૂર્વક કરેલો જે આભોગનિર્વર્તિત આહાર છે તેનો અભિલાષ તેઓને ઓછામા ઓછી ચાર ટક — એક દિવસ પછી — અને વધારેમા વધારે હજાર વર્ષ કરતા વધારે કાળ ગયા પછી થાય છે અનાભોગનિર્વર્તિતનો અભિલાષ તો નિરંતર થયા કરે છે[1]

નાગકુમારોની ઓછામા ઓછી સ્થિતિ દશ હજાર વર્ષની, અને વધારેમા વધારે કાંઈક ઊણા બે પલ્યોપમની છે તેઓ ઓછામા ઓછા સાત સ્તોકે અને વધારેમા વધારે બે થી નવ મુહૂર્તની અદર શ્વાસ લે અને મૂકે તેઓને આભોગ૦ આહારનો અભિલાષ ઓછામા ઓછા એક દિવસ પછી અને વધારેમા વધારે બે થી નવ દિવસની અદર થાય છે એમ સ્તનિતકુમારો સુધી કહેવુ

નૈરયિકોની સ્થિતિ ઓછામા ઓછી દશ હજાર વર્ષની અને વધારેમા વધારે ૩૩ સાગરોપમની છે તેઓ અત્યત દુખી હોવાથી સતત શ્વાસ મૂકે છે અને લે છે, તેઓને આભોગનિર્વર્તિત આહારનો અભિલાષ અતર્મુહૂર્ત બાદ થયા કરે છે

---

1 વર્ષાકાળમા મૂત્ર વગેરે વધારે થાય છે, તેથી એમ જણાય છે કે શરીરમા શીત પુદ્ગલો અધિક ગયા હોવા જોઈએ જેમ તે શીત પુદ્ગલોનો આહાર અભિપ્રાય વિના — અનાભોગનિર્વર્તિત છે — તેમ જ અસુરકુમારોને પણ અનાભોગનિર્વર્તિત આહાર હોય છે

પૃથ્વીકાયિકોની સ્થિતિ ઓછામાં ઓછી અંતર્મુહૂર્ત અને વધારેમાં વધારે બાવીસ હજાર વર્ષની કહી છે. તેઓ વિમાત્રાએ એટલે વિવિધ કાળે શ્વાસ લે છે. તેઓને આહારનો અભિલાષ નિરંતર હોય છે. તેઓ વ્યાઘાત ન હોય તો છએ દિશામાંથી આહાર લે છે. પણ જો વ્યાઘાત હોય તો ત્રણ દિશામાંથી, ચાર દિશામાંથી અને પાંચ દિશામાંથી પણ લે છે.[1]

એ પ્રમાણે જલકાયિક, અગ્નિકાયિક, વાયુકાયિક તથા વનસ્પતિકાયિક સુધી જાણવું. વિશેષ એ કે જેની જે સ્થિતિ હોય તે કહેવી અને વિવિધપણે ઉચ્છ્વાસ જાણવો.[2]

બેઇંદ્રિયની સ્થિતિ બાર વર્ષની છે અને ઉચ્છ્વાસ વિમાત્રાએ છે. આહારનો અભિલાષ અસંખ્યેય સમયવાળા અંતર્મુહૂર્તમાં વિમાત્રાએ થાય છે.

બેઇંદ્રિય જીવોનો આહાર બે પ્રકારનો કહ્યો છે: રોમાહાર, એટલે કે રૂંવાં દ્વારા લેવાતો આહાર અને પ્રક્ષેપાહાર, એટલે કે મુખમાં લેવાઈને થતો આહાર. તથા

---

૧. તે આચાર્ય તેમને લોકાંતના ખૂણાઓ વિષે ઘટાવે છે. જ્યારે પૃથ્વીકાયનો જીવ નીચેના અથવા ઉપરના ખૂણા વિષે રહેલો હોય ત્યારે નીચે અલોક હોય છે. તેમ જ પૂર્વ તથા દક્ષિણને વિષે અલોક હોય. આ પ્રમાણે ત્રણ દિશા અલોક વડે વ્યાપ્ત હોવાથી અન્ય ત્રણમાંથી આહાર મળે છે.

૨. તે સૌની ઓછામાં ઓછી સ્થિતિ અંતર્મુહૂર્તની છે અને વધારેમાં વધારે અપ્કાયની સાત હજાર વર્ષ, તેજસ્‌ની ત્રણ અહોરાત્રની, વાયુની ત્રણ હજાર વર્ષની અને વનસ્પતિકાયની દસ હજાર વર્ષની છે.

તેઓ જે પુદ્ગલોને રોમાહારપણે ગ્રહે છે, તે બધા સંપૂર્ણપણે ખાવામાં આવે છે, અને જે પુદ્ગલો પ્રક્ષેપાહારપણે લેવામાં આવે છે, તેમાંનો અસંખ્ય ભાગ ખાવામાં આવે છે, અને બીજા અનેક હજાર ભાગો ચખાયા વિના તેમ જ સ્પર્શાયા વિના જ નાશ પામે છે તેમાં નહીં સ્પર્શાયેલા પુદ્ગલો ચખાયેલા કરતાં અનંતગણા છે

ત્રણઇંદ્રિયવાળાની વધારેમાં વધારે સ્થિતિ ૪૯ રાત્રીદિવસ, તથા ચાર ઇંદ્રિયવાળાની ૭ માસની છે બાકી બધું પૂર્વ પ્રમાણે

પંચેંદ્રિય તિર્યંચોની વધારેમાં વધારે સ્થિતિ ત્રણ પલ્યોપમ છે તેઓનો ઉચ્છ્વાસ વિમાત્રાએ છે તેઓનો આભોગ૦ આહાર ઓછામાં ઓછો અંતર્મુહૂર્તે અને વધારેમાં વધારે ૭ ટંકે – બે દિવસ ગયા પછી – હોય છે તે પ્રમાણે મનુષ્યોનું જાણવું, પણ આહાર ઓછામાં ઓછો અંતર્મુહૂર્તે અને વધારેમાં વધારે આઠ ટંકે – ત્રણ દિવસ ગયા પછી હોય છે

વાનવ્યંતરોની ઓછામાં ઓછી સ્થિતિ દશહજાર વર્ષની, અને વધારેમાં વધારે પલ્યોપમની છે બાકી બધું નાગકુમારોની પેઠે જાણવું એ પ્રમાણે જ્યોતિષ્ક દેવોનું પણ જાણવું પણ તેમને ઓછામાં ઓછું અને વધારેમાં વધારે બેથી નવ મુહૂર્ત પછી શ્વાસોચ્છ્વાસ હોય છે અને આહાર ઓછામાં ઓછો અને વધારેમાં વધારે બેથી નવ દિવસ પછી હોય છે તેઓની ઓછામાં ઓછી સ્થિતિ

પલ્યોપમના આઠમા ભાગની અને વધારેમાં વધારે પલ્યોપમ ઉપરાંત એક લાખ વર્ષની છે

વૈમાનિકોની સ્થિતિ પલ્યોપમથી આરંભી તેત્રીસ સાગરોપમ સુધી જાણવી તેમાં ઓછામાં ઓછી સૌધર્મને આશ્રીને અને વધારેમાં વધારે અનુત્તર વિમાનવાસીઓને આશ્રીને સમજવી. ઉચ્છ્વાસનું પણ ઓછામાં ઓછું પ્રમાણ ઓછી સ્થિતિવાળાઓને આશ્રીને અને વધારેમાં વધારે પ્રમાણ વધારે સ્થિતિવાળાને આશ્રીને જાણવું વૈમાનિકોમાં જેની જેટલા સાગરોપમની સ્થિતિ હોય તેટલા પખવાડિયે તેમનો ઉચ્છ્વાસ અને તેટલા હજાર વર્ષે આહાર સમજવો.[1]

—શતક ૧ ઉદ્દે ૧

---

૧ ઓછામાં ઓછી સ્થિતિ નવ દિવસ પછી અને વધારેમાં વધારે તેત્રીસ હજાર વર્ષ પછી [પ્રથમ આંકડા ઓછામાં ઓછાના અને પછીના વધારેમાં વધારેના એમ સમજવાં સૌધર્મ ઓછી નવ દિવસ—બે હજાર વર્ષ ઈશાન તેનાથી થોડો વધારે સમય બંનેમાં; સનત્કુમાર બે હજાર વર્ષ—સાત હજાર વર્ષ; માહેન્દ્ર તેથી થોડો વધારે સમય; (હવે પછીના બધા આંકડા તેટલા હજાર વર્ષના સમજવા). બ્રહ્મલોક ૭ ૧૦; લાંતક ૧૦ ૧૪; મહાશુક્ર ૧૪-૧૭ સહસ્રાર ૧૭-૧૮; આનત ૧૮ ૧૯; પ્રાણત ૧૯-૨૦; આરણ ૨૦-૨૧; અચ્યુત ૨૧-૨૨; ત્રૈવેયકની નવ ત્રિકો અનુક્રમે ૨૨-૨૩ ૨૩-૨૪ ૨૪-૨૫, ૨૫-૨૬ ૨૬ ૨૭ ૨૭-૨૮ ૨૮ ૨૯ ૨૯-૩૦ ૩૦ ૩૧; વિજયથી માંડી અપરાજિત ૩૧ ૩૩; અને સર્વાર્થસિદ્ધ ૩૩ ૩૩ ]

એમ સાથે પૃથ્વીઓમા જાણવુ માત્ર લેશ્યામા ભેદ છે પહેલી અને બીજીમા કાપોત લેશ્યા છે, ત્રીજીમા મિશ્ર (કાપોત–નીલ) છે, ચોથીમા નીલ છે, પાચમીમાં મિશ્ર (નીલ–કૃષ્ણ) છે, છટ્ઠીમા કૃષ્ણ છે, અને સાતમીમા પરમ-કૃષ્ણ છે

અસુરકુમારોના કષાયો ક્રોધ, માન, માયા, લોભ એમ ન ગણવા, પણ લોભ, માયા, માન અને ક્રોધ એ પ્રકારે ગણવા તેમના શરીર પણ સહનન વિનાના છે તેમના શરીરના પુદ્ગલો ઇષ્ટ અને સુદર હોય છે તેમનુ શરીર સમચોરસ સસ્થાનવાળુ છે તેઓને કૃષ્ણ, નીલ, કાપોત અને તેજો-લેશ્યા એમ ચાર લેશ્યા છે

પૃથ્વીકાયિકોને ત્રણ શરીર ગણવા ઔદારિક, તૈજસ અને કાર્મણ તેમના શરીર પણ સહનન વિનાના છે તેમના શરીરના પુદ્ગલો સારા અને નરસા બને કહેવા તેમને એ પ્રકારનુ શરીર ન કહેવુ તેમને ચાર લેશ્યાઓ કહેવી તેઓને મિથ્યાદૃષ્ટિ જ જાણવા તેઓને પ્રથમ બે અજ્ઞાન જ હોય, તથા કાયયોગ જ હોય

અપ્કાયિકોમા પણ પૃથ્વીકાયિકોની પેઠે કોઈ દેવ કે દેવો દેવલોકથી ચ્યવીને ઉત્પન્ન થાય છે, ત્યારે તેઓમા તેજોલેશ્યા પણ હોય છે એટલે ચારે લેશ્યા ગણવી બાકી બધુ પૃથ્વીકાયિક પેઠે જાણવુ તેજસ્કાયિકમા દેવો ઉત્પન્ન નથી થતા, એટલે તેજોલેશ્યા ન કહેવી વાયુકાયમા ઔદારિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ એમ ચાર

૪

રત્નપ્રભા પૃથ્વીમાં નાનામાં નાનું શરીર આંગળના અસંખ્યેય ભાગ જેટલું છે અને વધારેમાં વધારે સાત ધનુષ્ય ત્રણ હાથ અને છ આંગળ છે. ત્યાંના નારકોને ત્રણ શરીર હોય છે: વૈક્રિય, તૈજસ અને કાર્મણ. તેઓનાં શરીર સંહનન—બાંધા વિનાનાં છે. તેમનાં શરીરમાં હાડકાં, શિરા અને સ્નાયુ નથી. તેમના શરીરનાં પુદ્ગલો અનિષ્ટ, અકાંત, અપ્રિય, અશુભ વગેરે છે. તેમનાં શરીરો બે પ્રકારનાં છે: ભવધારણીય— આ ભવે જીવે ત્યાં સુધી રહેનારું અને ઉત્તરવૈક્રિય. તે બંને પ્રકારનાં શરીરો હુંડ સંસ્થાન (આકૃતિ)[1]વાળાં છે.

તેમની લેશ્યા કાપોત છે. તેઓ સમ્યગ્દૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્મિથ્યાદૃષ્ટિ છે. તેમાં જેઓ જ્ઞાની છે તેઓને ત્રણ જ્ઞાન નિયમપૂર્વક[2] હોય છે; અને જેઓ અજ્ઞાની છે તેઓને ત્રણ અજ્ઞાન[3] વિકલ્પે હોય છે. તેઓને મન-વાણી-કાયા ત્રણેના વ્યાપારો છે.

---

૧. સર્વ અંગોપાંગ પ્રમાણ—હીનાધિક હોય તે હુંડ સંસ્થાન કહેવાય. જુઓ અંતિમ ઉપદેશ પા. ૧૩.

૨. જેઓ સમ્યક્ત્વસહિત ઉત્પન્ન થાય છે તેમને જન્મ સમયથી માંડીને અવશ્ય જ અવધિજ્ઞાન હોય.

૩. જેઓ સંજ્ઞીઓમાંથી ઉત્પન્ન થયેલા હોય છે તેઓને ભવપ્રત્યય વિભંગ હોવાથી તેઓ ત્રણ અજ્ઞાનવાળા હોય છે; અને જેઓ અસંજ્ઞીઓમાંથી ઉત્પન્ન થયેલા હોય છે તેમને જન્મ લીધા પછી પ્રથમ અંતર્મુહૂર્ત વીત્યા બાદ વિભંગજ્ઞાન ઉત્પન્ન થાય છે; માટે તેઓને પહેલાં તો બે અજ્ઞાન હોય છે અને પછી ત્રણ.

એમ સાથે પૃથ્વીઓમા જાણવુ માત્ર લેશ્યામા ભેદ છે પહેલી અને બીજીમા કાપોત લેશ્યા છે, ત્રીજીમા મિશ્ર (કાપોત–નીલ) છે, ચોથીમા નીલ છે, પાચમીમા મિશ્ર (નીલ–કૃષ્ણ) છે, છઠ્ઠીમા કૃષ્ણ છે, અને સાતમીમા પરમ-કૃષ્ણ છે

અસુરકુમારોના કષાયો ક્રોધ, માન, માયા, લોભ એમ ન ગણવા, પણ લોભ, માયા, માન અને ક્રોધ એ પ્રકારે ગણવા તેમના શરીર પણ સહનન વિનાના છે તેમના શરીરના પુદ્ગલો ઇષ્ટ અને સુદર હોય છે તેમનુ શરીર સમચોરસ સસ્થાનવાળુ છે તેઓને કૃષ્ણ, નીલ, કાપોત અને તેજો-લેસ્યા એમ ચાર લેસ્યા છે

પૃથ્વીકાયિકોને ત્રણ શરીર ગણવા ઔદારિક, તૈજસ અને કાર્મણ તેમના શરીર પણ સહનન વિનાના છે તેમના શરીરના પુદ્ગલો સારા અને નરસા બને કહેવા તેમને એ પ્રકારનુ શરીર ન કહેવુ તેમને ચાર લેશ્યાઓ કહેવી તેઓને મિથ્યાદૃષ્ટિ જ જાણવા તેઓને પ્રથમ બે અજ્ઞાન જ હોય, તથા કાયયોગ જ હોય

અપ્કાયિકોમા પણ પૃથ્વીકાયિકોની પેઠે કોઈ દેવ કે દેવો દેવલોકથી ચ્યવીને ઉત્પન્ન થાય છે, ત્યારે તેઓમા તેજોલેશ્યા પણ હોય છે એટલે ચારે લેસ્યા ગણવી બાકી બધુ પૃથ્વીકાયિક પેઠે જાણવુ તેજસ્કાયિકમા દેવો ઉત્પન્ન નથી થતા, એટલે તેજોલેશ્યા ન કહેવી વાયુકાયમા ઔદારિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ એમ ચાર

શરીર કહેવાં. વનસ્પતિકાયિકો પૃથ્વીકાયિકોની પેઠે જાણવા.

બે ઇંદ્રિયથી માંડીને ચાર ઇંદ્રિયો સુધીના વિકલેંદ્રિયોને સમ્યગ્દૃષ્ટિ અને મિથ્યાદૃષ્ટિ એમ બે દૃષ્ટિ કહેવી[1] અને (સમ્યક્ત્વ હોવાને કારણે જ) મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન પણ કહેવાં તથા બે અજ્ઞાન પણ કહેવાં. તેમને વચનયોગ અને કાયયોગ એમ બે યોગ જાણવા. તેજોલેશ્યા અહીં ન કહેવી.

પંચેંદ્રિય તિર્યંચોને પણ નૈરયિકોની પેઠે કહેવા. તેમનાં શરીર ચાર કહેવાં: ઔદારિક, વૈક્રિય, તૈજસ અને કાર્મણ. તેમને છ સંહનન કહેવાં અને છએ સંસ્થાન કહેવાં. તેઓને લેશ્યા પણ છએ કહેવી.

મનુષ્યોને ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ એમ પાંચ શરીર કહેવાં; છએ સંહનન કહેવાં; છએ સંસ્થાન કહેવાં; પાંચે જ્ઞાન કહેવાં; છએ લેશ્યાઓ કહેવી.

ભવનવાસીની પેઠે વાનવ્યંતર, જ્યોતિષિક અને વૈમાનિક જાણવા. વ્યંતરોની બાબતમાં જ લોભને આદિમાં મૂકવો, બાકીનામાં નહિ. જ્યોતિષ્કોને એક તેજોલેશ્યા જ કહેવી; ત્રણ જ્ઞાન કહેવાં અને ત્રણ અજ્ઞાન કહેવાં.[2]

---

૧ આસ્વાદનભાવે અહીં સમ્યક્ત્વ સમજવું.

૨ કારણ કે ત્યાં અસંજ્ઞી જીવોનો ઉપપાત નથી માટે અપર્યાપ્તાવસ્થામાં પણ વિભંગજ્ઞાન હોય.

વૈમાનિકોની બાબતમા તેજોલેશ્યાથી માડીને ત્રણ લેશ્યાઓ કહેવી બાકી ત્રણ જ્ઞાન અને ત્રણ અજ્ઞાન કહેવા

—શતક ૧, ઉદ્દે૦ ૫

નૈરયિકો આરભવાળા છે, અને પરિગ્રહવાળા છે કારણકે, તેઓ પૃથ્વીકાયથી માડીને ત્રસકાયનો સમારભ કરે છે, તેઓએ શરીર, કર્મો, તથા સચિત્ત, અચિત્ત અને મિશ્ર દ્રવ્યો પરિગૃહીત કર્યા છે અસુરકુમારો પણ તેવા જ છે, તેઓએ તો ઉપરાતમા દેવો, દેવીઓ, આસન અને શયન વગેરે પરિગૃહીત કર્યા છે

નૈરયિકોની પેઠે એકેદ્રિયોનુ જાણવુ તેઓએ પ્રત્યાખ્યાન ન કરેલુ હોવાથી તેઓને પરિગ્રહી ગણવા બેઇદ્રિયથી માડીને ચતુરિદ્રિય સુધીનુ પણ તેમ જ જાણવુ પચેદ્રિયોએ પર્વતો, શિખરો, જલ, સ્થલ, બિલ, ગુહા, ઝરા, જલસ્થાન ક્યારા, કૂવા, તળાવ, ઉદ્યાન, વન, વૃક્ષ, દેવકુલ, આશ્રમ, પરબ, સ્તૂપ, ખાઈ, કિલ્લા, દેવભુવન, રાજભુવન, સામાન્ય ઘર, હાટ, શૃંગાટક ( સિગોડાના આકારનો ) માર્ગ, ત્રિકમાર્ગ ચતુષ્કમાર્ગ, ચત્વર (જ્યા સર્વ રસ્તા ભેગા થાય તે), શકટ, યાન, અબાડી, ઘોડાના પલાણ, ડોળી, મેના, સુખપાલ લોઢી, લોઢાના કડાયા, ભવનપતિના નિવાસો, દેવ, મનુષ્યો તિર્યચો અને આસન–શયનાદિ પરિગૃહીત કર્યા છે તેમ જ મનુષ્યો જાણવા વાનવ્યતરો જ્યોતિષ્કો અને વૈમાનિકોને ભવનવાસીઓની જેમ જાણવા

—શતક ૫ ઉદ્દે૦ ૭.

૧

# સામાન્ય કથન

## ૧

ગૌ૦—હે ભગવન્ ! સાતે નરકપૃથ્વીઓમાં નારકીનાં રહેઠાણો કેટલાં કહ્યાં છે ?

મ૦—હે ગૌતમ ! સાત નરકભૂમિઓમાં નારકીનાં રહેઠાણોની સંખ્યા નીચે મુજબ છે: પહેલીમાં ત્રીસ લાખ, બીજીમાં પચીસ લાખ, ત્રીજીમાં પંદર લાખ, ચોથીમાં દસ લાખ, પાંચમીમાં ત્રણ લાખ, છઠ્ઠીમાં નવ્વાણુ હજાર, નવસે પંચાણુ, અને સાતમીમાં પાંચ જ છે.

—શતક ૧, ઉદ્દે૦ ૫

બધા નૈરયિકો સરખા આહાર, શરીર ઇત્યાદિવાળા નથી. જે મોટા શરીરવાળા[૧] છે તે ઘણા પુદ્ગલોનો

---

૧ મોટામાં મોટું પાંચસે ધનુષ, અને ઓછામાં ઓછું આંગળના અસંખ્ય ભાગ જેટલું. વૈક્રિય શરીર મોટામાં મોટું એક હજાર ધનુષનું.

આહાર કરે છે, ઘણો ઉચ્છ્વાસ નિઃશ્વાસ લે છે; અને તે બધું વારંવાર કરે છે. નાના શરીરવાળાનું તેથી વિરુદ્ધ જાણવું. જે નૈરયિકો પૂર્વે ઉત્પન્ન થયેલા છે તેઓ અલ્પ કર્મવાળા છે; કારણ કે, તેમણે પોતાનાં આયુ વગેરે કર્મોનો મોટો ભાગ અનુભવી લીધો છે; અને જે નવા ઉત્પન્ન થયા છે તે વધારે કર્મવાળા છે. તે જ રીતે જેઓ પૂર્વે ઉત્પન્ન થયા છે તે વિશુદ્ધ વર્ણવાળા છે; અને પછી ઉત્પન્ન થયેલા અવિશુદ્ધ વર્ણવાળા છે. તેવું જ લેશ્યાનું પણ જાણવું. વેદનાની બાબતમાં જે સંજ્ઞિભૂત છે તે મોટી વેદનાવાળા છે; કારણ કે તેમને પસ્તાવો થાય છે; અને અસંજ્ઞિભૂત ઓછી વેદનાવાળા છે. વળી તેઓમાં જે સમ્યગ્દૃષ્ટિ છે, તેઓને મિથ્યાદૃષ્ટિપ્રત્યયા સિવાયની બીજી આરંભિકી આદિ ચારે ક્રિયા હોય છે; અને મિથ્યાદૃષ્ટિને પાંચે હોય છે.

—શતક ૧, ઉદ્દે. ૨

૨

ગૌ. — હે ભગવન્! નૈરયિકો ભારે (ગુરુ) છે, કે હળવા (લઘુ) છે, ભારે-હળવા (ગુરુલઘુ) છે, કે (અગુરુલઘુ) નહિ ભારે-નહીં હળવા છે?

મ. — હે ગૌતમ! તેઓ ગુરુ-લઘુ છે, તથા અગુરુલઘુ છે; કારણ કે, વૈક્રિય અને તૈજસ શરીરની અપેક્ષાએ તેઓ ગુરુલઘુ છે; અને જીવ તથા કર્મની અપેક્ષાએ અગુરુલઘુ છે.

—શતક ૧, ઉદ્દે. ૯

---

* જુઓ આગળ પા. ૧૦૭.

ગૌ૦—હે ભગવન્! નરકગતિ કેટલા કાળ સુધી ઉપપાત વિનાની કહી છે? [અર્થાત્ કોઈ નવો નારકી ન ઉપજે એવુ કેટલો સમય બને?]

મ૦—હે ગૌતમ! ઓછામા ઓછો એક સમય, અને વધારેમા વધારે બાર મુહૂર્ત તેવુ જ પંચેંદ્રિય તિર્યંચ ગતિમા, મનુષ્યગતિમા અને દેવગતિમા જાણવુ રત્નપ્રભાદિ સાત પૃથ્વીઓમા ઉત્પાદ–વિરહકાળ અનુક્રમે આ પ્રમાણે છે ૨૪ મુહૂર્ત, સાત અહોરાત્ર, ૫૬૭ અહોરાત્ર, એક માસ, બે માસ, ચાર માસ અને ૭ માસ ઓછામા ઓછો ઉત્પાદવિરહ એક સમયનો છે એ પ્રમાણે ઉદ્વર્તનાના વિરહ સબધી પણ જાણવુ અને સખ્યા એક-બે-ત્રણ-સખ્યેય અને અસખ્યેય જીવો એક સમયે ઉપજે છે, ચ્યવે છે અને ઉદ્વર્તે છે

તિર્યંચગતિમા, વિકલેદ્રિયો અને સમૂર્છિમોનો વધારેમા વધારે વિરહકાળ ભિન્ન મુહૂર્તનો છે, અને ગર્ભજ જીવોનો બાર મુહૂર્તનો છે, એ બધાનો ઓછામા ઓછો વિરહકાળ એક સમયનો છે એક ઇદ્રિયવાળા જીવોનો વિરહકાળ જ નથી મનુષ્યગતિમા ગર્ભજોનો વધારેમા વધારે વિરહકાળ બાર મુહૂર્તનો છે, અને સમૂર્છિમનો ૨૪ મુહૂર્તનો છે બનેનો ઓછામા ઓછો વિરહકાળ એક સમયનો છે

દેવગતિમા ભવનપતિ, વાનવ્યતર, જ્યોતિષિક, સૌધર્મ અને ઈશાન એ પાચેમા વધારે વિરહકાલ ૨૪ મુહૂર્તનો છે, અને ઓછો એક સમયનો છે એ પ્રમાણે ત્રીજા સ્વર્ગમા નવ દિવસ અને વીસ મુહૂર્ત, ચોથામા બાર દિવસ અને દશ મુહૂર્ત, પાચમામા સાડીવીસ દિવસ, છઠ્ઠામા ૪૫ દિવસ,

સાતમામાં ૮ દિવસ આઠમામાં સો દિવસ, અને નવમા-દશમામાં એક વર્ષની અંદર, તથા ૧૧-૧૨ મા સો વર્ષની અંદર – એટલો કાળ જાણવો.

નીચલા ગ્રૈવેયકમાં સંખ્યેય સો વર્ષ વચલામાં સંખ્યેય હજાર વર્ષ અને ઉપલામાં સંખ્યેય લાખ વર્ષ છે વિજય વગેરેમાં વધારેમાં વધારે પલ્યોપમનો અસંખ્ય ભાગ, અને એ બધામાં ઓછામાં ઓછો એક સમયનો વિરહકાળ જાણવો

ઉદ્વર્તનાકાળ પણ એ જ પ્રમાણે જાણવો

સિદ્ધગતિમાં ઉપપાત-વિરહકાળ ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે ૭ માસ જાણવો. તેનો ઉદ્વર્તના કાળ છે જ નહીં કારણ કે ત્યાં ગયા પછી મરણ થતું નથી.

—શતક ૧ ઉદ્દે ૧

નૈરયિકો સાંતર તેમ જ નિરંતર ઉત્પન્ન થાય છે એ પ્રમાણે સ્તનિતકુમારો સુધી જાણવું પૃથ્વીકાયિકો નિરંતર ઉત્પન્ન થાય છે એમ વનસ્પતિકાયિક સુધી જાણવું બે ઇંદ્રિયોથી માંડીને વૈમાનિકો સુધીના નૈરયિકોની પેઠે જાણવા. એવું જ ચ્યવન વિષે જાણવું

—શતક ૯ ઉદ્દે ૩૨

નારકો નરકગતિમાં એક સમય બે સમય અને ત્રણ સમયની ગતિ વડે ઉત્પન્ન થાય છે તેમાં ઋજુગતિ એક સમયની હોય છે અને વિગ્રહગતિ બે અથવા ત્રણ સમયની હોય છે હાથ પસારતાં મૂઠી ઉઘાડતાં કે આંખ મીંચતાં-

ઉઘાડનામા તો અસખ્ય સમય વીતી જાય છે તેની અપેક્ષાએ આ ત્રણ સમયની ગતિ તો કેટલી બધી શીઘ્ર કહેવાય? એકેદ્રિય જીવને વધારેમા વધારે ચાર સમયની વિગ્રહગતિ હોય છે બાકી બધાને નૈરયિકોની પેઠે જાણવુ

—શતક ૧૪, ઉદ્દે૦ ૧

ગૌ૦—હે ભગવન્! નારક અગ્નિકાયના મધ્યમા થઈને જાય?

મ૦—હે ગૌતમ! નારક બે પ્રકારના છે ૧ વિગ્રહ-ગતિને પ્રાપ્ત થયેલા, અને ૨ ઉત્પત્તિક્ષેત્રને પ્રાપ્ત થયેલા તેમા જે વિગ્રહગતને પ્રાપ્ત થયેલા છે, તે અગ્નિકાયની મધ્યમા થઈને જાય, પણ તેને અગ્નિરૂપ શસ્ત્ર અસર કરતુ નથી ઉત્પત્તિક્ષેત્રને પ્રાપ્ત થયેલો નારક અગ્નિકાયની મધ્યે થઈને જતો નથી, કારણ કે નારક ક્ષેત્રને વિષે બાદર અગ્નિકાયનો અભાવ છે

એ પ્રમાણે અસુરકુમારોથી સ્તનિતકુમારો સુધી જાણવુ નવુ જ એ ઇંદ્રિયથી ચતુરિંદ્રિય સુધી જાણવુ, પણ તેઓ અગ્નિ વચ્ચે થઈને જાય ત્યારે બળે એમ કહેવુ

પચેદ્રિયમા પણ જે વિગ્રહગતિવાળા છે, તે નૈરયિક જેવા જાણવા, પણ જે ઉત્પત્તિક્ષેત્રને પ્રાપ્ત થયેલા છે, તેમના પાછા બે પ્રકાર છે વૈક્રિયલબ્ધિયુક્ત, અને વૈક્રિયલબ્ધિરહિત તેમા જે લબ્ધિયુક્ત છે તેઓ અગ્નિમા ન બળે, બીજા બળે એ પ્રમાણે મનુષ્ય સબધે પણ જાણવુ વાનવ્યતરથી વૈમાનિક સુધીનાનુ અસુરકુમારોની જેમ જાણવુ

નારકો દશ સ્થાનોને અનુભવતા વિહરે છે અનિષ્ટ શબ્દ, અનિષ્ટ રૂપ, અનિષ્ટ ગધ, અનિષ્ટ રસ, અનિષ્ટ

પણ અનિષ્ટ ગતિ (નરકગતિરૂપ) અનિષ્ટ સ્થિતિ (નરકમાં રહેવારૂપ) અનિષ્ટ લાવણ્ય અનિષ્ટ યશકીર્ત અને અનિષ્ટ ઉત્થાન કર્મ-બલ-વીર્ય પુરુષકારપરાક્રમ.

અસુરકુમારોથી સ્તનિતકુમારોને ઇષ્ટ શબ્દ ઇષ્ટ રૂપ વગેરે કહેવું. પૃથ્વીકાયિકોને ઇષ્ટાનિષ્ટ ગતિ ... ઇષ્ટાનિષ્ટ પુરુષકારપરાક્રમ. એ પ્રમાણે વનસ્પતિકાયિક સુધી જાણવું.

બેઇંદ્રિય જીવો સાત સ્થાનોને અનુભવે છે ઇષ્ટાનિષ્ટ રસ ઇષ્ટાનિષ્ટ પુરુષકારપરાક્રમ. ત્રણ ઇંદ્રિયમાં તે ઉપરાંત નવ ઉમેરી આઠ સ્થાન કહેવાં. ચતુરિંદ્રિયમાં રૂપ ઉમેરી નવ કહેવાં અને પંચેંદ્રિયમાં શબ્દ ઉમેરી દશ કહેવાં. વાનવ્યંતરથી વૈમાનિક સુધીનાને અસુરકુમારની પેઠે કહેવું.

— શતક १४ ઉદ્દે. ५

સાત નરકપૃથ્વીઓ છે. તેમાં અધઃસપ્તમમાં પાંચ અત્યન્ત મોટા નરકાવાસો છે. તે નરકાવાસો છઠ્ઠીના નરકાવાસો કરતાં અત્યંત મોટા વિસ્તારવાળા છે, અવકાશ વાળા ઘણા ... ક્ષિત, અને શૂન્ય છે. તેમાં ઘણા જીવોનો પ્રવેશ નથી તેથી તે અત્યંત સંકીર્ણ અને વ્યાપ્ત નથી. તેમાં રહેલા નારકો છઠ્ઠીના નારકો કરતાં મહાકર્મ મહાક્રિયા, મહાઆસ્રવ અને મહાવેદનાવાળા છે. વળી તે અત્યંત અલ્પ ઋદ્ધિ અને અલ્પ દ્યુતિવાળા છે. એમ દરેક આગળની પૃથ્વીને તેથી આગળની પૃથ્વીને મુકાબલે કહેતા જવું.

રત્નપ્રભાના નારકો અનિષ્ટ અને મનને પ્રતિકૂલ એવા પૃથ્વીના સ્પર્શને અનુભવતા વિહરે છે. એમ સાતે પૃથ્વીનું

કહેવુ એ રીતે અનિષ્ટ અને પ્રતિકૂલ પાણીના સ્પર્શને એમ વનસ્પતિના સ્પર્શને અનુભવે છે

—શતક ૧૩, ઉદ્દે૦ ૪

અધોલોકના આયામ–લબાઈ–નો મધ્યભાગ ચોથી પકપ્રભા પૃથ્વીના આકાશના ખડનો કઈક અધિક અરધો ભાગ ઉલ્લઘન કર્યા પછી આવે છે લોકની લબાઈનો મધ્ય ભાગ રત્નપ્રભાપૃથ્વીના આકાશનો અસખ્યાતમો ભાગ ઉલ્લઘન કર્યા બાદ આવે છે ઊર્ધ્વલોકની લબાઈનો મધ્ય ભાગ, સનત્કુમાર અને માહેન્દ્ર દેવલોકની ઉપર અને બ્રહ્મ-લોકની નીચે રિષ્ટ નામના ત્રીજા પ્રતર વિષે છે અને તિર્યગલોકના આયામનો મધ્યભાગ, જબુદ્વીપમા મેરુપર્વતના બરોબર મધ્યભાગને વિષે આ રત્નપ્રભા પૃથ્વીના ઉપર અને નીચે ક્ષુદ્ર એવા જે બે પ્રતરો છે, તેમને વિષે છે તેને જ આઠ પ્રદેશનો રુચક કહે છે, અને ત્યાથી દશે દિશા નીકળે છે

—શતક ૧૩, ઉદ્દે૦ ૪

ગૌ૦—હે ભગવન્ ભવ્યદ્રવ્યનૈરયિકો છે? અને જો હોય તો તે તેમ શાથી કહેવાય છે

મ૦—હે ગૌતમ ભૂત અથવા ભાવી પર્યાયનુ કારણ દ્રવ્ય કહેવાય છે ભાવી નારકપર્યાયનુ કારણ પચેદ્રિય તિર્યંચ કે મનુષ્ય ભવ્યદ્રવ્યનૈરયિક કહેવાય છે તે પ્રમાણે જે તિર્યંચ મનુષ્ય કે દેવ પૃથ્વીકાયિકમા ઉત્પન્ન થવાને યોગ્ય હોય છે, તે ભવ્યદ્રવ્યપૃથ્વીકાયિક કહેવાય છે તે પ્રમાણે અપ્કાયિક અને વનસ્પતિકાયિક જાણવા અગ્નિકાય

મોટો આસ્રવ, મોટી ક્રિયા, મોટી વેદના અને મોટી નિર્જરા તેમા નૈરયિકો થોડી નિર્જરાવાળા હોય, પણ મોટો આસ્રવ, મોટી ક્રિયા અને મોટી વેદનાવાળા હોય (મૂળમા તો સોળ વિકલ્પો જુદા જુદા ગણાવ્યા છે) અસુરકુમારોથી માડીને સ્તનિતકુમારોને અલ્પ વેદનાવાળા અને અલ્પ નિજરાવાળા કહેવા, બાકી મોટી ક્રિયા અને મોટા આસ્રવવાળા કહેવા પૃથ્વીકાયિકોથી માડીને મનુષ્યો સુધી અલ્પ આસ્રવ, તેમ જ મોટો આસ્રવ, એમ ચારે બાબતો બને પ્રકારે કહેવી વાનવ્યતરથી માડીને વૈમાનિકોને અસુરકુમાર જેવા કહેવા

— શતક ૧૯, ઉદ્દે૦ ૫

૧ જે અપ્રાપ્તકાળે આયુષનો ક્ષય કરી શકે તે સોપક્રમ આયુષવાળા કહેવાય, અને બીજા નિરુપક્રમ આયુષવાળા કહેવાય દેવો, નૈરયિકો, અસખ્યાત વર્ષના આયુષવાળા તિર્યંચ અને મનુષ્યો, ઉત્તમ પુરુષો તથા ચરમશરીરી નિરુપક્રમ આયુષવાળા છે, બાકીના સર્વ સસારી સોપક્રમ તેમ જ નિરુપક્રમ આયુષવાળા છે

૨ નૈરયિકોથી માડીને વૈમાનિકો સુધીના બધા પોતે પોતાના વડે જ પૂર્વભવના આયુષને ઘટાડીને ઉત્પન્ન થાય છે, અન્ય વડે ઘટાડીને ઉત્પન્ન થાય છે, કે કોઈ પણ રીતે આયુષને ઘટાડ્યા સિવાય પૂરેપૂરુ ભોગવીને જ ઉત્પન્ન થાય છે

૩ નૈરયિકોથી સ્તનિતકુમારો સુધીના નિરુપક્રમ આયુષ વડે ઉદ્વર્તે છે, પૃથ્વીકાયિકથી મનુષ્ય સુધીના ત્રણે વડે ઉદ્વર્તે છે, બાકી બધા નૈરયિકોની પેઠે જાણવા વિશેષ એ કે જ્યોતિષ્કો અને વૈમાનિકો 'ચ્યવે છે' એમ કહેવુ

૪. કતિસંચિત એટલે એક સમયે સંખ્યાત ઉત્પન્ન થયેલા. અકતિસંચિત એટલે એક સમયે અસંખ્યાત ઉત્પન્ન થયેલા અને અવક્તવ્ય-સંચિત એટલે એક સમયે એક જ એમ ઉત્પન્ન થયેલા.

નૈરયિકો એ ત્રણ પ્રકારના છે. પૃથ્વીકાયિકો અકતિસંચિત છે, કારણ કે તેઓ એક સાથે અસંખ્ય પ્રવેશ કરે છે. એમ વનસ્પતિકાયિક સુધી જાણવું. બે ઇંદ્રિયથી વૈમાનિકો સુધીનાને નૈરયિકોની જેમ જાણવા. સિદ્ધો કતિસંચિત અને અવક્તવ્યસંચિત છે. પણ અકતિસંચિત નથી.

એ ત્રણ પ્રકારના નૈરયિકોમાં અવક્તવ્ય-સંચિત સૌથી થોડા છે. કતિસંચિત સંખ્યાતગણા છે અને અકતિસંચિત અસંખ્યાતગણા છે. એમ એકેંદ્રિય સિવાય સર્વને કહેવું. એકેંદ્રિયોનું અલ્પબહુત્વ નથી. સિદ્ધોમાં કતિસંચિત સૌથી થોડા છે અને અવક્તવ્ય-સંચિત સંખ્યાતગણા છે.

૫. એક સમયે છની સંખ્યામાં ઉત્પન્ન થાય તે ષટ્કસમર્જિત કહેવાય, એકથી આરંભી પાંચ સુધીની સંખ્યામાં ઉત્પન્ન થાય, તે નોષટ્કસમર્જિત કહેવાય.

નૈરયિકો ષટ્કસમર્જિત પણ છે અને નોષટ્કસમર્જિત પણ છે. વળી એક ષટ્ક અને એક નોષટ્કરૂપે ઉત્પન્ન થયેલા છે. વળી અનેક ષટ્કની સંખ્યા વડે તેમ જ અનેક ષટ્ક અને એક નોષટ્કની સંખ્યા વડે પણ ઉત્પન્ન થયેલા છે. એમ સ્તનિતકુમારો સુધી જાણવું. પણ પૃથ્વીકાયિકો માત્ર અનેક ષટ્કવડે અને અનેક ષટ્ક તથા નોષટ્ક વડે સમર્જિત છે. એમ વનસ્પતિકાયિક સુધી જાણવું. બે

ઇન્દ્રિયથી આગળી વૈમાનિકો અને સિદ્ધો નૈરયિકોની જેમ જાણવા તેમા એક ષટ્કસમર્જિત નૈરયિકો સૌથી થોડા છે, નોષટ્ક૦ તેથી સખ્યાતગણા છે, તેથી એક ષટ્ક અને નોષટ્ક૦ સખ્યાતગણા છે, તેથી અનેકષટ્ક૦ અસખ્યાત-ગણા છે, અને તેથી અનેક ષટ્ક અને નોષટ્ક૦ સખ્યાતગણા છે એમ સ્તનિતકુમારો સુધી જાણવુ

પૃથ્વીકાયિકોમા અનેકષટ્ક૦ સૌથી થોડા છે, અને તેથી અનેકષટ્ક૦ તથા નોષટ્ક૦ સખ્યાતગણા છે એમ વનસ્પતિકાયિક સુધી જાણવુ એ ઇન્દ્રિયથી વૈમાનિક સુધીના નૈરયિકની પેઠે જાણવા

સિદ્ધોમા અનેકષટ્ક૦ તથા નોષટ્ક૦ સૌથી થોડા છે, અને તેથી અનેકષટ્ક૦ સખ્યાતગણા છે, તેથી એકષટ્ક તથા નોષટ્ક૦ સખ્યાતગણા છે, તેથી ષટ્ક૦ સખ્યાતગણા છે, અને તેથી નોષટ્ક૦ સખ્યાતગણા છે

એ પ્રમાણે મળમા પાછુ દ્વાદશસમર્જિત, તથા ચોરાસી સમર્જિતની પણ ગણતરીઓ છે

—શતક ૨૦, ઉદ્દે૦ ૧૦

ગૌ૦—હે ભગવન્ ! નૈરયિક જીવો કેવી રીતે ઉત્પન્ન થાય છે ?

મ૦—હે ભગવન્ ! જેમ કોઈ કૂદનારો હોય અને તે જેમ કૂદતો કૂદતો અધ્યવસાય—ઇચ્છાજન્યકરણ—ક્રિયાના સાધન વડે—તે સ્થળને તજી આગળના બીજા સ્થાનકે જાય છે તેમ નારકો પણ પૂર્વવર્તી ભવને છોડી અધ્યવસાયરૂપ કારણ વડે (પરિણામજન્ય કર્મરૂપ ક્રિયાના સાધનથી) આગળના ભવને પ્રાપ્ત કરે છે

તેઓ પોતાના પરિણામરૂપ અને મન વગેરેના વ્યાપા રૂપ કરણોપાય-કર્મબંધના હેતુ દ્વારા-પરભવનું આયુ બાંધે છે

તે જીવોના આયુષનો ક્ષય થવાથી અને તે જીવોની સ્થિતિનો વિનાશ થવાથી તે જીવોની ગતિ પ્રવર્તે છે

તેઓ પોતાની ઋદ્ધિથી, પોતાના કર્મથી અને પોતાના પ્રયોગ-વ્યાપારથી ઉપજે છે પણ પરની ઋદ્ધિ, કર્મ કે પ્રયોગથી ઉપજતા નથી.

—શતક ૨૫ ઉદ્દે ૮

તે નરયિક જીવો આત્માના યશ-સંયમથી નથી ઉત્પન્ન થતા પણ અયશ-અસંયમથી ઉત્પન્ન થાય છે તેઓ આત્માના અસંયમનો આશ્રય કરે છે અસુરકુમારો પણ ઉત્પન્ન અસંયમથી થાય છે અને આશ્રય અસંયમનો પણ કરે છે

—શતક ૪૧ ઉદ્દે ૧

ગૌ —હે ભગવન્ આ રત્નપ્રભાની નીચે મોટા રહેઠાણો કે ગામો વગેરે છે ?

મ —ના ગૌતમ પણ તેની નીચે મોટા મોટા મેઘો થાય છે અને વરસે છે તેમને દેવ પણ કરે છે અસુર પણ કરે છે અને નાગ પણ કરે છે ને પૃથ્વીમાં સ્તનિત શબ્દો છે તથા તેને પણ ઉપરના ગણે કરે છે ત પૃથ્વીમાં નીચે બાદર અગ્નિકાય નથી[1] ત્યાં ચંદ્રથી માંડીને તારાઓ કે તેમની પ્રભાઓ પણ નથી એ પ્રમાણે બીજી

[1] આ નિષેધ વિગ્રહગતિસમાપન્નક સિવાયના માટે સમજવો.

પૃથ્વીમા પણ કહેવુ, અને ત્રીજીમા પણ કહેવુ, પણ ત્રીજીમા નાગોનો નિષેધ કરવો કારણ તે ત્રીજીથી આગળ જઈ શકતા નથી ચોથીમા પણ એમ જ કહેવુ, પણ ત્યા અસુરકુમાર તેમ જ નાગકુમાર બનેનો નિષેધ કરવો એ પ્રમાણે બધી નીચેની પૃથ્વીઓમા એકલો દેવ વૃષ્ટિ આદિ કરે છે

સૌધર્મકલ્પ અને ઈશાનકલ્પમા મેઘની બાબતમા દેવ અને અસુરને કહેવા તેમ જ સ્તનિત શબ્દનુ પણ જાણવુ ત્યા બાદર પૃથ્વીકાય કે બાદર અગ્નિકાય નથી ચદ્ર વગેરે કે તેમનો પ્રકાશ નથી, તથા ગ્રામાદિ નથી

એ પ્રમાણે સનત્કુમાર અને માહેન્દ્રમા પણ જાણવુ, પણ ત્યા એકલો દેવ વૃષ્ટિ આદિક કરે છે એમ કહેવુ એમ બ્રહ્મલોક અને તેની ઉપર પણ જાણવુ

—શતક ૬, ઉદ્દે૦ ૮

ગૌ૦—હે ભગવન્ ! આ રત્નપ્રભા પૃથ્વીમા સખ્યાતયોજન વિસ્તારવાળા અને અસખ્યાતયોજન વિસ્તારવાળા નરકાવાસો છે તેમાના સખ્યાતયોજન વિસ્તારવાળા નરકાવાસોમા એક સમયે કેટલા નારક જીવો ઉત્પન્ન થાય ?

મ૦—હે ગૌતમ ! ઓછામા એક બે કે ત્રણ અને વધારેમા વધારે સખ્યાતા નારકો ઉત્પન્ન થાય તે કાપોત લેશ્યાવાળા હોય, સજ્ઞી હોય, અસજ્ઞી હોય, કૃષ્ણપાક્ષિક હોય, શુક્લપાક્ષિક હોય, ભવસિદ્ધિક હોય, અભવસિદ્ધિક હોય મતિજ્ઞાનવાળા હોય, શ્રુતજ્ઞાનવાળા હોય, અવધિજ્ઞાનવાળા હોય, (એમ ત્રણે અજ્ઞાનવાળા પણ કહેવા) ચક્ષુર્દર્શન-

વાળા ન હોય. અચક્ષુદર્શનવાળા હોય.[1] અવધિદર્શનવાળા હોય. આહારસંજ્ઞાવાળા હોય, ભયસંજ્ઞાવાળા હોય, મૈથુનસંજ્ઞાવાળા હોય, પરિગ્રહસંજ્ઞાવાળા હોય, નપુંસકવેદવાળા હોય, ક્રોધવાળા હોય, માનવાળા હોય, માયાવાળા હોય, લોભવાળા હોય, શ્રોત્રથી માંડીને સ્પર્શેન્દ્રિયના ઉપયોગવાળા ન હોય પણ નોઇન્દ્રિયના ઉપયોગવાળા હોય.[2] તથા મનયોગી અને વચનયોગી ન હોય પણ કાયયોગવાળા હોય.

ઉદ્વર્તના પણ સંખ્યાતની હોય, અસંજ્ઞી ન ઉદ્વર્તે,[3] વિભંગજ્ઞાની અને ચક્ષુદર્શની ન ઉદ્વર્તે, શ્રોત્રેન્દ્રિયથી માંડીને સ્પર્શેન્દ્રિયના ઉપયોગવાળા ન ઉદ્વર્તે, મનયોગી અને વચનયોગી ન ઉદ્વર્તે.

રત્નપ્રભામાં અસંખ્યાત નારકો છે. એ પ્રમાણે બધું પહેલા મુજબ. પણ અસંજ્ઞી કદાચિત્ જ કહેવા.[4] માન-માયા-લોભ કષાયી (અસંજ્ઞીની પેઠે) કદાચિત્ હોય છે અને કદાચિત્ હોતા નથી.

---

૧ [illegible] પર્યાપ્તિ સમયે સામાન્ય ઉપયોગરૂપ અચક્ષુદર્શન હોય છે.

૨ ભાવમનની અપેક્ષાએ.

૩ ઉદ્વર્તના પરભવને પ્રથમ સમયે જ હોય અને નારકી અસંજ્ઞી વિષે ન ઉપજે.

૪ અસંજ્ઞીથી મરણ પામીને જેઓ નારકપણે ઉત્પન્ન થયા છે તેઓ અપર્યાપ્તાવસ્થામાં ભૂતભવની અપેક્ષાએ અસંજ્ઞી કહેવાય છે. તેઓ અલ્પ હોય છે માટે કદાચ હોય છે અને કદાચ નથી હોતા.—ટીકા

હવે અસખ્યાતનુ ગણવુ તેમા સખ્યાતને બદલે અસખ્યાત શબ્દ કહેવો બાકીબધુ પ્રથમ પ્રમાણે માત્ર લેશ્યાને વિષે વિશેષતા છે[૧] સખ્યાત તેમ જ અસખ્યાત વિસ્તારવાળા બનેમા અવધિજ્ઞાની અને અવધિદર્શની સખ્યાતા જ ચ્યવે છે એમ કહેવુ કારણ કે અવધિજ્ઞાની અને અવધિદર્શની તીર્થંકરાદિ જ હોય, અને તે થોડા જ હોય

શર્કરાપ્રભાનુ રત્નપ્રભાની પેઠે જ જાણવુ, પણ અસજ્ઞી ન કહેવા, કારણ કે અસજ્ઞી પ્રથમ પૃથ્વી વિષે જ ઊપજે છે વાલુકાપ્રભાનુ તેમ જ જાણવુ, પણ લેશ્યા વિષે વિશેષતા છે[૧] પકપ્રભામાથી અવધિજ્ઞાની અને અવધિદર્શની ચ્યવતા નથી[૨] ધૂમપ્રભાનુ પકપ્રભાની જેમ જ જાણવુ તેમ જ તમાન પણ સાતમીમા સખ્યાત યોજન વિસ્તારવાળામા પકપ્રભાની પેઠે જાણવુ, પણ અહી ત્રણ જ્ઞાન સહિત નથી ઊપજતા ને નથી ચ્યવતા[૩] એમ અસખ્યાત યોજન વિસ્તારવાળા માટે પણ સમજવુ (પણ અસખ્યાત શબ્દ વાપરવો)

રત્નપ્રભામા સમ્યગ્ અને મિથ્યા એ બે દૃષ્ટિઓવાળા જ ઊપજે, ચ્યવનાર પણ એ જ કહેવા સત્તામા પણ તે બે હોય, પણ સમ્યગ્મિથ્યાદૃષ્ટિ કદાચ હોય અને કદાચ ન

---

૧ પ્રજ્ઞા ૧૭ ઉ૦ ૨, પૃ૦ ૩૪૩-૨ પ્રથમની બેમા કાપોત, ત્રીજીમા કાપોત-નીલ મિશ્ર, ચતુર્થમા નીલ, પાચમીમા કૃષ્ણ-નીલ મિશ્ર, છઠ્ઠીમા કૃષ્ણ અને સાતમીમા પરમકૃષ્ણ

૨ ચોથીમાથી નીકળેલા તીર્થંકર ન થાય

૩ કેમકે સમ્યકત્વભ્રષ્ટ જ ત્યા ઊપજે

વાય. એમ તમા સુધી જાણવું સાતમીમાં મિથ્યાદષ્ટિ જ ઉપજે[1] એ પ્રમાણે ઉદ્વર્તના પણ કહેવી. સત્તા સંબંધે રત્નપ્રભાની પેઠે કહેવું

—શતક ૧૩ ઉદ્દે ૧

૧ સમ્યગ્મિથ્યાદષ્ટિ તો કોઈ મરે જ નહી

૧

# પૃથ્વીકાયિકાદિ જીવો

પૃથ્વીકાયિકોનો આહાર, કર્મ, વર્ણ અને લેશ્યા એ બધુ નૈરયિકોની[1] પેઠે જાણવુ પૃથ્વીકાયિકોની વેદના સરખી જ ગણવી, કારણકે તે બધા અસજ્ઞીઓ છે વળી તે બધા માયી અને મિથ્યાદષ્ટિ છે તેથી તેમને આરંભિકી આદિ પાચ ક્રિયાઓ નિયમપૂર્વક હોય છે તેમની પેઠે જ બેઇંદ્રિયથી માડીને ચારઇંદ્રિયવાળા કહેવા પચેદ્રિય તિર્યંચો નૈરયિકોની પેઠે જાણવા, પણ તે ત્રણ પ્રકારના છે સમ્યગ્દષ્ટિ, મિથ્યાદષ્ટિ અને સમ્યગ્મિથ્યાદષ્ટિ. તેમા જે સમ્યગ્દષ્ટિ છે, તે બે પ્રકારના છે અસયત અને સયતાસયત તેમા સયતાસયતને આરંભિકી, પારિગ્રહિકી અને માયાપ્રત્યયા એમ ત્રણ ક્રિયાઓ છે, જે અસયત છે તેમને ચાર, અને મિથ્યાદષ્ટિ તથા સમ્યગ-મિથ્યાદષ્ટિને પાચ

મનુષ્યોના આહારાદિ નૈરયિકોની પેઠે જ કહેવા પણ મોટા શરીરવાળા કદાચિત્ આહાર કરે છે,[2] અને નાના

---

૧ જુઓ પા ૭૩૫ ઇ૦

૨ કારણકે તે દેવકુરુ આદિના મિથુનકો છે, અને તેઓ કદાચિત્ જ (ત્રણ દિવસ પછી) કવલાહારપૂર્વક આહાર કરે છે.

# (૯)
# સૂત્રસ્થવિર

[ सुत्त-थेरा ]

**न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।**

આખી દુનિયામાં જ્ઞાન જેવી કોઈ બીજી પવિત્ર વસ્તુ નથી. જળથી શરીરશુદ્ધિ કરી શકાય છે પણ જીવનશુદ્ધિ કરવા માટે તો જ્ઞાનની આવશ્યકતા રહે છે. જ્ઞાન એ અંતરચક્ષુ છે એ અંતરચક્ષુના પ્રકાશથી અજ્ઞાનાંધકાર દૂર થાય છે અને જ્ઞાનજ્યોતિ પ્રગટે છે જે વ્યક્તિ પોતાના જ્ઞાનચક્ષુનો પ્રકાશ અજ્ઞાનાંધકારમાં ભટકતાં પ્રાણીઓને આપી જ્ઞાનનો માર્ગ બતાવે છે તે વ્યક્તિ જ્ઞાનમાર્ગનો બતાવનાર ચક્ષુદ છે શાસ્ત્રના શબ્દોમાં તે સૂત્રસ્થવિર કહેવાય છે. સૂત્ર એટલે કેવળ સૂત્રપાઠ કે સૂત્રનું પાન નહિ. પણ સૂત્ર એટલે સત્ વસ્તુને અનુભવમાં ઉતારી તેનો વિવેક કરવો. જે વ્યક્તિ સૂત્રકથિત વસ્તુને અનુભવમાં ઉતારી વિવેક કરે છે અને પોતાના સૂક્ષ્મ અનુભવ જ્ઞાનનો જનસમાજમાં પ્રચાર કરે છે તે સૂત્રસ્થવિર કહેવાય છે. સૂત્રજ્ઞાનનો વાંચન કરવું અને તેને અનુભવમાં ઉતારવું એ બન્ને ભિન્ન વસ્તુ છે

સૂત્રજ્ઞાનનું વાચન કરવું સરલ છે પણ એને અનુભવમાં ઉતારવું કઠિન છે. વર્ષોના વર્ષો સુધી અનુભવોના અખતરાઓ કર્યા પછી સૂત્રજ્ઞાનનો વિવેક પ્રગટે છે ત્યારે સૂત્રજ્ઞાનનો સાર સમજાય છે.

સૂત્રજ્ઞાનનો સાર જનસમાજને સમજાવવો અને તેના પ્રચાર માટે સક્રિય બધાં પ્રયત્નો કરવા એ સૂત્રસ્થવિરની ફરજ છે સૂત્રસ્થવિર સૂત્રજ્ઞાનનો પ્રચાર કરવા માટે સર્વપ્રથમ જનસમાજને શ્રદ્ધા-આત્મવિશ્વાસની ઉપયોગિતા સમજાવે છે. જ્યારે સૂત્રસ્થવિરને લાગે છે કે જનસમાજે જ્ઞાનને ધારવાની ભૂમિકા બાંધી લીધી છે ત્યારે જ્ઞાનની મહત્તા સમજાવે છે અને જ્ઞાનને સક્રિય રૂપ આપવા માટે પ્રેરણા આપે છે. કારણ કે સૂત્રસ્થવિર બરાબર સમજે છે કે —'श्रद्धावॉल्लभते ज्ञानं' અર્થાત્ શ્રદ્ધાવાન્ વ્યક્તિ જ સૂત્રજ્ઞાનનો અધિકારી બની શકે છે. જે વ્યકિતની જિજ્ઞાસાવૃત્તિ જાગ્રત થઈ નથી, જે સાંભળવા ઉત્સુક નથી, જે ખરો શ્રાવક થયો નથી તે વ્યકિત જ્ઞાનોપાર્જન કેમ કરી શકે ? એટલા માટે સૂત્રસ્થવિર જ્ઞાનનો પ્રચાર કરવા માટે જનસમાજમા સર્વપ્રથમ શ્રદ્ધાબુદ્ધિ અને જિજ્ઞાસાવૃત્તિ જાગ્રત કરે છે અને પછી જ્ઞાનોપદેશ આપે છે બાકી જે અજ્ઞાની, અશ્રદ્ધાળુ અને સંશયાત્મા હોય છે તે જ્ઞાનપ્રાપ્તિ કરી શકતો નથી

જે અનુભવવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ સૂત્રસ્થવિર હોય છે એ સૂત્રધર્મનો પ્રચાર અને તેનું પાલન બરાબર કેમ થાય એની હમેશા ચીવટ રાખે છે. અને સૂત્રજ્ઞાનનો પ્રચાર વિશેષ થાય તે માટે જગ્યાજગ્યાએ ધર્મોપદેશ આપે છે જો કોઈ જિજ્ઞાસુ શ્રાવક સૂત્રધર્મમા શ્રદ્ધાબુદ્ધિએ કોઈ પ્રકારની શકા કરે તો તે શકાનુ સમુચિત સમાધાન કરે છે શાસ્ત્રના મર્મજ્ઞ સૂત્રસ્થવિરનુ એ કર્ત્તવ્ય છે. વર્તમાન સમયમા અજ્ઞાનાધકાર એટલો બધો ફેલાઈ ગયો છે કે જનસમાજમા અજ્ઞાનતાને કારણે ધર્મ પ્રતિ ઉદાસીનતા વધતી જતી જોવામા આવે છે. ધર્મોદ્યોત કરવા માટે અજ્ઞાનાધકારને દૂર કરી જ્ઞાનપ્રકાશ ચારે બાજુ ફેલાવવાની અતિ આવશ્યકતા છે. જ્યા જ્ઞાનજ્યોતિ પ્રગટશે ત્યા અજ્ઞાન, અશ્રદ્ધા એક ક્ષણ પણ ટકી નહિ શકે, પણ સૂત્રસ્થવિર વિના જ્ઞાનજ્યોતિ કોણ પ્રગટાવે ?

સૂત્રસ્થવિર એ જ્ઞાનજ્યોતિર્ધર છે. સૂર્યના પ્રકાશથી જેમ અધકાર એક ક્ષણ પણ ટકી શકતો નથી તેમ જ્ઞાનસૂર્યના ઉદયથી અજ્ઞાન અને અશ્રદ્ધારૂપ અધકાર એકક્ષણ પણ ટકી શકવાનો નથી

( ૧૦ )

## પર્યાયસ્થવિર—સંયમસ્થવિર

[ परियाय-थेरा ]

ज्ञानस्य फलं विरतिः ।

જ્યારે સત્જ્ઞાન આચારમાં ઊતરે છે ત્યારે જીવનમાં સંયમ પ્રગટે છે અને વીસ વીસ વર્ષો સુધી સત્જ્ઞાનુસાર સંયમની સાધના કર્યા બાદ જે વ્યક્તિ સંયતાત્મા એટલે કે જેણે જ્ઞાનપૂર્વક શરીર મન, બુદ્ધિ અને આત્માને પોતાના વશમાં કરી લીધાં છે એવો જિતેન્દ્રિય બને છે તે વ્યક્તિ 'સંયમસ્થવિર' કહેવાય છે.

સંયમસ્થવિર બનવા માટે કેટકેટલાં વર્ષો સુધી જ્ઞાનોપાસના સાથે આત્મદમનની ક્રિયા કરવી પડે છે! જ્યારે વર્ષોનાં વર્ષો સુધી સાધક પુરુષ જ્ઞાનની ઉપાસના કરે છે તો તેને જ્ઞાનસિદ્ધિ થાય અને પોતે સશરીર-જ્ઞાનરૂપ બની જાય એમાં શું આશ્ચર્ય! પણ કેવળ જ્ઞાનસિદ્ધિ રૂપ જીવનસિદ્ધિ સધાતી નથી ને! જીવનસિદ્ધિ માટે તો જ્ઞાનસિદ્ધિની સાથે સંયમસિદ્ધિ આવશ્યક છે અને સંયમની સિદ્ધિ માટે તો સાધકપુરુષે શાસ્ત્રમાં કહેલ યમનિયમોને જીવનમાં મૂર્ત સ્વરૂપ આપવું પડે છે આ પ્રમાણે જ્યારે જ્ઞાન અને સંયમનો, વિચાર અને આચારનો સુમેળ

સધાય છે. ત્યારે જીવનશુદ્ધિની સૌરભ ચારે બાજુ પ્રસરે અને અનેક પુણ્યાત્માઓના જીવન સંયમ સૌરભથી સુવાસિત થાય એ સ્વાભાવિક છે. પણ જ્ઞાન અને સંયમ અને આચાર અને વિચારનો સુમેળ સાધવો અને સંયમસ્થવિર–પર્યાયસ્થવિર બનવુ એ સાધારણ જન માટે શુ ! બધા મુનિવરો માટે પણ સરલ નથી.

'સયમનો માર્ગ છે શૂરાનો' એ ધર્મોક્તિ સયમધર્મના પાલનની દુષ્કરતા સમજાવે છે. જે વ્યક્તિ આ દુષ્કર સંયમધર્મને જીવનમા ઉતારી જ્ઞાન અને સયમનો સમન્વય કરશે તે વ્યક્તિ પોતાના જીવનને સિદ્ધ, બુદ્ધ અને મુક્ત બનાવી શકશે; એમા શકા નથી.

ઉપર વર્ણવેલા દશ ધર્મોનો સાર તે આ સયમધર્મ છે. જે સયમધર્મને ધર્મના સાર રૂપે સમજી જીવનમા સાગોપાગ ઉતારશે તે ધર્મામૃતને પામશે અને જીવનને અજરામર બનાવી શકશે.

**धम्मो मङ्गलं धम्मो सरणं ।**

ધર્મ સાચું મંગલ છે ધર્મ સાચુ શરણ છે.

**ॐ शान्तिः शान्ति शान्ति ।**

